# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર.

### ગ્રંથ ૧ લો.

માનસ વિદ્યા અથવા મેન્ટલ સાયન્સ, આકર્ષણવિદ્યા અથવા પર્સનલ મૅગ્નેટિઝમ, મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી, માનસ સંદેશવિદ્યા અથવા મેન્ટલ ટેલિપથી, મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમ, પ્રેતાવાહનવિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ, ત્રિકાળ દર્શન-વિદ્યા, મંત્ર-વિદ્યા, યંત્રવિદ્યા, તંત્રવિદ્યા, સ્વપ્નવિદ્યા, શકુનવિદ્યા, હસ્તાક્ષર-પરીક્ષણ-વિદ્યા અને કોકશાસ્ત્ર અથવા રતિ-વિદ્યા: ૧૪ વિદ્યાના ૧૪ ખંડ, ૧૩૫ પરિચ્છેદો, ૧૧૧૦ બાબતો, ૧૪૩ ચિત્રો અથવા આકૃતિઓ અને :: :: ૪૫૦ પૃષ્ઠનો સુવિખ્યાત વિજ્ઞાન ગ્રંથ. :: ::

સંપાદક

ચંદ્રકાન્ત સી. શાહ.

સુધારેલી વધારેલી આવૃત્તિ ૨ જી — પ્રત ૧૦૦૦

વિક્રમ સં. ૧૯૮૫ — ઈ. સ. ૧૯૨૯

સોલ એજન્ટ:

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ.

મૂલ્ય રૂ. ૫

The days of ignorance with regard to the power of mind are past; man as a race is beginning to wake up to the fact that there is a force within himself which can sweep aside many obstacles, can create sunshine conditions, make fair that which was dense or ugly, and bring happiness to many who have dwelt for long in darkness. Man unfortunately has grown to regard the ills of the flesh as his birthright, he expects sickness and sorrow, and being a creature of mind he gets most of the things he looks for.

O HASHNU HARA.

Printed by. Devidas Chhaganlal Parikh, at the Diamond Jubilee Printing Press, Salapose Road, Ahmedabad; Compiled by Chandrakant C. Shah, and published by Chunilal Vardhman Shah at Sarangpur, Talia's Street, AHMEDABAD.

# પ્રસ્તાવના.

[ પહેલી આવૃત્તિ ]

વિજ્ઞાનની અનેક શાખાઓ છે, તેમાં મનોવિજ્ઞાન એક મહત્ત્વનો વિભાગ છે. પૂર્વે આર્યાવર્તમાં મનોવિજ્ઞાનને અત્યંત મહત્ત્વ અપાતું હતું: આજે મનોવિજ્ઞાનના ક્ષુલ્લક અંશોને હિંદની પ્રજા ગતાનુગતિક ન્યાયે વળગી રહેલી છે, પરન્તુ એ વિજ્ઞાનનું રહસ્ય તે બરાબર સમજતી નથી; તેને પરિણામે આજે એ મનોવિજ્ઞાનના ક્ષુલ્લક અંશો પ્રજાને કેટલીક વાર હાનિકારક નીવડતા જોવામાં આવે છે. આવી હાનિ થતી અટકાવવાને પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી આપણા લોકો પણ તેમાંની ઘણીખરી બાબતોને ત્યાજ્ય વહેમ કહીને તિરસ્કારી કાઢે છે; વસ્તુતઃ એ મનોવિજ્ઞાન જૂઠું નથી, પરન્તુ તેનું રહસ્ય સમજ્યા વિના ગતાનુગતિક ન્યાયે વર્તનારાઓ જ ભૂલ કરે છે.

આપણા દેશમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળાને નામે સર્વ વિદ્યાઓના રહસ્યને ઓળખવામાં આવે છે; પરન્તુ પાશ્ચાત્ય પ્રજાઓએ પોતાના ખંતીલા પ્રયાસથી એક જ વિદ્યાનાં જૂદાં જૂદાં અંગોને એવી રીતે ખીલવ્યાં છે કે હવે એકમાંથી અનેક સ્વતંત્ર વિદ્યાઓ નીકળી પડી છે અને સેંકડો કળાઓ ફેલાવા પામી છે. જે મનોવિજ્ઞાનને આપણો દેશ પાશ્ચાત્ય પ્રજાના શરૂઆતના સંસર્ગથી વહેમ માનવા લાગ્યો હતો, તે જ મનોવિજ્ઞાનની પાશ્ચાત્ય પ્રજાએ શાસ્ત્રીય રીતે આપણને ખીલવણી કરી બતાવ્યા પછી હવે આપણે પણ એ આપણા જૂના મનોવિજ્ઞાનને ઓળખતાં શીખ્યા છીએ. આજે આપણા મૂળ વિજ્ઞાનને કિંવા પાશ્ચાત્ય સ્વરૂપ પામેલા વિજ્ઞાનને આપણે સ્વીકારતા પણ થયા છીએ. આપણા ઘઉંની જ બિસ્કીટ બનાવીને પાશ્ચાત્ય પ્રજા આપણા મ્હોંમાં મૂકે ત્યારે આપણે ઘઉંનું મૂલ્ય સમજવા લાગીએ એ બહુ ખેદજનક છે, પરન્તુ છેવટે એ રીતે પણ આપણે ઘઉંના તત્ત્વથી વંચિત ન રહીએ એટલું પણ સંતોષ ઉપજાવનારૂં છે.

આ ગ્રંથમાં મનોવિજ્ઞાનની તેમજ શારીર વિજ્ઞાનની જૂદી જૂદી ૧૪ વિદ્યાઓ વિષે સંક્ષેપમાં બની શકતી સંપૂર્ણ માહિતી આપવાનો યત્ન કરવામાં આવ્યો છે. ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, હિંદી, મરાઠી અને બંગાળી ભાષાનાં લગભગ દોઢસો પુસ્તકોના લાંબા-ખંતભર્યા અભ્યાસ તથા સંશોધનને અંતે આ ગ્રંથ તૈયાર થએલો છે. સરલતા ઉપર ખાસ લક્ષ રાખેલું છે કારણકે જેઓ પ્રત્યેક વિદ્યાના શાસ્ત્રીય જ્ઞાન વિનાના છે તેઓને માટે જ આ ગ્રંથ નિર્માણ થએલો છે. આ જ કારણથી જૂદાં જૂદાં ચિત્રો તથા આકૃતિઓ પાછળ છૂટે હાથે ખર્ચ કરવામાં આવ્યો છે.

[ તા. ૧-૧-૨૫. ] સંપાદક.

## [ બીજી આવૃત્તિ ]

ઇ. સ. ૧૯૨૫ ના આરંભમાં આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ અને છએક માસમાં તે આવૃત્તિ ખપી ગઇ; છતાં પછી ત્રણેક વર્ષસુધી તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું બન્યું નહિ, તેનાં કારણો વાચકો સમક્ષ રજુ કરવા માટે કેટલીક વિગતો વિસ્તારથી દર્શાવવાની જરૂર છે.

ઇ. સ. ૧૯૨૫ ના ઓગસ્ટ માસમાં આ પુસ્તકના સંબંધમાં અમારી સામે "ત્રિકાળદર્શક દર્પણ"ના કર્તા મી. જેઠાલાલ દેવશંકર દવેએ ૧૯૧૪ ના કોપીરાઇટ એકટની રૂએ અમદાવાદની ડિસ્ટ્રીકટ કૉર્ટમાં દાવો નોંધાવ્યો. દાવામાં તેમણે એવું નિવેદન કર્યું હતું કે અમે તેમના પુસ્તક "ત્રિકાળદર્શક દર્પણ"ની લગભગ નકલ અમારા પુસ્તકમાં કરી છે, માત્ર થોડા શબ્દોનો ફેરફાર કર્યો છે, તથા તેમના "ભવિષ્યવેત્તા" પુસ્તકમાંથી પણ થોડાં પ્રકરણો ઉપાડી લીધાં છે. આ કારણ દર્શાવીને તેમણે દાવા અરજીમાં એવી માંગણી કરી હતી કે–(અ) કોર્ટે અમારા "સચિત્ર ત્રિકાળ–જ્ઞાન–દર્શક" પુસ્તકનું વેચાણ તથા નવી આવૃત્તિનું પ્રસિદ્ધીકરણ અટકાવવું, (બ) અમારા પુસ્તકની વગર વેચાયલી નકલો પોતાને (મી. જેઠાલાલને) સોંપી દેવી અથવા કોર્ટે તેનો નાશ કરવો, (ક) અમારા પુસ્તકની અમે વેચેલી બધી નકલોનો કોર્ટે હિસાબ લેવો અને તેથી ઉપજેલી રકમ પોતાને (મી. જેઠાલાલને) પગાર કરવા હુકમ ફરમાવવો, અને (ડ) કોર્ટે દાવાનું બધું ખર્ચ તથા બીજી જે કાંઈ દાદ કોર્ટને વાજબી લાગે તે અપાવવી.

આ દાવો અમદાવાદના આસિ. જજની સમક્ષ ઘણો લંબાણ ચાલ્યો. ફરીયાદ પક્ષ તરફથી મી. નગીનદાસ પુ. સંઘવી, મી. કૌશીકરામ વિ. મહેતા, મી. વિઠ્ઠલરાય ગોરધનદાસ અને મી. ગૌરીશંકર મોતીરામ સાક્ષીઓ હતા. બચાવ પક્ષ તરફના એટલે અમારા સાક્ષીઓ મી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ અને મી. નારાયણ વિસનજી ઠક્કુર હતા. દાવાનો ચુકાદો ૧૯૨૭ ના એપ્રીલમાં મળ્યો, જેનો સાર અમે આ નીચે આપીએ છીએ.

નિકાલ માટે કોર્ટે નીચેના મુદ્દાઓ નક્કી કર્યા હતા: (૧) દાવા માટે પૂરતો સ્ટાંપ લગાડયો નથી? (૨) દાવાવાળાં પુસ્તકોમાં વાદી પોતાનો કૉપીરાઇટ સાબીત કરે છે? (૩) પ્રતિવાદીએ વાદીનાં પુસ્તકોમાંના કૉપીરાઇટનો ભંગ કર્યો છે? કે પ્રતિવાદીનું પુસ્તક સ્વતંત્ર

શ્રમ અને બુદ્ધિકૌશલ્યનું પરિણામ છે? (૪) પ્રતિવાદીના પુસ્તકનો દેખાવ અને તેના નામનું સરખાપણું ઠગાઈભર્યું છે? (૫) દાવો કરવામાં થએલા વિલંબને કારણે અથવા અનુમતિને કારણે દાવો આવી શકે નહિ? (૬) શી દાદ આપવી?

આ બધા મુદ્દાઓ ઉપર કોર્ટે ચુકાદો આપ્યો હતો, પણ બધામાં અગત્યનો મુદ્દો માત્ર ત્રીજો છે એમ કોર્ટે જણાવ્યું હતું. કોર્ટે જણાવ્યું હતું કે પહેલા મુદ્દાને માટે પ્રતિવાદીએ કશું દબાણ કર્યું નથી. બીજા મુદ્દાની કોર્ટને કાંઈ જરૂર જણાઈ નહોતી કારણકે ૧૮૬૭નો ૨૫ મો એક્ટ, ૧૯૧૧ નો કોપીરાઈટ એક્ટ અને ૧૯૧૪ નો ૩ જો એક્ટ, એ બધા મુજબ એક પુસ્તક રજીસ્ટર થાય કે ન થાય તોપણ તેથી દાવો ચાલી શકે છે. પુસ્તકનો દેખાવ અને નામ સરખું હોવા માટેનો મુદ્દો વાદીએ સુનાવણી વખતે છોડી દીધો હતો કારણકે સ્પષ્ટ રીતે કબૂલ કરવામાં આવ્યું હતું કે નામ, દેખાવ કે બાઇંડીંગના સરખાપણા માટે કૉપીરાઈટ હોઇ શકે નહિ; વળી પ્રતિવાદીના પુસ્તકથી કોઇ છેતરાયું હોય એવું સાબીત કરવાને વાદી તરફથી કશો યત્ન કરવામાં આવ્યો નહોતો. પાંચમો મુદ્દો માત્ર વચગાળેના મનાઈ હુકમને માટે જ ઉપયોગી લેખીને કોર્ટે જણાવ્યું હતું કે મનાઇ હુકમની અરજીનો ચુકાદો આપતાં કોર્ટે એ મુદ્દા ઉપર પૂરતું ધ્યાન આપ્યું હતું. ( એ ચુકાદામાં પુસ્તક વેચવા માટેનો મનાઇ હુકમ પ્રતિવાદીની વિરૂદ્ધ કોર્ટે આપ્યો નહોતો. )

સૌથી વધારે અગત્યના ત્રીજા મુદ્દા [ પ્રતિવાદીએ વાદીનાં પુસ્તકોમાંના કૉપીરાઈટનો ભંગ કર્યો છે કે પ્રતિવાદીનું પુસ્તક સ્વતંત્ર શ્રમ અને બુદ્ધિકૌશલ્યનું પરિણામ છે? ] ના સંબંધે કોર્ટે ચુકાદામાં જણાવ્યું હતું કે બેઉ પક્ષોનાં પુસ્તકોની કાળજીભરી રીતે તપાસ કર્યા પછી મને જણાય છે કે આમાં કૉપીરાઈટનો વાસ્તવિક ભંગ થયો નથી (No Substantial Infringement). જોકે આખાં પાનાંનાં પાનાં અને પેરેગ્રાફોના પેરેગ્રાફો પ્રતિવાદીએ ચોરી લીધા હોવાના ઘણા ગોળ ગોળ આક્ષેપો દાવા અરજીમાં કરવામાં આવ્યા હતા, તોપણ ચોરી લીધેલા કહેવાતા પેરેગ્રાફોના તુલનાદર્શક કોષ્ટકો ઉપરથી એવા સરખાપણાવાળા પેરેગ્રાફ ઘણા ઘટી જવા પામ્યા હતા. આવા પેરેગ્રાફોનું એક નજીવું લીસ્ટ વાદીએ આપ્યું હતું, જેમાં તે કદી ઉમેરો કરી લીસ્ટ પૂરૂં કરી શકયો નહિ. પ્રતિવાદીએ એ બધા પેરેગ્રાફો કયાં કયાં

મૂળ સાધનોમાં માલૂમ પડે છે તે બતાવનારૂં લીસ્ટ આપ્યું છે અને તે બધાં પુસ્તકો કોર્ટમાં રજુ કર્યાં છે. છતાં વાદી કહ્યા જ કરે છે કે પોતાનાં પુસ્તકો "ઓરીજીનલ" છે, પરન્તુ તેના વિદ્વાન ધારાશાસ્ત્રીને સ્વીકારવું પડ્યું હતું કે તે પુસ્તકો થોડે કે વધુ અંશે એક જ કિંવા એકસરખાં સાધનોમાંથી કરવામાં આવેલા સંગ્રહો હતા. ચોરીના આક્ષેપવાળા પેરેગ્રાફો પ્રતિવાદીના પુસ્તકની ૧૩૦૦૦ છાપેલી લીંટીઓમાંથી લગભગ ૫૦૫ લીંટીઓના હતા એટલે માત્ર સેંકડે ૪ ટકા જેટલા હતા.

આગળ ચાલતાં ન્યાયાધીશે બેઉ પક્ષનાં પુસ્તકોનાં નામોનો વિસ્તારવાળો અર્થ કર્યો હતો તથા તેમાંના મુખ્ય મુખ્ય વિષયોનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે પ્રતિવાદી પોતાના પુસ્તકમાં "માનસ વિદ્યા"થી શરૂઆત કરે છે અને હિંદુ શાસ્ત્રમાં જે ૧૪ વિદ્યાઓ કહી છે તે મુજબ તેના ૧૪ ખંડ પાડે છે. સામાન્ય વિગતો ઉપરથી આગળ વધતાં તે વિશેષ વિગતો ઉપર જાય છે અને તેમાંની ગોઠવણ પદ્ધતિસરની છે. એવી પદ્ધતિસરની ગોઠવણ વાદીનાં પુસ્તકોની નથી. મૂળ વસ્તુઓ તેની તે જ છે, તેમાંની કોઈ વસ્તુ તદ્દન નવી નથી, અને બેઉ એક સરખો જ હેતુ પૂરો પાડે છે, તોપણ મને જરાએ શંકા રહેતી નથી કે—સામાન્ય યોજના, ગોઠવણી અને મૂળ વસ્તુઓનું સંવિધાન એ બધાં તદ્દન જૂદાં છે. જે વસ્તુઓ સામાન્ય પ્રજાને માટે સાધારણ છે તે વસ્તુઓનો ઉપયોગ બીજા માણસોને કરતાં અટકાવવાનો વાદીને કશો હક્ક નથી. વાદીના પરિશ્રમનું ફળ કે જે તેની કાયદેસરની મીલકત છે તે પ્રતિવાદીએ લઈ લીધી નથી, એટલું જ નહિ પણ પ્રતિવાદીએ પોતાના પુસ્તકના સંપાદનમાં પરિશ્રમ અને બુદ્ધિનો પણ ઉપયોગ કર્યો છે. જ્યારે 'ઓરીજીનલ' લખાણ એક પુસ્તકમાં ન હોય, ત્યારે અણસમજ્યું અનુકરણ અને ચોરીનો મજબૂતમાં મજબૂત પુરાવો કૉપીરાઈટના ભંગ માટેનો દાવો કરતાં પહેલાં મેળવવો જોઇએ. (રૅનસોક વિ. થૅકર એન્ડ કો.). જો કાંઈ પણ કહીએ તો આ માત્ર યંત્રવિદ્યાને લાગુ પડે છે.

પછી કોર્ટે ચુકાદામાં વાદીની ઉલટ તપાસનો સાર કાઢી બતાવ્યો હતો. તેમાં વાદીના ભાષાજ્ઞાન સંબંધી ટીકા કરી જણાવ્યું હતું કે તેનાં પુસ્તકોમાંના ઘણાખરા સંગ્રહો છે. મી. (નારાયણ) ઠકકુરના શબ્દોમાં કહેતાં, મને જણાય છે કે પ્રતિવાદીનું પુસ્તક સ્વતંત્ર બુદ્ધિશક્તિ અને ઉચ્ચ પ્રકારનું કૌશલ્ય બતાવે છે. વાદીના પુસ્તકના કોઈ પણ તાત્ત્વિક ભાગનો

ઉતારો પ્રતિવાદીના પુસ્તકમાં કરવામાં આવ્યો નથી. વાદીએ પેરેગ્રાફોની સરખામણી દર્શાવનારૂં જે લીસ્ટ આપ્યું છે તે મૂળ અંગ્રેજી, ગુજરાતી, હિંદી અને મરાઠી સાધનોમાંથી છે અને તે જ સાધનોમાંથી બીજાઓ કાંઈ વસ્તુ લે તો તેથી કૉપીરાઇટનો ભંગ થઇ શકતો નથી. પાઈક વિ. નીકોલસન (૧૮૬૯) એક ઘણો મજબૂત કેસ હતો, જેમાં પ્રતિવાદીનું પુસ્તક વાદીના પુસ્તકથી બહુ જૂદું પડતું ન હતું. પુસ્તકોની મોટી કીંમત અને ભારે વેચાણથી એઉનાં પુસ્તકો વચ્ચે નહિ ઇચ્છવાજોગ હરીફાઈ થવાનો સંભવ છે અને આ બાબત કૉપીરાઇટ એકટના સેકશન ૨ (૧) માં કહ્યા મુજબ "ફેર ડીલીંગ" થયું છે કે નહિ તેનો વિચાર કરવામાં અગત્યનો મુદ્દો છે. એ પણ ખરૂં છે કે ઉપાડી લેવામાં આવેલા લખાણના જથ્થા કરતાં તે લખાણની જાત અને ઉપાડી લેવાની રીત ઉપર કૉપીરાઇટના ભંગનો સવાલ વધારે આધાર રાખે છે અને સેકશન ૧ (૨) મુજબ, ઉતારી લેવામાં આવેલો ભાગ તાત્વિક છે કે નહિ તે પણ જોવું જોઈએ. (જુઓ ચેટરસન વિ. કેઇસ–૧૮૭૮). પરન્તુ પુસ્તકની જાતનો વિચાર પણ ચુકાદા ઉપર અસર કરનારો થાય કે પુસ્તક તદ્દન નવું સર્જન છે કે કાંઇક સંગ્રહની જાતનું છે. જો પુસ્તક સંગ્રહના જેવું હોય તો પૂરતા ફેરફાર કે સંસ્કાર વિના મોટો ભાગ ઉતારી લીધેલો હોવો જોઇએ અને તો જ સાબીત થઇ શકે કે કૉપીરાઇટનો ભંગ થતો અટકાવવા માટે પ્રતિવાદીએ પૂરતો શ્રમ કે બુદ્ધિકૌશલ્ય વાપર્યાં નથી. પણ આમાં એવું કાંઇ નથી. વાદીના સાક્ષીઓ પણ કહે છે કે તેમને એક નાનું લીસ્ટ વાદી તરફથી આપવામાં આવ્યું હતું, જે લીસ્ટ વાદીએ કોર્ટમાં રજુ કરેલા લીસ્ટ કરતાં પણ નાનું હશે. ભાગ ૧૦ મો પુસ્તકનો તાત્ત્વિક ભાગ નથી અને તેમાં જ માત્ર બીજાં મૂળ સાધનોના કરતાં વાદીના સંગ્રહનો છૂટો ઉપયોગ થએલો માલૂમ પડે છે. વાદીની ભૂલોનું પણ પુનરાવર્તન થયું છે. પ્રતિવાદીના વકીલે આ સ્પષ્ટ રીતે પિછાણ્યું અને પુસ્તકની નવી આવૃત્તિમાંથી એ આખો ભાગ કાઢી નાંખવામાં આવે તો પોતે સંતુષ્ટ છે એમ જણાવ્યું.

આ પ્રકારના વિષયોવાળાં પુસ્તકોના લાભાલાભ વિષે વિવેચન કરીને ન્યાયાધીશે ચુકાદામાં જણાવ્યું હતું કે જો આ પુસ્તકમાં Fair Dealing પુરવાર ન થયું હોત તોપણ આ પ્રકારની વિદ્યાઓના પુસ્તકને રક્ષણ મળી શકે કે કેમ તે વિષે મને ઘણી શંકા છે. વાદીની ગ્રંથલેખક તરીકેની યોગ્યાયોગ્યતા વિષે ટીકા કરતાં કોર્ટે જણાવ્યું હતું કે

વાદીના પુસ્તકમાં મને ઉંટવૈદાની ગંધ આવે છે. હું પોતે તો તેના પુસ્તકને તેની પોતાની માનસિક શક્તિનું, સ્વતંત્ર અને સાચું સર્જન માની શકતો નથી, જોકે મહેનત અને ખર્ચ તો કરવામાં આવેલાં છે. વિચારો મૌલિક ન હોય, તોપણ વધુ નહિ તો છેવટે વિચારો દર્શાવવાની શૈલી તો તેનામાં સ્વતંત્ર જન્મેલી હોવી જોઈએ. મને તો જણાય છે કે એ વિચારદર્શનની શૈલી પણ મોટે ભાગે નકલ છે. મારે કહેવાની જરૂર નથી કે આ પ્રકારના મુકર્દમા સંબંધી મૂળતત્ત્વો માટેના મેકમીલન વિ. કુપરના કેસના છેલ્લા પ્રીવી કાઉન્સીલે આપેલા ચુકાદાના અહેવાલનો હું બહુ આભારી થયો છું.

બેઉ પક્ષોના સાક્ષીઓના સંબંધમાં કોર્ટે જણાવ્યું હતું કે મી. નારાયણ ઠક્કુર અને મી. હીરાલાલ પારેખ જેઓ પ્રતિવાદીના સાક્ષીઓ છે તેઓ સ્વતંત્ર ગૃહસ્થો છે. તેઓ નિષ્પક્ષપાત વિચાર ધરાવી શકે છે. દુર્ભાગ્યે મી. કૌશીકરામ મહેતા અને મી. નગીનદાસ સંઘવીને માટે એમ કહી શકાય તેવું નથી. તેઓ બેઉ શ્રેયઃસાધક અધિકારી વર્ગના સભ્યો છે કે જે વર્ગમાં વાદી પણ છે. પોતાના મંત્રોના વિધિઓ એ વર્ગના કોઈ ખાસ વિધિઓના વિભાગને આધારે તેણે તૈયાર કર્યા છે તે વાદી બતાવી શક્યો નથી. આ બધા માટેનાં મૂળ બધાં ખુલ્લાં કરવામાં આવ્યાં છે અને તે મળતાં આવે છે. પોતા તરફનું સરખા પેરેગ્રાફોનું લીસ્ટ રજુ કર્યા પછી વાદી પોતાના ખાસ હસ્તલિખિત ગ્રંથો કે જેનો તેણે ઉપયોગ કરેલો હોવાનું તે કહેતો હતો તે તે રજુ કરવાને બંધાયલો હતો. જ્યારે એકસરખા વિષયો એક જ સાધનોમાંથી તૈયાર કરેલા હોય ત્યારે સામાન્ય પ્રકારનું એકસરખાપણું તો જરૂર બની આવેઃ દાખલા તરીકે મસ્તકવિદ્યામાં માથાના જૂદા જૂદા ઉપસેલા વિભાગો તો એકસરખા જ હોય અને તે તેવા જ માલુમ પડે છે. પરન્તુ તે તે વિષયોની પ્રતિવાદીની લેખનશૈલી તદ્દન મૌલિક ( Original ) અને જૂદી પડતી છે.

છેવટે ચુકાદો આપતાં ન્યાયાધીશે જણાવ્યું હતું કે—એકંદરે આ કેસ એવો નથી કે જેમાં મનાઈ, નુકસાની, હિસાબ કે પુસ્તકોની જપ્તી માટેનો હુકમ કરી શકાય. તેથી ન્યાયને અર્થે હું એવો હુકમ કરૂં છું કે પ્રતિવાદીએ પોતાના પુસ્તકની ભવિષ્યની આવૃત્તિમાં યંત્રવિદ્યાનાં પાનાં ૨૫૫ થી ૨૭૦ સુધી–બધાં કે તેમાંનો કોઇ ભાગ ઉતારવાં નહિ;

પરન્તુ બાકીનો દાવો રદ કરવામાં આવે છે. દાવાના સંજોગો હેઠળ બેઉ પક્ષોએ પોતપોતાનું ખર્ચ ભોગવી લેવું. દાવો નોંધાયો ત્યારે પ્રતિવાદીની પહેલી આવૃત્તિ લગભગ ખપી ગઇ હતી, અને વાદીએ દાવો મોડો દાખલ કર્યો, એટલે પ્રતિવાદીના પુસ્તકની ચાલુ આવૃત્તિના સંબંધમાં કાંઇ હુકમ કરવાથી કાંઇ ઉપયોગી હેતુ સરે તેમ નથી તેમજ તેથી ન્યાય જળવાય તેમ નથી.

વાદી તરફથી આ કેસ મી. જીવણલાલ વ્રજરાય બેરીસ્ટરે અને પ્રતિવાદી તરફથી મી. જીવણરામ જેશંકર ભટ્ટ બી. એ. એલ એલ. બી. એ આ મુકર્દમો ચલાવ્યો હતો.

આ ચુકાદાના સાર ઉપરથી વાચકો જોઇ શકશે કે કૉપીરાઇટ એક્ટના ઘણા મહત્ત્વના મુદ્દા આ કેસમાં આગળ આવ્યા હતા. તેનો નિકાલ આવતાં બહુ વખત જવાથી અને "સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક" નો "બીજો ગ્રંથ" તૈયાર કરાવવામાં પુષ્કળ વખત વીતવાથી આ પુસ્તકની નવી આવૃત્તિ તૈયાર કરવાનું કામ વિલંબમાં નાંખવું પડયું હતું. ચુકાદા મુજબ પહેલી આવૃત્તિમાંનાં પંદર પાનાં અમે આ આવૃત્તિમાં છાપ્યાં નથી, પરન્તુ "યંત્રવિદ્યા" નો ખંડ અમે વધારે વિસ્તારથી અને નવેસરથી તૈયાર કરાવીને આપ્યો છે. ઉપયોગીતાનો જેટલો વિચાર કરીને એ ખંડ પહેલી આવૃત્તિમાં અપાયો હતો તેટલો વિચાર આ આવૃત્તિ માટે તે ખંડ નવેસરથી તૈયાર કરાવવામાં પણ કર્યો છે અને મહત્ત્વના બધા પ્રયોગો આપ્યા ઉપરાંત પહેલી આવૃત્તિ કરતાં પ્રયોગો, આકૃતિઓ, ઇત્યાદિ વધાર્યા છે.

આ ઉપરાંત વાચકોને આ આવૃત્તિમાં બીજો કેટલોક સુધારો વધારો પણ માલૂમ પડશે. આકર્ષણવિદ્યા, મસ્તકવિદ્યા, માનસ સંદેશવિદ્યા અને મોહિની વિદ્યામાં કેટલાંક ચિત્રો તથા પ્રયોગો વધાર્યા છે અને મંત્રવિદ્યા, તંત્રવિદ્યા તથા કોકવિદ્યામાં પણ સુધારો તેમ જ વધારો સારી પેઠે કરેલો છે. આથી પુસ્તકનું કદ ધાર્યા કરતાં ઘણું વધ્યું છે અને ઉપયોગીપણું પણ વધ્યું છે, છતાં મૂલ્યમાં કશો વધારો કર્યો નથી.

[ તા. ૧-૧૦-૧૯૨૮. ] પ્રકાશક.

## વિષયાનુક્રમણિકા.

### ખંડ ૧ લો—માનસવિદ્યા અથવા મેન્ટલ સાયન્સ.

---

## ખંડ ૨ જો–આકર્ષણવિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ.

---

## ખંડ ૩ જો-મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી.



---

## ખંડ ૪ થો-માનસ સંદેશવિદ્યા અથવા મેન્ટલ ટેલિપથી.

---

## ખંડ ૫ મો-મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમ.

---

## ખંડ ૬ ઠ્ઠો—પ્રેતાવાહનવિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ.

---

## ખંડ ૭ મો–ત્રિકાળ-દર્શન-વિદ્યા.



---

## ખંડ ૮ મો–મંત્રવિદ્યા.

---

## ખંડ ૯ મો-યંત્રવિદ્યા.

---

## ખંડ ૧૦ મો—તંત્રવિદ્યા.

પ્રયોગો. ૬૯૫ આસનસ્તંભનના પ્રયોગો. ૬૯૬ બુદ્ધિભ્રમણનો પ્રયોગ. ૬૯૭ બુદ્ધિસ્તંભનનો પ્રયોગ. ૬૯૮ પશુનું સ્તંભન. ૬૯૯ મેઘનું સ્તંભન. ૭૦૦ વિદ્વેષણનો પ્રયોગ. ૭૦૧ ઉચ્ચાટનનો પ્રયોગ. ૭૦૨ વશીકરણના પ્રયોગો. ૭૦૩ આકર્ષણનો પ્રયોગ. ૭૦૪ સુવર્ણ બનાવવાનો પ્રયોગ. ૭૦૫ શાક—આગનો નાશ. ૭૦૬ નામર્દ કરવાનો ઉપાય. ૭૦૭ ઉંઘ લાવવી. ૭૦૮ માખીઓ દૂર કરવી. ૭૦૯ ઉંદરનો ઉપદ્રવ દૂર કરવો. ૭૧૦ માછલીને જીવાડવી. ૭૧૧ અગ્નિભયનિવારણ. ૭૧૨ ગુપ્ત દ્રવ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવું. ૭૧૩ પતિને વશ કરવાનો પ્રયોગ. ૭૧૪ નજર બંધ કરવાનો પ્રયોગ. ૭૧૫ સાપ ને સાપ જોવા. ૭૧૬ નોળીયા જોવા. ૭૧૭ અંધારામાં પુસ્તક વાંચવું. ૭૧૮ અદૃશ્ય થવાનો પ્રયોગ. ૭૧૯ કમળ ઉગાડવાં. ૭૨૦ આંબો ઉગાડવો. ૭૨૧ આકાશમાં રથ સહિત સૂર્ય જોવો. ૭૨૨ વસ્ત્રમાં અગ્નિ જોવો. ૭૨૩ દિવસે તારા જોવા. ૭૨૪ ઈંડાને ઉડાડવું. ૭૨૫ દૂધ બતાવવું. ૭૨૬ ખેતરને ધાન્યથી પરિપૂર્ણ બનાવવું. ૭૨૭ વિવાદમાં જય મેળવવો. ૭૨૮ સંગ્રામમાં વિજય મેળવવો. ૭૨૯ રાજદરબારમાં—કોર્ટ કચેરીમાં જયપ્રાપ્તિ. ૭૩૦ ભૂતબાધાનિવારણ. ૭૩૧ ડાકણના ભયનું નિવારણ. ૭૩૨ ગર્ભિણીના બાળકનું રક્ષણ. ૭૩૩ સિંહવાઘના ભયનું નિવારણ. ૭૩૪ સર્પના ભયનું નિવારણ. ૭૩૫ વીંછીના ભયનું નિવારણ. ૭૩૬ અગ્નિના ભયનું નિવારણ. ૭૩૭ લાલ ફૂલને સફેદ કરવું. ૭૩૮ કાગળ બળે નહિ. ૭૩૯ પારો બાંધવો. ૭૪૦ સાપ ચાલ્યો જાય. ૭૪૧ દાવમાં જીત. ૭૪૨ ગામની પીડા જાય. ૭૪૩ દાટેલું ધન જાણવું. ૭૪૪ સનેપાતનો પ્રયોગ. ૭૪૫ અતિસારનો પ્રયોગ. ૭૪૬ નિદ્રા બહુ આવવાનો ઉપાય. ૭૪૭ પૂર્વજન્મદર્શન. ૭૪૮ દિવ્યપુરૂષદર્શન. ૭૪૯ ચમત્કારદર્શન. ૭૫૦ દેશાન્તરગમન. ૭૫૧ અકાળે સૂર્યગ્રહણ. ૭૫૨ ધાણી ફોડવી. ૭૫૩ અગ્નિ વગર દીવો સળગે. ૭૫૪ વગર દુઃખે દાંત ફૂટવા. ૭૫૫ સીસું ચાવવું. ૭૫૬ જમતાં જમતાં હસવું. ૭૫૭ ગુપ્ત અક્ષર. ૭૫૮ સોનેરી અક્ષર. ૭૫૯ ઉધાઈ ન લાગવાનો ઉપાય. ૭૬૦ તુરત દહીં જમાવવું. ૭૬૧ હાથમાંની વસ્તુ અદૃશ્ય થાય. ૭૬૨ લોહીવા. ૭૬૩ ફૂલ તાજાં રાખવા. ૭૬૪ દુર્જનને વશ કરવો. ૭૬૫ સૌ મોહિત થાય. ૭૬૬ બુદ્ધિભ્રષ્ટતા. ૭૬૭ ચીમની ફુટે નહિ. ૭૬૮ ઇંડાને સીસામાં ઉતારવું. ૭૬૯ હથેળીમાં સરસવ ઉગાડવા. ૭૭૦ બાળકના પહેલા દાંતના ગુણ. ૭૭૧ હાથી વશ થાય. ૭૭૨ વિદ્યા વધે. ૭૭૩ માટી મીઠી લાગે. ૭૭૪ લીંબડો કડવો ન લાગે.

---

## ખંડ ૧૧ મો—સ્વપ્નવિદ્યા.

---

## ખંડ ૧૨ મો-શકુનવિદ્યા.

---

## ખંડ ૧૩ મો–હસ્તાક્ષર-પરીક્ષણ-વિદ્યા.



---

## ખંડ ૧૪ મો—કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા.

# ચિત્રો તથા આકૃતિઓની સૂચિ.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‍ભુત વિદ્યાઓનો મહાસાગર.

## ગ્રંથ ૧ લો.



### ખંડ ૧ લો

## માનસ વિદ્યા અથવા મેન્ટલ સાયન્સ.

### પરિચ્છેદ ૧ લો.

### માનસ વિદ્યા એટલે શું ?

મનુષ્ય એક ક્ષણ પણ કશું કાર્ય કર્યા વિનાની-નકામી ગાળતો નથી. આપણે એક સ્થાને સ્વસ્થ બેસી રહીએ, તેને આપણે નકામા બેઠા એવું કહીએ છીએ, પરન્તુ બેસી રહેવું એ પણ એક ક્રિયા છે-કર્મ છે. આપણે કોઈ વાર કાંઈ જોઇએ છીએ, સાંભળીએ છીએ, સંભારીએ છીએ કિંવા કાંઈ નવીન કલ્પના કરીને તેનો વિચાર કરીએ છીએ; કોઈ વાતથી આપણને આનંદ થાય છે, તો કોઈ વાતથી દુઃખ થાય છે; આ બધી સ્થિતિ જેથી ઉત્પન્ન થાય છે તે ચિત્ત કિંવા ચેતના કહેવાય છે. સ્મૃતિ, કલ્પના, વિચાર, સુખ, દુઃખ, પ્રેમ, ભય ઈત્યાદિ ચિત્ત-વિકાર કિંવા ચિત્તવૃત્તિ કહેવાય છે. આપણામાં ચિત્ત-મનસ્ હોઇને જ આપણે 'માણસ' કહેવાઇએ છીએ. એ 'મનસ્'ની નિયમબદ્ધ વ્યાખ્યા કરવી તેનું નામ 'માનસ શાસ્ત્ર' છે.

માનસ વિદ્યા એ એક શાસ્ત્ર છે, પરન્તુ કલા નથી. નિયમિત વ્યાખ્યા, વર્ણન અને નિયમિત કાર્ય દર્શાવવાં તેનું નામ કલા છે. મનોવિકાર કેવા હોય છે તે દર્શાવી આપવું એટલું કાર્ય માનસ શાસ્ત્રનું છે. માનસ વિદ્યાનો

અભ્યાસ સારી પેઠે કરવાથી તે શાસ્ત્રનો ઉપયોગ કેવી રીતે કરવો, મનને 'કલા' બનાવી દઈને તેની પાસેથી કેવાં કામ કરાવી લેવાં, તેની સમજ યોજકને મળે છે. મેસ્મેરીઝમ, હિપ્નોટિઝમ, મેન્ટલ ટેલિપથી અથવા માનસ સંદેશવિદ્યા, યોગવિદ્યા ઇત્યાદિ કલાઓ છે અને તે કલા ઉપર શાસ્ત્રો બનેલાં છે. અમુક વસ્તુ બનાવવી એ કલા છે અને તે વસ્તુનું વર્ણન કરવું એ શાસ્ત્ર છે.

**માનસ શાસ્ત્રનાં સાધનો**—માનસ વિદ્યાને પણ સાધનોની જરૂર રહે છે. સાધનો વિના કોઈ પણ કાર્ય બની શકતું નથી. મનમાંથી પહેલાં કલ્પના જન્મે છે અને પછી તે કલ્પનામાંથી કાર્યના અંકુરો ફૂટે છે. માનસ શાસ્ત્રનાં ત્રણ સાધનો છેઃ (૧) મનન, (૨) નિરીક્ષણ, (૩) પરીક્ષા.

મન એક વખતે એક જ કાર્ય કરી શકે છે અને એ તેનો મુખ્ય ધર્મ છે. કોઈ ક્ષણે મનમાં એક વૃત્તિ જન્મી, પરન્તુ જો તે વૃત્તિનો વિચાર કે અભ્યાસ મન કરે નહિ, તો એ વૃત્તિ અદૃસ્ય થઈને તત્ક્ષણ બીજી વૃત્તિ જન્મ પામે છે. કોઈ વૃત્તિ મનમાં જન્મે અને પછી તે વૃત્તિના જ વિષયનો વિચાર કરવો તે તેનું મનન કર્યું કહેવાય. બીજું સાધન તે નિરીક્ષણ છે. ચિત્તની વૃત્તિનો પ્રભાવ હંમેશાં શરીર ઉપર દેખાયા વિના રહેતો નથી. મનની જૂદી જૂદી વૃત્તિઓ પ્રમાણે શરીર પણ પરિવર્તન પામતું જાય છે, અને શરીરનું એ પરિવર્તન કિંવા કાર્ય નિરીક્ષવામાં આવે, તો તેની પાછળ રહેલી ચિત્તવૃત્તિની દિશા સમજવામાં આવે છે. શરીરના પરિવર્તન ઉપરથી ચિત્તની વૃત્તિની દિશા વિષે અનુમાન કરતાં કેટલીક વાર બલ્કે ઘણી વાર માણસ ભૂલ પણ કરે છે. આપણે તો આપણા અનુભવ ઉપરથી એ અનુમાન કરીએ છીએ. જેવું આપણું મન અને શરીર હોય છે એવું બીજાનું મન અને શરીર હોવું જોઇએ એમ આપણે સમજીએ છીએ, પરન્તુ વસ્તુતઃ એવી સ્થિતિ ઘણી વાર નથી પણ હોતી. આ નિરીક્ષણ સંબંધે ચોક્કસ નિયમો બનાવીને તેનું શાસ્ત્ર બનાવવાના કાર્યમાં ઘણો સારો અભ્યાસ તેમ જ અનુભવ હોવાની જરૂર છે. ત્રીજું સાધન એ પરીક્ષા છે. પાશ્ચાત્ય દેશોમાં માનસ વિદ્યાનો અભ્યાસ કરવા માટેની શાળાઓ છે અને તેમાં પ્રત્યેક વિદ્યાર્થીને પ્રત્યેક વિષય સપ્રયોગ શિખવવામાં આવે છેઃ પરન્તુ વિચાર, પ્રેમ, ભય, ઇત્યાદિ વૃત્તિઓ કાંઈ યંત્રદ્વારા પારખી શકાતી નથી. આ ઉપરથી સમજી શકાશે કે માનસ શાસ્ત્ર સમજવાને એક જ સાધન પૂરતું નથી પણ સમયાનુસાર ત્રણે સાધનો ઉપયોગમાં લેવાં જોઈએ.

**ચિત્તવૃત્તિના પ્રકાર**—ચિત્તવૃત્તિના ત્રણ પ્રકાર અથવા વ્યાપાર હોય છેઃ (૧) જ્ઞાન, (૨) વિકાર, (૩) સંકલ્પ. કોઈ પણ માનસિક ક્રિયામાં એ ત્રણે પ્રકાર ન્યૂનાધિક પ્રમાણમાં માલૂમ પડી આવે છે, પરન્તુ માનસ શાસ્ત્રવેત્તાઓ તેને જૂદાં પાડીને તેનું વર્ણન કરી બતાવે છે. ભય, ક્રોધ, આનંદ, દુઃખ એનો વિકાર પ્રથમ મન ઉપર થાય છે, પછી તે શરીર ઉપર થાય છે અને તુરત તેનું પરિણામ દેખાઇ આવે છે. શરીર રોગથી દુર્બળ થતાં જ તેનું પરિણામ મન ઉપર થએલું આપણે જોઇએ છીએ. એટલે શરીર સાથે મનનો સંબંધ છે એ કબૂલ કરીને માનસ શાસ્ત્ર આગળ વધે છે.

**મનનો શરીર સાથે સંબંધ**—મનનું સ્થાન સાધારણ રીતે મસ્તકમાં રહેલું છે. મસ્તકમાં નાનો તથા મોટો એવા બે ભાગ છે. મોટો ભાગ મસ્તકના ઉપરના વિભાગનો છે. ઇચ્છા, દ્વેષ, સુખદુઃખ, જ્ઞાન, સંકલ્પ ઈત્યાદિ વિકારો તેમાં જ ઉત્પન્ન થાય છે અને પાંચે ઇંદ્રિયો તેના જ તાબામાં રહેલી છે. નાનો ભાગ માંસપેશીની ગતિ ઉપર અવલંબી રહેલો હોય છે. એ માંસપેશીની હાનિ થવાથી શરીર લથડે છે. દારૂ, અફીણ, ભાંગ ઇત્યાદિ માદક પદાર્થોની અસર આ નાના ભાગ ઉપર થાય છે અને તેથી જ નિશાબાજ લોકોને પોતાની સ્થિતિની પણ ખબર પડતી નથી. મસ્તકમાં જે જ્ઞાનતંતુ છે, તેવા જ્ઞાનતંતુ શરીરના પ્રત્યેક ભાગમાં પ્રસરેલા હોય છે. હાથમાં સોય પેસી જાય તો એ ખબર મસ્તકમાં પહોંચાડવાનું કામ જ્ઞાનતંતુ જ કરે છે અને તેથી મસ્તકમાં તેનું દુઃખમાં રૂપાન્તર થાય છે. પછી મસ્તકની આજ્ઞા થાય તે ભાગને એ દુઃખનો સંદેશો પહોંચાડવાનું કામ જ્ઞાનતંતુ કરે છે એટલે તે આજ્ઞા પ્રમાણે માણસ પોતાનો હાથ પાછો ખેંચી લે છે. આ ઉપરથી સમજી શકાશે કે કેટલી ત્વરાથી આ જ્ઞાનતંતુ સંદેશવાહકનું કામ કરે છે એ જ પ્રમાણે બહારની વાતનું પરિણામ મન ઉપર થાય છે, અને મનનો પ્રભાવ બહાર દેખાય છે.

**માનસ વિદ્યાની ઉપયોગિતા અને આવશ્યકતા**—માનસિક શક્તિની વૃદ્ધિ કે વિકાસ કરવો હોય તો તેવા પ્રકારનો હેતુ મનમાં ધારણ કરવો જોઇએ. માનવશક્તિની વૃદ્ધિ કિંવા વિકાસ મનુષ્યની પાંત્રીસ વર્ષની વયસુધી થાય છે. ત્યારપછી મન કોઇ પણ વાત માનતું નથી. આ જ કારણથી કોઈ નવીન વાત પ્રત્યક્ષ પ્રયોગથી સિદ્ધ થાય તોપણ વૃદ્ધ મનુષ્યને તે એકદમ રૂચતી નથી. એ બાબત સંબંધે તેનું પહેલાંનું મન કાયમ રહે છે. વૃદ્ધ મનુષ્યો પોતાનો પહેરવેશ સુદ્ધાં બદલતા નથી તેનું કારણ પણ એ જ છે.

માનસ વિદ્યાની જરૂરીઆત સર્વ કોઇને પડે છે. પોતાનું મન કેવું છે તે સમજ્યા સિવાય તે મનનો પ્રભાવ કેવી રીતે પડે ? માનસ શાસ્ત્ર જાણનાર તેનો ઉપયોગ અનેક પ્રકારે લાભ થાય તે રીતે કરી શકે છે. અમેરિકામાં તો માનસ શાસ્ત્રને આધારે કોઈ પ્રયોગ નિશ્ચિત કરીને તે પ્રયોગદ્વારા માલનું વેચાણ કરવાનો નિયમ ઘણો જ પ્રસરેલો છે. કોઇ ઘરાક દુકાને આવ્યો, છતાં તે માલ ખરીદ્યા વિના પાછો ગયો, તેમાં વાંક ઘરાકનો નથી પણ દુકાનદારનો છે: આપણા વેપારી વર્ગને માનસ શાસ્ત્રનું જ્ઞાન નથી, તેથી તે ઘરાકના મનને પિછાણી શકતો નથી અને પોતાના માલની છાપ ઘરાકના મન ઉપર પાડી શકતો નથી; પછી ઘરાક માલ ખરીદ્યા વિના પાછો જાય એમાં નવાઈ શી છે ? કોઈ ઘરાક આવે, માલ જુએ, છતાં ન ખરીદે, એટલે વેપારી ચ્હીડાય છે. કોઈ વાર ઘરાકને ગાળો પણ દે છે ! એવો વેપારી પોતાના ધંધાને નુકસાન કરે તેમાં નવાઈ નથી, પરન્તુ તેથી ઉલટું જો તેણે માનસ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય, તો તે ઘરાક ઉપર ચ્હીડાવાને બદલે ઘરાકને પોતાને વશ કરી શકે.

માનસ વિદ્યાનો અભ્યાસ કર્યા પછી માનસિક પ્રયોગવડે રોગ દૂર કરી શકાય છે અને બુદ્ધિ વધારી શકાય છે, તેટલા જ માટે માનસ વિદ્યા સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ મનાય છે. **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।** મન એ જ મનુષ્યના બંધ તથા મોક્ષનું કારણ છે અને તેવા મનસ્ સંબંધી વિદ્યા ઉત્તમ લેખાય એમાં શી નવાઈ છે ?

---

## પરિચ્છેદ ૨ જો.

## શરીરની ત્વચા–સ્પર્શેન્દ્રિય.

શરીરની બહાર શું ચાલી રહેલું છે તે જાણવાનું સાધન પાંચ ઇંદ્રિયો છે અને એ ઇંદ્રિયોદ્વારા મન બધી વસ્તુસ્થિતિ જાણી શકે છે. પાંચ જ્ઞાનેંદ્રિયોમાંની કઈ ઇંદ્રિયની મનને વધારે જરૂર છે એ ઠરાવવું મુશ્કેલ છે. પ્રત્યેક ઇંદ્રિય મનને કેટલી મદદ કરે છે તેનો આપણે અત્ર વિચાર કરીશું.

**સ્પર્શેન્દ્રિય**—સ્પર્શેન્દ્રિય તે મનુષ્યના શરીરની ત્વચા–ચામડી છે. એ ચામડીની અંદર આખા શરીરમાં જ્ઞાનતંતુઓ વ્યાપી રહેલા છે અને ચામડીને થતા સ્પર્શની બાતમી એ જ્ઞાનતંતુઓ મનને પહોંચાડે છે. આ ક્રિયાને શાસ્ત્રીય ભાષામાં સ્પર્શસંવેદન કહેવામાં આવે છે. આ સ્પર્શશક્તિ

આખા શરીરમાં સરખી હોતી નથી. જીભ, ગાલ, ઓઇ વગેરે ભાગોમાં સ્પર્શશક્તિ વધારે છે અને પીઠના ભાગમાં એ સ્પર્શશક્તિ બહુ ઓછી હોય છે. વળી દરેક મનુષ્યના દરેક અવયવની સ્પર્શશક્તિમાંએ ન્યૂનાધિકતા હોય છે. એક માણસ અમુક વસ્તુ હાથમાં પકડીને તેનું વજન અટકળી શકે છે, બીજો માણસ તેવું અનુમાન કરી શકતો નથી, પરન્તુ હવામાં ઠંડીનું કે ગરમીનું પ્રમાણ કેટલું છે તેનું અનુમાન તે કરી શકે છે. આંધળા માણસને નેત્રો હોતાં નથી, એટલે બાકીની ચાર ઇંદ્રિયો નેત્રનું કામ કરે છે અને તેથી તેની બીજી ઇંદ્રિયો વધારે વિકાસ પામેલી હોય છે. એક સોય શરીરને વાગી હોય તો તે હાથમાં વાગી કે પગમાં વાગી તે મન જાણી લે છે. કોઈ વસ્તુનો શરીરને સ્પર્શ થતાં આંખો બંધ હોવા છતાં તે વસ્તુ કઈ છે તે મનુષ્ય પિછાણી લે છે. સ્પર્શેન્દ્રિયને ગતિની મદદ પણ મળે છે. કોઈ વસ્તુપર હાથ ફેરવી જોવાથી તે વસ્તુ કઠણ છે કે નરમ, ગોળ છે કે ચોરસ, સુંવાળી છે કે ખડબચડી તેનું મનને જ્ઞાન થાય છે.

લશ્કરનો વડો જે પ્રમાણે હુકમ ફરમાવે છે તે પ્રમાણે લશ્કરનાં માણસો કવાયત કરે છે. વડાનો હુકમ માણસોની શ્રવણેંદ્રિય ગ્રહણ કરે છે, શ્રવણેંદ્રિયના જ્ઞાનતંતુઓ એ હુકમનો સંદેશો મનને પહોંચાડે છે, મન હાથ કે પગને આજ્ઞા કરે છે અને એ આજ્ઞાને અનુસરીને હાથ પગ હીલ—ચાલ કરે છે. આ બધું થોડી ક્ષણમાં જ બની જાય છે, પરન્તુ ચતુર નિરીક્ષક જોઈ શકશે કે લશ્કરના દરેક માણસની હીલચાલ એક જ ક્ષણે એકસરખી થતી નથી, કારણકે દરેક માણસની શ્રવણેન્દ્રિયની શકિત સરખી હોતી નથી, દરેકના જ્ઞાનતંતુઓની સંદેશવાહક શક્તિ પણ સરખી હોતી નથી અને દરેકના હાથ—પગની સ્પર્શશક્તિ પણ સરખી હોતી નથી. આ પ્રકારની પ્રત્યેક ગતિના સમયના માપમાં એટલું સૂક્ષ્મ અંતર હોય છે કે એ અંતર ખુલ્લી આંખે પણ માપી શકાતું નથી અને તેથી તેમાં યંત્રની મદદની જરૂર રહે છે.

**ચાર પ્રકારનાં સંવેદન**—મનુષ્યની ચામડીને ચાર પ્રકારનાં સંવેદન મળે છે. એ ચારે સંવેદનનાં ચાર સ્થળો હોય છેઃ (૧) સ્પર્શસ્થાન, (૨) શીતસ્થાન, (૩) ઉષ્ણસ્થાન, (૪) દુઃખસ્થાન. આ ચારે સ્થળો શરીરની ચામડીના સર્વ ભાગોપર પ્રસરેલાં હોય છે. શરીરનો હરકોઇ ભાગ લ્યો, પણ ત્યાં એ ચારે સ્થાન હોય છે. પરન્તુ એ પ્રત્યેક સ્થાન જો જૂદું જૂદું શોધવા લાગીએ તો માલૂમ પડશે નહિ. શીત અને ઉષ્ણ

એ બેઉ શબ્દો સાપેક્ષક છે, એટલે જો શરીરમાંનાં પરમાણુકંપન કરતાં કોઈ વસ્તુનાં પરમાણુકંપન વધારે હોય છે તો તે વસ્તુ ઉષ્ણ–ઉની લાગે છે અને તે વસ્તુનાં પરમાણુકંપન ઓછાં હોય છે તો તે વસ્તુ શરીરને શીત–ઠંડી લાગે છે. શરીરની કંપનક્રિયાપરથી જ શીતતા અને ઉષ્ણતાનો માત્ર ભાસ થાય છે. એ ચાર સ્થાનમાંથી જે સ્થાન ઉત્તેજિત થાય છે તેનો સંદેશો મનને પહોંચે છે, એટલે ઉષ્ણ સ્થાન ઉત્તેજિત થતાં મનને ઉષ્ણતાનો બોધ થાય છે, ઠંડીનો થતો નથી. તે જ પ્રમાણે દુઃખસ્થાન ઉત્તેજિત થતાં મનને દુઃખનો બોધ થાય છે. સ્પર્શમાં માંસપેશીનું સંવેદન મિશ્ર થએલું હોય છે. કોઈ વસ્તુ ઉંચકતાં માંસપેશીને જો ખેંચાવું પડે છે તો તે મનને પોતાની ફરીઆદ મોકલે છે, પરન્તુ જો તેને ખેંચાવું પડતું નથી તો માંસપેશી તેની ફરીઆદ કરતી નથી. મનોમંદિરમાં સ્પર્શાવયવોની રચના આ પ્રકારની છે.

## પરિચ્છેદ ૩ જો.

### આંખ–ચક્ષુઈંદ્રિય.

**ચક્ષુઈંદ્રિય**—ચક્ષુઇંદ્રિય અર્થાત્ આંખ બીજી ઇંદ્રિયોની મદદ લઇને દેહનો વ્યાપાર ચલાવે છે. આંખની રચના ઉપર જ ફોટોગ્રાફ પાડવાના કેમેરાની રચના કરવામાં આવી છે. જેને આંખની રચના સમજવી હોય તેણે કેમેરાની રચના સમજવી જોઇએ. આંખના ખાડામાં સર્વથી ઉપર સફેદ રંગનો પડદો હોય છે અને તે પડદાની પાછળ કાચના જેવી એક વસ્તુ હોય છે જે કોઈ પણ વસ્તુના પ્રતિબિંબને ગ્રહણ કરતી દેખાય છે. તે કાચ જેવી વસ્તુની પાછળ એક પડદો હોય છે અને તે પડદાની સાથે મસ્તકમાંથી આવેલી દૃષ્ટિનાડીને જોડવામાં આવેલી હોય છે. એથી જ આંખે જોએલી વસ્તુનું જ્ઞાન ઠેઠ મસ્તકની અંદરના મનોમંદિરસુધી પહોંચે છે. જોવાની વસ્તુ નજીક અથવા દૂર હોય તેના પ્રમાણમાં એ કાચરૂપ વસ્તુનું સ્થાન અને આકાર બદલાય છે.

વાયુકંપનથી આંખો પ્રભાવશાળી થાય છે. એવો હિસાબ કાઢવામાં આવ્યો છે કે એક સેકંડમાં આંખ ચાર ખર્વથી સાત ખર્વ સુધી વાયુકંપન ગ્રહણ કરે છે. બહારનું ઉત્તેજન દૃષ્ટિનાડીને મળ્યા સિવાય આંતરિક ઉત્તેજનથી પણ કોઈ કોઇ વાર કાંઈ પ્રકાર દેખાય છે. મસ્તકને

એકાએક કાંઈ વાગે છે, તે વખતે એક વિજળીના ચમકારાની પેઠે આંખને કાંઇ રંગો પણ દેખાય છે, તેનું કારણ એ છે કે એ આઘાતથી દૃષ્ટિનાડીમાં પ્રભાવશાળીપણું આવે છે. આંખ અને નાડીનું કામ એ છે કે ઉત્તેજિત પદાર્થનો પ્રભાવ મનને પહોંચાડવો.

**દૃષ્ટિભ્રમના ચમત્કારો**—રંગ અને પૂરક રંગ એનું પણ દૃષ્ટિ ઉપર પરિણામ થાય છે. દૃષ્ટિભ્રમના અનેક ચમત્કારો હોય છે. એક મીણબત્તી સળગાવીને રાત્રે અંધારામાં ગોળાકારે ફેરવીએ તો બળતા દીવાનું એક ગોળ કડું હોય એવો ભાસ થાય છે. વસ્તુતઃ એ સળગાવેલી મીણબત્તીનો દીવો કોઈ એક ક્ષણે એક જ સ્થળે હોય છે, જ્યારે દેખાવમાં તો ગોળાકારમાં અનેક મીણબત્તીઓના દીવા ગોઠવીને દીવાનું વર્તુળ બનાવ્યું હોય એવો ભ્રમ પેદા થાય છે. ખરે બપોરે આપણે ઓરડામાં જઈએ તો ચોપાસ અંધારૂં અંધારૂં લાગે છે અથવાતો અંધારાવાળા ઓરડામાં બેઠા હોઈએ ને એકદમ તેજસ્વી વિજળીક બત્તી સળગે તો કારમા તેજના પ્રભાવથી આંખ પણ ઉઘાડી શકાતી નથી. આમ થવાનું કારણ એ છે કે આંખની સ્થિતિ પરિસ્થિતિને અનુરૂપ બની જાય છે અને કોઈ નવીન પરિસ્થિતિને અનુકૂળ બનવા માટે તેને અવકાશ જોઇએ છે; તે અવકાશ નથી મળતો અને તેના ઉપર કારમી નવી પરિસ્થિતિ આવી પડે છે ત્યારે તેની ઉપર આઘાત થાય છે.

**રંગાંધતા**—રંગો અનેક હોય છે પરન્તુ તે મૂળ સાત રંગના બનેલા હોય છે. એ સાતે રંગના મિશ્રણથી સફેદ રંગ બને છે. નવી શોધ એવી છે કે લાલ, પીળો અને વાદળી એ ત્રણે રંગોના બધા રંગો બનેલા હોય છે. કેટલાક માણસો લાલ રંગના અથવા અન્ય કોઈ રંગના આંધળા હોય છે; તેમને તેવા પ્રકારનો રંગ આંખે દેખાતો નથી, તેને બદલે તે રંગનો જે પૂરક રંગ હોય છે તે તેને દેખાય છે. કોઈ ચિત્ર હાથમાં લઇને જોતાં તેનો મધ્ય ભાગ સ્પષ્ટ અને ઉજ્જવળ દેખાય છે અને તેની બાજુના ભાગો ધીમે ધીમે ઓછા સ્પષ્ટ થતા જતાં છેવટના ભાગો અસ્પષ્ટ દેખાય છે, કારણકે આંખના મધ્ય ભાગનાં જે કિરણ ચિત્રપર પડે છે તેથી મધ્ય ભાગ સુસ્પષ્ટ દેખાય છે અને તેનું પરિણામ મન ઉપર સારી રીતે થાય છે. બેઉ બાજુએ આંખોનાં ત્રાંસાં અને ઓછાં તેજસ્વી કિરણો પડે છે એટલે તેનું પરિણામ મન ઉપર મધ્ય ભાગના જેટલું થતું નથી.

**આંખનું દૃષ્ટિક્ષેત્ર**—આંખ જે વસ્તુને જોવા માંગે છે તે વસ્તુ ઉપરાંત

તેની બાજુની વસ્તુ પણ તેને દેખાય છે. આશરે ૭૦ અંશ ઉંચે, ૮૦ અંશ નીચે, ૭૫ અંશ પાછળ અને ૮૦ અંશ આગળ એ પ્રમાણેના ક્ષેત્રસુધી દૃષ્ટિ પહોંચે છે. આ ક્ષેત્રને દૃષ્ટિક્ષેત્ર કહે છે. પ્રાણી માત્રની દૃષ્ટિમાં કુદરતે જ ચોક્કસ ફેરફાર રાખેલા છે. મનુષ્યની આંખ અજવાળામાં જુએ છે તેવું અંધારામાં જોઈ શકતી નથી, પરન્તુ બિલાડીની આંખ અંધારામાં પણ સારૂં જોઈ શકે છે. મનુષ્યની આંખ રંગનો એક શતાંશ ભાગ પણ સમજી શકે છે. રંગનું અવલોકન દૃષ્ટિના તેજને ટકાવી રાખે છે. રેતીના રણમાં એક માણસ લાંબો વખત રહે, ત્યાં તેને ઝાડ, પાન, ફૂલ, જાનવર, મનુષ્ય કે એવો કશો રંગબેરંગી દૃષ્ટિનો વિષય મળતો નથી તેથી કેટલેક વખતે તેની આંખોનું તેજ નાશ પામી જાય છે અને તે અંધ બને છે.

**નૈસર્ગિક દૃષ્ટિભ્રમ**—મનુષ્યને દૃષ્ટિના ભ્રમ સંબંધી કેટલાક ચમત્કારો પણ દેખાય છે. એક સીધી લાકડીને પાણીમાં ઘાલીને જોઇએ તો વાંકી દેખાય છે. ઉનાળામાં દૂર મૃગજળ દેખાય છે. રાત્રે નકામો ભૂતનો ભાસ થાય છે. મોટા ઝાડ પાસે નાનું ઝાડ બહુ જ નાનું દેખાય છે. એક સુંદર પુરૂષની પાસે કુરૂપ પુરૂષ ઊભો હોય તો તે વધારે કુરૂપ દેખાય છે. મનુષ્યનો આ પ્રકારનો નૈસર્ગિક દૃષ્ટિભ્રમ જાણીને જ કેટલાક વેપારીઓ ચોખાનો ઢગલો કાળા કપડાપર કરીને વેચે છે, એટલે કાળા કપડાની અપેક્ષાએ ચોખા ઉજળા અને સારા દેખાય છે. આવા જ દૃષ્ટિભ્રમના ચમત્કારો દુનિયામાં અનેક બને છે અને જ્યારે તે કોઈ કહી બતાવે છે ત્યારે જ માણસના સમજવામાં આવે છે. બાહ્ય ઉત્તેજન સિવાય માનસિક ઉત્તેજનથી પણ દૃષ્ટિભ્રમ થાય છે. કોઈ રોગી મનુષ્ય નજીકમાં કશું નહિ હોવા છતાં અવનવા દેખાવો જુએ છે અને હર્ષથી કે શોકથી ચમકે છે. મગજ ઉત્તેજિત થવાને પરિણામે તેને એવો પ્રકાર દેખાય છે.

---

## પરિચ્છેદ ૪ થો.

---

### કાન-શ્રવણેન્દ્રિય.

**શ્રવણેન્દ્રિય**—બહારનો શબ્દ સાંભળીને તે બાતમી મનને પહોંચાડવી એ શ્રવણેન્દ્રિયનું કામ છે. એનો મુખ્ય વિષય શબ્દ છે. શબ્દ ઉઠતાં જ વાયુનું આંદોલન ઉત્પન્ન થાય છે અને એ આંદોલન કાન ઉપર આવતાં જ ત્યાંથી તે બાતમી શ્રવણનાડી મસ્તક તરફ લઈ જઇને

મનને પહોંચાડે છે એટલે શબ્દસંવેદન થાય છે. કાનના બાહ્ય ભાગ, મધ્ય ભાગ અને આંતર્ ભાગ એવા ત્રણ ભાગ છે. મધ્ય ભાગમાં કાનનો પડદો હોય છે અને એ પડદા ઉપર શબ્દનું આંદોલન અથડાય છે. મનુષ્ય એક સેકંડમાં ઓછામાં ઓછા બાર અને વધારેમાં વધારે આઠ હજાર આંદોલનો ગ્રહણ કરી શકે છે. વ્યવહારમાં તો આપણને એક સેકંડમાં ઓછામાં ઓછાં ચાળીસ અને વધારેમાં વધારે ચાર હજાર આંદોલનો ગ્રહણ કરનારાં મનુષ્યો મળી આવે છે. એક શબ્દ મગજ-સુધી કેવા પ્રકારે પહોંચે છે તે સંબંધી આટલી બારીક શોધો થઈ છે પણ બહારથી આપણને એવું જ જણાય છે કે એક માણસ બોલે છે અને બીજો તે બરાબર સાંભળે છે.

**શબ્દસંવેદન કેવી રીતે થાય છે?**—વાયુમંડળમાં હમેશાં એક પ્રકારની લહરિ ઉઠે છે. એ લહરિમાં કંપન અથવા આંદોલન ઉત્પન્ન થાય છે. એ વાયુકપન જ્યારે આપણી શ્રવણેંદ્રિય ઉપર પ્રભાવ પાડે છે ત્યારે શબ્દસંવેદન થાય છે. આ કંપનના શીઘ્ર અને મંદ એવા બે પ્રકાર છે. સર્વ મનુષ્યોની શ્રવણશક્તિ સમાન હોતી નથી. મનુષ્ય કરતાં જનાવરોની શ્રવણશક્તિ વધારે પ્રબળ હોય છે. મોટા કુતરા કરતાં નાના કુતરાની શ્રવણશક્તિ વધારે હોય છે. શિકારીઓ અને તેમનાં પાળેલાં જાનવરોની શ્રવણશક્તિ, દૃષ્ટિ અને ગંધપરીક્ષક શક્તિ અત્યંત તીવ્ર હોય છે. કેટલાક શિકારી કુતરા કેવળ ગંધથી ઈષ્ટ વસ્તુને શોધી કાઢે છે.

ઉતરતી વયમાં માણસની બીજી ઇંદ્રિયો શિથિલ થાય છે તે સાથે શ્રવણેંદ્રિય પણ શિથિલ થાય છે. વૃદ્ધોની સાથે વાત કરતાં ઉતાવળે બોલવું પડે છે તેનું કારણ એ છે. કેટલીક વાર બહેરા માણસો બહુ મોટે સ્વરે કહેલી વાત સાંભળીને સમજી શકતા નથી. તેમને મધ્યમ ઉતાવળે સ્વરે કહેવું પડે છે. કેટલાક બહેરાને કેવળ કર્કશ સ્વર વિના બીજું સંભળાતું જ નથી. શબ્દમાં મોહકતા, માર્દવ, કટુતા ઇત્યાદિ ગુણો રહેલા છે. શબ્દના એ તત્ત્વ ઉપર સંગીતશાસ્ત્ર નિર્માણ થયું છે.

**શ્રવણગ્રાહક તંતુઓ**—એક સ્થળે હાર્મોનિયમ, તબલા, સારંગી વાગતાં હોય અને નાચ-ગાન ચાલતાં હોય, તે સાંભળનારના કાનમાં એ બધા સ્વરોની ખીચડી થતી નથી, પરન્તુ પ્રત્યેક પૃથક્ પૃથક્ સ્વર પારખીને તેના આસ્વાદને તે સમજી શકે છે. આમ એકી સાથે પાંચ-સાત સ્વરને પૃથક્ પૃથક્ ગ્રહણ કરવાની કર્ણેન્દ્રિયની શક્તિનું કારણ એ છે કે આપણા કાનનો પડદો તો એક છે પણ તે જૂદા જૂદા તંતુઓનો

બનેલો છે. કોઇ એક સ્વર સાંભળવામાં આવતાં પડદાના બધા તંતુ કાંઇ પ્રભાવશાળી બનતા નથી, પણ જેનો જે વિષય તે જ તંતુ પ્રભાવશાળી બનીને પોતાનો વિષય ગ્રહણ કરે છે અને શ્રવણનાડી તરફ પોતાની બાતમી પહોંચાડે છે. એ જ કારણથી હાર્મોનિયમનો સ્વર એક તંતુથી, તબલાનો અવાજ બીજા તંતુથી, સારંગીનો ત્રીજા તંતુથી, ગાનનો ચોથા તંતુથી અને નાચનારીના પગના ઘુઘરાનો સ્વર પાંચમા તંતુથી પૃથક્ પૃથક્ રીતે કાનસુધી પહોંચે છે.

## પરિચ્છેદ ૫ મો.

### નાક-ઘ્રાણેન્દ્રિય.

**ઘ્રાણેન્દ્રિય**—મનુષ્યની છાતીમાં જે ફેફસાં છે તેનું રક્ષણ કરનારાં નાકાં તે નાકનાં બે છિદ્રો છે. હવા ખેંચીને તેને શુદ્ધ કરી તે ફેફસાંને પૂરી પાડવી એ નાકનું કર્તવ્ય છે. હવામાં જે કાંઈ ધૂળ કે અનિષ્ટ રજકણો હોય તે નાકની અંદરના વાળમાં ભરાઇ રહે છે અને તે ઉપરાંત નાકની ઉષ્ણતાવડે હવા સ્વચ્છ થાય છે અને પછી જ તે ફેફસાંસુધી પહોંચે છે. ગંદી હવામાં કે દુર્ગંધવાળે સ્થળે માણસ જઇ ચડે છે, ત્યારે નાક પોતાની ગંધપરીક્ષક શક્તિથી માણસને ખબર આપે છે કે અહીં ફેફસાંને ચોખ્ખી હવા પૂરી પાડવાનું કામ કરવું મારે માટે મુશ્કેલ છે: પરન્તુ એ ખબરની દરકાર ન કરતાં માણસ ત્યાં જ ચોંટી બેસે તો પછી બિચારૂં નાક શું કરે ? તે પોતાનું કાર્ય યથાશક્તિ બજાવે છે અને પછી ફેફસાંને જેવી મળે તેવી હવા પૂરી પાડે છે. નાકની અંદરના એક વિશિષ્ટ સ્થાનને ઘ્રાણેંદ્રિય કહેવામાં આવે છે. તે સ્થાન ગંધપરીક્ષક શક્તિ ધરાવે છે. એ સ્થાન ગંધનાં આંદોલનો ગ્રહણ કરીને તેની બાતમી મસ્તકને પહોંચાડે છે. કેટલીક વસ્તુઓની ગંધ બાળવાથી જ જાણી શકાય છે. કેટલીક વસ્તુઓની ગંધ દૂરથી સારી લાગે છે—નજીકથી તીવ્ર અને ઘૃણાજનક લાગે છે.

ગંધના અનેક પ્રકાર છે. જૂદાં જૂદાં ફૂલોની ગંધ જૂદી જૂદી હોય છે. કોઈ પ્રકારની ગંધ કોઈ માણસને બહુ ગમે છે અને બીજા માણસને બીજી ગમે છે. કોઈને ગુલાબની ગંધ ગમે છે તો કોઈને પરિજાતકની ગંધ મધુરી લાગે છે.

**ગંધપરીક્ષક શક્તિ**—મનુષ્યો કરતાં જાનવરોની ગંધપરીક્ષક શક્તિ વિશેષ હોય છે. કુતરા પોતાનો શિકાર કેવળ વાસ ઉપરથી શોધી કાઢે છે, એટલું જ નહિ પણ કેટલાક કુતરા કોઈ માણસની કોઇ વસ્તુની ગંધ ઉપરથી તે વસ્તુના માલેકને શોધી કાઢે છે! માખીઓ એક બીજી માખીઓને ઓળખે છે. એક મધપૂડાની માખી બીજા મધપૂડામાં જાય છે તો તેની જૂદી ગંધ ઉપરથી બીજી માખીઓ તેને મારીને હાંકી કાઢે છે! ઉંદરની ગંધપરીક્ષક શક્તિનો અનુભવ તો સૌને મળે છે. ઉંઘતી બિલાડીની પાસે ઉંદરને મૂકો એટલે તેની ગંધપરીક્ષક શક્તિ તેને કેટલી ઉત્તેજે છે તે માલૂમ પડી આવશે.

કેટલાકની ગંધપરીક્ષક શક્તિ ચોક્કસ પ્રકારની ગંધના અતિપરિચયથી નબળી પડી જાય છે. ગંદી જગ્યામાં રહેનારાની ઘ્રાણેન્દ્રિય એટલી નિર્બળ–શક્તિહીન બની જાય છે કે તેમને પછી ખરાબ ગંધની પરીક્ષા જ પડતી નથી. ભંગીનો ધંધો કરનારને દુર્ગંધની સૂગ આવતી નથી, કારણકે તેની ગંધપરીક્ષક શક્તિને વિષ્ટાની ગંધ જ સ્વલ્પ આવતી હોય છે.

**નાકદ્વારા હવાશુદ્ધિ**—નાક એ એક કોમળ ઇંદ્રિય છે. કેટલાકો મ્હોં વાટે શ્વાસ લે છે પરન્તુ તે નુકસાનકારક છે કારણકે નાકદ્વારા જે હવાશુદ્ધિ થાય છે તે હવાશુદ્ધિ મ્હોંદ્વારા જતી હવાની થતી નથી. વળી નાકનો માર્ગ ફેફસાંસુધી પહોચવા માટે લાંબો હોય છે એટલે હવાને વધારે ઉષ્ણતા મળે છે અને એ રીતે હવાશુદ્ધિ વિશેષ થાય છે.

કેટલાક પ્રકારની ગંધથી માણસનું મન પ્રસન્ન થાય છે અને કેટલાક પ્રકારની ગંધથી તેને એવી સૂગ ચડે છે કે તેના પેટમાં ગરબડ થાય છે અને કેટલીક વાર ઉલટી પણ થાય છે. મન, ઘ્રાણેંદ્રિય અને શરીરનો કેટલો નિકટ સંબંધ છે તે એ ઉપરથી સહજ સમજાય છે.

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

## જીભ-સ્વાદેન્દ્રિય.

**સ્વાદેન્દ્રિય**—સ્વાદેન્દ્રિય તે મનુષ્યના મુખમાંહેની જીભ છે. તેની સાથે જોડાએલો તાળવાનો કેટલોક ભાગ પણ એ ઇન્દ્રિયમાં જ લેખાય છે. કેટલીક બારીક ગાંઠોની એ ઇંદ્રિય બનેલી છે. એ ઇંદ્રિયમાં સ્વાદનાડીઓ હોય છે અને કોઈ વસ્તુનો સ્પર્શ જીભને થતાં જ સ્વાદનાડી

તે વિષેની ખાતમી મગજને પહોંચાડે છે. આ રાસાયનિક ક્રિયા કહેવાય છે. જ્યાંસુધી કોઈ વસ્તુ જીભ ઉપર મૂક્યા પછી પીગળતી નથી ત્યાંસુધી સ્વાદનાડી ઉત્તેજિત થતી નથી અને મગજને સ્વાદની માહીતી મળતી નથી. આજકાલ સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવાને માટે અનેક પ્રકારનાં પકવાનો, મસાલા, ચટણીઓ, ખાદ્ય અને પેય પદાર્થો મનુષ્યોએ શોધ્યાં છે અને નવી નવી શોધો થયા જ કરે છે! સ્વાદ મુખ્ય ચાર પ્રકારના છેઃ મધુર-મીઠો, ખાટો, કડવો અને તીખો. એ સિવાય બીજા જે સ્વાદના પ્રકારો છે તે બધા એ મુખ્ય સ્વાદના પેટાભાગ છે. સ્વાદના વિભાગ સંબંધે કેટલોક મતભેદ પણ છે.

સ્વાદેન્દ્રિય કેવળ સ્વતંત્ર નથી. આંખ, નાક અને સ્પર્શની ઇંદ્રિયો પણ તેના સહકારમાં રહે છે અને એ રીતે તે પોતાની તૃપ્તિ મેળવે છે. સ્વાદ ઉપર પ્રેમનું પણ પરિણામ થાય છે. પ્રેમાળ પત્નીના હાથનો ચાહનો પ્યાલો ગમે તેવી સારી હોટેલના ચાહના પ્યાલા કરતાં વધારે મજેદાર લાગતો નથી શું? પ્રેમથી ઉત્તેજિત થએલું મગજ સ્વાદેન્દ્રિયને એટલી નચાવી રહ્યું હોય છે કે સ્વાદેન્દ્રિયની સ્વાદ સંબંધી ખાતમી એ મગજ યથાસ્થિત આકારમાં ગ્રહણ કરતું નથી. વિદુરની ભાજી શ્રીકૃષ્ણને બહુ મીઠી કેમ લાગી હશે? પ્રત્યેક સ્વાદમાં પણ પુનઃ ભેદ હોય છે. લીંબડો કડવો લાગે છે, બદામ કડવી લાગે છે અને કવીનાઇન પણ કડવું લાગે છે, છતાં એ ત્રણેના કડવા સ્વાદમાંએ ભેદ છે. એવા જ ભેદો બીજા રસોમાં પણ હોય છે.

જેનો સ્વાદ જીભને ગમે છે તે વસ્તુથી શરીરને હાનિ થતી નથી, માત્ર જીભને એ વસ્તુની ટેવ પડેલી હોવી જોઇએ નહિ. અફીણ જીભને સ્વાદિષ્ટ લાગતું નથી, છતાં અફીણની ટેવવાળા અફીણીયા તોલો-તોલો અફીણ ઉડાવી જાય છેઃ તેમની જીભને એનો સ્વાદ ગમે છે, પરન્તુ તેથી તેમના શરીરને હાનિ થતી નથી એમ કહી શકાય નહિ.

**સ્વાદસંવેદન**—આ સંવેદનના આદિ ને અંત એવા બે ભેદ છે. પાંચ શેર પાણીમાં એક ચમચી સાકર નાંખવાથી આપણી જીભને તેની મીઠાશની ખબર પડશે નહિ, પરન્તુ ઉપરા ઉપરી ચમચીઓ ભરીને સાકર નાંખતા રહીએ તો કોઈ પણ વખતે એ પાણીનો સ્વાદ માલૂમ પડશે અને એ સંવેદનનું આદિદ્વાર સમજવું. ત્યારપછી પણ પાણીમાં સાકર નાંખ્યા કરીએ અને તેથી પાણીનું ગળપણ વધતું જવાનું જ, પરન્તુ જીભને અમુક ગળપણનું સંવેદન થયા પછી વિશેષ ગળપણનું

સંવેદન થતું અટકી જશે. એમ કરતાં કરતાં એક વખત એવો આવશે કે સાકરનું પ્રમાણ વધાર્યાં છતાં પાણી મીઠું લાગશે નહિ. એ જ સંવેદનનું અંત્યસ્થાન સમજવું. ૨૦૦ ભાગ પાણીમાં એક ભાગ મીઠો પદાર્થ નાંખીએ તો તેનો સ્વાદ જીભ જાણી શકે છે, ૨૫૦૦ ભાગ પાણીમાં એક ભાગ ખારો પદાર્થ નાંખીએ તો જીભ તે ઓળખી શકે છે, ૩૫૦૦ ભાગ પાણીમાં એક ભાગ તુરો પદાર્થ નાંખીએ તો જીભ તે સમજી શકે છે, તેવી જ રીતે પાંચ લાખ ભાગ પાણીમાં એક ભાગ કડવો પદાર્થ નાંખીએ તો તે જીભ પિછાણી શકે છે. પાંચ મણ પાણીમાં ઓછામાં ઓછી એક શેર સાકર નાંખ્યા સિવાય પાણી મીઠું લાગતું નથી.

પરસ્પર વિરૂદ્ધ રસનો અનુભવ એક રસમાં અધિકતાનું દર્શન કરાવે છે. કડવો પદાર્થ ખાધા પછી તુરત મીઠો પદાર્થ ખાઇએ તો તે વધારે મીઠો લાગે છે. મીઠા પદાર્થ ઉપર ખારો પદાર્થ વધારે ખારો લાગે છે. સ્વાદ ઉપર ઠંડા અને ઉષ્ણ પદાર્થની પણ અસર થાય છે. ઠંડુ પાણી થોડો વખત મ્હોંમાં રાખ્યા પછી તુરત સાકર ખાવાથી તે મીઠી લાગતી નથી. બરફ ખાધા પછી તુરત ખાધેલી વસ્તુનો સ્વાદ ઉતાવળે કળી શકાતો નથી.

**જીભના ભાગોની સ્વાદપરીક્ષક શક્તિ**—મીઠા અને ખાટા પદાર્થને જીભનો અગ્ર ભાગ ઓળખે છે, ખારા પદાર્થને જીભની બે બાજુઓ ઓળખે છે અને કડવા પદાર્થને જીભનો પાછળનો ભાગ પિછાણે છે. ક્વીનાઇનની ગોળી મ્હોંના પાછલા ભાગ ઉપર કદાપિ મૂકવી નહિ; તેમ કરવાથી તે વધારે કડવી લાગશે. મીઠો પદાર્થ ખાવાથી ભૂખ ઓછી થાય છે અને કડવો પદાર્થ ખાવાથી ભૂખ વધે છે એ ધ્યાનમાં રાખવાનું છે. ખાટો પદાર્થ તરસને ઓછી કરે છે અને ખારો પદાર્થ વધારે છે.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## નિરીક્ષણ.

**ઇંદ્રિયોની સંવેદનશક્તિ**—પૂર્વે કરવામાં આવેલા ઇંદ્રિયો વિષેના વિવેચન ઉપરથી સમજી શકાશે કે સર્વ ઇંદ્રિયો સારી રીતે ચાલતી રહે તો જ મનુષ્ય સુખનો સ્વાદ લઈ શકે છે. ઇંદ્રિયજનિત જ્ઞાન સિવાય ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ વગેરે કલ્પના થવાનો સંભવ નથી. સંવેદન એટલે ઇંદ્રિયથી જાણવું તે. જૂદા જૂદા પ્રભાવથી ચિત્તવૃત્તિ બદલાય છે.

ચિત્તવૃત્તિપર હવામાનની પણ અસર થાય છે. માનસ વિદ્યામાં સંવેદનનું બહુ જ મહત્ત્વ છે. કોઈ પણ વસ્તુનું સંવેદન ઈંદ્રિયને થાય છે એમ બોલવાનો રિવાજ છે, પરન્તુ એ વસ્તુની ઓળખાણ પૂર્વે મનને થઈ હોય છે તો જ ઇંદ્રિય તેનું સંવેદન ગ્રહણ કરે છે. લાલ રંગ કેવો હોય છે તે આપણે પહેલાં મનવડે જાણી ચૂક્યા હોઇએ છીએ કિંવા ગધેડાનો સ્વર કેવો હોય છે તે મનવડે ઓળખી ચૂક્યા હોઇએ છીએ, અને પછી જ લાલ રંગ નજરે આવતાં કિંવા ગધેડાનો સ્વર કાને પડતાં આંખ અને કાન તેના સંવેદનને ગ્રહણ કરે છે, અને તે તે ઇંદ્રિયો મનને સંદેશો પહોંચાડી શકે છે. બાહ્ય ઉત્તેજનથી ઈંદ્રિય ઉપર પરિણામ થાય છે પરન્તુ તે પણ સાવધ રહીને-પૂર્વે મેળવેલા અનુભવને અનુસરીને કામ કરે છે. બાહ્ય ઉત્તેજન સિવાય માનસિક ઉત્તેજનથી પણ કાર્ય થાય છે. ઉત્તેજક પદાર્થો આ સૃષ્ટિમાં ઘણા છે, પરન્તુ તેમાં વાયુ તથા પ્રકાશ મુખ્ય છે. સંવેદનશક્તિ સર્વ મનુષ્યોમાં સરખી હોતી નથી. કોઈ માણસમાં અમુક શક્તિ સ્વાભાવિક જ ઓછી હોય છે અને કોઈ માણસ અભ્યાસવડે પોતાની શક્તિ વધારી શકે છે.

એક સંવેદન નિર્માણ થવામાં ચાર વાતની જરૂર હોય છે. (૧) બાહ્ય ઉત્તેજન વિના આપણે કાંઈ જોઇએ કિંવા સાંભળીએ તો તે ખરૂં નથી પણ માત્ર ભ્રમ છે એવું જ સમજાય છે, એટલે પહેલાં બાહ્ય ઉત્તેજનની જરૂર છે. (૨) બીજી જ્ઞાનતંતુની જરૂર છે કારણકે જ્ઞાનતંતુ વિના બાહ્ય ઉત્તેજનને મસ્તકસુધી પહોંચાડવાનું કામ થઈ શકતું નથી. (૩) બાહ્ય ઉત્તેજન મળે અને જ્ઞાનતંતુ પોતાનું કામ કરે, પરન્તુ તે ઉત્તેજનને ગ્રહણ કરનાર મન જોઇએ. (૪) ચોથી જરૂર જૂદી જૂદી ઇંદ્રિયોની છે.

ગુણ સંબંધી સંવેદનના ૩ ભેદ છેઃ (૧) પ્રખર, (૨) બળ કિંવા અધિકતા, (૩) સમય. ઇંદ્રિય સંબંધી સંવેદનના પાંચ ભેદ છે. (૧) રસ, (૨) ગંધ, (૩) શબ્દ, (૪) દૃષ્ટિ અને (૫) સ્પર્શ. પરન્તુ એક જ ઇંદ્રિયના સંવેદનમાં અનેક ભેદ અને ઉપભેદ પણ હોય છે. સંવેદનનો બીજો ભેદ બળ છે અને બળમાં પણ ન્યૂનાધિક વગેરે ભેદો છે. શારીરિક અવસ્થા જેવી હોય છે તેને અનુસરીને સંવેદન થાય છે. રોગીનું મન નિર્બળ હોય છે એટલે તેનું સંવેદન પણ એવું જ હોય છે.

**નિરીક્ષણશક્તિ તથા તેની ખીલવણી**—મનને બધું જ્ઞાન બહારથી મળે છે. નાનાં બાળકોને ઇંદ્રિયજ્ઞાન એકદમ પ્રાપ્ત થતું નથી. પહેલાં સ્પર્શજ્ઞાન, પછી દૃષ્ટિ, પછી શ્રવણ, પછી સ્વાદ અને પછી

ગંધ, એ અનુક્રમે તેને ઇંદ્રિયજ્ઞાન મળે છે, પરન્તુ તે માટે અમુક કાળનો નિયમ નથી. સ્વાદ, ગંધ અને શબ્દ એ પ્રત્યક્ષ જ્ઞાનવિના થોડા પુરાવાપરથી અને તર્ક ઉપરથી પણ જાણી શકાય છે. ગુલાબનું ફૂલ દૃષ્ટિએ ન પડે છતાં ગંધ ઉપરથી તે ગુલાબની ગંધ હોવાનું જાણી શકાય છે. દૃષ્ટિ અને સ્પર્શને માટે પ્રત્યક્ષ જ્ઞાનની જરૂર પડે છે.

કોઈ પણ વસ્તુપરથી મનુષ્ય જૂદો જૂદો બોધ લે છે અને તે તેનો જૂદો જૂદો ઉપયોગ કરે છે. કોઈ પણ વસ્તુના જ્ઞાન માટે કેવળ ઉપલક દૃષ્ટિ પૂરતી નથી. અભ્યાસવડે તેની પૂરતી માહિતી મેળવવી જોઈએ. પ્રત્યક્ષ શક્તિનો જેટલો વિકાસ કરી શકાય તેટલો વિકાસ મનુષ્યે કરી લેવો જોઇએ. એ શક્તિનો વિકાસ ૨૧ વર્ષની વયસુધી થઈ શકે છે અને ત્યારપછી પણ વિકાસ તો કરી શકાય છે, પરન્તુ તે કઠીન થઈ પડે છે. આ સંબંધી અભ્યાસ કરવાનું સાધન કોઈ દુકાન, કિંવા દશ્ય વગેરે છે. બે જણાએ એ સ્થળો જોઇને તેનું વર્ણન કરવું અને એ રીતે એક બીજાની હરીફાઈ થશે, બેઉની નિરીક્ષક શક્તિની કસોટી થશે અને એ રીતે એ શક્તિની ખીલવણી થતી હશે. દશ્યોનાં વર્ણનો પુસ્તકમા વાંચવાથી તે શક્તિનો વિકાસ થતો નથી, પરન્તુ દૃષ્ટિવડે દશ્યો જોવાથી. અને તેવો અભ્યાસ નિરંતર ચાલુ રાખવાથી નિરીક્ષણશક્તિ ખીલે છે.

---

## પરિચ્છેદ ૮ મો.

---

### અવધાન.

**અવધાન એટલે શું ?**—ઇંદ્રિયો મનને કોઈ પણ વસ્તુની બાતમી પહોંચાડે છે, પરન્તુ વિચાર કર્યા વિના કોઈ પણ વાત બરાબર સમજી શકાતી નથી અને વિચાર માટે મનની એકાગ્રતા થવી જોઇએ. એ એકાગ્રતાને માનસ શાસ્ત્રવેત્તાઓ અવધાન કહે છે. એક વિષયપરથી બીજી વસ્તુનું અવધાન કરનારી ગુપ્ત શક્તિ મનની અંદર વસી રહેલી છે અને તે માટે જ એ પ્રકારની એકાગ્રતાની જરૂર છે. એ એકાગ્રતા વધુ વખત ટકાવવાનું કાર્ય દુર્ઘટ છે. મનની ચેતનાવૃત્તિ તે જ્ઞાન છે અને એક જ વિષય તરફ પૂર્ણ લક્ષ આપવું તેનું નામ અવધાન છે. ક્રોધ થવો એ વૃત્તિ ચેતના છે, પણ ક્રોધપરથી વૃત્તિને બીજી બાજુએ વાળી સ્થિર કરવી તેનું નામ અવધાન છે. અવધાન માટે શરીરનું સ્વા-

સ્થ્ય અને ઉત્તેજનની જરૂર છે. જેનું શરીર સ્વસ્થ ન હોય તે અવધાન કરી શકતો નથી. બાહ્ય ઉત્તેજનથી મનુષ્યનું મન એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં સહજ વળે છે. શોકમાં લીન થએલો માણસ પણ મધુર વાદ્ય સાંભળીને થોડી વાર મનોદુઃખને ભૂલે છે. આંતરવૃત્તિ ઉત્તેજિત થવાથી જે એકાગ્રતા થાય તે આંતર્ અવધાન કહેવાય છે, ને ઇંદ્રિયદ્વારા મળતા વિષયપર જે એકાગ્રતા થાય છે તે બાહ્ય અવધાન કહેવાય છે. બાહ્ય અવધાનમાં રસ, ગંધ, શબ્દ, દૃષ્ટિ અને સ્પર્શનો સમાવેશ થાય છે જ્યારે આંતર્ અવધાનમાં વિષય, કલ્પના, વિચાર, સુખ દુઃખ અને ઇચ્છા, દ્વેષ, સંકલ્પ ઇત્યાદિ મનોવ્યાપારનો સમાવેશ થાય છે.

**ઐચ્છિક અને અનૈચ્છિક અવધાન**—એક જ વખતે પોતાનું અવધાન એકથી અધિક વસ્તુપર રાખી શકાય છે, માત્ર તેમાંના એકાદ વિષય ઉપર વધારે લક્ષ અને બીજા વિષયોપર ઓછું લક્ષ રહે છે. આપણે પુસ્તક વાંચવામાં લીન હોઇએ પરન્તુ સામે પડેલું ઘડીઆળ જો કોઈ ઉચકે તો તે તરફ પણ આપણું ધ્યાન સહજ રહે છે. સામાન્ય રીતે એકાગ્રતા ૩–૫ સેકંડ રહે છે, અને એ એકાગ્રતા વધારવાનો યત્ન કરવો, તેનો અભ્યાસ કરવો, એ શરીરના હિતને અર્થે લાભદાયી છે તેમ જ યોગનો પાયો છે. અવધાન ઐચ્છિક અને અનૈચ્છિક એમ બે પ્રકારનાં હોય છે. ઐચ્છિક અવધાન પ્રયત્નથી પ્રાપ્ત થાય છે અને અનૈચ્છિક અવધાન સહજ પ્રાપ્ત થાય છે. જનાવરોમાં અને નાનાં બાળકોમાં અનૈચ્છિક અવધાન જ જોવામાં આવે છે, તેમજ મોટાં મનુષ્યોમાંએ અનૈચ્છિક અવધાનનું પ્રાબલ્ય વિશેષ હોય છે અને ઐચ્છિક અવધાન પ્રયત્નથી મેળવવું પડે છે.

**બાહ્યાંતર્ અવધાન**—બાહ્ય અને આંતર્ અવધાનને માટે બાહ્ય અને આંતર્ ઉત્તેજનની જરૂર છે અને એ ઉત્તેજન જેટલું અધિક તેટલું અવધાન અધિક પ્રબળ પ્રાપ્ત થાય છે. બાહ્ય ઉત્તેજન ઇંદ્રિયદ્વારા અને આંતર્ ઉત્તેજન મનદ્વારા મળે છે. અદ્ભુત વસ્તુઓ તરફ અવધાન સહજ આકર્ષાય છે. વસ્તુના આકારને અનુસરીને પણ અવધાનનું આકર્ષણ થાય છે. કૂતરાને બદલે હાથી તરફ ચિત્ત વધારે આકર્ષાય છે. જરૂરીઆત અને અનુકૂળતાને અનુસરીને જ અવધાન આકર્ષાય છે. પરિવર્તનથી પણ અવધાન આકર્ષાય છે. એકની એક વસ્તુ કંટાળો આપે છે. તે જ્યારે બદલાય છે ત્યારે ચિત્ત આકર્ષાય છે. પોતાના માલની

જાહેરાત આપનાર તેમાં પરિવર્તન કરતો રહે તો તેથી તે વધારે આકર્ષક નીવડે. ગતિજન્ય વસ્તુ તરફ અવધાન વિશેષ આકર્ષાય છે. આકસ્મિકતા પણ અવધાનને આકર્ષનારી છે. પરદેશ ગએલો એક માણસ પાછો આવશે નહિ એવી સૌની ખાત્રી હોય અને તે અકસ્માત્ આવી ચડે તો તેના તરફ સૌનું ધ્યાન આકર્ષાય છે. જાહેર ખબરના મથાળામાં આકસ્મિકતા લાવવાની કળા પાશ્ચાત્ય દેશોમાં સાધારણ છે અને વાચકોના ધ્યાનને તે આકર્ષે છે.

**અવધાન માટે અભ્યાસ**—પ્રયત્નશીલ અવધાનને માટે બહુ અભ્યાસ કરવો પડે છે. કોઈ પણ વિષય ઉપર ધ્યાન લઈ જઈ શકાય છે, પરન્તુ ત્યાં તેને સ્થિર કરવું એ જ કઠીન કાર્ય છે. મનની એકાગ્રતા ટકાવવાને અનેક વસ્તુઓની જરૂર પડે છે, પરન્તુ અભ્યાસવડે તે સહજ સિદ્ધ થાય છે.

એક ને એક વિષય ઉપર બહુ લક્ષ રાખવાથી શક્તિ થાકી જાય છે. મેસ્મેરિઝમ કિંવા હિપ્નોટિઝમના પ્રયોગો કરનારાઓ આ સ્થિતિનો ફાયદો લે છે. જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેની અવધાનશક્તિ થાકી ગયા પછી તેને સહજ નિદ્રા આવે છે અને એ સ્થિતિમાં પછી પ્રયોગ શરૂ થાય છે. આશાનો પ્રભાવ અવધાન ઉપર પડે છે. આપણી પાસે થઈ અનેક માણસો આવે જાય છે, પરન્તુ તેમાંના કોઈના સંબંધમાં આપણને આશા હોતી નથી એટલે તે તરફ આપણું લક્ષ જતું નથી. અવધાનપર વિકારનો પણ પ્રભાવ પડે છે. જે વિષય આપણને ગમે છે તે તરફ આપણું ધ્યાન સહજ ખેંચાય છે. અવધાનમાં કાંઈ ને કાંઈ પ્રયત્નની જરૂર છે અને અભ્યાસવડે અવધાનની શક્તિ વિકસે છે.

## પરિચ્છેદ ૯ મો.

## સ્મરણશક્તિ.

**સ્મરણશક્તિ એટલે શું ?**—મનવડે પૂર્વ અનુભવને સંભારવો તેનું નામ સ્મરણ. તે સંબંધી મનુષ્યની શક્તિ તેનું નામ સ્મરણશક્તિ. જે વાત માણસે કદી જોઇ કે સાંભળી ન હોય તેનું નામ કદાપિ સ્મરણમાં આવતું નથી. સ્મૃતિમાં પહેલાં નવીન સંવેદન ગ્રહણ કરીને તે જ્ઞાનનો પૂર્વ જ્ઞાનમાં વધારો કરવાની શક્તિ જોઈએ છે. એ ક્રિયાને પચનશક્તિ

કહે છે. પચનશક્તિ સારી હોય તો સ્મરણશક્તિ પણ પ્રબળ હોય. સ્મરણશક્તિમાં ભેદશક્તિ પણ હોય છે. પૂર્વ અનુભવ અને નવીન અનુભવ એમાંનો ભેદ જાણવો અને તુલના કરવી તે કામ એ શક્તિનું છે. બાળકોમાં એ શક્તિ હોતી નથી. માણસની જેમ ઉંમર વધે છે તેમ તેની શક્તિ ખીલે છે. કોઈ વાર એક વાત સાંભળતાં તેની સાથે સંબંધ ધરાવતી બીજી વાત સાંભરે છે તે પારસ્પરિક સંબંધશક્તિ છે. જોએલી અથવા કોઈ ઇંદ્રિયથી અનુભવેલી વસ્તુની મૂર્તિ મનમાં ઊભી કરવી અને પુનઃ તેનો અનુભવ થતાં એ મૂર્તિ સ્મરણમાં ઉભરાઈ આવે છે, એ પણ સ્મરણશક્તિનો એક ભેદ છે. તે જ પ્રમાણે ઓળખશક્તિ સ્મરણશક્તિમાં હોય છે. ધારણાશક્તિ પણ તેમાં રહેલી હોય છે જેથી ઇંદ્રિયદ્વારા થએલું સંવેદન મન ઉપર ઠસે છે.

આપણે વ્યવહારમાં કહીએ છીએ કે સ્મરણશક્તિનું કાંઇ ઠેકાણું નથી, પરન્તુ માનસ શાસ્ત્રના વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે સ્મરણશક્તિ ચોક્કસ નિયમોને અનુસરીને જ વર્તે છે. આપણા મન ઉપર જે કાંઈ વસ્તુનો પ્રભાવ પડે છે તે ઉપરાંત તેની સહચારી બીજી વસ્તુઓનો પણ પ્રભાવ પડે છે. જૂનાગઢની મુલાકાત વખતે રાણકદેવી અને રાહ ખેંગારના પ્રસંગો આપોઆપ સાંભરી આવે છે. કાર્યકારણ, સાદશ્ય. વિરોધ ઇત્યાદિ પ્રસંગો પણ સહચારી તરીકે કામમાં લાગે છે.

જે વાત વારંવાર સાંભળી હોય કિંવા કહી હોય તેનું સ્મરણ સહેલાઇથી સિદ્ધ થાય છે. જે વાતની છાપ મનપર બરાબર પડી હોય તેનું સ્મરણ સારી રીતે થાય છે. મનુષ્યના મનના વિકારની પણ સ્મૃતિપર અસર થાય છે. આનંદમાં અને શોકમાં સ્મરણશક્તિનાં પ્રમાણ જૂદાં જૂદાં હોય છે. પ્રયત્નશીલ અવધાનથી સ્મૃતિ સુદઢ બને છે. થોડા સમયપર બનેલા બનાવનું સ્મરણ સત્વર થાય છે. કાળવહન સાથે સ્મૃતિ ભુંસાય છે. જે વાત વિચારસૂત્રમાં ગોઠવાઈ હોય છે તેનું સ્મરણ બરાબર થાય છે.

જાગૃતાવસ્થા અને સુષુપ્તિ એવા બે પ્રકાર મનુષ્યની અવસ્થાના છે. જાગૃતાવસ્થામાં મનોવ્યાપાર ચાલે છે પરન્તુ નિદ્રામાં કેવી સ્થિતિ હોય છે તે કોઇ જાણતું નથી. જો ઉંઘ સંપૂર્ણ આવે નહિ તો સ્વપ્નો આવવા લાગે છે. સુષુપ્ત અવસ્થામાં મન પ્રયત્નશીલ અવધાનથી કશું કામ કરતું નથી તેથી જ નિદ્રામાં આવેલાં સ્વપ્નો સાંભરતાં નથી.

**બાહ્ય ઉત્તેજનની જરૂર**—ગત વાતનું સ્મરણ રહેવા માટે તેની છાપ મન ઉપર મજબૂત પડેલી હોવી જોઇએ. એ સંસ્કાર પડવાને પ્રબળ બાહ્ય ઉત્તેજન પણ હોવું જોઇએ. એ ઉત્તેજન પ્રબળ ન હોય તો કોઈ બનાવનો અનુભવ લક્ષપૂર્વક લેવામાં આવવો જોઇએ, તેમજ તે બનાવને વારંવાર જોવો અથવા સાંભળવો જોઇએ. કવિતાઓ બહુ વાર બોલવાનું બને તેથી ગદ્ય કરતાં પદ્ય વધારે સ્મરણમાં રહે છે એવો અનુભવ સ્વાભાવિક છે. નૈસર્ગિક સ્મૃતિ અને પ્રયત્નશીલ સ્મૃતિ એવા બે સ્મૃતિના પ્રકાર છે. એક વાત એક વાર સાંભળીને બરાબર બોલી જનારા, એક મોટું પુસ્તક એક વાર વાંચીને તેનો સાર કહી જનારા મનુષ્યો જગતમાં અનેક છેઃ તેઓની સ્મૃતિ નૈસર્ગિક છે. પ્રયત્નપૂર્વક સંભારીને કોઈ વાત કહેનારની સ્મૃતિ પ્રયત્નશીલ હોય છે. કોઈ વાત સંભારવાને માથું ખજવાળનારાની સ્મૃતિ હંમેશાં સફળ થાય છે એમ કાંઈ હોતું નથી.

**સ્મરણશક્તિનો આધાર**—સ્મરણશક્તિ ચાર ગુણોપર અવલંબી રહી હોય છેઃ (૧) સંખ્યા, (૨) લાંબી ધારણા, (૩) સ્પષ્ટતા, (૪) કાર્યકારિતા. અનુભવની જેટલી મોટી સંખ્યા સ્મૃતિમાં રહે તેટલી સ્મૃતિ સારી કહેવાય છે. ઉત્તમ સ્મૃતિની ધારણા દીર્ઘ કાલપર્યંત રહેવી જોઇએ. સ્મૃતિની સ્પષ્ટતા પણ હોવી જોઈએ. જે વાતનું સ્મરણ જે વખતે કરવાની જરૂર હોય તે જ વખતે તે સ્મરણ થવું જોઇએ અને તો જ તે કાર્યકારી અને ખરી ઉપયોગી સ્મૃતિ કહેવાય છે. આપણા પુરાતન પૂર્વજોમાં લેખનકળા ખીલેલી નહોતી, તોપણ સ્મૃતિ જેવા ગ્રંથો ઉત્તરોત્તર સજીવન રહ્યા તેનું કારણ તેમની અપૂર્વ ધારણાશક્તિ–સ્મરણશક્તિનું હતું. સામાન્ય રીતે મનાય છે કે મનુષ્યની પાંચ વર્ષની વય થતાંસુધી બનેલા બનાવો તેને સાંભરતા નથી, પરન્તુ એક મનુષ્ય પાણીમાં પડીને મરી જતો હોય છે ત્યારે તેના જીવનના નાનામાં નાના બનાવો પણ તેને સાંભરે છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્યના મન ઉપર જ્યારે કાંઈ પ્રબળ ઉત્તેજન–પ્રભાવ પડે છે, ત્યારે તેને આખી જીંદગીમાં નહિ સાંભરેલી વાતો પણ સાંભરે છેઃ એટલે કે કોઈ પણ બનાવની છાપ મનુષ્યના મન ઉપરથી સદંતર તો ભુંસાઈ જતી નથી. કેટલીક વાતો વિસરી જવી એ જ લાભદાયક છે. કેટલીક દુઃખદાયક વાતો આપણે વિસરી જઇએ છીએ તેથી જ આપણું મનોમંદિર સાફ રહે છે.

વિદ્યાર્થીઓ પોતાના પાઠ ગોખીને મ્હોંએ કરે છે તે પદ્ધતિથી સ્મ-

રણુશક્તિ ઉપર બોજો વધારે પડે છે અને તેની કાર્યકારિતા પૂરી વિકસતી નથી. શરીર નીરોગી રહે, તો મન નીરોગી રહે છે અને નીરોગી મનની જ સ્મરણુશક્તિ ખીલે છે તથા કાર્યકારી નીવડે છે. કોઈ પણ વાત લક્ષપૂર્વક—અવધાનપૂર્વક સમજી લેવાથી જ તેની અસર સ્મૃતિ ઉપર દૃઢ થાય છે. અભ્યાસનો વિષય જે વિદ્યાર્થીઓ અવધાનપૂર્વક શીખે છે તેમને તે જ વિષય પુનઃ પુનઃ વાંચવાની ઓછી જ જરૂર પડે છે. પૂર્વે શીખેલું અને નવું શીખવાનું એ બેઉના સંબંધપૂર્વક જો નવું જ્ઞાન ગ્રહણ કરવામાં આવે તો તેથી તે સ્મૃતિમાં સારી રીતે જડાઈ જાય છે. સ્મરણુશક્તિ કંટાળી જાય એટલી હદસુધી તેના ઉપર શિક્ષણનો બોજો મૂકવાથી તે પોતાની શક્તિ કરતાં વધારે ગ્રહણ કરતી નથી, માટે શક્તિને અનુસરીને જ અભ્યાસ કરવો. કોઈ કાર્ય એક જ ઇંદ્રિય પાસે કરાવી લેવાને બદલે બધી ઇંદ્રિયોની મદદ લઇને તે કાર્ય કરવું એ વધારે લાભકારક છે. કોઇ સ્થળનો ખ્યાલ લેવાને તે સ્થળનું વર્ણન વાંચવું તે કરતાં તે સ્થળે જઈને ત્યાંના દૃશ્યનો, હવાનો, વસતીનો, ઇત્યાદિ અનુભવ ઇંદ્રિયોદ્વારા લેવો તેથી સ્થળનો ખ્યાલ મનમાં વધારે વજ્રલેપ થવા પામે છે. આ મુદ્દા ઉપર જ વિદ્યાર્થીઓને પદાર્થજ્ઞાન કિંવા પ્રત્યક્ષ જ્ઞાન આપવાનો મુદ્દો ઘડાયો છે. અભ્યાસથી સ્મરણુશક્તિ વધે છે, લખવાથી યથાર્થતા આવે છે અને બોલવાથી એ વિષય ઉપર પ્રભુત્વ મળે છે, તેટલા જ માટે ઈષ્ટ વાતનું સ્મરણ કરીને બોલવું એ સ્મરણુશક્તિ વધારવાનું મોટું સાધન છે.

## પરિચ્છેદ ૧૦ મો.

### કલ્પના.

**કલ્પના એટલે આદિ માયા**—સ્મૃતિ અથવા સ્મરણુશક્તિ ઉપર ભૂતકાળના અનુભવનો પ્રકાશ પડે છે, ત્યારે કલ્પના તો ત્રણે કાળમાં વ્યાપી રહે છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળસુધી કલ્પનાનો વેગ પહોંચી શકે છે. જગત્માં જે કાંઇ વસ્તુ જોવામાં આવે છે તેનો કોઇ ને કોઈ કર્તા તો હોય છે અને તેનો કર્તા પહેલાં કલ્પના કરીને પછી વસ્તુ બનાવે છેઃ એ નિયમે કલ્પનાને જગન્નિયંત્રી કહેવામાં પણ હરકત નથી. પ્રત્યક્ષ વસ્તુને ભાંગી તોડીને જ કલ્પના આગળ વધે છે; જો તેવી

ભાંગતોડ ન કરે તો તે કલ્પના કહેવાય જ નહિ. પુરાણમાં કલ્પનાને આદિ માયારૂપે વર્ણવી છે તે સત્ય છે.

**કલ્પનાનો પ્રભાવ**—કલ્પનાનો પ્રભાવ સ્મૃતિપર પણ પડે છે. પ્રત્યક્ષ જોવામાં આવતી વસ્તુમાં પણ કલ્પનાનો ભાગ હોય છે. ટેબલપર પડેલો એક દડો આપણે જોઈએ છીએ, ત્યારે વસ્તુતઃ તે દડાનો અર્ધ ભાગ જ આપણે જોઇએ છીએ, પરંતુ કલ્પનાને આધારે તેનો બીજો અર્ધ ભાગ કલ્પી લઈએ છીએ. મનુષ્યની આ સ્વાભાવિક કલ્પનાશક્તિનો લાભ નાટકકારો લે છે. એક મોટા રાજમહેલનું મોખરાનું દશ્ય તે પ્રેક્ષકોને બતાવે છે, તે ઉપરથી પ્રેક્ષકોની કલ્પના ત્યાં આખો રાજમહેલ ખરેખર ઊભો હોવાનું માની લે છે અને ઘણા ભોળા પ્રેક્ષકો તો ખરેખર રાજમહેલ કેવી રીતે બાંધવામાં આવ્યો હશે તેવા ઉંડા વિચારમાં પડી જાય છે!

**કલ્પનાના પ્રકારો**—કલ્પનાના વિધાયક, ઉત્પાદક અને આદર્શ એવા ત્રણ પ્રકાર છે. વિધાયક કલ્પનાનું મુખ્ય કામ નવીન જ્ઞાનપ્રાપ્તિને સહાય કરવાનું છે. તેની મદદ વિના કશું નવું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. વિધાયક કલ્પના ન હોય તો કોઈ પદાર્થની ઘટના સમજ્યા છતાં તે ઉપરથી સામાન્ય સિદ્ધાંત કાઢી શકાય નહિ. જનાવરમાં આ શક્તિ હોતી નથી. ઉત્પાદક કલ્પના એ પ્રાયોગિક કલ્પના કહેવાય છે. એ કલ્પનાનો પ્રયોગ આપણા હમેશના પરિચયનો હોય છે. રેલ્વે, તાર, ટેલીફોન, નાટક, વાર્તા ઇત્યાદિ દશ્યો આ કલ્પનાનાં સ્વરૂપો છે. થોડા ખર્ચમાં વધારે ફાયદો કેવી રીતે લઈ શકાય તેનો વિચાર એ જ પ્રકારની કલ્પના કરે છે. નાનાં બાળકોમાં ઉત્પાદક કલ્પના બહુ જણાઈ આવે છે. તેમની નાની રમતો, ઉજાણીઓ, વાર્તાઓ સાંભળવાનો શોખ એ બધું તેમની ઉત્પાદક કલ્પનાનું ફળ છે. જાનવરોમાં આ શકિત નથી. નાનાં બાળકોમાં જે કલ્પનાશક્તિ બીજરૂપે હોય છે તે શકિતનું સંવર્ધન અને વિકાસ કરવો એ જરૂરનું છે, પરન્તુ કલ્પનાશકિત પ્રમાણમાં હોય તો જ ઠીક, નહિતો તેનું પરિણામ મન ઉપર બહુ માઠું થાય છે. અત્યંત કલ્પનામાં રમી રહેનારાઓ ગાંડા થઈ ગએલા જોવામાં આવે છે. આદર્શ કલ્પના એ કલ્પના સાથે જ સંબંધ ધરાવે છે. તે લલિત કલ્પના પણ કહેવાય છે. આદર્શ બનાવવો તે તેનું મુખ્ય કામ છે. કોઇ પણ કલ્પના કરતી વખતે દષ્ટિની સામે આદર્શ તો હોવો જ જોઇએ. પૈસા મેળવીને હું ધનવાન થઉં એવી કલ્પના ન કરતાં માણસ

એવી જ કલ્પના કરે છે કે હું ફલાણા માણસના જેવો ધનવાન થઉં. મનુષ્યે પોતાનું ધ્યેય હમેશાં ઉચ્ચ રાખવું. કોઈ પણ આદર્શ દૃષ્ટિ સમીપે રાખીને આગળ વધવાથી મનુષ્યની બુદ્ધિ અને કૌશલ્ય વધે છે. તે એક પ્રકારનો અભ્યાસ છે. વિકારનો પ્રભાવ કલ્પના ઉપર પડે છે અને તેનો જ અનુકૂળ આદર્શ બનીને તેનો પ્રભાવ પુનઃ વિકાર ઉપર પડે છે. કાર્યકારણસંબંધ એવા પ્રકારનો હોવાથી પછી તેનો પ્રભાવ મન ઉપર પડે છે. સામેના દૃશ્ય પ્રમાણે મનોવિકાર બદલાય છે. કરૂણારસવાળું કે શૃંગારરસવાળું નાટક જોવાથી પ્રેક્ષકનું મન એ રસમાં તદાત્મ બની જાય છે. તેટલા માટે જ મનુષ્યો સત્સંગનું, સારા વાચનનું માહાત્મ્ય ગાય છે. દિવાનખાનામાં ગોઠવેલાં ચિત્રો ઉપરથી તેના માલેકની મનોવૃત્તિનું માપ ચતુર પ્રેક્ષકો કાઢી શકે છે. આ શકિત નિસર્ગસિદ્ધ છે ખરી, પરન્તુ અભ્યાસવડે તેનો વિકાસ એકસરખો ન થતો રહે તો એ શકિત કુંઠિત થઈ જાય છે.

કલ્પનાને કશા નિયમો કે બંધન નથી, તે તો સ્વચ્છંદ નાચનારી છે; તોપણ તેને માટે નિસર્ગસિદ્ધ નિયમો છે. જ્ઞાનેન્દ્રિયવડે જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે કરતાં કલ્પના હમેશાં આગળ વધે છે. ઇંદ્રિયજનિત જ્ઞાન એ કલ્પનાનો પાયો છે. અશક્ય, અસત્ય અને અસંભવનીય કલ્પનાને કદાપિ પોષવી નહિ, કારણકે તેથી હાનિ થાય છે. નાનાં બાળકોના સંબંધમાં આ વિષે ખબરદારી રાખવાની જરૂર છે.

**કલ્પનાની શરીરપર અસર**—કલ્પનાનો પ્રભાવ શરીર ઉપર પણ પડે છે. શરીર સ્વસ્થ અને શાન્ત હોય છે ત્યારે કલ્પનાશકિત સારી હોય છે. મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમમાં કેવળ સૂચનાવડે જ મોટા મોટા રોગો દૂર કરી શકાય છે. એકાદ સાજા માણસને જો કોઈ રોજ રોજ કહે કે 'તમારી તબીયત કાંઈ સારી દેખાતી નથી' તો તેના મનપર તેનું પરિણામ થાય છે અને તે ખરેખર માંદો પડે છે. ખુશામતીયા અને સેવકોથી વીંટાએલા શ્રીમંતો રોગિષ્ઠ વધારે થાય છે તેનું આ પણ એક કારણ છે. એ જ પદ્ધતિથી રોગીને નીરોગી કરી શકાય છે. રોગીના મન ઉપર માઠી અસર ન થાય તેટલા માટે રોગીનાં સગાં અને વૈદ્ય ડાક્તર કાળજી રાખે છે, તેને હિંમત આપે છે, તેનું કારણ એ જ છે. શરીર સ્વસ્થ રાખીને હાનિકારક કારણો દૂર કરનારી એક શક્તિ આપણા શરીરમાં રહેલી છે અને તે શક્તિ નિર્બળ થઈ એટલે રોગ ઉત્પન્ન થયો સમજવો. મંત્રેલા દોરા, તાવીજ, નજર લાગ-

વાનો મંત્ર, વીંછી ઉતારવાનો મંત્ર એ બધામાં મૂળતત્ત્વ એ જ છે. મૂળ વિશ્વાસ હોવો જોઇએ એટલે પછી કલ્પના તેવું ચિત્ર રંગે છે અને તેનું પરિણામ તેવું થાય છે.

ફ્રાન્સમાં એક માણસને પ્રાણદંડની શિક્ષા થઈ. એક ડાકટર અને શોધકને કલ્પનાની પરીક્ષા કરવાની હતી તેથી તેઓએ જેલમાં જઇને પેલા કેદી ઉપર પ્રયોગ કર્યો. પાંચ-દસ કાપકુપ કરવાનાં ઓજારો અને તેવડે વાઢકાપ કરનારા સર્જનોને પણ તેમણે બોલાવ્યા. સર્જનોએ પોતાનાં ઓજારો સજ્જ કર્યાં અને તેમાંના એકે કહ્યું: "આમાંના એક શસ્ત્રથી તેની નસ કાપીને લોહી વહેવડાવવાનું છે અને તે રીતે તેને મારી નાંખવાનો છે." પછી કેદીની આંખો બાંધીને તેને ખાટલાપર સુવાડ્યો. સર્જનોએ ઓજારોને ઉંધી બાજુએ રાખીને કેદીના શરીરના કેટલાક ભાગપર ફેરવ્યાં. જ્યાં જ્યાં શસ્ત્રો ફેરવ્યાં હતાં ત્યાં ત્યાં ઉના પાણીની મંદ ધારા વહેવડાવવા માંડી અને વચમાં તેઓ બોલતા કે "આટલું લોહી વહી ગયા પછી હવે તે જીવવાનો નથી." આથી કેદીની કલ્પના દૃઢ થઇ કે પોતાના શરીરમાંથી લોહી વહી જાય છે અને હવે પોતે મરી જશે. થોડી વારે એ કેદી શરીરમાંથી લોહીનું એક પણ ટીપું, ગુમાવ્યા વિના માત્ર કલ્પનાને લીધે જ મરણ પામ્યો!

કલ્પનાશક્તિ હમેશાં સરળ માર્ગે વધારવી અને તે માટે જ્ઞાનની ખાસ જરૂર છે. કોઇ પણ વાતની પ્રતિમા મનમાં ઊભી કરવાથી કલ્પનાશક્તિને સારી રીતે પુષ્ટિ મળે છે. કોઈ પણ વાતના ટુકડા કરીને તે ગ્રહણ કરવાથી તેમાં સરળતા પડે છે. વાઙ્મયના અભ્યાસથી જ્ઞાન વધે છે. એકલી કલ્પના જ કરવાથી કાર્ય થતું નથી. કલ્પના પ્રમાણે કાર્ય કરવાથી જ ફાયદો થાય છે. માનસિક ઉન્નતિને માટે નીરોગી કલ્પના એક મહત્ત્વનું સાધન છે. એ જ માનસિક ઉન્નતિનાં અંગો મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ, ટેલિપથી વગેરે છે.

---

## પરિચ્છેદ ૧૧ મો.

---

## વિચારશક્તિ.

**વયોવૃદ્ધિ અને વિચારશકિત**—વિચાર હરકોઈ વિષય ઉપર કરી શકાય છે. કલ્પના કરો કે છરીથી આંગળી કપાઈ. એ કૃતિ આંખોની

સમીપે બની છે. સ્મૃતિએ એ પ્રસંગનું ચિત્ર દોર્યું અને કલ્પનાશક્તિએ કલ્પના કરી; પરન્તુ આંગળી કાપનારી છરીને આંગળીથી દૂર કરવી એ કામ વિચારનું છે. કેટલાકો માને છે કે નાનાં બાળકોને વિચારશક્તિ હોતી નથી. મનુષ્યની ઉમરના ૧૦ થી ૧૪ વર્ષથી વિચારશક્તિની ઉત્પત્તિ થવા લાગે છે. જુવાનીમાં કલ્પનાશક્તિ પ્રબળ હોય છે. એ કલ્પનાના તરંગમાં જુવાની ચાલી જાય છે એટલે પછી વૃદ્ધાવસ્થામાં વિચાર થાય છે. જ્યારે વિચાર થાય ત્યારે જો શરીર જોરદાર હોય તો જ તેનો ઉપયોગ છે, નહિતો તે વિચાર કશા ઉપયોગનો થતો નથી. ખરૂં જોતાં બાલ્યાવસ્થાથી જ સર્વ માનસિક શક્તિનો વિકાસ થાય છે. ઈતર માનસિક શક્તિ કરતાં વિચારશક્તિનો વિકાસ થતાં બહુ વાર લાગે છે. નાનું બાળક કોઈ નવી વસ્તુ જોઈને અવનવા પ્રશ્નો પૂછવા મંડી જાય છે તે તેનામાં સ્વલ્પ પણ વિચારશક્તિ હોવાથી જ. વિચારમાં મુખ્યત્વે કરીને ત્રણ બાબતોનો સમાવેશ થાય છે. (૧) સામાન્ય વિચાર, (૨) નિર્ણયવિચાર, (૩) અનુમાનવિચાર.

**સામાન્ય વિચાર**—માણસનો અનુભવ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ તેનું સામાન્ય જ્ઞાન વધતું જાય છે. સામાન્ય વિચાર અનુભવથી જ ઉદ્‌ભવે છે. નાનાં બાળકોને પોતાનું ઘર અને ઘરનાં માણસો એ જ આખું જગત્ છે એટલે તેના વિચાર તેના અનુભવેલા જગત્‌થી આગળ વધતા નથી. આગળ જેમ જેમ તેનું જ્ઞાન તથા અનુભવ વધતાં જાય છે તેમ તેમ તેના સામાન્ય વિચારો પણ બદલાતા જાય છે. આ સામાન્ય વિચારને જેટલું કાયમપણું આવે તેટલું વધારે સારૂં. કલ્પના અને સામાન્ય વિચાર એ બે એક જ છે એવો કેટલાકોનો મત છે, પણ તે બરાબર નથી. કલ્પનાનો સંબંધ પ્રત્યક્ષ પદાર્થ સાથે હોય છે એટલે કલ્પના એ પ્રતિમૂર્તિ તૈયાર કરનારી હોઈ શકે છે; પરન્તુ સામાન્ય જ્ઞાનનું વિશેષત્વ એ છે કે તે વસ્તુ સિવાય વિચાર થઈ શકે છે. સ્મૃતિ અને કલ્પના એક સારા માણસનાં ચિત્રો દોરશે પણ સામાન્ય વિચાર એ ગૃહસ્થનો નહિ પણ તેના ગુણનો વિચાર કરશે.

**નિર્ણયવિચાર**—નિર્ણય કરવાને માટે સામાન્ય વિચાર કરવો જ પડે છે. તેના ઉદ્દેશ, વિધેય અને યોજક એવા ત્રણ ભેદ છે. 'ઘોડો ઉંચો છે' એ વાક્યમાં 'ઘોડો' એ ઉદ્દેશ, 'ઉંચો' એ વિધેય અને 'છે' એ યોજક છે. નિર્ણયમાં કોઇ બે પદાર્થો વચ્ચે સંબંધ છે એમ ઠરે છે અને સંબંધ નથી એમ પણ ઠરે છે. સત્યાસત્યનો વિચાર કરવાનું

કામ નિર્ણયવિચારનું નથી પણ એ કામ તર્ક અથવા 'લૉજિક' અને દર્શન એ બે શાસ્ત્રોનું છે. પ્રત્યક્ષ જોવાથી અને સત્ય પ્રતિમાથી નિર્ણય હમેશાં સત્ય જ થાય છે એમ કદાપિ માનવું નહિ. કોઈ પણ એક માર્ગે જવું એટલું જ માત્ર મનુષ્યનું મન જાણે છે. કોઈ નવીન વાર્તા મનુષ્યના પૂર્વ નિર્ણયને અનુસરતી હોય છે તો તે સત્વર ગ્રહણ કરે છે અને પ્રતિકૂળ હોય છે તો તે મનને રૂચતી નથી. જેમ જેમ વિચાર આગળ વધે છે તેમ તેમ મનુષ્ય ઉન્નત થતો જાય છે. સામાન્ય વિચારનું યંત્ર હમેશાં ચાલુ હોય છે. નિર્ણયમાં વિશ્વાસ, સંદેહ અને અવિશ્વાસ એ ત્રણ વૃત્તિ હોય છે અને એ ત્રણ વૃત્તિમાંથી પસાર થયા પછી મનુષ્યનું મન જૂનો વિચાર ત્યજીને નવો વિચાર ગ્રહણ કરે છે. આ જ કારણથી મન ઉપર જડાએલો એક સંસ્કાર દૂર થઈને નવો સંસ્કાર પ્રસ્થાપિત થતાં મનને બહુ ત્રાસ પડે છે.

**અનુમાન અથવા તર્ક**—વિચારનું ત્રીજું અંગ એ અનુમાન અથવા તર્ક છે. આપણે ઘણા ખરા નિર્ણયો અનુમાનને આધારે કરીએ છીએ. અનુમાનદ્વારા આપણે જે નિર્ણય કરીએ છીએ તે તર્ક કહેવાય છે. જ્યાં ધુમાડો દેખાય ત્યાં અગ્નિ હોવો જોઈએ એવું આપણે અનુમાન કરીએ છીએ. તર્કશાસ્ત્ર એવાં અનુમાનોનું જ બનેલું છે. અનુમાન પણ સામાન્ય અને વિશેષ એવા બે પ્રકારનાં હોય છે. જો આપણે બધી બાબતોનો બરાબર વિચાર કરીને અનુમાન કરીએ તો એ અનુમાન સત્ય નીવડે છે એવો સૌ કોઈનો અનુભવ હોય છે. સામાન્ય અનુમાનમાં કાંઈ વિશેષત્વ હોય છે તો તે વિશેષાનુમાન બને છે.

**તર્કશક્તિ**—તુલના કરવાને સામાન્ય જ્ઞાનની જરૂર પડે છે. એ સામાન્ય જ્ઞાન જેટલું આપણી પાસે હોય તેટલું ઉપયોગી બને છે. સંકીર્ણ જ્ઞાનથી તર્ક બરાબર થતો નથી. આપણી સમક્ષ રહેલા આદર્શ પ્રમાણે આપણે તર્ક કરીએ છીએ, પરન્તુ એ આદર્શ બધો વખત સરખો રહેતો નથી. તર્કશક્તિ એ મનુષ્યને અત્યંત જરૂરની છે. એ શક્તિથી નવું જ્ઞાન સરળતાથી થોડા કાળમાં મળી શકે છે. જો એ શક્તિ નથી હોતી તો મનુષ્ય અનુમાન કરવામાં મોટો ગોટાળો કરી નાંખે છે. તર્કશક્તિ જાનવરમાં પણ ઘણી વાર માલૂમ પડે છે. શિકારી કૂતરો કોઈ વાર દોડતો જઈને શિકાર પકડે છે તો કોઈ વાર પેટથી સરકતો સરકતો ધીમેથી જઈને શિકાર પકડે છે. પ્રસંગને અનુસરીને વર્તવાની તેની રીત

તેની તર્કશક્તિનું જ સૂચન કરે છે; પરન્તુ જાનવરમાં એ શક્તિ સ્વલ્પ છે, ત્યારે મનુષ્યમાં એ શક્તિ અપૂર્વ છે. પોતાની માનસિક શક્તિવડે મનુષ્ય ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનું જ્ઞાન પણ ધરાવી શકે છે.

## પરિચ્છેદ ૧૨ મો.

## વિકાર.

**મનોવિકાર**—મનોવ્યાપાર જ્ઞાન, વિકાર અને સંકલ્પ એ ત્રણ સાધનોથી ચાલે છે. હવે આપણે વિકાર વિષે વિચાર કરીશું. કોઈ પણ વાતનું જ્ઞાન થયું એટલે તેથી સુખ કિંવા દુઃખ થાય છે. સુખ પ્રાપ્ત કરવું અને દુઃખ દૂર કરવું એ મનુષ્યનો ધર્મ છે. જ્ઞાનવડે સુખ અને દુઃખની ઉત્પત્તિ થાય છે અને પછી સુખની ઇચ્છા થતાં દુઃખનો દ્વેષ કરવાનો સંકલ્પ મનુષ્ય કરે છે. પ્રત્યેક વ્યક્તિમાં જૂદા જૂદા વિકારો ઉત્પન્ન થાય છે. જ્ઞાનનું સંકલ્પમાં પરિવર્તન થાય છે. સુખ અને દુઃખ એ કોઈ પદાર્થો નથી પરન્તુ મનોવિકાર છે. બહાર બનેલા બનાવોની બાતમી ઇંદ્રિયદ્વારા મનસુધી પહોંચ્યા પછી મનમાં સુખ દુઃખના મનોવિકાર ઉત્પન્ન થાય છે. વિકાર ઉપર ઉત્તેજનનો પ્રભાવ પડે છે. સાધારણ ઉત્તેજનથી જ્ઞાનતંતુ ઉપર સુખદાયક અને અધિક ઉત્તેજનથી દુઃખદાયક અસર થાય છે. સાધારણ ખટાશવાળી વસ્તુ સુખ ઉપજાવે છે અને બહુ ખટાશવાળી વસ્તુ દુઃખ ઉપજાવે છે એવો અનુભવ સ્વાભાવિક રીતે સર્વ કોઇને થાય છે.

**વિકાર સાથે સુખદુઃખનો સંબંધ**—ઉત્તેજનના આકાર અને પ્રકારના અનુભવથી પણ સુખદુઃખ ઉત્પન્ન થાય છે. તાલબદ્ધ સંગીત સુખ ઉપજાવે છે અને બેતાલ સંગીત દુઃખ ઉપજાવે છે. એ ઉત્તેજનના આકારનો દાખલો છે. એક પ્રકારના અનુભવથી મનને સુખ થાય છે પરન્તુ એ જ અનુભવ લંબાય છે તેથી ઇંદ્રિયો થાકવા લાગે છે, તો પછી દુઃખ ઉપજે છે. ગમે તેવું મધુર સંગીત પણ જ્યાંસુધી ઇંદ્રિયો થાકતી નથી ત્યાંસુધી જ સુખકર લાગે છે. ગુલાબનો સુવાસ જ્યાંસુધી ઘ્રાણેંદ્રિય થાકતી નથી ત્યાંસુધી મધુર લાગે છે, પણ તે થાકે ત્યારે એ જ સુવાસ કંટાળો ઉપજાવે છે, પરન્તુ જૂઈના ફૂલનો સુવાસ કંટાળો

ઉપજાવતો નથી. **અતિપરિચયાદવજ્ઞા** તે એનું નામ. ઉત્તેજન ઉપર બીજા ઉત્તેજનનો પ્રભાવ પડવાથી પણ વિકારપર અસર થાય છે. એક રોગપીડિત મનુષ્યને દુઃખનો અનુભવ થતો હોય, પણ તેવામાં કોઈ મધુર ગીત ગવાય છે તો થોડી વાર તે પોતાના દુઃખને ભૂલી જાય છે. વ્યસન પણ સુખદુઃખ ઉપજાવે છે. અફીણીયાને વખતસર અફીણ ન મળવાથી દુઃખ થાય છે; તે જ રીતે સદ્દવસ્તુના વ્યસનવાળાને તેના સમાગમથી સુખ અને વિયોગથી દુઃખ થાય છે.

**સંવેદન અને ક્ષોભ**—વિકારના પ્રવાહ ઉપરથી તેના પ્રકાર પડે છે. ઇંદ્રિયોના સંવેદન ઉપરથી જે જ્ઞાન થાય છે અને તે ઉપરથી જે સુખદુઃખના વિકાર ઉદ્દભવે છે તે સંવેદનવિકાર કહેવાય છે. મીઠી વસ્તુ ખાવાથી આનંદ અને કડવી વસ્તુ ખાવાથી દુઃખ થાય છે, તે જ પ્રમાણે બીજી ઇંદ્રિયોનાં સુખદુઃખ સમજવાં. પ્રત્યેકની રૂચિ, વિચાર અને આચારના પ્રમાણમાં આ સંવેદનથી સુખદુઃખ ઉત્પન્ન થાય છે. બીજા પ્રકારનો વિકાર એ ક્ષોભ છે. સંવેદનવિકાર એ ઉત્તેજનથી ઉત્પન્ન થાય છે અને પુનઃ પ્રત્યક્ષ ક્ષોભ ઉત્પન્ન થાય છે. સંવેદનવિકાર એ ઉત્તેજન હોય છે ત્યાંસુધી જ રહે છે. એક વાર અંધારામાં બ્હીનાર બાળકનો ક્ષોભ કેટલીક વાર કેટલાંક વર્ષોસુધી રહે છે. મોટી ઉમરે પહોંચેલાં માણસો પણ અંધારામાં બ્હીતાં હોવાનાં ઉદાહરણો મળે છે. ભય, ક્રોધ, દયા, કરૂણા, સહાનુભૂતિ, પ્રેમ, ઘૃણા ઇત્યાદિ વિકારો ક્ષોભના મથાળા હેઠળ આવે છે. સંવેદનવિકાર અને ક્ષોભવિકારનો પરસ્પર સંબંધ હોવાથી તેમનો પ્રભાવ એક બીજાપર પડે છે. સંવેદનવિકારની જે પ્રતિમા ઘડાય છે તેથી ક્ષોભ વધે છે અને વળી ક્ષોભથી સંવેદનવિકાર પણ વધે છે. ક્ષોભને હમેશાં કામમાં ગુંથવાથી તે વધે છે. નાટકમાં કામ કરનાર નટ જ્યારે પોતાના વિચારમાં લીન થયો હોય છે ત્યારે તેના મન ઉપર ક્ષોભનો ઉભરો ચડેલો હોય છે, જો એ ઉભરો ન ચડી આવે તો તે એક નટ તરીકે રંગભૂમિપર સારૂં કામ કરી શકે જ નહિ. ક્ષોભના જૂદા જૂદા પ્રકારના જૂદા જૂદા પ્રભાવ શરીરના જૂદા જૂદા ભાગપર પડે છે. મનુષ્યને જ્યારે ક્રોધ ચડે છે, ત્યારે તેની આંખો અને મ્હોં લાલ થઈ જાય છે, શરીર કંપવા લાગે છે અને મ્હોંમાંથી શબ્દો ઉચ્ચારવા જતાં પણ નીકળી શકતા નથી. ઘણાખરા વિકારોનો ઉભરો મુખપર દેખાઈ આવતો હોવાથી મુખને મનોવિકારનો આદર્શ માનવામાં આવે

છે. કેવળ મુખાવલોકન કરીને બીજાના મનમાંના ગુપ્ત વિકાર જાણવાની પણ એક કલા છે.

**વિચારશકિત અને ક્ષોભ**—ક્ષોભવિકારની અસર આપણી વિચારશક્તિપર પણ થાય છે. સાધારણ ક્ષોભથી આપણા વિચારો વેગથી ચાલે છે પરન્તુ ક્ષોભ વધી જતાં વિચારશક્તિ નાશ પામે છે. સાધારણ ભયચકિત થએલો માણસ વિચારે છે કે 'શું હું બ્હી ગયો?' પરન્તુ ભયથી ગભરાઈ ગએલા માણસમાં તો બોલવાનું પણ ભાન રહેતું નથી. ક્ષોભ ઉત્પન્ન થયા પછી તેને નિયમબદ્ધ કરવો એ કામ કઠણ છે. જે ક્ષોભ આપણા સ્વાર્થને સમયે પ્રોત્સાહન દે છે તેને સ્વકીય ક્ષોભ કહી શકાય. આપણને દુઃખથી અલિપ્ત રાખીને આપણા સ્વાર્થને માટે જે મનોવિકાર ઉપયુક્ત થાય છે તેનો સમાવેશ એમાં થાય છે. બીજાને મદદ કરવામાં જે ક્ષોભ ઉત્તેજન આપે છે તે પરકીય ક્ષોભ કહેવાય છે. એ મનોવિકાર સર્વશ્રેષ્ઠ છે. મનુષ્ય પરોપકારનાં કાર્યો આ ક્ષોભથી જ કરે છે. આ બેઉ પ્રકારના ક્ષોભ જાનવરમાં પણ માલૂમ પડી આવે છે. ત્રીજો જ્ઞાનાત્મક ક્ષોભ મનુષ્યમાં જ હોય છે અને તે સંસારવ્યવસ્થામાં માલૂમ પડે છે. બહુધા જુવાનીમાં જ તેનો ઉદય થાય છે. સુશિક્ષિત પુરૂષમાં તેનું પ્રમાણ વિશેષ માલૂમ પડી આવે છે અને તેનો સંબંધ વિચાર સાથે હોય છે. એ જ ક્ષોભને બુદ્ધિ, સૌંદર્ય અને આચાર એ નામો અપાય છે.

**બુદ્ધિક્ષોભ**—બુદ્ધિસંબંધી ક્ષોભમાં વર્તમાન કાળ કરતાં વધારે સમજી લેવાની શક્તિ રહેલી છે, પરન્તુ તે પ્રમાણમાં જ હોઇ શકે છે. જ્ઞાન એ જ્ઞાન માટે જ છે અને તેથી જ જગત્‌માં તેનું મહત્ત્વ મનાય છે. ગણિતના પ્રશ્નો, નક્ષત્રોની માહિતી, યાંત્રિક કલા એ વિષયો કાંઈ રમ્ય નથી પરન્તુ જ્યારે આપણે તે સમજી લઇએ છીએ ત્યારે આપણને આનંદ થાય છે. જ્ઞાનાત્મક ક્ષોભની અસર બીજા ક્ષોભોની પેઠે શરીરપર થતી નથી. સૌંદર્ય સંબંધી મનોવિકાર પણ આ કોટિમાં જ ગણાય છે. સૌંદર્ય સંબંધી ઉત્પન્ન થતો ક્ષોભ પવિત્ર હોવો જોઇએ. સુંદર વસ્તુના દર્શનથી આનંદ થાય, પરંતુ તે વિષે સ્વાર્થબુદ્ધિ હોવી ન જોઇએ. સ્ત્રી પુરૂષો સુંદર દેખાવાનો યત્ન કરે છે તેનું મૂળ સૌંદર્યક્ષોભમાં રહેલું છે. સૌંદર્યક્ષોભ ઉત્પન્ન કરવાને સ્ત્રીઓ ઘરેણાં ઘાલે છે અને નાક—કાન વિંધાવી દુઃખ વેઠે છે! આ બધું માત્ર આંખ તથા એ બે ઇંદ્રિયોને ખુશ કરવા માટે જ થાય છે. સૌંદર્યક્ષોભમાં પહેલાં ઇંદ્રિ-

યોનું સંવેદન, બીજી બુદ્ધિ અને ત્રીજી કલ્પના એ ત્રણ તત્ત્વો રહેલાં છે. જે વસ્તુની સાથે કલ્પનાનો સંબંધ આવે છે તે વસ્તુથી વધારે આનંદ થાય છે. મનુષ્ય પોતાની શક્તિ બહારના વિષય વિષે વિચાર કરતાં અર્થાત્ ઈશ્વિર, આકાશ, સમુદ્ર વગેરે વિષે વિચારતાં જે સૌંદર્યક્ષોભને અનુભવે છે તે અદ્ભુત ક્ષોભ કહેવાય છે.

આચારક્ષોભનો સંબંધ મનુષ્યની ક્રિયાથી ઉત્પન્ન થાય છે અને પછી તેના ઉપરથી સારા–ખોટાનો નિર્ણય કરી શકાય છે. સૌંદર્યમાં સારા–નરસાપણું રહેલું નથી. મનુષ્યના હાથે જે કાંઈ કાર્યો થાય છે તેના સારા–નરસાપણાનો નિર્ણય કરનારા મનોવિકારને આચારક્ષોભ કહેવામાં આવે છે. મનુષ્યનાં કાર્યો થયા પછી તે સારાં–ખોટાં હોવાનું આપણે ઠરાવીએ છીએ અને તે કાર્ય પણ જૂદી જૂદી માનસિક શક્તિ તરફથી બને છે. સંકલ્પની મદદથી આચારકાર્ય થાય છે. જે કાર્યમાં સંકલ્પ હોતો નથી, તેવું કામ કરનાર માણસને આપણે જવાબદાર લેખતા નથી. કોઈ ગાંડો માણસ આપણને ગાળો દે તોપણ આપણે તેને ઠપકો આપતા નથી કારણકે તેનામાં સંકલ્પશકિત નથી તે આપણે જાણીએ છીએ.

આચારશકિત સંસ્કારવડે દિવસે દિવસે વધે છે પણ તે વધારવાનું કાર્ય સરળ નથી. આચારક્ષોભ મનોવિકારથી જૂદો છે. કોઈ કાર્ય સારૂં કે ખોટું એ ઠરાવીને તેમાં નિયમબદ્ધતા લાવવી અને મનુષ્યે અમુક કાર્ય કરવું તથા અમુક કાર્ય ન કરવું એવું જે ઠરાવે છે તે જ આ વિકાર છે. ચોરી કરવી એ પાપ છે એવો નિર્ણય આપનાર અને ચોરી કરતી વેળાએ ચોરને અંદરથી 'તું એવું કર નહિ' એમ કહેનાર જે મનોવિકાર છે તે આ જ. તેને ચિદ્‌વૃત્તિનો અવાજ પણ માનવામાં આવે છે. મનુષ્યોએ માંહોમાંહે કેમ બોલવું, વર્તવું, રહેવું એ ઠરાવીને જે નિયમો વિદ્વાનોએ ઘડ્યા છે તેને આચારશાસ્ત્ર એવું નામ આપવામાં આવ્યું છે.

માનસિક વિકારની અસર શરીરપર થાય છે એ આગળ કહી જવામાં આવ્યું છે. શરીરના હિતને અર્થે મનની આનંદી વૃત્તિ જરૂરી છે. શોક અને ચિંતા શરીરને હાનિ કરે છે. દુઃખનું પરિણામ શરીરપર થાય છે. ક્રોધ, શોક તેનું પરિણામ શરીરના લોહીપર પણ થાય છે. તેટલા માટે શોક એ માનસ શાસ્ત્રની દૃષ્ટિએ શરીરનો શત્રુ છે.

## પરિચ્છેદ ૧૩ મો.

### સંકલ્પ.

**સંકલ્પ અને ક્રિયાશકિત**—સંકલ્પનો ક્રિયાશક્તિ સાથે સારી પેઠે સંબંધ રહેલો છે. આપણે આપણા સંકલ્પથી જ કાર્યપ્રેરિત થઇએ છીએ. આ ક્રિયામાં એક સચેતન ક્રિયા અને બીજી અચેતન ક્રિયા એવા બે ભેદ છે. તેમાં સચેતન ક્રિયાની સાથે આ સંકલ્પનો સંબંધ છે. અચેતન ક્રિયા અને સંકલ્પનો બિલકુલ મેળ બેસતો નથી; પરન્તુ સચેતન સંકલ્પાત્મક ક્રિયાથી અચેતન ક્રિયા સંવાધિત થાય છે. સંકલ્પની વ્યાખ્યા કરવા પહેલાં પ્રબોધનક્રિયા, વિકારક્રિયા અને સંકલ્પક્રિયા એમાં શો ભેદ રહેલો છે તે જોવું જોઈએ. ધારો કે એક માણસ એક શાસ્ત્રીય વિષયમાં લીન થઇને અભ્યાસ કરી રહ્યો છે. તેનું બાહ્ય જ્ઞાન નાશ પામ્યું છે. એટલામાં તેને કોઈએ હાક મારી. એટલે તે વિચારતંદ્રામાંથી જાગૃત થયો તે પ્રબોધનક્રિયા થઈ. તેમાં સંકલ્પનો જરા પણ સંબંધ નથી. એક વ્યક્તિ બિછાનાપર સ્વસ્થ નિદ્રા લઇ રહી છે, એવી સ્થિતિમાં કંઇ અવાજ થવાથી તે વ્યકિત જાગૃત થઇ ગઈ. શાનો અવાજ થયો તેનો વિચાર તે વ્યક્તિ કરવા લાગી. આ ક્રિયા સંકલ્પજન્ય છે. કોઈ માણસને અકસ્માત્ થવાથી તે મરણ પામ્યો અને તેનાં બાળબચ્ચાં નિરાધાર થઇ ગયાં એવું માલૂમ પડતાં જ એક માણસ તેનાં બાળબચ્ચાં ઉપર દયાર્દ્ર થયો અને તેમને મદદ કરવા તૈયાર થયો, એ દાખલામાં વિકારની સાથે સંકલ્પ થયો લેખાય.

સંકલ્પ એ જ્ઞાનનું દ્વાર છે. એ દ્વાર ખુલ્લું હોય તો જ અંદરનું જ્ઞાન બહાર આવે છે. મનુષ્ય ગમે તેટલો બુદ્ધિમાન્ હોય પણ જો તેની સંકલ્પશક્તિ બળહીન હોય તો તેની બુદ્ધિ નિરૂપયોગી ઠરે છે. તેટલા માટે સંકલ્પનો વિકાસ કરવો એ જરૂરનું છે. સંકલ્પશકિત ક્રિયાની દ્વારા બહાર પ્રકટ થાય છે. એક બાળક કશા હેતુ વિના પોતાના હાથ પગ હલાવે છે પરન્તુ એ અહેતુક ક્રિયામાં પણ સંકલ્પનો થોડો ભાગ હોય છે. તેમ કરવાથી બાળકને આનંદ થાય છે અને જેમ જેમ એ આનંદ વધે છે તેમ તેમ હાથપગની ગતિ પણ વધે છે. બાળકોના મજ્જાતંતુમાં એક પ્રકારની શકિત છે અને હાથપગની ક્રિયામાં એ શક્તિ માલૂમ પડી આવે છે.

**અહેતુક ક્રિયા**—અચેતન ક્રિયામાં ક્રિયાનો બોધ થતો નથી. ઉંઘેલા માણસને ચુંટકી ખણવાથી તે હાથપગ હલાવે છે, પરન્તુ તેને ચુંટકી માલૂમ પડતી નથી અને તે ઉંઘ્યા કરે છે. એ જ રીતે કોઈ વિચારમાં લીન થઈ ગએલા માણસના પગે પેન્સીલ અડાડો, તેથી તે માણસ પગ અફાળશે પરન્તુ વિચારલીનતાને લીધે તેને કશું માલૂમ પડશે નહિ. વિચારલીનતાથી જાગૃત મનુષ્યની ચેતનાશક્તિ એ પ્રમાણે ઓછી થાય છે. આ બેઉ દાખલામાં સંકલ્પની પ્રેરક શક્તિ નથી. બાહ્ય ઉત્તેજનની બાતમી લઈને જ્ઞાનતંતુ જાય છે પરન્તુ મન તે વિષે વિચાર કરતું નથી, કારણકે તે વખતે મન ઉપર વિચારનો દાબ પડેલો છે. પગ હલાવવાની ક્રિયા થાય છે તેમાં કાંઈ મનની આજ્ઞા હોતી નથી.

**પાશવિક ક્રિયા**—અહેતુક ક્રિયા ઉપરાંત પાશવિક ક્રિયા નામનો પણ પ્રકાર છે. પશુ પક્ષી વગેરે જે કામો કરે છે તેમાં એ શકિત વધારે માલૂમ પડી આવે છે. એવાં પ્રાણીઓને જ્ઞાન નથી પરન્તુ તેમને અમુક કામો કરવાં જ પડે તેટલા માટે પરમેશ્વરે તે જ ઠેકાણે તેમને તે શકિત આપેલી છે. શરીરની સંઘટના થતાંની સાથે જ એ શક્તિ ખીલતી જાય છે. કેટલાંક પક્ષીઓના સુંદર માળા જોઇને આપણને લાગે છે કે તેમને જ્ઞાન હોવું જોઇએ, પરન્તુ વસ્તુતઃ તે જ્ઞાન નથી. જ્ઞાન તો પ્રભુએ માત્ર મનુષ્યને જ આપ્યું છે. ગર્ભવતી ચકલી નવો માળો તૈયાર કરવા લાગી જાય છે તે જ્ઞાનથી નહિ પણ સ્વાભાવિકપણાથી જ. આ ક્રિયાને કશો નિયમ પણ હોતો નથી. ખેતરમાં અનાજની કાપણી શરૂ થાય ત્યારે ખેતર ઉપર હજારો પક્ષીઓ ઉડતાં રહે છે. એક દેશમાં દુકાળ હોય તો પક્ષીઓ બીજા દેશમાં જઈ રહે છે. બપોરે પક્ષીઓ પાણીના સ્થાન પાસે જ આરામ લે છે. આ બધી ઉદરભરણની ક્રિયા પક્ષીઓ જ્ઞાનવડે કરતાં નથી પણ નૈસર્ગિક શકિતવડે જ કરે છે. જ્ઞાન કે સંકલ્પ સિવાયની પાશવિક ક્રિયાનો અંશ મનુષ્યમાં પણ છે. માતા ગમે તેવા કામમાં કે વિચારમાં લીન હોય પણ બાળકનો રડવાનો અવાજ કાને પડતાં જ તેના પગ બાળક હોય તે દિશાએ જવા લાગે છે અને સ્વાભાવિક ધર્મને લીધે જ એ ક્રિયા તેનાથી અજ્ઞાનવશતઃ પણ થયા કરે છે. માનસ વિદ્યાના અભ્યાસીઓએ સુક્ષ્મ નિરીક્ષણ અને અનુભવ લેવો જોઈએ. શાસ્ત્રો વાંચવા માટે નથી પણ આચરણો માટે છે, એ વાત ધ્યાનમાં રાખવાની છે.

**કામના અને ક્રિયા**—મનની અંદર તૈયાર થએલી કામના પ્રત્યક્ષ

કાર્યકર્ત્રી બનવી જોઈએ અને તેટલા માટે જ સંકલ્પાત્મક ક્રિયા બનવી જોઈએ. આ દૃષ્ટિથી વિચાર કરતાં તેમાં કામના ( Desire ) અને સંકલ્પાત્મક ક્રિયા એવા બે ભાગ પડે છે. કામના કિંવા ઇચ્છા કોઈ પણ વસ્તુ વિષે હોય છે. કોઈને ચાહ પીવાથી આનંદ થાય છે, કોઇને દુઃખમાંથી મુક્ત થવાની ઇચ્છા હોય છે, કોઈને ધનપ્રાપ્તિની વાંચ્છના હોય છે. કામનાની સાથે ઇષ્ટસિદ્ધિનો પણ વિચાર આવે છે. પાશવિક ક્રિયામાં આ ઇષ્ટસિદ્ધિનો વિચાર ઉદ્ભવતો નથી. કામના અને અવધાનનો અતિગાઢ સંબંધ રહેલો છે. આપણી પાસે પૈસા આવતાં જ તે શામાં ખર્ચવા એ વાત અવધાન ઉપર અવલંબીને રહે છે. જે વિષય ઉપર અવધાન કેંદ્રિત થાય તે પદાર્થને સંકલ્પ આગળ ને આગળ ધકેલે છે. કામના જેમ જેમ બલવતી થતી જાય, તેમ તેમ અવધાન વૃદ્ધિ પામતું જાય અને સંકલ્પ પણ તેની પાછળ પાછળ આવતો જાય. તે વસ્તુની પ્રાપ્તિથી જેટલા વધુ-ઓછા પ્રમાણમાં સુખપ્રાપ્તિ થઇ શકે તેમ હોય તેટલા વધુ-ઓછા પ્રમાણમાં કામના બળવતી થાય છે. કોઈ વસ્તુમાં પહેલાં સુખનો આભાસ જણાયો અને કામના થઈ પણ જ્યાં તેમાં સુખ ઓછું જણાવા માંડ્યું કે કામના બલહીન થતી જ જાય છે, પરન્તુ આપણે બધાં કામો સુખની આશાથી જ કરીએ છીએ એમ સમજવાનું નથી. પાડોશીને દુઃખ પડતાં આપણે આપણા સુખનો ભોગ આપીને મદદ કરીએ છીએ એ પરોપકારમાં સુખનો હેતુ નહિ પરન્તુ પરહિત પોતાને હાથે થવાથી મળતા પ્રશસ્ત આનંદનો હેતુ રહેલો છે. કોઈ કામના બલવતી કે બલહીન થવામાં કામનાનો વિષય, કામના કરનાર વ્યક્તિની પૂર્વ દશા તથા વર્તમાન સ્થિતિ એટલી વાતો કારણીભૂત બને છે.

કેટલીક ક્રિયાઓ અનુકરણથી જ બને છે. અનુકરણ કરનારની દૃષ્ટિ કાર્ય તરફ વિશેષ હોતી નથી પણ કૃતિ તરફ હોય છે. બહુધા તે પોતાને રૂચતી વાતનું જ અનુકરણ કરે છે. સર્કસ જોનારને મન થઇ આવે છે કે પોતે પણ કસરત કરીને શક્તિ ખિલવે. જીવનમાં આવા અનેક બનાવો જોઈને મનુષ્યને અનુકરણ કરવાની કામના થઈ આવે છે. બાળકો તો ખાસ કરીને અનુકરણપ્રિય હોય છે. જેમની બુદ્ધિ ઓછો વિકાસ પામી હોય છે તે મનુષ્યો વધારે અનુકરણપ્રિય હોય છે. વાંદરા -માંકડા પણ અનુકરણપ્રિય હોય છે.

**કામના અને સંકલ્પ**—મનુષ્યની સંકલ્પશક્તિ જેમ જેમ બલવત્તર થતી જાય છે, તેમ તેમ તેની કામનાની ઉન્નતિ થતી જાય છે.

પ્રયોજન એ એક કામનાનો ઉચ્ચતમ પ્રકાર છે. સંકલ્પનો ભાર પ્રયોજન ઉપર પણ થોડો ઘણો પડે છે. કયા વિષયને આપણી કામનાના પ્રયોજનરૂપ બનાવવો તેનો વિચાર આપણે કર્યા કરીએ છીએ. આવે વખતે આમ કરૂં કે તેમ કરૂં, આ સારૂં કે તે સારૂં, શાથી વધારે સુખ થાય એવો વિચાર થાય છે. નિર્ણય થતાંસુધી એ વિચાર ચાલ્યા કરે છે. પ્રત્યેક સંકલ્પાત્મક ક્રિયામાં નિર્ણયની જરૂરીઆત હોય છે. કોઇ કોઈ વાર વિચાર ન કરતાં કોઇ વાતનો નિર્ણય કરવો પડે છે. એવી સ્થિતિમાં જો કાર્ય બગડે છે તો પછી પસ્તાવો કરવાનો વખત આવે છે. કોઈ વાર વિચાર કર્યાં છતાં કામ બગડે છે એ વિચારશક્તિની નિર્બળતા કિંવા વિચારહીનતાનું પરિણામ હોય છે. વિચારહીનતા અને અતિવિચારશીલતા એ બન્ને વાતોથી કાર્યની હાનિ થાય છે. મનુષ્ય હંમેશાં પસંદગી કરતો જ ફરે છે. ફરવા જતાં કોઈ વાર વૃક્ષ, કોઈ વાર નદી–નાળું, કોઈ વાર ખેતર કે કોઇ વાર પક્ષીઓ તરફ આપણી દૃષ્ટિ ફર્યા કરે છે. એમ કરીને આપણે પસંદગીની વસ્તુ શોધીએ છીએ કે જે વસ્તુમાંથી આપણને કાંઈ ગ્રહણ કરવાનું મળે.

આપણા નિર્ણયમાં સંકલ્પની સ્વાધીનતા નામનું એક તત્ત્વ છે. જ્યારે આપણે પસંદગી કરીએ છીએ ત્યારે ભિન્ન ભિન્ન વસ્તુઓ આપણને આકર્ષે છે, પરન્તુ કઇ વસ્તુ પસંદ કરવી તે આપણા અધિકારની વાત છે. નિર્ણયને અનુસરીને એક મનુષ્યનો સ્વભાવ, તેના આચારવિચાર, યોગ્યતા ઇત્યાદિ વાતોનું અનુમાન કરી શકાય છે. આચાર નિર્ણયમાંથી બને છે અને તે સંકલ્પનો છેવટનો દરવાજો હોઈ કાર્યકારી તત્ત્વ છે. સર્વ જ્ઞાનતત્ત્વ અને વિકાર એનું પરિણામ તે જ આચાર. સંવેદન, પ્રત્યક્ષ, કલ્પના, વિચાર, સુખ, દુઃખ, પ્રેમ, ભય, ક્રોધ, લોભ ઇત્યાદિ બધી શક્તિઓ મળીને આચારને પરિવર્તિત, સંચાલિત અને પ્રોત્સાહિત કિંવા નિરૂત્સાહિત કરે છે.

એક નિશ્ચય કાંઈ કામનો નથી. નિશ્ચય પ્રમાણે પ્રત્યક્ષ કામ કરવું જોઈએ. કલ્પનાનાં મોટાં મોટાં કારખાનાં ઊભાં કરવાથી કશું વળતું નથી. વિદ્યાર્થીઓ કૉલેજમાં હોય છે ત્યારે સંકલ્પશક્તિના પ્રાબલ્યથી દેશસેવા અને સમાજસેવાની વાતો કરે છે પરન્તુ પ્રત્યક્ષ કામ કરવાનો સમય આવતાં તે બધાં ગપ્પાં નીવડે છે! મનુષ્યના જીવનમાં આચારની અત્યંત જરૂર છે, તેથી પ્રત્યેક મનુષ્યે પોતાના આચાર પવિત્ર રાખવા જોઈએ. તે ઉપર પહેલી સત્તા ચલાવનારી બુદ્ધિ છે. બીજી

સત્તા ક્ષોભ ચલાવે છે. ત્રીજી સત્તા પ્રાતિવેધક શકિતની ચાલે છે. તે શકિતથી મનુષ્ય સત્યમાર્ગે જ ચાલે છે.

**માનસિક શકિતઓનો વિકાસ શી રીતે કરવો ?**—અહીંસુધી જે માનસિક શકિતઓનું વિવેચન કરવામાં આવ્યું છે તે ઉપરથી કોઇએ એમ સમજી ન લેવું કે એ દરેક શકિત જૂદી જૂદી વિકસિત કરવાની છે. મનુષ્યને મન માત્ર એક છે. તેના પાંચ પચાસ ટુકડા કરી શકાતા નથી. આપણા મનને સર્વ બાજુએથી વિકસિત કરવું એટલું જ માત્ર આપણું કર્તવ્ય છે. એ મનને જોઇતી સામગ્રી આપણે આંખોવડે જોઇને એકત્ર કરીએ એટલે આપણે આપણી નિરીક્ષણશકિત વધારીએ છીએ. તે વખતે વિચારશકિત કાંઈ સૂઈ રહેતી નથી. એક વિચાર આવતાં જ બીજો વિચાર આવે છે. પછી કાંઈ સંકલ્પ વિના ચાલતું નથી. સંકલ્પ પણ કામે લાગીને હાથવડે થઈ શકે તેટલું કાર્ય કરે છે. માનસિક શકિતઓ પરસ્પર અવલંબી રહી હોવાથી એક શકિતને ચલન મળે છે કે તુરત બીજી શરૂ થાય છે. માનસિક શકિતઓનું એક ઘડીયાળ છે. ઘડીયાળનું એક ચક્ર સારૂં તૈયાર કરવાથી કાંઈ તે ચાલી શકતું નથી. એ ઘડીયાળનું એક ચક્ર ચાલુ થતાં બીજાં ચક્રો પણ ચાલુ થાય છે. ફક્ત વિવેચનને માટે આ બધી શકિતઓને જૂદી જૂદી વર્ણવી છે.

વિચાર ઉપર સત્તા ચલાવવી એ કામ અત્યંત કઠીન છે. એ શાસન અવધાનદ્વારા જ કરવું પડે છે. શરૂઆતનાં એ અવધાન પ્રયત્નદ્વારા સાધવું પડે છે. ત્યારપછી સંકલ્પનો ઉદય થાય છે. કોઈ એક વિચારને આગળ કરીને બાકીના વિચારોને પાછળ નાંખવામાં આવે છે. કોઈ વિચારને પોતાના મનમાં સ્થિર કરવો કિંવા ન કરવો તે આપણી મરજીની વાત છે. કોઈ વિચારને આપણા મનમાં જગ્યા આપવાથી તે એક મનનો ભાગ જ બની જાય છે. એ રીતે વિચાર ઉપર આપણી સત્તા ચાલે છે. કોઈના મગજમાં ખોટી વાત ખરી તરીકે ઠસી ગઈ હોય તો તે ખોટી વાત તેના મનનો એક ભાગ બની ગયો હોવાથી તેના મગજમાં ખરી વાત જલ્દી ઠસતી નથી; પરન્તુ જ્યારે ખરી વાતને તેના મનનો ભાગ બનાવવામાં આવે છે ત્યારે તે ઉપર તેનો વિશ્વાસ બેસે છે. ઉચ્ચ કોટિમાંથી સંકલ્પની ક્રિયાનો ઓઘ અધમ કોટિની ક્રિયા તરફ વળી જાય છે. જે ક્રિયા વારંવાર બને છે તે સંકલ્પ તત્ત્વ શોષવા લાગે છે. સતત અભ્યાસ શરૂ થાય છે એટલે પછી સંકલ્પની વિશેષ જરૂર રહેતી નથી. આપણા અભ્યાસ પ્રમાણે સ્વભાવ બને છે. સર્વ મનોવૃત્તિ કિંવા મનો-

વિકારથી જ સ્વભાવ બને છે. મનુષ્યના ખરાબ સ્વભાવ માટે દૈવને દોષ દેવો એ ભૂલ છે. સ્વભાવ બનાવવો એ મનુષ્યને અધીન વાત છે. અભ્યાસ કરવામાં આસપાસની સ્થિતિ જ કારણીભૂત હોય છે. આસ-પાસની સ્થિતિ સારી કે નરસી જેવી હોય છે તેવો તે સ્થિતિમાં રહેનાર મનુષ્યનો અભ્યાસ પડે છે. દારૂડીયાની વચ્ચે રહેનારો સારો માણસ પણ ધીમે ધીમે દારૂડીયો બને છે. પ્રતિકૂળ સ્થિતિને ઠોકરે મારીને ઉંચે આવનાર માણસ કોઇ જ હોય છે. સારી સંગતિનું માહાત્મ્ય આ તત્ત્વ ઉપર અવલંબી રહેલું છે.

દઢ સંકલ્પ અત્યંત બળવાન છે. 'આ જગતમાં અશક્ય કશું જ નથી' એવા દઢ સંકલ્પવાળા **નેપોલિઅન બોનાપાર્ટનું** ચરિત્ર કોનાથી અજાણ્યું છે? દઢ સંકલ્પ પંચ મહાભૂત ઉપર પણ પોતાની સત્તા ચલાવી શકે છે. **अहं ब्रह्मास्मि** એવા દઢ સંકલ્પવાળા ઋષિમુનિઓનો આત્મવિશ્વાસ કેટલો બળવાન્ હશે? દઢ આત્મવિશ્વાસથી જ કાર્ય પાર પડે છે? હું કોણ? મારાથી શું બની શકે? એવા નિર્બળ વિચારવાળા માણસથી મહત્ત્વનાં કાર્યો બની શકતાં નથી. આવા સંકલ્પ ઉપર પણ આપણે રાજ્ય ચલાવી શકીએ છીએ. ઉચ્ચ પ્રકારનું સુખ કેવળ શક્તિના જ્ઞાનથી મળે છે. આપણો આત્મા આપણા તાબામાં છે. જગતમાંથી આપણા પ્રયત્નના પ્રમાણમાં આપણે સુખદુઃખ ગ્રહણ કરીએ છીએ. દુઃખ કોઇને જોઈતું નથી છતાં તે મળે છે; કારણકે આપણામાં માનસિક શક્તિનું એટલું કમજોરપણું છે. મૂળે આત્મવિશ્વાસની ખામી હોય છે, તેમાં શરમ, અભિમાન, દુર્ગુણોને લીધે મનુષ્યોનાં કાર્યો સિદ્ધ થતાં નથી અને પછી તે દૈવને દોષ આપે છે!

કોઈ કાર્યનો સંકલ્પ દઢ કરીને, કલ્પનાનાં ચિત્રો રંગીને, માનસિક શક્તિનો વિકાસ કરી શકાય છે. કોઇ પણ વાત અભ્યાસ સિવાય સાધ્ય થઇ શકતી નથી. પ્રયત્નથી અવશ્ય પ્રાપ્તિ થાય છે, તેમાં શંકાનું કશું કારણ નથી. માત્ર આત્મશાસન-આત્મવિશ્વાસ અથવા મનોનિગ્રહ હોવો જોઈએ.

'માનસ વિદ્યા' એ કાંઇ વખત વીતાડવાનો વિષય નથી. તે તો આચરણનું શાસ્ત્ર છે. માનસ વિદ્યા શીખવા ઇચ્છનારે પ્રયત્નપૂર્વક તે શીખવી જોઇએ. માનસિક સામર્થ્યથી સહાયની આપણા સદ્‌ગુણોનો વિકાસ કરીને પ્રત્યેક કાર્યમાં યશ સંપાદન કરી શકાય છે.

## ખંડ ૨ જો

# આકર્ષણવિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ.

## પરિચ્છેદ ૧ લો.

### આકર્ષક તથા અનાકર્ષક મનુષ્ય.

**મનુષ્યના શરીરની વિદ્યુત્-શક્તિ**--આપણે એક પ્રકારની બોલતી ચાલતી વિદ્યુત્‌ની-વિજળીની બૅટરી છીએ. શક્તિ મેળવીને તેને બહાર છોડવી એવો આપણો ક્રમ નિરંતર ચાલુ છે. પરન્તુ કોઈ વાર આપણે તે શક્તિ જાણી જોઇને છોડીએ છીએ અને કોઈ વાર અજાણતાં છોડીએ છીએ. આપણા શરીરની અંદર રહેલી વિદ્યુત્ શક્તિ તે કાંઈ ખરેખર વિજળી નથી પરન્તુ વિદ્યુત્‌ના જેવી બળવાન 'આકર્ષણશક્તિ' છે. તે આકર્ષણશક્તિને અંતઃપ્રવાહ પણ કહી શકાય. તે દીવ્ય શક્તિને પોતાના મનધાર્યાં ઉપયોગમાં લેવાનો અભ્યાસ જો કરવામાં આવે તો તેથી મનુષ્યત્વનો લાભ અનેક રીતે પ્રાપ્ત કરી શકાય છે.

**આકર્ષક મનુષ્યમાંથી વિસ્તરતી શાન્તિ**—આકર્ષક મનુષ્ય અથવા જેણે પોતાની આકર્ષણશક્તિને ઇષ્ટ કાર્યની સિદ્ધિને માટે કેળવી છે તેઓ મનુષ્ય હમેશાં આત્મવિશ્વાસસંપન્ન હોય છે. એવા મનુષ્યના સમાગમમાં જ્યારે તમે આવશો ત્યારે જે પહેલું પરિણામ તમારાપર થશે તે શાન્તિની ભાવનારૂપે તમારા અનુભવમાં આવશે. તમારૂં મન હમેશાં શાન્ત રહેશે–તે ગભરાઈ જશે કે ક્ષુબ્ધ થશે નહિ. એ ભાવના પછી તેનામાં કાંઈ પણ ગુપ્ત શક્તિ છે એવો તમને ભાસ થશે. તેની તે શક્તિનું સ્વરૂપ કે સ્થાન તમારા જાણવામાં આવશે નહિ, કારણકે તેની આકર્ષણશક્તિ તેની આંખોમાં, ભાષામાં, કૃત્યોમાં કિંવા તેની એકંદર વર્તણુકમાં રહેલી છે તે તમારા સમજવામાં આવશે નહિ. તેની શક્તિનો તે એક અમૂર્ત ભાગ છે. થોડા વખત પહેલાં એ શક્તિ તમારી શક્તિનો પણ એક ભાગ હતો, પરન્તુ અત્યારે તમારી શક્તિ આકર્ષક મનુષ્યે ખેંચી લીધી છે એવો તમને સહજ ખ્યાલ આવશે.

**આકર્ષક મનુષ્યની વિશિષ્ટતાઓ**—આકર્ષક મનુષ્યની દૃષ્ટિ તરફ જૂઓ ! તે દૃષ્ટિ તમારી ભ્રમર ઉપર લાગી રહી છે અને તેની ભેદક દૃષ્ટિ તમે અત્યંત કષ્ટથી સહન કરી શકો છો, છતાં તેમાં તમને કશું અપાયકારક લાગતું નથી. તેની દૃષ્ટિમાં તમને કશી તીવ્રતા–ઉગ્રતા માલૂમ પડતી નથી. તમારા શબ્દો તે શાંતપણે સાંભળે છે અને પછી તે પોતાના વિચાર તમને સંભળાવે છે. તે પોતે જ્યારે બોલે છે, ત્યારે નિશ્ચયાર્થ અને અધિકારદર્શક પણ પ્રેમાળ દૃષ્ટિથી તમારી તરફ જૂએ છે. નમ્રતા અને વિનય તેના સર્વાંગમાં ભરેલાં તમને જણાય છે પરન્તુ એ શાન્ત બહિરંગની હેઠળ દુર્દમનીય ઇચ્છાશક્તિ છુપાઈ રહેલી છે, તેમાં જ તમને એક વિશિષ્ટ અધિકાર દેખાઇ આવશે. તમને માલૂમ પડશે કે તેને તમારી પાસેથી જે કાંઈ જોઇએ છે તે તે જરૂર મેળવશે એવી તેને ખાત્રી છે અને તેથી તે કશી ઉતાવળ કે અધીરાઈ ધરાવતો નથી. ધન ધનનું આકર્ષણ કરે છે અને દેણદાર વિશેષ દેણદાર બને છે, તેમ અશક્ત મનુષ્ય વિશેષ અશક્ત બને છે અને સશક્ત વિશેષ શક્તિ પ્રાપ્ત કરે છે તેનું કારણ આકર્ષણનો નિયમ છે. આકર્ષક મનુષ્ય કદાપિ બોલકણો હોતો નથી. તે થોડું બોલે છે અને કેવળ નિર્જીવ વાતો કરે છે પરન્તુ તમને તેમાં અત્યંત મહત્ત્વ લાગે છે. તે પોતાના શબ્દો-વડે તમારી ખાત્રી કરી આપે છે કે પોતે તમને ઘણી ઉપયુક્ત માહિતી આપવાને પણ શક્તિમાન્ છે. આથી તે તમારી ઉત્સુકતાને વધારે છે, પરન્તુ તે તમને ફસાવે છે એવો સંશય પણ તમને આવવા દેતો નથી. તમે એવું માનવા જાઓ, તો તેની સરળતાપૂર્ણ દૃષ્ટિ તમને તેમ માનતાં રોકે છે. તે પોતા પ્રત્યેની તમારી શ્રદ્ધાભક્તિને આકર્ષવા ઇચ્છે તોપણ તેની વાતચીતમાં તેની તેવી ઇચ્છા વ્યક્ત થતી નથી એવું તમે પોતે જ કહેવાને તૈયાર થશો. હવે તમને એવું લાગશે કે એ આકર્ષક મનુષ્ય સાથેનો તમારો પરિચય વધે તો સારૂં. તમો બેઉની વચ્ચે એક વિશિષ્ટ પ્રકારની સહાનુભૂતિ છે અને તે એટલી ગૂઢ છે કે તેનો પાર પામવાનું પણ તમારાથી બની શકતું નથી. વારંવાર તમારૂં મન તેની તરફ આકર્ષાય છે. તમે તેને વિસરી શકતા નથી.

**તેની શક્તિ ક્યાંથી આવે છે?**—તેની સાથે થએલા સંભાષણને તમે સંભારશો ત્યારે તમને જણાશે કે તમે જ તેને તમારૂં સર્વ જ્ઞાન આપતા હતા, તમે જ તેની સહાનુભૂતિ સંપાદન કરવાને મથી રહ્યા હતા. તમો બે જણમાં દેનાર તમે હતા અને લેનાર તે હતો. તેના મનમાંથી

જે કાંઇ પ્રકાર અને એવી તેની ઈચ્છા વ્યક્ત થતી, તે જે કાંઈ આજ્ઞા, વિચાર તમને દર્શાવતો તે પ્રમાણે તમે તુરત જ વર્તતા. જેમ મદારી માંકડાને નચાવે છે તેમ તમે આકર્ષક મનુષ્યની પાસે નાચતા. તમે પૂછશો કે એમ કેમ થાય? તે એક નિયમ છે તેથી એમ થાય છે. તે નિયમ તમે જાણતા નથી અને તે જાણે છે. તેણે તમને પોતાની ઇચ્છાને અનુકૂળ બનાવ્યા છે. તેને પોતાની શક્તિનું જ્ઞાન હતું અને તેથી તે તેમ કરી શક્યો. જેવી રીતે મધમાખી ફૂલમાંથી મધ ચૂસીને ચાલતી થાય છે તેવી રીતે તમારામાંથી લઈ શકાય તેટલી આકર્ષક શક્તિ તમને માલૂમ પડવા દીધા સિવાય ચૂસી લઈને તે ચાલતો થયો છે; એટલે કે તમારામાંથી જ શક્તિ મેળવીને તે વધારે શક્તિમાન્ બન્યો છે અને તે રીતે તે આકર્ષક મનુષ્ય બન્યો છે.

**અનાકર્ષક મનુષ્યના ગુણો**—આકર્ષક મનુષ્યથી ઉલટા જ ગુણો અનાકર્ષક મનુષ્યમાં હોય છે. જેને જોતાં જ આપણને ચીડ ઉત્પન્ન થાય એવું તેનું સ્વરૂપ હોય છે. તેનો સહવાસ જ તમને ત્રાસદાયક લાગશે. પોતાનું કથન કિંવા કૃત્ય લોકને ગમતું નથી એવી હમેશાં તેની ફરીઆદ હોય છે. સમય, નસીબ કિંવા સોબતી એમાંના કોઈ એક ઉપર તે હમેશાં દોષારોપણ જ કરતો હોય છે. તેનામાં સંતોષવૃત્તિ કદાપિ હોતી નથી. તે જરૂર કરતાં વધારે બોલનારો, પોતાની ગુપ્ત વાતો પોતાની જ મેળે ખુલ્લી કરનારો, તમોગુણી, અશાંત વૃત્તિવાળો, વિનયથી રહિત અને ગંભીરતા તથા મોહકતા વિનાનો હોય છે. તેની સાચી-ખોટી સ્તુતિ કરશો એટલે તે ચડવા લાગશે અને પોતાની ગુપ્ત વાતો ખુલ્લી કરવા લાગી જશે. તેની આત્મપ્રીતિપર આઘાત કરતાંની સાથે જ તે તમારા હાથમાં આવ્યો સમજવો. તમારી પાસેથી તે દૂર જાય ત્યારે જ તમને સંતોષ થશે. જો તમે આકર્ષક શક્તિવાળા હો તો એવા માણસના કમજોરપણાનો અને અધીરા સ્વભાવનો ફાયદો પણ તમે લઈ શકો. તે મનુષ્ય અનાકર્ષક છે તેનું કારણ એ છે કે તે પરાવલંબી છે, ઋણકર્તા છે, લહેરી માણસ છે. તેના દેખાવ ઉપરથી જ તે અનિયમિત માણસ દેખાઈ આવે છે. તે શક્તિહીન છે, તેની મનઃસ્થિતિ હમેશાં સંશયિત હોય છે અને તેથી તેને કોઈ કાર્યમાં જશ મળતો નથી અને પછી તે રોદણાં રડે છે. તેથી ઉલટું આકર્ષક મનુષ્ય એક અધિકૃત શક્તિરૂપ હોય છે. તે પરિસ્થિતિનું દમન કરી શકે છે અને આસપાસની પરિસ્થિતિનું જ્ઞાન મેળવી લે છે. જો તમારે આકર્ષક મનુષ્ય બનવું હોય તો તમારા

હૃદયમાં આ શિખામણ ઉતારજો કે-" તમારાં દુઃખો તમારા જ અંતઃકરણમાં રાખો. સહાનુભૂતિની અપેક્ષા કરશો નહિ કિંવા ખુશામત પણ સાંભળીને તેનું પરિણામ તમારા મનપર થવા દેશો નહિ. પ્રત્યેક ઇચ્છાની શક્તિ ઓળખવાનો યત્ન કરો અને તેને તમારા તાબામાં રાખવાનો ઉદ્યમ કરો."

## પરિચ્છેદ ૨ જો.

## આકર્ષક બનવાની રીત.

**અંતઃપ્રવાહમાં રહેલી પ્રચંડ શક્તિ**—ઇચ્છા એ અધિકાર ચલાવનારી એક શકિત છે. આકર્ષક મનુષ્ય જે પ્રકારનો અધિકાર બીજા માણસપર ચલાવે છે તે જ પ્રકારનો તે અધિકાર છે. ઇચ્છાશકિતનું પરિણામ પણ વિદ્યુત્પ્રવાહના જેવું જ હોય છે. ઇચ્છા એ જ્યાં ત્યાં ભટકનારી ઉલ્કા હોતી નથી પરન્તુ સૂર્યમાળામાં નિયમબદ્ધ રીતે ફરનારો એક ગ્રહ છે એમ જ સમજજો. ઇચ્છામાંની શકિત અંતઃપ્રવાહના ભિન્ન ભિન્ન સ્વરૂપવડે વ્યકત થઈ શકે છે. અધીરાઈ, ત્વેષ, ગર્વ, ક્રોધ એ બધાં તેનાં ઉદાહરણો છે. તેમાં ગર્વનું સ્થાન સૌથી હેઠળનું છે.

**તેનો ઉપયોગ કેવી રીતે કરવો?**—જ્યારે તમારા અંતઃકરણમાં ઇચ્છાનો પ્રવાહ ઉત્પન્ન થાય ત્યારે તેને સહન કરવાનો પ્રયત્ન કરજો પણ ઇચ્છાની પૂર્તિ કરવાને અધીરા થશો નહિ. અધીરાઈ કરવાથી તમારી ઇચ્છાની શક્તિ ઓછી થશે પણ જો તમે ઇચ્છાને સહન કરી લેશો તો તમારી શક્તિ ઉત્તરોત્તર વધતી જશે અને તમારી આસપાસ એક આકર્ષક મંડળ રચાઇ જશે. ગુપ્તતાનું



ઇચ્છાનું દમન કરે છે, એટલે શક્તિ મેળવે છે. ઇચ્છાને છુટી મૂકે છે, તેથી શક્તિ ગુમાવે છે.

[ આકૃતિ ૧ ]

મૂલ્ય તમે જેવું તેવું સમજશો નહિ. કોઇ નજીવી વાત કોઇ મિત્રને કહેવાની તમને ઇચ્છા થાય તોપણ તે તમે ગુપ્ત રાખજો કારણકે તમારે જો આકર્ષક શક્તિ વધારવી હોય તો ઇચ્છાનું દમન કરવાનો પ્રયત્ન તમારે સૌથી પહેલાં કરવો જોઇશે. દરેક ગુપ્ત વાત એ તમારા મગજની સંગ્રાહક બૅટરીમાંનું એક દ્રવ્ય છે અને જો તમે તે યોગ્ય રીતે સંભાળી રાખશો તો બેંકમાં રાખેલા પૈસા જેમ વ્યાજથી વધતા જાય છે તેમ તે વધતું જશે અને છેવટે તમારામાં પ્રચંડ શક્તિને ઉત્પન્ન કરશે. તે જ પ્રમાણે મનોવિકાર ઉપર તમારો અધિકાર જેટલો વધારે બેસશે તેટલો તમારો શક્તિભંડાર વધારે ભરપૂર રહેશે, અને પછી કોઇ ખાસ પ્રસંગે એ ભંડારને તમારે ઉપયોગમાં લેવો હશે ત્યારે તે તમારી સેવામાં ખડો રહેશે અને તમને અત્યંત મૂલ્યવાન્ જણાઈ આવશે. હમેશાં નિગ્રહ કરવાથી બેપીકરાઈ વધે છે એવી બીક રાખશો નહિ. ઇચ્છા ઉત્પન્ન થયા પછી તે નષ્ટ થતી નથી પણ બાંધી રાખેલા પાણીના પ્રવાહની પેઠે તેનું બળ વધે છે.

**ઇચ્છામાં રહેલી શક્તિનો પુરાવો**—ધારો કે તમને કાંઈ નવી ખબર મળી છે, તો તે ખબર તમે તમારી સ્ત્રીને કે મિત્રને કહેવાને કેટલા અધીરા બની જાઓ છો ? તમે તે માટે ખાસ તકલીફ વેઠીને કે ઉજાગરો કરીને એ વાત જ્યારે કોઇને કહો છો. ત્યારે જ તમને તૃપ્તિ થાય છે. ઘણા માણસોને એવો અનુભવ થાય છે કે અમુક વાત બીજા કોઈ માણસને કહ્યા વિના તેને ચેન પડતું નથી. તમારા અંતઃકરણમાં ખળભળાટ મચાવીને તમને કાર્યપ્રવૃત્ત કરનારી આ શક્તિ તે ઇચ્છાશક્તિ છે. એ શક્તિ તમને બહુ ઉપયોગી છે માટે તે તમારે જાળવીને તેનો સંગ્રહ કરવો જોઈએ. જો આકર્ષણશક્તિને આધારે તમારે યશ તથા સુખ મેળવવાં હોય તો ઇચ્છાશક્તિના સંગ્રહની તમને અત્યંત જરૂર છે. આકર્ષક વ્યક્તિના વિચારસાગરમાં કોઈ ડુબકી મારી શકતું નથી કારણકે તે વ્યક્તિ તમને તેમ કરવા દેશે જ નહિ. તે રીતે તમે પણ રહસ્યપૂર્ણ બનવાનો યત્ન કરો. જેમ ઊંડી નદીનાં જળ ઉપરથી ગંભીર તથા શાન્ત હોય છે તેમ તમે એવા ઊંડા હૃદયના બનો કે તમારા હૃદયસાગરમાં ડુબકી મારવાની હિંમત કોઈ બીડી શકે નહિ. તમારી ઇચ્છા વિના તમારા વિચાર કોઇના જાણવામાં આવવા ન જોઇએ. વર્તનમાં ઉતાવળ અને અધીરાઈ દર્શાવવાથી તમારી શક્તિની હાનિ થશે. ગમે તેમ કરીને તમારા કોઈ વસ્તુસંબંધી જ્ઞાનને તમારા સ્વભાવ તથા કલ્પનાથી દૂર રાખો. તમારો

કોઈ મિત્ર અધીરાઈથી તમને કોઈ વાત કહે અને તે આશા રાખે કે તેથી તમે ચકિત થઈ જશો, તોપણ તમે તે વાત શાંતપણે સાંભળજો. તમારી આશ્ચર્યચકિતતા બહાર બતાવશો નહિ એટલે તમારે બદલે તમારો મિત્ર ચકિત થશે. આ રીતે તમારા સંબંધે તમારા મિત્રમાં આદરબુદ્ધિ ઉત્પન્ન થશે.

**બીજાની શક્તિનો ઉપયોગ પોતે કેવી રીતે કરી લેવો ?—** શાન્ત રહેવું એટલે સહવાસપ્રિય ન બનતાં મૂગા બેસી રહેવું એમ કદાપિ સમજવું નહિ. બોલવું ખરૂં પણ યોગ્ય પ્રસંગે અને જરૂર પૂરતું બોલવું તે શાન્ત રહેવા બરાબર છે. ગુપ્ત વાત મનમાં રાખીને હરઘડી વિચાર કરવાની ટેવ કેળવો, એટલે બીજાઓ તમારા સંબંધે માત્ર અનુમાનો જ કરી શકશે, તેથી તેઓ અનાકર્ષક બનશે અને તમારી આકર્ષણશક્તિમાં અંદરથી તેમ જ બહારથી વધારો થતો રહેશે. જ્યાંસુધી તમારા વ્યક્તિત્વને તમારા મિત્રમંડળમાં તમે દુર્ભેદ્ય રાખી શકશો ત્યાંસુધી તમારી શક્તિ વધતી જશે, પરન્તુ જો તમે બીજાઓની ઉત્સુકતાને શાન્ત કરશો તો તમારી શક્તિ ચાલી જાય છે એમ જ સમજજો.

**સાવધાન રહો—**હરેક કામમાં સાવધાન રહેજો. તમારા ડહાપણનો, વિવેકશક્તિનો અને યુક્તિનો ઉપયોગ તમારે શરૂઆતમાં જ કરવો. તમારા વર્તનક્રમમાં ફેરફાર થયો તે જો બીજાના જાણવામાં આવ્યું તો તમારી કીર્તિ કુંઠિત થઈ ગઈ સમજજો. તમે બીજાની ઉત્સુકતાને ઉશ્કેરો છો કિંવા તમારી ઉત્સુકતા ખબરદારીથી પૂરી કરો છો એવો ખ્યાલ પણ તમારે કોઇને આવવા દેવો ન જોઇએ. તમારો અભ્યાસ, ગોઠવણ કે હેતુ વિષે તમારે કોઇને એક અક્ષર પણ કહેવો નહિ, નહિતો લોકોને સાવધ રહેવાની તક મળશે. પોતા વિષેની માહિતી બીજાને આપીને પોતાના ગર્વનું પોષણ કરવાનું છોડી દેવું જોઇએ, નહિતો પોતાની આકર્ષણશક્તિ હ્રાસ પામતી જ જાય. આકર્ષક મનુષ્ય પોતા વિષે કદી બોલતો જ નથી, પરન્તુ તેણે બીજાનું મન આકર્ષવામાં પ્રવીણતા દર્શાવેલી હોવાથી બીજાઓ તેની સ્તુતિ કે ખુશામત કરે છે; પરન્તુ આવી ખુશામતથી તમે ગર્વિષ્ઠ બની જાઓ નહિ તે માટે સાવધાન રહેજો. ધ્યાનમાં રાખજો કે ખુશામત ખુદાને પણ પ્યારી છે એટલે તમારી અજાણમાં પણ ખુશામત તમારા ચિત્તમાં સ્થાન મેળવીને તમારી આકર્ષણશક્તિનું હરણ કરી જાય નહિ.

**આત્મપ્રશંસા કરતા નહિ—**ઘણી વાર તમને તમારાં જૂનાં કે

નવાં પરાક્રમોની વાતો બીજાને મ્હોંએ કરીને તેમની પ્રશંસા મેળવવાનું મન થતું હશે. કેટલીક વાર તો તમને એ માટેની ઉત્સુકતા બહુ વધી ગએલી જણાશે. આ વૃત્તિ મનુષ્યમાં સ્વાભાવિક જ હોય છે. આ ઉત્સુકતા મનુષ્યમાં એક મોટી શક્તિ છે. એ શકિતને લીધે માણુસ ઘણી વાર પોતાની ઇચ્છાવિરૂદ્ધ, પોતાના હમેશના વર્તનવિરૂદ્ધ, સદસદ્દવિવેકબુદ્ધિવિરૂદ્ધ અને વિવેકશકિતવિરૂદ્ધનાં કાર્યો કરવા પણુ તત્પર બની જાય છે. પરન્તુ આ ઇચ્છાને સંયમમાં રાખવાથી જ મનુષ્યની આકર્ષક શક્તિ ખીલે છે. કોઈ ક્ષુલ્લક પ્રસંગે પણુ આવી ઉત્સુકતાને પાર પડવા દેવી નહિ. આ સૂચનાને અમલમાં મૂકવાનું તમને કઠણુ લાગશે, પરન્તુ તેમ કરવાથી જ તમારી એ શકિત તમારી અંદર રહેશે, અને નહિતો તે તેની વિરૂદ્ધની શકિતને જઇને મળશે. આ શકિતને તમે કાયમ રાખી શકશો તો જ તમે આકર્ષક બનશો.

આ બધા નિયમો તમે આચરણુમાં મૂકશો એટલે તમારામાં તમને મોટો ફેરફાર થએલો માલૂમ પડશે. તમારી યોગ્યતા માટે તમને ઉંચી કલ્પના આવશે અને તમને આપોઆપ તમારામાં મહત્તા આવેલી માલૂમ પડશે. એ રીતે પ્રત્યેક ઇચ્છારૂપ શક્તિનો નિગ્રહ તમે કરવા લાગશો એટલે તેનો પ્રભાવ તમારા જ્ઞાનતંતુને સ્પષ્ટ દેખાવા લાગશે, એટલું જ નહિ, પણુ તમારા સહવાસવાળી વ્યકિતઓના વર્તનમાં પણુ ફેરફાર થએલો તમને જણાશે. તમારે માટે તેમનામાં પૂજ્ય ભાવના ઉત્પન્ન થએલી માલૂમ પડશે. તમારા સહવાસમાં રહેવાની, તમારી સાથે વાત કરવાની અને તમારી મુલાકાત લેવાની તેમની ઇચ્છા તમારા જાણુવામાં આવશે. અતૃપ્ત ઇચ્છારૂપ શક્તિનો એ નિયમ તમે જો ધ્યાનમાં રાખીને વર્તશો તો તમારી એ શકિત હમેશાં કાયમ રહેશે, એટલું જ નહિ પણુ તેનો વિકાસ કરવાનું સામર્થ્ય પણુ તમે પ્રાપ્ત કરી શકશો.

## પરિચ્છેદ ૩ જો.

## આકર્ષણુશક્તિ એકત્ર કરવાની તાલીમ.

**શક્તિ એકત્ર કેમ કરવી?**—ધારો કે તમને કાંઈ ઇચ્છા થઈ, ઉત્સુકતા થઇ અને કોઇ વસ્તુપર મોહ પણુ પેદા થયો. બીજે કોઇ વખતે તો તે ઇચ્છા ઉત્પન્ન થતી વખતે તમારા અંતરૂમાં કાંઇ ખળ-

ભળાટ થવો જોઇએ, પરન્તુ તે એક શક્તિ છે અને તેની દ્વારા વધારે શકિત પ્રાપ્ત કરવાની છે એમ જ્યારે તમે હવે જાણવા લાગ્યા છો ત્યારે શાંતપણે તમે તે ઇચ્છાને ધારણ કરો. તમારા બધા વિચારો માત્ર એ એક જ ઇચ્છા વિષે ચાલવા દો. તેની ઉપર જ તમારૂં મન એકાગ્ર કરો અને ફેફસાંમાં જેટલી શક્તિ હોય તેટલી બધી શકિત એકત્ર કરીને ધીરે ધીરે દીર્ઘ શ્વાસોચ્છ્વાસ ચલાવો. થોડીએક સેકંડ પૂરક કરો (શ્વાસ અંદર ખેંચવો તે પૂરક કહેવાય છે, કેટલીક વાર શ્વાસને અંદર દાબી રાખવો તે કુંભક કહેવાય છે અને તેને બહાર કાઢવો તે રેચક કહેવાય છે) અને પૂરક કરતાં મનમાં બોલો કે "મારી શક્તિના સંચયમાં હું આ શક્તિનો વધારો કરૂં છું." પછી કેટલીક સેકંડ (આશરે આઠ સેકંડ) કુંભક કરો અને મનમાં બોલો "હવે એ શક્તિ મારી અંતઃશક્તિને અનુરૂપ બની અને આજથી હવે તે મારી છે." છેવટે આઠ સેકંડમાં રેચક કરો અને મનમાં બોલોઃ "હવે જે આકર્ષક શકિત મેં મારામાં એકઠી કરી છે તેનું વજન અને માપ મારા જાણવામાં બરાબર આવ્યું છે." આ રીતે ઇચ્છાનો તથા ઉત્સુકતાનો નિરોધ કરીને તમે પોતે પછી જો મોહને મોહ પમાડી શકો તો પછી મોહ તમારી ઉપર કશી જ માઠી અસર નીપજાવી શકશે નહિ. તેની શકિતને હરી લઇને તેનો સ્વહિતાર્થ ઉપયોગ કરો. એ રીતે તમે મોહને સહેલાઇથી જીતી શકશો.

**સહેલો અભ્યાસ**—ઉપર જે સૂચનાઓ અને નિયમો આપ્યા છે તે વાંચીને બરાબર તે પ્રમાણે અમલ કરશો તો તમને તમારી આકર્ષણશકિતની ખીલવણીની શરૂઆત માટે બહુ વખત રાહ જોઇ રહેવું પડશે નહિ. આ વિષયનો અભ્યાસ તમે શરૂ કરશો એટલે તુરત તેનો ચમત્કાર તમારા ધ્યાનમાં આવવા લાગશે. આ વિદ્યાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીને પ્રાયઃ પાંચ દિવસમાં શકિતસંચયનો અનુભવ થવા લાગે છે. પ્રત્યેક ઇચ્છાના નિગ્રહ પછી તુરત જ શારીરિક શકિતવિષયક અને મજ્જાસ્થાનો તથા જ્ઞાનતંતુના વિકાસ વિષે તીવ્ર ભાવના મનમાં ઉત્પન્ન થવા લાગે છે. આ કાંઈ આભાસ હોતો નથી કિવા ઉત્પન્ન થનારી ભાવના ગર્વિષ્ઠપણાની હોતી નથી, પરન્તુ શાન્તિની અને સ્થિરતાની હોય છે. શિખાઉ વ્યકિતએ તેને પોતાના મનમાં જ શાન્તપણે ઉતારી વિચાર કરી જોવો. પોતાની આકર્ષણશકિતમાં રહેલા કમકૌવતનો દોષ બીજાના ગર્વિષ્ઠપણાને કે દુર્વૃત્તિને માથે મૂકવાની ભૂલ કદી કરવી નહિ. કોઈ પણ ચૂક જો તમે જ કરો તો તેનો દોષ પણ તમારે જ માથે રહેલો છે. આ

પ્રમાણે વર્તવાથી તમે આકર્ષણશક્તિનો પરિચય તુરત કરવા લાગશો; અલબત્ત, તેની કેળવણી માટે તો વખત જોઇશે જ; પરન્તુ એ રીતે તમને એકંદર રીતે આકર્ષણશક્તિ કેળવવાનો અભ્યાસ સહેલો લાગશે.

**એક વહેવારૂ દૃષ્ટાન્ત**—તમારા મિત્રોમાંનો એક કુંદન આજે તમને મળ્યો. તેના તરફ ધ્યાન આપો. કોઇ પણ કારણથી તમે હમેશાં તેની પાસેથી તમારાં વખાણની કિંવા તેના સ્નેહદર્શનની ઇચ્છા રાખો છો પણ પ્રકટ રીતે તે તમારી ઇચ્છાને મહત્ત્વ દેતો નથી. હવે આજસુધી તેનું બધું વર્તન તમે બારીકાઇથી તપાસો તો જણાશે કે તેનાં વખાણ કે સ્નેહની ઇચ્છા ધરીને તમે કમકૌવત બન્યા છો. તમને તેના તરફ વખાણ કે સ્નેહ પ્રકટ રીતે મળ્યાં નથી પરન્તુ તેથી ઉલટું તમે જ તેનાં વખાણ કરી તેની પ્રત્યે સ્નેહ દર્શાવો છો; તે પોતે તેવી પ્રાપ્તિની ઇચ્છા તમારી પાસે કદાપિ દર્શાવતો નથી, છતાં તમે તેને વખાણો છો! આ રીતે તે તમારી શક્તિ હરીને વધારે શક્તિમાન્ બને છે. આવે વખતે તમારે શું કરવું? થોડા દિવસ કુંદનને એકલો રહેવા દો—તેને મળો જ નહિ, અને પછી ગુમાવેલી શક્તિ પ્રાપ્ત કરવાને પૂર્વે કહેલી સૂચનાઓ પ્રમાણે વર્તો. તમારો હેતુ કોઇને કહેતા નહિ, કોઇને મ્હોંએ બડાઈ મારતા નહિ, તમારી વાત તમારા મનમાં ગ્રહી રાખો. વૈયક્તિક મહત્ત્વને માટે વા ક્ષણિક સમાધાનને માટે



તમે...સ્નેહદર્શનની ઇચ્છા રાખો છો પણ પ્રકટ રીતે તે તમારી ઇચ્છાને મહત્ત્વ દેતો નથી...આ રીતે તે તમારી શક્તિ હરીને વધારે શક્તિમાન બને છે. [ આકૃતિ ૨ ].

તમારી અંતઃશક્તિ ગુમાવવાનું તમારૂં જે વર્તન હતું તેથી જ તમને નુકસાન થયું હતું. હવે છેવટસુધી સાવધ રહો, થોડો વખત જતાં તમારી સાવધાનતા છૂટવા લાગશે પણ તેને છૂટવા દેશો નહિ, અને પછી તમારી આકર્ષણશક્તિ એક વાર એટલી વધશે કે કુંદન પોતે જ તમને મળવા આવશે અને તમારાં વખાણ કરવા લાગશે !

**આકર્ષણશક્તિની અપૂર્વતા**—આ પ્રમાણે તમે આકર્ષક માણસ બનશો એટલે બીજા અનાકર્ષક માણસની શક્તિ તમારી ઇચ્છા ન હોવા છતાં તમારી તરફ આવવા લાગશે. તમારી દૃષ્ટિ, તમારી વર્તણુક અને તમારાં કૃત્યોમાં તમે નહિ જાણો એવી રીતે ફેરફાર થવા લાગશે. અધીરા થશો નહિ. કોઇ વાતમાં નિષ્ફળતા મળે તો અકળાશો નહિ. આજ નહિતો કાલે તમને જરૂર સફળતા મળશે. આકર્ષક બન્યા પછી તમારી દૃષ્ટિ પાણીદાર થશે, ચહેરો તેજસ્વી થશે, ચાલવાની ઢબમાં ગૌરવ આવશે અને ચહેરાપરથી ભયનાં ચિહ્નો નાબૂદ થશે. તમે તમારી આકર્ષણશક્તિ કેળવો ત્યારે તે શક્તિને હાનિકારક થાય તેવાં કોઈ અયોગ્ય કાર્યો તમારે હાથે થવાં જોઇએ નહિ. તમારી શક્તિ વિષે બીજાઓને મ્હોંએ વાતો કરવાથી એ અપૂર્વ શક્તિ તમે ગુમાવી બેસશો. જ્યારે તમે એ શક્તિ પ્રાપ્ત કરશો ત્યારે પૂર્વે નિષ્ફળ થએલી તમારી મહત્ત્વાકાંક્ષા તમારા પગમાં આવીને પડશે.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## આકર્ષણશક્તિનો વહેવારૂ ઉપયોગ.

**પ્રતિકૂળ સંયોગોમાં શક્તિનો ઉપયોગ**—હવે આકર્ષણશક્તિનો ઉપયોગ વહેવારૂ રીતે કેમ કરવો તે વિષે થોડું કહેવાની જરૂર છે. ધારો કે પ્રતિકૂળ પરિસ્થિતિમાં તમારે કોઈ માણસના મન ઉપર અનુકૂળ અસર કરવાની છે, તો તમે શું કરો ? જે માણસ તમને મળવાનો છે તે ઢોંગી, લુચ્ચો અને મતલબી છે; પોતાની યોગ્યતાવાળા માણસોમાં તે વજનદાર છે. તેનું અંતઃકરણ પત્થર જેવું છે; આવા માણસ સાથે સારા માણસને પ્રસંગ પડે અને વળી તેની પાસેથી કાર્ય સાધવાનું હોય ત્યારે શું કરવું ? તમારી આકર્ષણશક્તિ તે વખતે તમને અવશ્ય મદદ કરશે. તમે શાંત

અને નિશ્ચયદર્શક મુખમુદ્રા સાથે તેને મળજો, અને મનમાં ખાત્રી રાખજો કે જો જરૂર પડે તો તે કરતાં પણ વધારે ઉચ્ચ સ્થિતિમાં-વધારે ગૌરવ અને આકર્ષણ સમેત તેને મળવાને તમે શક્તિમાન્ છો. આ ખાત્રીનું વિલક્ષણ તેજ તમારી મુખમુદ્રા ઉપર પ્રતિબિંબિત થશે, અને જે વિરૂદ્ધ શક્તિની સામે ટક્કર લેવાને તમે નીકળ્યા છો તેનું દમન કરવાને કિંવા જરૂર પડયે તેનો નાશ કરવાને આ તેજનો જ તમે ઉપયોગ કરી શકશો. પહેલાં તો તમે શાંત અને પ્રેમાળ વાણીથી જ તેને બરાબર પકડી શકશો. તે વખતે ખરાબ સંકલ્પ કિંવા તિરસ્કારનો લવલેશ પણ તમારી વર્તણુકમાં દેખાવો જોઇએ નહિ. કેવળ પ્રેમાળતા બતાવો અને શાંત રહો. તમારી વર્તણુકમાં આર્જવતા-ગરીબીની છાયા પણ દેખાવી જોઇએ નહિ.

**ભ્રૂમધ્ય દૃષ્ટિ રાખો**—તમે તેની સાથે વાતચીત કરવા માંડો ત્યારે તેની બે ભ્રમરની વચ્ચે બરાબર દૃષ્ટિને સ્થિર રાખીને બોલજો. મનમાં તે વખતે એમ જ માની લેવું કે 'બેઉ ભ્રમરની વચ્ચે એક ટપકું છે અને એ ટપકા સાથે જ હું વાતચીત કરૂં છું.' પછી તેની પાસે કાંઈ નજીવી બાબતો વિષે વાતચીત કરો અને તેમ કરતાં તેના ભ્રૂમધ્ય ઉપર શાંત મુખમુદ્રા સમેત દૃષ્ટિને રોકી રાખો. તે વખતે તમારી મુખમુદ્રા ઉગ્ર કે આવેશયુક્ત ન હોવી જોઈએ. થોડા જ વખતમાં તમને એવું માલૂમ પડી આવશે કે તેની દૃષ્ટિ ચંચળ થતી જાય છે અને તે આમતેમ ફર્યા કરે છે. તેને તમારી તરફ જ જોવાની ફરજ પડે તેમ તમે વર્તો. જ્યારે



ભ્રમધ્ય દૃષ્ટિ રાખો...તમને એવું માલૂમ પડી આવશે કે તેની દૃષ્ટિ ચંચળ થતી જાય છે અને તે આમતેમ ફર્યા કરે છે.

[ આકૃતિ ૩ ]

તમે બોલતા હો ત્યારે તેને પોતાની આંખો તમારી આંખોની સાથે મીલાવવાની જરૂર પાડો, પણ જ્યારે તે બોલવા માંડે ત્યારે તમારે તેના ચહેરા તરફ ન જોતાં દૃષ્ટિને બીજી કોઈ વસ્તુ ઉપર ઠરાવવી. તેના કોટ ઉપર, બટન ઉપર, ઘડીયાળના છેડા ઉપર કે હાથની આંગળીઓ ઉપર તે વખતે નજર સ્થાપો પણ તેના ચહેરા તરફ નહિ. તેના શબ્દો તમે આદરપૂર્વક સાંભળી લ્યો અને જ્યારે તમારો બોલવાનો વારો આવે ત્યારે પુનઃ તેના ભ્રૂમધ્ય ઉપર કલ્પેલા ટપકા ઉપર જ દૃષ્ટિને સ્થિર કરીને બોલો. પરન્તુ આમ કરતાં બીજા કોઈના ધ્યાનમાં તમારૂં વર્તન આવી જાય નહિ તેની માત્ર ખબરદારી રાખજો. એ માણસ સાથે કાંઈ પણ કૃત્રિમપણું કરો છો તે અન્ય કોઈના જાણવામાં આવવું જોઈએ નહિ. આમ કરવાથી તે માણસ તમને કદી વિસરશે નહિ અને તમારૂં ઇષ્ટ કાર્ય પ્રતિકૂળ સંયોગો બહુ જોરદાર નહિ હોય તો પાર પડશે.

**આત્મવિશ્વાસ શી રીતે વધારવો?**—તમારી વર્તણુકમાં સાહજિકપણું દેખાય, કૃત્રિમપણું ન દેખાય અને તમારો આત્મવિશ્વાસ વધે તેટલા માટે નીચે પ્રમાણે વર્તો. જ્યાં તમને કોઈ જોઇ શકે નહિ કિંવા તમારા શબ્દો સાંભળી શકે નહિ, એવી એક જગ્યામાં જઇને માત્ર કાલ્પનિક વ્યક્તિપર તમારો પ્રયોગ શરૂ કરો. આ પ્રયોગ ખુલ્લી હવામાં કરવો એ વધારે લાભકારક છે, પરન્તુ તમારા ઓરડાને તમારે હાથે બંધ કરીને જો એ પ્રયોગ કરશો તો કુતૂહલપ્રિય પ્રેક્ષકો તમને સતાવતા અટકશે. તમે તમારાં ફેફસાંની બધી શકિત એકત્ર કરીને પાંચ મિનિટ સુધી દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લ્યો અને શ્વાસ છોડતાં ધીરે ધીરે અને સમતોલ રીતે છોડો. પછી ઉલ્લાસવૃત્તિથી ઉઠો અને તમારા સ્નેહીમાંના જેની કાલ્પનિક મૂર્તિ તમે દૃષ્ટિ સમીપે રાખી હોય તેની સાથે વાતચીત શરૂ કરો. વાતચીતનો વિષય તમારી મરજીમાં આવે તે લ્યો, પરન્તુ કોઈ પણ વાકય બોલો તે પહેલાં તેનું બરાબર મનન કરો. શબ્દો અંતઃકરણપૂર્વક સ્પષ્ટ ઉચ્ચારો. જે બોલો તે મધુર, સાહજિક અને ઘરોબો દર્શાવતા હો તેવા શબ્દોમાં બોલો. તમારો મિત્ર સામે ઊભો હોય અને તમે જેવા અભિનયપૂર્વક તેની સાથે વાર્તાલાપ કરો, તેવા જ અભિનયપૂર્વક તેની કાલ્પનિક મૂર્તિની સાથે પણ વાર્તાલાપ કરો. આવા અભ્યાસથી પ્રત્યેક વ્યકિતના મનમાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થશે અને જૂદે જૂદે પ્રસંગે તેથી તમને ફાયદો થશે. જે વખતે તમને હતાશ થયા જેવું લાગે, કિંવા તમારા આત્મવિશ્વાસને ઉત્તેજનની આવશ્યકતા હોય, તે વખતે આ અભ્યાસ

અર્ધો કલાક કરવાથી અદ્દભુત પરિણામ આવેલું તમે જોશો. અંગ્રેજીમાં જેને 'ઑટો સજેશન' કહે છે, તે સ્વયંસૂચનનો આમ પોતાની પ્રત્યે જ ઉપયોગ કરવાથી અને ઉત્સાહજનક શબ્દો ઉચ્ચારવાથી ઘણી વાર શારીરિક સ્થિતિપર તમે તમારી મેળે કાબૂ બેસાડી શકશો. જે કાંઈ તમને જોઇતું હોય તે ખુલ્લા મનથી માંગો, પરન્તુ તે યાચકની રીતે નહિ પણ અધિકારદર્શક રીતે-હક્કની રાહે માંગો.

**આકર્ષક હસ્તધૂનન**—કોઇને મળતી વખતે 'શેકહેન્ડ' અર્થાત્ હસ્તધૂનન કરવું તે પણ મહત્ત્વનું છે. તમારા સ્નેહીનો હાથ શાંતિથી ગ્રહણ કરો, તેનો હાથ તમારા હાથમાં પકડો અને તેના ભ્રૂમધ્ય ઉપર સંતોષવૃત્તિથી દષ્ટિ લગાવો. તેનાં આંગળાં ઝીડકારશો નહિ; ત્વરાથી અને ઉત્સાહપૂર્વક તેનો હાથ દાબીને હથેળીપરથી અને જો બની શકે તો તેનાં આંગળાંના છેડાપરથી તમારો હાથ સરકાવીને પાછો લો. આવી જાતનું હસ્તધૂનન નૈસર્ગિક અને પ્રેમાળ છે અને તેથી તેનું સ્મરણ લાંબો વખત રહેવા પામે છે.

---

## પરિચ્છેદ ૫ મો.

---

# દૃષ્ટિની આકર્ષણશક્તિ વધારવાની તાલીમ.

**દૃષ્ટિની કેળવણી**—અંતઃપ્રવાહના સંયમની યોગ્યતા તમારા ખ્યાલમાં આવી અને તેની તમને ખાત્રી થઇ એટલે પછી તમને બીજા કશાની જરૂર નથી એમ કહીએ તો ચાલે. તોપણ દૃષ્ટિની કેળવણીના સંબંધમાં તમને થોડી સૂચના કરવાની જરૂર છે. કોઈવાર તમારી મુખમુદ્રા નિશ્ચયી દેખાય છે પરન્તુ તે સામા માણસને ગભરાવે છે. આ પ્રકારનો જેમ બને તેમ ત્યાગ કરો. તમારી મુખમુદ્રા અધિકારી તે હોવી જોઈએ પણ તે સાથે મોહક પણ દેખાવી જોઇએ. સંતોષ એ આકર્ષક છે એટલું વિસરશો નહિ. તમારા હમેશના સામાજિક સંબંધીઓમાં પણ જો તમારે મોહક વૃત્તિ ધરાવવી હોય તો તમારૂં વર્તન શ્રદ્ધાશીલ છે એમ દર્શાવજો. વારંવાર સ્મિત કરશો નહિ કારણકે તે ઘણી વાર અપ્રિય થઈ પડે છે. જે વસ્તુથી તમને આસ્થા-શ્રદ્ધા ઉત્પન્ન થાય અને તે વખતે તમારી જેવી મુખમુદ્રા અને તેવી જ મુખમુદ્રા હમેશાં

રાખવાની ટેવ પાડો. હમેશાં ભ્રૂમધ્યમાં જ દૃષ્ટિ ફેંકવાની ટેવ પાડો; પણ તેવી દૃષ્ટિ ફેંકતાં ચહેરાપર અધિકાર અને પ્રસન્નતાની સંમિશ્ર ઝાંખી કાયમ રાખવાનો યત્ન કરો.

**દર્પણનો અભ્યાસ**—એક ટેબલપર એક સામાન્ય કદનું દર્પણ મૂકીને તેની સામે લગલગ એક હાથના અંતરપર ખુરશીપર બેસો કિંવા પાટલા અથવા આસનપર બેસો. બેઉ ભ્રમરની મધ્યમાં અને નાકની ઉપરના ભાગમાં કુમકુમનું એક નાનું ટપકું કરો અને પછી દર્પણમાં જુઓ. દર્પણમાં તમારા પ્રતિબિંબ સાથે પેલું ટપકું પણ દેખાશે અને પાપણને મટમટાવ્યા વિના એ ટપકા ઉપર દૃષ્ટિને ચોઢી રાખો. દર્પણ અને તમારી આંખોની વચ્ચે એક હાથ જેટલું અંતર રાખો. આ અભ્યાસની શરૂઆત કરવાથી પહેલાં તો આંખમાં પાણી આવવા લાગશે, ડોકું દુઃખવા લાગશે; પરન્તુ આંખોમાં આવેલા પાણીને લૂછ્યા વિના કેટલીક વારસુધી જો દૃઢ નિશ્ચયથી કંટાળ્યા વિના ઉત્સાહ પૂર્વક આ અભ્યાસ ચાલુ રાખશો તો પછી એ ત્રાસ પોતાની મેળે જ બંધ થઈ જશે. તમારી આંખોની પાંપણોને જરા તાડ ચડે, કંટાળો આવે, ત્યારે પાંપણોને ઉંચી કરો



દર્પણનો અભ્યાસ. [ આકૃતિ ૪ ]

અને પુનઃ હતી તેમ ને તેમ કરો, પરન્તુ આંખો બંધ ન કરો, એટલે પાંપણો મટમટાવવાથી મળતી વિશ્રાન્તિ તમારી આંખોને મળશે. આનો અભ્યાસ રોજ દસથી પંદર મિનિટસુધી કરો. આ દૃષ્ટિને કેળવવાનો અભ્યાસ કરતી વખતે શરીર સ્વસ્થ હોવું જોઇએ. શિખાઉ માણસને

પહેલાં તો પાંચ મિનિટમાં જ કંટાળા આવવા લાગશે પરન્તુ જો આકર્ષણનો અભ્યાસ પૂરા કરવો હોય તો દૃષ્ટિની સ્થિરતા સાધીને પોતાના જ્ઞાનતંતુ ઉપર પોતાનો અધિકાર મેળવવો એ અતિ આવશ્યક છે. પ્રારંભમાં આ અભ્યાસ ત્રાસદાયક અને કંટાળાભરેલો લાગશે, પરન્તુ પાછળથી તે લાભદાયક અને આનંદકારક માલૂમ પડશે.

**અભ્યાસના લાભો તથા તે માટેનો સમય**—અભ્યાસને માટે સ્હવારનો સમય બહુ સારો છે. કારણકે તે વખતે મગજ ઠંડું હોય છે, શરીર તાજું હોય છે અને જ્ઞાનતંતુ શિથિલ હોય છે. બીજે વખતે અભ્યાસ ન કરવો એમ કાંઈ નથી. દિવસમાં જ્યારે સમય મળે ત્યારે તે અભ્યાસ કરી શકાય છે. પહેલાં પાંચ મિનિટથી શરૂઆત કરીને રોજ થોડો વધારો કરી છેવટે ૧૨ થી ૧૫ મિનિટસુધી પાંપણો મટમટાવ્યા વિના દૃષ્ટિને સ્થિર કરવી. રોજ એક એક મિનિટનો વધારો કરવાથી ૮–૧૦ દિવસમાં તમારી દૃષ્ટિમાં સ્થિરતા આવશે અને તમારી શક્તિમાં વધારો થએલો માલૂમ પડશે. તે જ પ્રમાણે બીજાની ચંચળ તથા શક્તિહીન દૃષ્ટિ પણ સહજ તમારા ઓળખવામાં આવશે. ઉદ્ધત દૃષ્ટિના માણસને પણ તમે કહેશો કે "મારી સામે જુઓ" અને પછી તે તમારી સામે જુએ અને તમે તમારી ભ્રમધ્ય દૃષ્ટિ શાન્તપણે ફેંકશો એટલે તે શિથિલ બનવા લાગશે. તેને તે દૃષ્ટિમાં રહેલો મર્મ તથા તેનું મહત્ત્વ જાણવામાં નથી. ડાબી કિંવા જમણી આંખ તરફ, ડોકા અથવા કપાળપર દૃષ્ટિ રાખવાથી ન થઈ શકતું કાર્ય ભ્રૂમધ્ય દૃષ્ટિથી થાય છે અને ભ્રમધ્ય દૃષ્ટિ રાખનારો પોતે બીજાની દૃષ્ટિના પરિણામથી અલિપ્ત રહે છે એ બીજો ફાયદો છે.

**ચશ્મા પહેરનારના દૃષ્ટિતેજમાં વધારો**—જો તમને ચશ્મા પહેરવાની ટેવ હોય તો ચશ્માની આરપાર પણ દૃષ્ટિકટાક્ષનું પરિણામ અવશ્ય થાય છે, પરન્તુ કમજોર આંખોને બહુ શ્રમ આપવો એ ઠીક નથી, માટે કમજોર આંખોવાળાએ આ અભ્યાસ ધીમે ધીમે વધારવો. ચશ્મા પહેરવાથી દૃષ્ટિની આકર્ષક શક્તિ વધારવામાં હરકત આવતી નથી, પરન્તુ તેથી ઉલટું કેટલીક વાર ચશ્માથી દૃષ્ટિતેજ વધારે ઝડપથી વધી શકે છે.

## પરિચ્છેદ ૬ ઠો.

# આકર્ષણશક્તિનો ઉપયોગ કરવાની બીજી રીતો.

**અંતશ્ચિત્ર-પદ્ધતિ**—એક ઓરડાનાં દ્વાર બંધ કરી ખુલ્લી હવાની આવજા માટે બારીઓ ખુલ્લી રાખી તેમાં ચિત્તને સ્વસ્થ કરવા માટે દશેક મિનિટ શાન્ત બેસી રહો અથવા પડી રહો. ચિત્ત સ્વસ્થ બન્યાની ખાત્રી થાય એટલે ટેબલ પાસે જઈ, ખુરશીપર બેસી, તમારો તે સમયનો પહેલો વિચાર તમે સ્પષ્ટ અને કાળજીપૂર્વક કાગળપર લખી કાઢો. દાખલા તરીકે "મારે કાલે મુંબઈ જવું છે અને મારે કુંદનને મારી સાથે આવવા ફરજ પાડવી છે" એ વાક્ય લખીને પછી ખુર્શીપર બરાબર બેસો. વધુ વખત સ્થિર બેસી રહેવાથી તમને કંટાળો નહિ આવે તેની ખાત્રી-માટે બરાબર અઢેલીને ખુરશીપર સ્વસ્થતાથી બેસો. પછી પેલા કાગળ ઉપર એકસરખી દૃષ્ટિ લગાવીને સ્થિરતા તથા શાન્તિને ડગમગવા દીધા વિના તમારૂં મન તે વાક્યના અર્થમાં એકાગ્ર કરો. આ માનસિક ત્રાટ-કમાં જેમ બને તેમ વધુ વખત એકાગ્ર ચિત્ત રહો. આનું નામ અંતશ્ચિત્ર. તેથી અંતઃપ્રવાહ પ્રબળ થાય છે અને વિશેષ ઉત્તેજિત બને છે. આરો-ગ્યની ધીમે ધીમે સુધારણા કરવી, કોઈ ઉચ્ચ ગુણને ગ્રહણ કરવો, સ્મર-ણશક્તિ વધારવી, એવાં ઐહિક સુખોની પ્રાપ્તિ આ રીતે સત્વર અને ખાત્રીથી થાય છે. પછી જેમ જેમ તમારો અભ્યાસ આગળ વધશે તેમ તેમ વધારે મહત્ત્વનાં કાર્યો પણ તમે એ જ પદ્ધતિથી કરી શકશો. તમારા દરજ્જામાં રહેલી ન્યૂનતા પણ તમે એ રીતે દૂર કરી શકશો.

**અનાહત-ચક્ર-પદ્ધતિ**—પક્વાશયની પાછળની બાજુએ પૃષ્ઠવંશ-રજ્જૂરત એવું એક જ્ઞાનતંતુનું જાળું પ્રસરેલું છે તેને અનાહત ચક્ર અથવા સોલર પ્લેક્સસ કહે છે. આ ચક્ર(રવિચક્ર)ના તાબામાં શ્વાસોચ્છ્વાસ, હૃદયનું થડકવું ઇત્યાદિ અનિચ્છિત શક્તિ અને નૈતિક વર્તનની બાબતો રહેલી છે એમ કેટલાક માને છે. આ ચક્ર આકર્ષક શક્તિનું કેંદ્ર છે અને તેના યોગથી આપણે બીજાના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરી શકીએ છીએ કિંવા બીજાનો આઘાત સહન કરી શકીએ છીએ. પહેલાં એક એકાંત જગ્યામાં જઇને કંટાળો આપે તેવાં બધાં કપડાં કાઢી નાંખો અને એક કોચ કિંવા પલંગ ઉપર નિશ્ચલ રીતે પડીને પ્રાણાયામની શરૂઆત કરો. પહેલાં પૂરક કરીને છાતીને ફુલાવો અને પેટને દબાવો, પછી કુંભક

કરીને છાતીને દબાવો તથા પેટને ફુલાવો. કુંભક કરેલો હોય ત્યારે જ



અનાહત-ચક્ર-પદ્ધતિ. [ આકૃતિ ૫ ]

એ ચાર વાર અનુક્રમે પેટ અને છાતીને દબાવો તથા છાતી અને પેટને ફુલાવો. પછી રેચક કરો. ( આ પૂરક, કુંભક અને રેચકમાં શ્વાસ લેવા તથા મૂકવાની બધી ક્રિયા ધીરે ધીરે કરવાની છે. ) પછી એક મિનિટ વિશ્રાન્તિ લો અને પછી પુનઃ એ જ ક્રિયા કરો. આ અભ્યાસથી અનાહત ચક્રનાં નીચેનાં અવયવો હીલચાલ કરવા લાગે છે. આ ઉત્તેજક રૂપની કસરત તે ચક્ર ઉપર અસર કરે છે. અભ્યાસ કરતી વેળાએ મન ઇચ્છિત વિચાર ઉપર સ્થિર કરવું એટલે અનાહત ચક્રની બૅટરી ઉત્તેજિત થશે અને એ વિચારોનાં આંદોલન આસપાસ પ્રસરીને જે માણસનો હિતસંબંધ તે વિષયમાં રહેલો હશે તે માણસના અનાહત ચક્ર ઉપર એકદમ અસર કરવા લાગશે. આ અભ્યાસની અસર બીજા ઉપર થાય છે પરન્તુ પોતા ઉપર જેટલી લાભકારક અસર થાય છે તેટલી બીજા ઉપર થતી નથી.

**શ્વાસોચ્છ્વાસની કસરત**—શ્વાસોચ્છ્વાસની પણ કસરત છે. શ્વાસ લેવો, રોકવો અને છોડવો તેનો બરાબર અભ્યાસ કર્યા વિના તે ક્રિયા સિદ્ધ થતી નથી. ઉપર જણાવ્યા મુજબ શાન્ત રીતે સૂઈ રહીને પૂરક, કુંભક અને રેચક કર્યા પહેલાં નીચે મુજબ શ્વાસની કસરત કરવી. ધીમેથી મોઢું બંધ રાખીને પહેલાં શ્વાસ આઠ સેકંડ લગી ચાલુ ખેંચવો, પછી તેને આઠ સેકંડસુધી રોકવો અને શ્વાસ રોકતી વખતે રોકેલા શ્વાસને એક ચાલુ ફેરામાં છાતીની પાંસળીઓસુધી દોડાવી લઈ જવો તથા પાછો પેટ તરફ દોડાવી લાવી પેટનો ભાગ ફુલાવવો. પછી એ રોકેલા શ્વાસને ધીમે ધીમે નાકદ્વારા જ આઠ સેકંડ લગી ચાલુ અટક્યા વિના બહાર કાઢવો. જમણા નસકોરાથી શ્વાસ ખેંચવો અને ડાબામાંથી બહાર કાઢવો. એ પ્રમાણે ત્રણ વખત કરી બીજી ત્રણ વખત ડાબામાંથી ખેંચી જમણામાંથી કાઢવો અને દરેક વખત ઉપરને નિયમે ૨૪ સેકંડ

લેવી. એ પ્રમાણે સવાર સાંજ બે વખત કરવું અને નીચે પ્રમાણે એ અભ્યાસને આગળ વધારતા જવું:—

| શ્વાસ લેવો, રોકવો તથા છોડવો એ ત્રણે ક્રિયાનો એકંદર વખત. | | શ્વાસ ખેંચવાનો વખત (પૂરક.) | શ્વાસ રોકવાનો વખત (કુંભક.) | શ્વાસ છોડવાનો વખત (રેચક.) |
|---|---|---|---|---|
| | સેકંડ. | સેકંડ. | સેકંડ. | સેકંડ. |
| ચાર અઠવાડીયાં રોજ બે વખત | ૨૪ | ૮ | ૮ | ૮ |
| | ૩૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૭ અઠવાડીયાં રોજ બે વખત | ૪૦ | ૧૫ | ૧૦ | ૧૫ |
| | ૫૦ | ૨૦ | ૧૦ | ૨૦ |
| ૭ અઠવાડીયાં રોજ બે વખત | ૬૦ | ૨૬ | ૮ | ૨૬ |
| | ૮૪ | ૩૫ | ૧૪ | ૩૫ |
| ચાર અઠવાડીયાં રોજ બે વખત | ૧૦૦ | ૪૫ | ૧૦ | ૪૫ |
| | ૧૨૮ | ૬૦ | ૮ | ૬૦ |

**સ્નાયુ-પદ્ધતિ**—બુદ્ધિ, કલ્પના, ગુરૂત્વાકર્ષણ, વિદ્યુત્ કિંવા સ્નાયુની હીલચાલ વગેરેમાં દેખાતી શક્તિનો ઝરો એક જ છે, માત્ર એક જ શક્તિનાં સ્વરૂપો જૂદાં જૂદાં છે. આ અભ્યાસ કરવાને ઓરડાનું દ્વાર બંધ કરીને સ્વસ્થ બેસો અને શાન્ત સ્થિતિ પ્રાપ્ત થયા પછી ઉઠો. ઉઠીને તમારા અંગને અક્કડ કરો. દરેક શિરા અને સ્નાયુને અક્કડ કરો. આ તાણ અસહ્ય થઈ પડે ત્યાંસુધી તેની પાસે વ્યાયામ કરાવો. આથી તમારી કેટલીક શરીરશક્તિ વ્યર્થ જશે પણ તમારૂં મન એક જ અપેક્ષિત ઇચ્છા ઉપર વિકાસ પામશે અને તે સફળ થાય તેવો આગ્રહ તમને થશે. આ વખતે શારીરિક શક્તિનું માનસિક રૂપાંતર થશે અને તે તેજના રૂપમાં તમારી મુખમુદ્રા ઉપર ઝળકવા લાગશે. તમારા શ્રાન્ત સ્નાયુમાંથી ધીરે ધીરે નીકળતી શક્તિ તમારા અંતઃપ્રવાહને આવી મળશે અને એ સ્વરૂપમાં તે બીજી શક્તિપર તથા અપેક્ષિત સ્થિતિપર પોતાનું પ્રભુત્વ બજાવી શકે છે. આ અભ્યાસ કામધંધામાં વિશેષ શ્રેયસ્કર થાય છે. એક વીમાકંપનીનો એજંટ ચાર-પાંચ મહિના કશું કામ કરતો નહિ, પણ સ્વસ્થ બેસી રહેતો. જ્યારે તેને કામ કરવાની ઇચ્છા થતી ત્યારે તે કામની શરૂઆત પહેલાં થોડા દિવસ આ પદ્ધતિનો અભ્યાસ કરતો અને પછી કામની શરૂઆત કરતો એટલે એક જ અઠવાડીયામાં તે દસ-બાર ગ્રાહક મેળવી શકતો.

## પરિચ્છેદ ૭ મો.

## આકર્ષણશક્તિને કેમ પ્રસારવી ?

**શ્રદ્ધા**—આકર્ષણવિદ્યાના અભ્યાસમાં શ્રદ્ધાની કાંઈ ખાસ જરૂર નથી, તોપણ ઇષ્ટ કાર્યની સિદ્ધિમાં શ્રદ્ધાથી સારી પેઠે મદદ મળે છે. માનો કે આ વિદ્યામાં તમને શ્રદ્ધા નથી, તોપણ એમ માનશો નહિ કે તેથી તમારી પ્રગતિ થવામાં મોટી અડચણ આવી પડશે. શ્રદ્ધા હોય તો સારૂં, પરન્તુ ન હોય તેની કાંઇ ફીકર નથી. જ્યારે તમે આ વિદ્યા શીખવા માંગો ત્યારે તે ઉપર તમારો પ્રેમ અને વિશ્વાસ હોય તો વધારે સારૂં. માત્ર સંશયી ભાવને ફેંકી દેશો એટલે પછી ધીમે ધીમે શ્રદ્ધા આપોઆપ ખેંચાઈ આવશે.

**શકિતની વૃદ્ધિનું જ્ઞાન**—પાછળ કહેલા નિયમો મુજબ વર્તવાથી અંતઃપ્રવાહની શક્તિ અજ્ઞાતપણે કે જ્ઞાતપણે ક્રમે ક્રમે વધતી જ જાય છે. જો શક્તિની વૃદ્ધિ જ્ઞાતપણે થાય છે એટલે કે પોતાની શક્તિ વધે છે એવું માણસને જ્ઞાન થાય છે તો શિખાઉ માણસને આત્મવિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તે પોતાને તેની માહિતી ન હોય તોપણ તેના મગજપર તે શક્તિ પ્રતિબિંબિત થઈને તેની વર્તણુકમાં ઉતરે છે. દેખાવમાં ક્ષુલ્લક પણ આચરવામાં કઠણ એવી એકાદી બાબત કરવાનો દૃઢ નિશ્ચય કરીને તે સિદ્ધ કરશો તો તમારી ઇચ્છાશક્તિને પુષ્ટિ મળશે. દાખલા તરીકે બેઉ હાથમાં બે પેન્સીલો લો. એક જ સમયે બેમાંના એક હાથે ગોળ અને બીજે હાથે ચોરસ આકૃતિ કાઢવાનો અભ્યાસ શરૂ કરો. આ કાર્ય કઠીન જણાય તોપણ 'તે હું કરીશ' એવી તમારા મનની નિશ્ચયી ભાવના રાખો અને તે તમે સિદ્ધ કરશો એટલે કેવળ ઇચ્છાશક્તિના જોરથી એ કાર્ય તમે કર્યું એમ ચોક્કસ માનજો. તમારા સંચયની બૅટરીને એ બાબતની ખાત્રી કરી આપો અને પછી એક વ્યાવહારિક સ્વરૂપનો પ્રશ્ન હાથમાં લો. કોઈ કૌટુંબિક ભાંજગડ પાર ઉતારવાનો મનથી ઠરાવ કરો, તે માટે તમારી બધી શક્તિ ખર્ચો, તમારી ઇચ્છા પ્રમાણે કાર્ય ન થાય તોપણ તેને અધવચથી ન છોડી દો, અને છેવટે તમને જરૂર યશ મળશે. આ પ્રમાણે તમારાં કાર્યો પાર પડતાં જશે એટલે તમારી શક્તિ ઝડપથી વધતી જશે અને તમારૂં

નિશ્ચયબળ પણ વધશે. જે માણસને દાંત કચકચાવવાની કે ઓઠ ચાવવાની કે મ્હોં વાંકુંચુંકું કરવાની અને પોતાનું કામ અનિયમિત રીતે કરવાની ટેવ હોય છે, તે માણસને પોતાના કાર્યમાં બરાબર જશ મળતો નથી, અને જો મળે છે તો મહાપ્રયત્ને થોડો જશ મળે છે. શાન્ત, બુદ્ધિમાન્ અને વિશ્વાસસંપન્ન માણસની સરખામણીમાં તેને મળેલો જશ ક્ષુલ્લક હોય છે.

**આકર્ષણશકિતને બહાર કેમ પ્રસારવી?**—એક બૅટરીમાંથી બીજી બૅટરીમાં પ્રવાહ છોડવામાં આવે ત્યારે પહેલીમાં પણ તેટલા જ જોરથી વિદ્યુત્પ્રવાહ ચાલુ થાય છે એવો વિદ્યુત્શાસ્ત્રનો નિયમ છે. તમો પોતે પણ એક બૅટરી છો અને જોઈએ તેટલો વિદ્યુત્ પ્રવાહ છોડીને બાકીનો પ્રવાહ જાળવી રાખવાની તમારામાં શક્તિ છે. તમારે તમારી આકર્ષક શક્તિને બહાર પ્રસારવી હોય એટલે કે અન્ય વ્યક્તિને તમારી તરફ આકર્ષિત કરવી હોય તો પહેલાં ભ્રૂમધ્ય દૃષ્ટિથી તેને ગુંચવવાનો યત્ન કરો, પરન્તુ એટલું ધ્યાનમાં રાખજો કે તમારી દષ્ટિનું સ્વરૂપ અને હેતુ સામી વ્યક્તિના ધ્યાનમાં આવી જાય નહિ. તમારી બધી શકિતનું ઉત્સાહપૂર્વક એકીકરણ કરીને બળપૂર્વક તેના અંતઃકરણને ભેદો. પ્રશ્ન અને પ્રત્યક્ષ સૂચના એ દ્વારોવડે અંતઃપ્રવાહ ચાલુ કરીને સહાનુભૂતિ ઉત્પન્ન કરો એટલે તમને તેની પસંદગી—નાપસંદગીની ખબર પડશે. સંભાષણ ચાલુ હોય ત્યારે જ ચતુરાઈથી તેના વિરૂદ્ધ પ્રવાહને ક્ષોભ ઉપજાવવાનું ચૂકશો નહિ, એટલે થોડી વારમાં જ તેના અંતઃપ્રવાહની સ્થિતિ સમાંદોલિત થશે અને તેને તમારા સહવાસ તરફ પસંદગી ઉત્પન્ન થશે. પરન્તુ એમ કરતાં તમારી પોતાની પ્રશંસા—આત્મપ્રશંસા ન કરવાની પૂરેપૂરી ખબરદારી રાખજો. વારંવાર વિચાર કરનાર ઉપર જો કદાચ કાંઈ પરિણામ ન થાય, તોપણ તેથી તમારા અકૃત્રિમ સ્નેહનો અંતઃપ્રવાહ આપોઆપ ઉત્પન્ન થશે. તમારા અંતઃકરણમાં ઉત્પન્ન થનારો બીજો સ્વાર્થ ક્ષણભર બાજૂએ રાખવાથી તમે એ સત્વ સાધ્ય કરી શકશો. તમારા અંતઃપ્રવાહમાં રહેલી શકિતનું જ્ઞાન તમને થયું હોવાથી બીજાના ભાષણ ઉપર આકર્ષક શકિતનો પ્રયોગ કરવાનું કામ કેટલું મજેદાર હોય છે એ તમારા સમજવામાં આવશે. બીજાની પાસે તમારે કાંઇ ખાસ કામ હોય તો જ તમે તેનું આકર્ષણ કરો એવું કાંઇ ન સમજવું; આકર્ષણશકિતના નિયમોનો અભ્યાસ અને અનુભવ કરવા માટે પણ તમારે તેમ કરવું એમાં કશી હરકત નથી.

**નિશ્ચિત ઉક્તિનો ઉપયોગ**—નિશ્ચિત ઉક્તિ એ પ્રત્યક્ષ શક્તિપ્રસારનો બીજો પ્રકાર છે. ધારો કે તમે કેટલાક માણસોના સમુદાયમાં બેઠા છો અને તમે કલ્પના કરો કે તેમાંનો કોઈ અમુક માણસ પોતાની મેળે તમારી સાથે પોતાના પરિચયની વાત કાઢે એવી તમારી ઇચ્છા છે. તે વખતે તમારે તે માણસને પસંદ કરી લેવો અને ગમે તેમ કરીને તેના દષ્ટિપાતની અંદર જ રહેવાનો તમારે પ્રયત્ન કરવો, પરન્તુ તમારો એ પ્રયત્ન તેના સમજવામાં આવી ન જાય હોં! જે જે વખતે તે તમારી તરફ જુએ તે તે વખતે તેના ભ્રૂમધ્ય ઉપર શાંત અને પ્રેમાળ ત્રાટક કરીને મનમાં નીચે પ્રમાણેની સૂચનાનો ઉચ્ચાર કરો: "તમારા મનમાં મારી સાથે ઓળખાણ કરવાનું છે. તમારા મનમાં મારો પરિચય કરવાની ઇચ્છા છે." આ નિશ્ચયોક્તિ મનમાં મનમાં કરીને તે નેત્રસંકેતદ્વારા એ માણસના હૃદયમાં ઉતારવી. પરિસ્થિતિ પ્રમાણે આ પદ્ધતિમાં કાંઇ ફેરફાર કરવો પડે તો તે કરવો; આ પ્રયોગથી સેંકડો માણસો પોતાના હેતુમાં પાર પડ્યા છે. પરન્તુ પૂર્વે કહેવામાં આવ્યું છે તેમ સંચિત શક્તિ નકામી જવા દેવી નહિ કિંવા તેનો દુરૂપયોગ કરવો નહિ.

**સ્વભાવની ખોડ**—માત્ર એક જ વાત કહેવાની હવે રહે છે. તમારા સ્વભાવમાં જે કાંઈ ખોડ હોય, કિંવા તમે કોઈ કુટેવને અધીન હો તો તેનો તમે ત્યાગ કરજો. એવી ખોડ કે કુટેવ આકર્ષણશક્તિની ભયંકર વૈરિણી છે. માણસ પોતાની ખોડને અધીન બની જવાથી તેની શક્તિનો મોટો ભાગ તે પાછળ ખર્ચાઈ જાય છે અને તેથી તે પોતાની અંદર રહેલી શક્તિનો સંચય કરી શકતો નથી તેમજ ઉપયોગ કરી શકતો નથી. કુટેવ કે ખોડ જેવી બાધક શક્તિને સાધક શક્તિના રૂપમાં કેવી રીતે ફેરવવી તે પૂર્વે બતાવવામાં આવ્યું છે.

**આકર્ષક માણસના પંજામાંથી કેમ છૂટવું ?**—તમારા અંતરંગમાં પ્રવેશ કરી તમારામાં રહેલી ઇચ્છાશક્તિને બદલી નાંખીને તે શક્તિનું હરણ કરનાર માણસ કદાચ તમને મળે તો તેની સાથે તમારે બહુ જ સાવધાનતાથી વર્તવું. એવા માણસની સાથે થોડું બોલવું એટલે તમે તેના પંજામાંથી તમારૂં રક્ષણ કરી શકશો, અને તેના આકર્ષણને તમારી ઉપરના પ્રયોગમાં ફાવવા નહિ દો. છેવટે આ શક્તિ તમે પ્રાપ્ત કરીને તેનો કદાપિ દુરૂપયોગ ન કરશો એવી ખાસ સૂચના છે.

## ખંડ ૩ જો

# મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજી.

## પરિચ્છેદ ૧ લો.

### મનુષ્યના મસ્તકની રચના.

**મનુષ્ય અને વાંદરાનું મસ્તક**—મનુષ્યના મસ્તકની રચના એવા પ્રકારની છે કે તેની સાથે બીજા કોઇ પણ પ્રાણીના મસ્તકની સરખામણી કરી શકાય નહિ. મનુષ્યનું મસ્તક કાનની ઉપર ઘણું ઉંચેસુધી વધેલું હોય છે, જ્યારે બીજાં પ્રાણીઓનાં મસ્તક કાનની નીચેના ભાગમાં વધારે વધેલાં હોય છે. વાંદરાનું મસ્તક મનુષ્યના જેવું દેખાય છે પરન્તુ તેના કાનની ઉપરનો ભાગ મનુષ્યના મસ્તકના પ્રમાણમાં કેવળ નજીવો છે. મસ્તકના ઉપરના ભાગમાં જે ઇંદ્રિયો છે તેના યોગથી જેને ઇંદ્રિયજ્ઞાન છે અથવા જેનું મગજ ચાલાક છે એવા પ્રત્યેક પ્રાણી તરફથી મસ્તિષ્કના કિરણોનું પ્રક્ષેપણ અથવા કેન્દ્રીકરણ થઇને તેનાં આંદોલનો આસપાસના પ્રદેશમાં પ્રસરે છે.

**મસ્તકમાં રહેલી શક્તિઓ**—મગજનો દરેક ભાગ અમુક એક ખાસ કાર્યને માટે જ રચવામાં આવેલો છે અને તે દરેક ભાગ સ્વતંત્રપણે જૂદાં જૂદાં કાર્યો કરે છે એ હવે શોધખોળને આધારે સિદ્ધ થઈ ચૂકયું છે. મગજના ઉપરના ભાગમાં ઔદાર્ય અથવા ઉદાત્તતાનો વિશિષ્ટ ધર્મ રહેલો છે, તેવી જ રીતે ઉપકાર, મનોગતતા અને ધાર્મિકપણું તેનાં મૂળો પણ ત્યાં જ રહેલાં છે. આ ગુણો તે તે ભાગની ઓછી-અધિક ઉન્નત અવસ્થા-ઉંચપણાના પ્રમાણમા ખીલેલા હોય છે. પારમાર્થિક અને તાત્ત્વિક વિચારના ભોક્તાઓનાં મસ્તક આળસુ, જડબુદ્ધિના અને નાદાન લોકોનાં મસ્તક કરતાં વધારે ઉન્નત અને વિસ્તૃત હોય છે. કોઈ વ્યક્તિના સ્વભાવનો સંબંધ તેના મગજમાંના લોહી ઉપર, હૃદયના પ્રભાવ ઉપર અને યકૃત-લીવર ઉપર પણ અવલંબી રહેલો હોય છે.

ખાવું, પીવું, કસરત કરવી, ભાષણ, ગાયન, દૃષ્ટિ, સ્ફૂર્તિજનક ખેલ અને બીજા શોખના વ્યાપારો કે જેમાં એક માણસનું મન ઉત્સાહથી ગુંથાયલું રહે છે, તેથી મગજના કોઈ એક કિંવા અધિક ભાગ વિશેષ ઉન્નત થવા લાગે છે અને તેની સાથે સંબંધ ધરાવનારી ઇંદ્રિયો તેથી પુષ્ટ થાય છે; એટલે એક જ માણસના મસ્તકને અમુક અમુક વખતને અંતરે ફરી ફરીથી તપાસીને જાણી શકાય કે એ માણસના મગજનો કયો ભાગ પહેલાં કરતાં વધારે ઉન્નત થયો છે અને તેથી તે કેવા વ્યાપારમાં ઉત્સાહથી પડયો છે કિંવા તેના શોખમાં સારૂં-માઠું કેવું અને કયું પરિવર્તન થવા લાગ્યું છે.

**મગજની રચના**—સર્વ પ્રકારની માનસિક કલ્પનાનો ઉદ્‌ગમ વધુ-ઓછા પ્રમાણમાં મગજના ઉપરના અર્ધગોળ પ્રાંતની અંદર થાય છે. મગજની રચના જોકે બહુ ગુંચવણભરેલી છે, તોપણ તેમાંના અનેક વિષય સંબંધી જ્ઞાનોત્પત્તિના ભાગોનાં સ્થાન એક બીજાથી સ્વતંત્ર છે. તે તે ભાગ પૂર્ણ સ્વતંત્રપણે તે તે જ્ઞાનોત્પત્તિના નિદર્શક હોય છે અને મનુષ્યના મગજમાં ઉચ્ચ અથવા નીચ વિકારો ઉત્પન્ન થતાં તેનું તે અન્યને ભાન કરાવે છે એવું સર્વાનુમતે સિદ્ધ થયું છે. આ જ સિદ્ધાન્ત ઉપરથી એવું સિદ્ધ કરવામાં આવ્યું છે કે સર્વ પ્રકારનાં જ્ઞાનવિષયક કાર્યો કપાળના ગટ્ટામાંથી જ નિર્માણ થાય છે અને તેમનું કામ કાનની આસપાસના અને નજીકના ભાગોમાં જ ચાલ્યા કરે છે. વિજ્ઞાનવેત્તાઓ કહે છે કે મગજના એ જૂદા ભાગોમાંના દરેકમાં ચોક્કસ પ્રવાહી પદાર્થ રહેલો છે, જેમાંથી માનવીની દૃષ્ટિ માર્ફત, લાગણી માર્ફત, વિચાર માર્ફત તથા એવી બીજી અનેક રીતે ચોક્કસ પ્રકારનાં આંદોલનો તે ભાગમાં થાય છે જે આંદોલનોને મનુષ્યની દૃષ્ટિ જોઇ શકતી નથી. એ આંદોલનો અથવા ધ્રુજરીઓથી અમુક પ્રકારનું ચૈતન્ય જ્ઞાનતંતુઓ માર્ફત દરેક અવયવ ઉપર અસર કરે છે. મગજના ભાગમાં કેટલાંક એવાં મથકો છે કે જ્યાંથી દરેક મથક પોતાને લગતી જ બાબતોની લાગણીઓનો સંગ્રહ કરે છે અને તે મથકોને અંગ્રેજીમાં 'નર્વસેન્ટર' કહે છે. દરેક સેંટરમાંથી ચોક્કસ જાતની અસર શરીરનાં અવયવો ઉપર તેમજ તેની અંદર તથા બહારની ચામડી ઉપર તથા મનુષ્યના ગુણાવગુણ ઉપર તેમજ આચારવિચાર ઉપર થાય છે.

## પરિચ્છેદ ૨ જો.

---

## મસ્તકમાંની માનસ શક્તિઓ.

**માનસ શકિતઓ**—મનુષ્યના મસ્તકમાં જે માનસ શકિતઓ રહેલી છે તેના મસ્તકશાસ્ત્રીઓએ મોટા સાત ભાગ પાડચા છે. આ શાસ્ત્ર ધીમે ધીમે ખીલતું ગયું હોવાથી પહેલાં તેના છ ભાગ પાડવામાં આવ્યા હતા અને કેટલાક મસ્તકશાસ્ત્રીઓ તેના આઠ ભાગ પણ કલ્પે છે. આ પ્રત્યેક ભાગમાં પણ સંખ્યાબંધ વિભાગો રહેલા છે અને એ રીતે દરેક ભાગના જૂદા જૂદા સમૂહ બને છે. મસ્તકના સાત મોટા ભાગ નીચે પ્રમાણે છે.

**તેના સાત વિભાગો**—બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણેના તેના ભાગો પાડેલા છે. (૧) જીવનપ્રવૃત્તિ અથવા આત્મરક્ષક વૃત્તિઓ અથવા પાશવ વૃત્તિઓ (Animal Properties). આભાગમનુષ્યના કાનના ભાગની આસપાસ આવી રહેલો છે. જે મનુષ્યનો આ ભાગ ખીલેલો હોય તેને પશુના જેવી હલકા પ્રકારની શરીરની રૂચિ બહુ થયા કરે. પોતાની હાજતો પૂરી પાડવા માટેની જ શકિતને



માનસ શક્તિઓના મુખ્ય ભાગ. [આકૃતિ ૬].

ખીલવવાની વૃત્તિ તેને થયા કરે. જેવી રીતે પશુમાં આહાર-વિહારવૃત્તિ, આત્મસંરક્ષક વૃત્તિ અને પોષક વૃત્તિ ખીલેલી હોય છે. તેવી જ રીતે જેનો આ ભાગ પુષ્ટ હોય તેને એવી વૃત્તિ થયા કરે છે. (૨) ગૃહસાંસારિક અથવા સ્નેહસંવર્ધક વૃત્તિઓ (Social quality). આ ભાગ મનુષ્યના મસ્તકના પાછળના ભાગમાં નીચેના પ્રદેશમાં આવી રહેલો છે. જે મનુષ્યના મસ્તકનો આ ભાગ ખીલ્યો હોય તે મનુષ્યમાં ગૃહસંસારવૃત્તિ જેવી કે સંસાર સંબંધી પ્યાર, કુટુંબ પરિવાર ઉપર મમતા, સંસારી ટેવોની પ્રબળતા વગેરે ગુણો ખીલેલા જોવામાં આવે છે. (૩) ઉત્ક-

પ્રવૃત્તિ અથવા ઉન્નતિકાર અથવા મહત્ત્વાકાંક્ષા (Aspiring). આ ભાગ ગૃહસાંસારિક વૃત્તિના ભાગની ઉપર આવી રહેલો છે. જે મનુષ્યનો આ ભાગ ખીલ્યો હોય તેને પોતાની ઉન્નતિ કિંવા ઉત્કર્ષની અભિલાષા, ઉદાર ભાવયુક્ત મહત્ત્વાકાંક્ષા, સુકીર્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા, મોટાં કાર્યો કરવાની આકાંક્ષા વગેરે બહુ હોય છે. (૪) નૈતિક તથા ધાર્મિક વૃત્તિઓ (Moral sentiments). આ ભાગ મસ્તકના ઉપરના શિરઃસ્થાનના મધ્ય ભાગમાં–સર્વોપરિ આવી રહેલો છે. જે મનુષ્યનો આ ભાગ ખીલેલો હોય તેનામાં સદાચારવૃત્તિ, નીતિ, ધાર્મિક લાગણી, ઇત્યાદિ ઉમદા ગુણો વિશેષ હોય છે. (૫) પૂર્ણતાકારક શક્તિઓ અથવા કળાકૌશલ્યાદિ શક્તિઓ અથવા પ્રાવિણ્યદાયક શક્તિઓ (Perfecting). આ ભાગ જીવનપ્રવૃત્તિ અથવા આત્મરક્ષક વૃત્તિઓ અને નૈતિક–ધાર્મિક વૃત્તિઓનાં સ્થાનોની મધ્યમાં આવી રહેલું છે. જે માણસનો આ ભાગ ખીલેલો હોય તે માણસમાં કળાકૌશલ્ય, હુન્નર ઉદ્યોગનો શોખ, શોધખોળમાં આગળ વધતા રહેવાની વૃત્તિ વિશેષ હોય છે. (૬) અવલોકન અને ધારણાશક્તિ (Perceptive and Reflective). આ સ્થાન મનુષ્યની આંખોની ઉપરના કપાળના ભાગમાં આવી રહેલું છે. જે મનુષ્યનો આ ભાગ ખીલેલો હોય છે તેનામાં અવલોકનશક્તિ, ધારણાશક્તિ, સ્મરણશક્તિ, તર્કશક્તિ, તુલનાત્મકશક્તિ વગેરે શક્તિઓ આગળ વધેલી હોય છે. અવલોકનશક્તિઓ બન્ને તરફની ભ્રમરની વચમાંના કપાળના તળીયાના પ્રદેશમાં રહેલી છે. બુદ્ધિશક્તિ, ધારણાશક્તિ, સ્મરણશક્તિ, સાહિત્ય અને સંગીતશક્તિ કપાળના મધ્યપ્રદેશમાં રહેલી છે. તર્કશક્તિ અને તુલનાત્મક શક્તિ કપાળના છેક ઉપરના ભાગમાં આવી રહેલી છે. (૭) પાંચ જ્ઞાનેન્દ્રિયોનો સમૂહ ( Five senses ). આ સાતમો ભાગ ઉપરના ચિત્રમાં દર્શાવ્યો નથી. તે ભાગ મસ્તકના તળીયાના ભાગમાં જ આવી રહેલો છે એટલે તે ચિત્રમાં દર્શાવી શકાય તેમ નથી. આંખ, નાક, કાન, જીભ અને ત્વચા એ પાંચ ઇંદ્રિયોના સમૂહનો આ સાતમો ભાગ છે.

## પરિચ્છેદ ૩ જો.

### મસ્તકના નાના ૪૩ વિભાગો.

ઉપર દર્શાવ્યા પ્રમાણે મસ્તકના એકંદર ૭ ભાગ વિદ્વાનોએ પાડેલા છે, તેમાંના પહેલા ૬ ભાગના પુનઃ નાના ૪૩ વિભાગો પાડેલા છે.

મસ્તકશાસ્ત્રીઓએ એ ૪૩ વિભાગોનાએ પુષ્કળ પેટાવિભાગો પાડેલા છે; પણ મસ્તકવિદ્યાનું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનારે તેમાં બહુ ઉંડા ઉતરવાનીજરૂર નથી. આ ૪૩ વિભાગોને સ્પષ્ટ કરનારૂં ચિત્ર બાજુએ આપેલું છે અને તે સંબંધી વિસ્તૃત સમજણ નીચે આપવામાં આવેલી છે.



મસ્તકના નાના ૪૩ વિભાગો [આકૃતિ ૭]

## (૧) જીવનપ્રવૃત્તિ અથવા આત્મરક્ષક વૃત્તિ.

(૧) જીજીવિષા અથવા પ્રાણપ્રણા (Longevity, love and tenacity of life)–પ્રાણ જાળવવાની ઇચ્છા, દીર્ઘાયુષ્ય ભોગવવાની ઇચ્છા, જીવન કાયમ રાખવાની ઇચ્છા, દુઃખ દર્દોની સામે થઈને જીંદગી જાળવવાની અભિલાષા, શરીરનો બાંધો, તંદુરસ્તી સુધારવાની ઇચ્છા, એ કાર્યો આ શક્તિનાં છે. તે કાર્યો માટે અનેક પ્રયત્નો કરવાની તત્પરતા, સાવધાનતા, સાવચેતી વગેરેનો તેમાં જ સમાવેશ થાય છે. કાનના પાછળના ભાગમાં મસ્તકના તળીયામાં બરાબર બ્રહ્મરંધ્રમાં જ્યાં મસ્તક અને શરીરના અવયવોનો સંબંધ જોડાએલો છે તે જ સ્થાન આ શક્તિનું છે. કાનની પાછળના મધ્ય ભાગમાંથી શરૂ કરી પાછળના ભાગ તરફ અડધો ઈંચ દૂરપર હાથ મૂકતાં તે સ્થાન માલૂમ પડી આવશે. પાછળની ગરદનમાં આ સ્થાનના ઊભા આવેલા બન્ને તરફના પુષ્ટ સ્નાયુઓની બરાબર નીચે બન્ને તરફ આ શક્તિઓનાં અવયવનાં સ્થાન આવેલાં છે. (૨) ક્ષુધા અથવા ખાનપાનની અભિરૂચિ (Appetite or Alimentiveness)–

આ વૃત્તિના અવયવનું સ્થાન મસ્તકના તળીયા પાસે બ્રહ્મરંધ્રની પાસે, કાનના બરાબર અગ્ર ભાગની સામે પણ અંદરના ભાગમાં બન્ને તરફ આવેલ છે. જેનો એ ભાગ પુષ્ટ હોય તેને ખાવાપીવાની લાલસા, મિષ્ટાન્નો જમવાની અભિરૂચિ, ઇત્યાદિ બહુ હોય છે. સ્વાદિષ્ટ પદાર્થ ખાવાની રૂચિ કરતાં વિધવિધ વાનીઓ વધારે ને વધારે ખાવાની રૂચિ તેને બહુ હોય છે. (૩) પિપાસા ( Bibation )—પાણી પીવાની અભિલાષા, પ્રેય વૃત્તિ, જળમાં રહેવા કે રમવા કે ન્હાવાની વૃત્તિ, તરવાની કે વહાણ હંકારવાની વૃત્તિ, મદ્યપાન, જળપાન, આસવપાન, દૂધપાન, ચાહ, શરબત, રસ, ફળફૂલના અર્ક વગેરે પીવાની વૃત્તિ આ પિપાસામાં સમાઈ રહેલી છે. તેનું સ્થાન બુભૂક્ષા વૃત્તિના સ્થાનના અગ્રભાગમાં આવી રહેલું છે. (૪) વિત્તૈષણા ( Aquisition )—આ વૃત્તિનું સ્થાન બુભૂક્ષા વૃત્તિના અવયવની ઉપર, કળા કૌશલ્યાદિ શક્તિના અવયવની લાઇનમાં, પાછળના ભાગમાં, કાનપરના પ્રદેશમાં આવેલ છે. કાનના મધ્ય છિદ્રમાંથી દોઢેક ઇંચ ઊભી લીંટી દોરતાં અને બીજી લીંટી કાનની ઉપરની ટોચ પાસેથી અગ્રભાગમાં દોરતાં જે સ્થળે બન્ને લીંટીઓનો સમાગમ થાય તે આ શક્તિનો વિભાગ છે. આ શક્તિ પૂર્ણ રીતે ખીલી હોય તો કાનની આસપાસનો અને લલાટની પાછળનો ભાગ ગોળ તથા ભરાવાદાર જણાઈ આવે છે.



એક અઠંગ ચોરની ખોપરી.
વિત્તૈષણા [આકૃતિ ૮].

તે અવયવની ખામીવાળું મસ્તક તે પ્રદેશમાં બેઠેલું જણાય છે. વેપારી વૃત્તિ, ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા, કરકસર, ઉદ્યોગ, ધંધો ધાપો, પ્રાપ્ત કરેલી વસ્તુની વૃદ્ધિ કે રક્ષા, પ્રાપ્તિની અભિલાષા, સ્વામિત્વ, વ્યાજવટું, લેણદેણ અને શરાફી એ બધા પ્રકારની વૃત્તિનો સમાવેશ 'વિત્તૈષણા'માં થાય છે. અતિલોભ, કંજુસાઇ, ચોરી એ ગુણો આ વૃત્તિના અતિયોગનું પરિણામ છે અને અતિ ઉદારતા, અનિયંત્રિત વ્યય, છુટા હાથનું દાન એ આ વૃત્તિના હીન યોગનું પરિણામ છે. (૫) નિગ્રહવૃત્તિ (Secretiveness)—કાનના ઉપરના ખુણાથી એકાદ ઇંચ ઉપર વિત્તૈષણાની વૃત્તિના સ્થાનની પાછળ આ નિગ્રહવૃત્તિનું સ્થાન છે. જ્યારે એ અવયવ મોટું હોય ત્યારે કાનની આસપાસનો માથાનો પ્રદેશ ઉપસેલો ન જણાતાં ગોળ તથા ભરાવાદાર જણાય છે અને ખામી હોય ત્યારે માથાના તે પ્રદેશમાં એક આડો ઉંડાણવાળો ભાગ જણાય છે. કોઈ વાત કે વસ્તુ ઢાંકી રાખવાની,

ગુપ્ત રાખવાની વૃત્તિ, દંભવૃત્તિ, લુચ્ચાઈ, યુક્તિપ્રયુક્તિ, ચતુરાઈ વગેરે વૃત્તિ આ સ્થાને સમાઇ રહેલી છે. તેના અતિયોગથી માણસ દગો, છળ-કપટ, પ્રપંચ વગેરેનાં કાર્યો કરવા પ્રેરાય છે. (૬) ઉદ્યોગવૃત્તિ અને વિનાશક વૃત્તિ (Execution and Destructiveness)-આ ભાગ બરાબર કાનની ઉપર જ આવેલો છે. તે દ્વારા વિનાશક વૃત્તિ, સંહાર કરવાની ઇચ્છા, કોઇ કામ બર લાવવાની વૃત્તિ, સખ્તાઈ, હુમલો કરવાની વૃત્તિ, ઉદ્ધતાઈ વાપરવાની વૃત્તિ, કઠોર વૃત્તિ, ભાંગફોડ કરવાની વૃત્તિ, કોઇને દુઃખી કરવાની કે ચીડવવાની વૃત્તિ, વૈરવૃત્તિ આદિ ભાવો પ્રકટ થાય છે અને અનુભવાય છે. આ વૃત્તિના ઉદ્યોગ અને વિનાશક શક્તિ કે ક્રોધ એવા બે ભાગ છે. અગ્ર ભાગમાં ઉદ્યોગશક્તિ અને પાછળના ભાગમાં વિનાશક વૃત્તિ કિંવા ક્રોધનું સ્થાન છે. (૭) શૌર્ય અથવા પરાક્રમ (Force or combativeness)-આ શક્તિનું સ્થાન કાનના ઉપરના ગોળ ભાગની પાછળના ભાગમાં લગભગ એકાદ ઇંચ દૂરપર પ્રાણૈષણાના અવયવની બરાબર ઉપર આવેલું છે. શૌર્યવૃત્તિ, પરાક્રમ, શારીર બળ, સાહસ, હિંમત, બહાદૂરી, મક્કમપણે કાર્ય કરવાની શક્તિ, રક્ષણશક્તિ, નિર્ભયતા, દગો-ફીસાદ કરવાની વૃત્તિ, ઇત્યાદિ વૃત્તિઓ આ ભાગમાં રહેલી છે. આ શક્તિના અતિયોગથી કજીયો-ટંટો અને હુમલો કરવાનો સ્વભાવ બંધાઈ જાય છે. તેના ત્રણ ભાગ છે; હિંમત, લડવાનું બળ અને સ્વસંરક્ષણ.

## (૨) ગૃહસાંસારિક અથવા સ્નેહસંવર્ધક વૃત્તિ.

(૮) પ્રેમ અથવા સ્નેહવૃત્તિ અથવા શૃંગારવૃત્તિ (Love and Amativeness)-આ વૃત્તિનું સ્થાન મસ્તકના પાછલા ભાગમાં સર્વથી નીચે આવેલું છે. કાનના મધ્ય બિંદુથી પાછળ લીટી દોરતાં સહેજ નીચે તે માલૂમ પડી આવશે. પ્રેમ, સ્નેહ, કામવાસના, સ્ત્રીત્વ, પુરૂષત્વ, જનનવૃત્તિ, પુરૂષાતન, સ્ત્રીપુરૂષનું પરસ્પર સ્નેહાકર્ષણ, પ્રેમની અભિલાષા, પ્રિય થવાની ઇચ્છા, રતિરંગ, વિલાસ, સ્ત્રીઓની વિનીતતા, વગેરે સ્ત્રીપુરૂષોની યુવાવસ્થાની શરૂઆતથી ખીલતા સર્વ પ્રેમભાવોનો આ વૃત્તિમાં સમાવેશ થાય છે. તેના અતિયોગથી પુરૂષ વિષયાંધ, વ્યભિચારી કિંવા સ્ત્રી છીનાળ બને છે. હીન-



ન્યૂન કામવૃત્તિ [આકૃતિ ૯].

યોગવાળો પુરૂષ સ્ત્રીને કે સ્ત્રી પુરૂષને ચાહતાં નથી બલકે તેમને પરણવા ઇચ્છા થતી નથી. (૯) એકાન્તિક સ્નેહ કિંવા દામ્પત્યભાવ (Constancy or Conjugality)—આ વૃત્તિનું સ્થાન પ્રેમના સ્થાનની ઉપર આવેલું છે. એકાન્તિક સ્નેહ, પતિવ્રત કિંવા પત્નીવ્રત, દામ્પત્ય ભાવ, એકનિષ્ઠા ઇત્યાદિ ભાવો તેમાં સમાએલા છે. તેનો જેને અતિયોગ હોય છે તેને વિરહદુઃખ બહુ સાલે છે. હીનયોગવાળાં દંપતીમાં લગ્નસુખનો અભાવ હોય છે. તેવાં પતિપત્ની સંસારમાં દામ્પત્યધર્મ કબુલ રાખવા છતાં આડે માર્ગે જવાને લલચાય છે.



પ્રબળ સ્નેહવૃત્તિ [આકૃતિ ૧૦].

(૧૦) વત્સલતા (Parental Love)—આ વૃત્તિનું સ્થાન એકાન્તિક સ્નેહના સ્થાનની પાછળ રહેલું છે. પોતાનાં બાળકો પ્રત્યેનો વત્સલ ભાવ—પ્યાર, મમતા, પિતૃ-માતૃ-સ્નેહ, બાળરક્ષણ કરવાની વૃત્તિ, પશુ પક્ષીને પાળવાની—રમાડવાની વૃત્તિ વગેરે તેમાં રહેલાં છે. આ વૃત્તિ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં મોટે ભાગે વિશેષ વૃદ્ધિ પામી હોય છે. અતિયોગવાળાં મનુષ્યો પોતાનાં બાળકોને અત્યંત ચાહે છે અને તેમના દોષ હોય તોપણ ગણકારતાં કે તેમને ઠપકો દેતાં નથી. હીનયોગવાળાં મનુષ્યો તેમનું બરાબર પોષણ—રક્ષણ કરતાં નથી, કે દરકાર રાખતાં નથી. (૧૧) મૈત્રીભાવ (Friendship)—આ વૃત્તિનું સ્થાન વત્સલ ભાવથી જરા બહારની તરફ, જરા ઉપરના ભાગમાં રહેલું છે. વિશ્વાસ, સહાયકત્વ, સહવાસશીલતા, સમાજ કે સંસ્થા સ્થાપવાની અભિલાષા, સાથે મળીને કામ કરવાની વૃત્તિ, ઐક્યવૃત્તિ, સંમેલન, મૈત્રી, ઓળખાણ-પિછાણ કરવાની ટેવ, પરોપકારના કામમાં મદદ કરવાની ઇચ્છા વગેરે ભાવો તેમાં રહેલા છે. આ શક્તિના અતિયોગવાળાને મૈત્રીના ભંગથી બહુ દુઃખ થાય અને હીનયોગવાળાને સાધુ કે ઋષિ બની આશ્રમમાં રહેવાની ઇચ્છા પ્રકટે છે, અને કેટલાકો એકલપેટા બનવામાં મોજ માને છે. (૧૨) ગૃહનિવાસેચ્છા અથવા સ્વદેશાનુરાગ (Inhabitiveness)—વત્સલ ભાવના સ્થાનની બરાબર ઉપર અને મૈત્રીભાવનાં બેઉ બાજુનાં અવયવોની જરા વચમાં અને ઉપરના ભાગમાં

લગભગ એકાદ ઇંચપર આ વૃત્તિનું સ્થાન આવેલું છે. નાનાં બાળકો પોતાના જન્મ પછી એક અથવા અનેક સ્થાનમાં કે ઘરમાં રહેલાં છે કે કેમ તેનો નિર્ણય આ સ્થળના અવલોકનથી ઘણી વાર થઈ શકે છે. જન્મ-ભૂમિપર પ્રેમ, ગૃહપ્રેમ, માતૃભૂમિપરનો સ્નેહ, સ્વદેશાભિમાન ઇત્યાદિ વૃત્તિઓ તેમાં સમાએલી હોય છે. જેને તેનો અતિયોગ હોય છે તેને ઘર છોડીને પરદેશ જતાં ક્લેશ થાય છે અને હીનયોગ હોય છે તેને ઘરની કે દેશની કશી પરવા હોતી નથી. તેઓ ચોમેર ફરતા ફરીને આનંદ પામે છે. (૧૩) તત્પરાયણુતા (Continuity)–મૈત્રીભાવ અને ગૃહનિવાસેચ્છા એ વૃત્તિઓની ઉપર અવનત શૃંગવાળી અર્ધચંદ્રાકૃતિમાં આ વૃત્તિનું સ્થાન આવેલું છે. કાર્યપરંપરા, એકાગ્રતા, કોઈ કાર્યમાં તત્પરાયણ બની રહેવું–લાગ્યા જ રહેવું અને શાન્ત તથા ગંભીરપણે નિરંતર વિચાર ચલાવ્યે જ કરવો, એ સર્વ પ્રવૃત્તિ અને ભાવો આ સ્થાનમાં રહેલાં છે. આ વૃત્તિના અતિયોગવાળો માણસ કોઈ કાર્યની શરૂઆત ધીરે રહીને–દીર્ઘ વિચારપૂર્વક કરે છે પરન્તુ શરૂ કર્યા પછી તેને પૂર્ણ કર્યે જ છોડે છે; જ્યારે હીન યોગવાળો માણસ ચંચળ વૃત્તિનો હોય છે. તે ઘણાં કામો શરૂ કરે છે પરન્તુ કોઇ પૂરૂં ન કરતાં અધ-વચ છોડી દે છે.

## (૩) ઉત્કર્ષવૃત્તિ અથવા ઉન્નતિવિકાર.

(૧૪) સાવધતા ( Cautiousness )–આ વૃત્તિનું સ્થાન કપાળની બાજુએ આવેલું છે. કાનની પાછળના મધ્ય ભાગમાંથી માથું સીધું રાખી એક ઊભી રેષા દોરીએ તો જે સ્થળેથી મસ્તકનો ઉપર તરફ વળતો ભાગ જૂદો પડે છે ત્યાં આગળ આ શક્તિનું સ્થાન રહેલું છે. સાવધા-નપણું, સાવચેતી, સંભાળ, અગમચેતી, જામીનગીરી, ચોકસી, મુલ્તવી રાખવું તે, બારીક તપાસ રાખવી, દીર્ઘ દૃષ્ટિ ધરાવવી ઇત્યાદિ વૃત્તિઓ આ સ્થાને રહેલી છે. તેના અતિયોગથી બ્હીકણુપણું, નિરાશા, સ્તબ્ધતા, ત્રાસ આદિ જન્મ પામે છે અને હીનયોગથી ઉદ્ધતાઇ, વિચારરહિતતા અને આશાની અધિકતા આવે છે. એવા માણસો જીંદગીમાં બહુ ઠોકરો ખાય છે. (૧૫) ઉત્કર્ષાભિલાષા ( Ambition )–આ વૃત્તિનું સ્થાન સાવધાનતાના સ્થાનની પાછળ અને સ્વમાનના સ્થાનની બરાબર લાઈનમાં આત્મનિષ્ઠાની નીચે આવેલું છે. યશઃપ્રાપ્તિની અભિલાષા, મહત્ત્વાકાંક્ષા, ઉત્કર્ષાભિલાષ, માનપાનની ઇચ્છા, પ્રશંસા, ભલું નામ મેળવવાની ઇચ્છા, કોઈ કાર્યમાં પ્રસિદ્ધ થવાની અને લોકપ્રિય થવાની ઇચ્છા, પૂજ્ય ગણાવાની

કે અગ્રણી થવાની વૃત્તિ, એ ગુણો આ સ્થાનમાં રહેલા છે. આ વૃત્તિના અતિયોગવાળો માણસ જો બીજા ગુણો ન ધરાવતો હોય તો 'યેન કેન પ્રકારેણ' પ્રસિદ્ધ થવાનાં અને ઉન્નત થવાનાં ફાંફાં મારે છે અને લોકોમાં અપ્રિય ન થવાનો દંભ કરે છે. સાધારણ પ્રમાણમાં એ ગુણ સારો છે. તેના હીનયોગથી માણસ લાજ-આબરૂની દરકાર વિનાનો બની પોતાનાં કાર્યો કરે છે. (૧૬) સ્વમાન અથવા પ્રશંસાપ્રિયતા (Dignity)-આ વૃત્તિનું સ્થાન દઢતાના સ્થાનની પાછળ, માથાના છેક ઉપરના ટોચવાળા ભાગની બરાબર પાછળ આવેલું છે. આત્મપ્રશંસા, અહંભાવ, આત્મવિશ્વાસ, સ્વતંત્રતા, હોદ્દાનું અભિમાન, સ્વરાજ્યની ઇચ્છા, અધિકારેચ્છા, નેતૃત્વ આદિ લાગણીઓ તેમાં સમાએલી છે. તેના અતિયોગથી માણસમાં અભિમાન, મિથ્યાભિમાન, ઉદ્ધતાઇ, તિરસ્કાર વૃત્તિ, મદાંધતા આદિ વિકારો જન્મે છે. તેના હીનયોગથી માણસ પોતાની જાતને હમેશાં હલકી માનવાને ટેવાઈ જાય છે અને તે બીજાનું દાસત્વ તથા ખુશામત કરે છે. (૧૭) દઢતા અથવા ધૈર્ય (Firmness)-આ વૃત્તિનું સ્થાન મસ્તકના છેક ઉપરના ભાગના મથાળાના મધ્યપ્રદેશમાં અને શિખાના અગ્રભાગમાં આવેલું છે. કાન પાસેથી માથાનો આ ભાગ જેમ વધારે ઉંચો તેમ દઢતાની વિશેષતા સમજવી. સ્ત્રીઓનો એ ભાગ ઘણી વાર નીચો જ માલૂમ પડે છે. સ્થિરતા, દઢતા, ધીરજ, ટકી રહેવાની શક્તિ, મક્કમપણું, સુનિશ્ચિતતા, અડગ વૃત્તિ, ખંત વગેરે ભાવો તેમાં રહેલા છે. તેના અતિયોગથી માણસ હઠાગ્રહી અથવા દુરાગ્રહી થાય છે અને હીનયોગથી માણસ ચંચળ, બ્હીકણ અને અસ્થિર વૃત્તિનો બની સંજોગોનો દાસ બની રહે છે અને વિચાર બદલાવતાં વાર લગાડતો નથી.



પ્રબળ સ્વમાનવૃત્તિ.
[ આકૃતિ ૧૧ ]

## (૪) નૈતિક તથા ધાર્મિક વૃત્તિઓ.

(૧૮) ભક્તિભાવ અથવા પૂજ્યવૃત્તિ (Devotion)-આ વૃત્તિનું સ્થાન મસ્તકના ઉપરના ભાગના મધ્યપ્રદેશમાં આવેલું છે. એની સારી ખીલવણીથી મસ્તકના મધ્યપ્રદેશનો ભાગ પૂર્ણ રીતે ઉપસી આવે છે અને જ્યારે એ વૃત્તિની ખામી હોય છે ત્યારે તે ભાગ તદ્દન બેઠેલો હોય છે. ભક્તિભાવ, ઇશ્વરારાધન, પ્રભુપૂજા, ધર્મવૃત્તિ, વડીલો તેમજ પવિત્ર વસ્તુઓ ઉપરનો પૂજ્યભાવ, ઇશ્વરપરાયણતા, ધર્મક્રિયાઓ પ્રત્યે શ્રદ્ધા,

શારીરિક–માનસિક વ્રત કરવાની વૃત્તિ, આસ્તિકતા વગેરે વૃત્તિઓ તેમાં રહેલી છે. તેના અતિયોગથી ધાર્મિક વહેમ અથવા ધર્માન્ધતા જન્મે છે અને હીનયોગથી માણસ શ્રદ્ધાહીન અને નાસ્તિક બને છે. (૧૯) અધ્યાત્મરતિ (Spirituality)–આ વૃત્તિનાં સ્થાન મસ્તકની બન્ને તરફ આશાના અગ્ર-ભાગમાં અનુકરણશક્તિની પાછળ ને ભક્તિભાવની બાજુમાં અગ્રભાગમાં આવેલાં છે. જેઓમાં આ શક્તિ વધારે હોય છે તેઓનાં મસ્તક તે સ્થાનમાં ઉન્નત અને ભરાવાદાર તથા વિશાળ હોય છે. તે અવયવોની ખામીવાળા મનુષ્યોનાં મસ્તક તે પ્રદેશમાં બેઠેલાં હોય છે. આધ્યાત્મિક વિષયો તરફ



ભક્તિભાવની ન્યૂનતા. [આકૃતિ ૧૨]

વૃત્તિ, જગતના જડ પદાર્થો છોડી આત્મા–પરમાત્મા અને તેની આશ્ચર્યોત્પાદક અને અદ્ભુત રસથી ભરપૂર દીવ્ય વિભૂતિને અનુભવવાની, જોવાની કે જાણવાની ઇચ્છા, આત્મદૃષ્ટિ, દૈવી વિષયો તરફની પ્રીતિ, આન્તર ધ્યાનવૃત્તિ કે આન્તર્ દૃષ્ટિ એ બધા ભાવો આ વૃત્તિમાં સમાએલા છે. જેઓમાં આ શક્તિ પૂર્ણ હોય છે તેઓ ઉચ્ચ પ્રકારનું પવિત્ર આધ્યા-ત્મિક જીવન ગાળનારા હોય છે અને જેઓમાં તે ન્યૂન હોય છે તેઓ આધ્યાત્મિક વિષયોનું સત્ય બહુ મંદપણે સ્વીકારે છે. અલૌકિક બાબતોપર તેઓ શ્રદ્ધાશીલ હોતા નથી. સામાન્ય રીતે તેઓ અશ્રદ્ધાળુ હોય છે. (૨૦) આશા (Hope)–આ વૃત્તિનું સ્થાન આત્મનિષ્ઠાના અવયવના અગ્રભાગમાં તથા અધ્યાત્મરતિના સ્થાનની પાછળના ભાગમાં છે. તેના બે વિભાગ છે. પ્રથમ ઉપરનો વિભાગ પારલૌકિક શાશ્વત સુખની આશા સંબંધી કાર્ય કરે છે અને નીચેનો ભાગ અશાશ્વત તથા અનિત્ય આ લોકનાં અસ્થિર સુખો વિષે આશાનું કાર્ય કરે છે. શુભ ભાવીની આશા, ઉલ્લાસ, હૃદયના અભિ-લાષ, દરેક વસ્તુમાં આશા રાખવી, નફાની આશાથી સટ્ટો કરવો, ભવિષ્યને બહુ જ મહત્ત્વ આપવું એ આ વૃત્તિનાં સ્વરૂપ છે. તેના અતિયોગથી મનુષ્ય હવાઇ કિલ્લા બાંધે છે અને હીનયોગથી માણસ નિરુત્સાહ, નિરાશ, ઉદાસ, બેદિલ અને વૈરાગ્યયુક્ત વૃત્તિવાળો બને છે. (૨૧) આત્મનિષ્ઠા (Conscience)–આ વૃત્તિનું સ્થાન આશાવૃત્તિના અવયવની પાછળ

અને સાવધતા તથા દૃઢતાના અવયવની વચ્ચે છે. તેનો ઉપરનો ભાગ સત્યનિષ્ઠા તથા ન્યાયપરાયણ વૃત્તિનું કાર્ય કરે છે અને નીચેનો ભાગ પશુપ્રાણી કે મનુષ્ય તરફની આભારવૃત્તિ દર્શાવે છે. આ વૃત્તિનું સ્થાન છેક પાછળના ભાગમાં જ્યાં ખોપરીનો ભાગ પાછળ તરફ વળે છે ત્યાંસુધી ફેલાએલું છે. આત્મબળ, સત્યનિષ્ઠા, સત્યપરાયણતા ન્યાયપ્રિયતા, નીતિપરાયણતા, કર્તવ્યનિષ્ઠા, ધર્મનિષ્ઠા, આભારવૃત્તિ, પાપભીરૂતા, પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત્ત વૃત્તિ ઈત્યાદિ હૃદયવિશુદ્ધિના ભાવો આ સ્થાનમાં રહેલા છે. તે શકિત જેનામાં પૂર્ણ હોય છે તે હમેશાં ઉચ્ચ આદર્શ પ્રમાણે જ કાર્ય કરે છે. હીનશક્તિવાળા માણસને આત્મનિષ્ઠ વર્તન માટે ઓછી દરકાર હોય છે. તેવાઓ પોતાની પ્રબળ વૃત્તિઓને વશ થઈને વર્તે છે. (૨૨) દયા અથવા પરોપકારવૃત્તિ (Kindness or (Benevolence )–આ વૃત્તિનું સ્થાન મસ્તકના ઉપરના ભાગની મધ્ય રેષાપર પૂજ્યભાવની વૃત્તિના સ્થાનના અગ્રભાગમાં જ્યાંથી માથાના વાળ શરૂ થાય છે ત્યાંથી લઈને મસ્તકના મધ્ય પ્રદેશસુધી આવી રહેલું છે. પરોપકારવૃત્તિ, દયા, અનુકમ્પા, સહાનુભૂતિ, સમાન સુખદુઃખાનુભવવૃત્તિ, ભલાઈ, મનુષ્યત્વ, પરગજુપણું, આત્મબલિદાન આપવાની વૃત્તિ, સહૃદયતા, કલ્યાણકર વૃત્તિ, સર્વ જીવોપર સમાન ભાવ, વગેરે ભાવો તેમાં સમાયલા છે. જેનામાં એ વૃત્તિ સારી રીતે ખીલેલી હોય છે, તેની દયાર્દ્રતા તીવ્ર અને સંપૂર્ણ હોય છે. :પોતાના હિતને ભોગે પરનું કલ્યાણ કરવાની વૃત્તિ તેનામાં બહુ હોય છે. તે વૃત્તિની ન્યૂનતાવાળો માણસ પોતાના સ્વાર્થ વિના ભોગ આપવાની વૃત્તિવાળો હોતો નથી. દયા કે પરોપકારનાં કામો તે શાન્ત રીતે કરતો નથી પરન્તુ બડબડાટ સાથે કચવાતે મને કરે છે.




આત્મનિષ્ઠાની ઉપ્પ
[ આકૃતિ ૧૩ ]

## (૫) પૂર્ણતાકારક અથવા કૌશલ્યાદિ શકિતઓ.

(૨૩) કળાકૌશલ્ય અથવા શિલ્પવૃત્તિ ( Construction )–આ શકિતનું સ્થાન મસ્તકમાં લમણાની નીચેના આગળ પડતા ભાગમાં આવેલું છે. ભરાવાદાર વ્યકિતમાં આ ભાગ ઉપર ચડતો જણાઈ આવે છે, પણ ઉંચા અને લાંબા માથાવાળી વ્યકિતમાં તે પ્રસરી ગએલો જણાય છે જેથી તે અવયવ હોય તે કરતાં દેખાવમાં ઓછું જણાય છે. તેની અંદર શોધક બુદ્ધિ, હસ્તકૌશલ્ય, કાર્યદક્ષતા, યાંત્રિક શકિત, શિલ્પકૃતિ, ચિત્રકામ, ભરત–ગુંથણ, શીવણ, લેખન આદિ કલાવૃત્તિનો સમા-

વેશ થાય છે. હાથ અને આંખ આદિની પ્રધાનપણે જરૂરીયાત હોય તેવાં બધાં કાર્યોનો એક જ શક્તિમાં સમાવેશ થાય છે. આવા માણસની કલાકૃતિઓ તેની વધુ-ઓછી શક્તિના પ્રમાણમાં દીપી નીકળે છે. (૨૪) સૌંદર્યપ્રેમ (Beauty)-લમણા ઉપરના અગ્રભાગમાં જ્યાં કપાળ ઉપર તરફ વળે છે અને જ્યાંથી વાળની શરૂઆત થાય છે તેની આસપાસ આ વૃત્તિનું સ્થાન છે. લમણાની બાજુ તેની વૃદ્ધિને લીધે જરા ઉપડી આવતી જણાય છે, જેથી સૂક્ષ્મ વાળ તેની ઉપર લટકી રહે છે. પવિત્રતા, ચોખ્ખાઈ, વિનય, ગૃહસ્થાઈ, રમ્ય કલ્પનાશક્તિ, માધુર્ય-સૌંદર્યનો શોખ, કવિત્વશક્તિ, પુષ્પ, ગંધ, અત્તર વગેરેનો શોખ, ઉચ્ચ પ્રકારની નીતિ રીતિ કે પ્રીતિ તરફ મનનું વલણ વગેરે ભાવો આ વૃત્તિમાં રહેલા છે. આ વૃત્તિ જેનામાં પૂરી ખીલેલી હોય છે તેઓ પૂર્ણતાને ચાહનાર, માનસિક તથા શારીરિક સૌંદર્યને વખાણનાર અને પોતે તેવા બનવાનું પસંદ કરનાર હોય છે. જેઓમાં એ શક્તિ ન્યૂન હોય છે તેઓ રીતભાત વગરના હોય છે અને સારા સંસ્કારથી હીન હોય છે. (૨૫) મહાનુભાવ વૃત્તિ (Sublimity)-સૌંદર્યપ્રેમના સ્થાનની પાછળ જ આ શક્તિનું સ્થાન રહેલું છે. આ વૃત્તિથી કુદરતની અનન્તતા, અપારત્વ, અનાદિત્વ, મહત્ત્વ, ગાંભીર્ય, વ્યાપકતા, સર્વશક્તિમત્તા આદિ મહત્ત્વપૂર્ણ વિચારો જન્મે છે. જેઓમાં આ શક્તિ પૂર્ણ ખીલી હોય છે તેઓનાં દિલ ઉદાર-ઉચ્ચ વિચારોથી ભરેલાં હોય છે. (૨૬) અનુકરણશક્તિ (Imitation)-દયા કે પરોપકારવૃત્તિની બાજુમાં તથા અધ્યાત્મરતિના અગ્રભાગમાં આ વૃત્તિનું સ્થાન છે. સૌંદર્યપ્રેમ અને કળાકૌશલ્ય શક્તિની નજીકમાં હોવાથી પરસ્પર બન્ને અવયવોના તે સહાયકારક બને છે. બીજાનું જોઇને અનુકરણ કરવું, નકલ કરવી, ચાળા કરવા, નાટ્યકૌશલ્ય, અભિનય, વાચા વર્તનથી આબેહુબ અનુવર્તન કરવું એ શક્તિ આ સ્થાનમાં રહેલી છે. શારીરિક અનુકરણ અથવા ચાળા, માનસિક અનુકરણ અને શાબ્દિક અનુકરણ એવા ત્રણ વિભાગો આ શક્તિમાં રહેલા છે. બાળકોમાં આ શક્તિ શરૂઆતથી જ અધિક હોય છે. જેઓમાં આ શક્તિ સારી ખીલેલી


પ્રબળ અનુકરણશક્તિ. [આકૃતિ ૧૪]

હોય છે, તેઓ કોઈ પણ કળા જલ્દી શીખી શકે છે અને હીનશક્તિવાળા બહુ મુશ્કેલીએ થોડું શીખી શકે છે. (૨૭) ખુશમિજાજ વૃત્તિ (Mirthfulness)–કપાળના ઉપરના ભાગના ખૂણાપરના છેવટના ભાગમાં આ વૃત્તિનું સ્થાન આવેલું છે. તે સ્થાનની જો યથાયોગ્ય વૃદ્ધિ હોય તો કપાળનો આકાર લગભગ ચોરસ આકૃતિ ધારણ કરે છે. આનંદ, ઠઠ્ઠા-મશ્કરી, કટાક્ષ, ખુશમિજાજ, વિનોદી વૃત્તિ ઇત્યાદિ ભાવો આ સ્થાને રહેલા છે. આ વૃત્તિની ખીલવણીના પ્રમાણમાં માણસની ખુશમિજાજ વૃત્તિ હોય છે. આ વૃત્તિ જેઓમાં ઓછી હોય છે તેઓ ગંભીર, ઓછા-બોલા અને કડક સ્વભાવના હોય છે. નાટકમાં હાસ્યરસનું કામ કરનારા ઘણા એકટરોનું આ વૃત્તિવાળું સ્થાન ખીલેલું માલૂમ પડી આવે છે.

## (૬) અવલોકન અને ધારણાશકિત.

(૨૮) અવલોકનશક્તિ (Observation)–આ શક્તિનું સ્થાન કપાળના મધ્યપ્રદેશના નીચેના ભાગમાં બન્ને ભ્રમરના અંદરના છેડાની વચમાં અને નાસિકાના મૂળની બરાબર ઉપર આવેલું છે, જ્યારે આ શક્તિસ્થાન વિશેષ પ્રમાણમાં ખીલેલું હોય છે ત્યારે આંખની ભ્રમરો નાસિકાપ્રદેશ તરફ નમતી જાય છે અને બન્ને ભ્રમરોની વચ્ચેનો આ શકિતના સ્થાનવાળો ભાગ તેની ન્યૂનાધિકતાના પ્રમાણમાં ઉન્નત થએલો તથા આગળ પડતો જણાય છે. જ્યારે તે શક્તિની ખામી હોય ત્યારે આંખની ભ્રમરોના અંદરના છેડા સીધા અને બહુ નજદીક આવેલા દેખાય છે. પ્રત્યેક બાળકની બાલ્યાવસ્થામાં આ સ્થાન ખાસ વૃદ્ધિ પામેલું હોય છે. બારીક અવલોકનશક્તિ, વસ્તુઓની દાર્શનિક પરીક્ષા, જોવાની સ્વાભાવિક ઈચ્છા એ શક્તિઓ આ સ્થાનમાં રહેલી છે. જેનામાં એ શક્તિ ન્યૂન હોય છે તેઓ માત્ર પોતાપર આવી પડેલ પદાર્થનું ફરજ્યાત અવલોકન કરે છે. મોટા ડિટેક્ટીવો, શોધકો, ખગોળવેત્તાઓ, વગેરેનું આ



પ્રબળ અવલોકન–શક્તિ. [આકૃતિ ૧૫].

શક્તિનું સ્થાન ખીલેલું હોય છે. જંગલમાં ફરનારા ખેડૂતો, ભરવાડો અને રબારીઓની આ શક્તિ પણ તીવ્ર હોય છે. (૨૯) આકૃતિજ્ઞાન (Form)–બન્ને આંખોની મધ્યમાં અને કાંઈક અંશે આંખની ઉપરના પ્રદેશમાં આ શક્તિનું સ્થાન છે. આ શક્તિની ખામી હોય તો આંખો બહુ નજદીક આવેલી હોય છે અને શક્તિ જ્યારે પૂર્ણ પ્રમાણમાં ખીલી હોય છે ત્યારે બન્ને આંખો વચ્ચેનું અંતર વિશેષ જણાય છે. જૂદા જૂદા આકાર, મનુષ્યની મુખાકૃતિ, તે પરના ભાવોના આકારવિકાર અને ઓળખ, ચહેરાનું મળતાપણું અને જૂદાપણું વગેરે ઓળખવાની શક્તિ આ સ્થાનમાં રહેલી છે. જેઓનું આકૃતિજ્ઞાન ખીલેલું હોય છે તેઓ ઘણાં વર્ષો પછી પણ એક માણસને તેની આકૃતિપરથી ઓળખી શકે છે. બાળકોનું આકૃતિજ્ઞાન ૬–૭ વર્ષે ખીલે છે માટે તે વખત પહેલાં તેમને ભણવા મૂકવાં નહિ. (૩૦) કદ અથવા પ્રમાણજ્ઞાન ( Size )–અવલોકનશક્તિના સ્થાનની બન્ને બાજુમાં પણ જરા નીચે નાસિકાના મૂળ અને ભ્રમરના અંદરના ભાગના મેળાપથી જ્યાં ખૂણો પડે છે ત્યાં આ શક્તિનું સ્થાન આવેલું છે. જેનું આ સ્થાન મોટું હોય છે તેઓની ભ્રમરનો અંદરના ખૂણાનો ભાગ છાપરાની માફક આંખની ઉપર લટકતો થઈ રહે છે. આંખથી જોઇને માપ કે પ્રમાણ યાદ રાખવાં, લંબાઈ, પહોળાઈ, ઉંડાઈ, ઉંચાઈ, ખૂણા અને તે પરના ફેરફારો વગેરેનો મનથી જ અડસટો કાઢવાની શક્તિનો આ સ્થાનમાં સમાવેશ થાય છે. જેઓની આ શક્તિ ખીલેલી હોય છે તેઓ માપનાં સાધનો ઉપર જ આધાર રાખીને કામ કરે છે. તેઓ સાધારણ અનુમાન કરવાની હીમત ભીડતા નથી અને અનુમાન કરે છે તો તે સત્ય માપથી ઘણું જ વધારે–ઓછું હોય છે. (૩૧) તોલ (Weight)-પ્રમાણજ્ઞાનના અવયવથી બીજે નંબરે નાસિકાના ઉપરના ભાગથી લગભગે અર્ધો ઈંચ દૂરપર આ તોલના જ્ઞાનની શક્તિનું સ્થાન છે. આંખના મધ્યબિંદુમાંથી એક સીધી ઊભી રેખા ભ્રમરસુધી દોરતાં અંદરના ભાગમાં આ જ્ઞાનનું અવયવ અને બહારના ભાગમાં રંગજ્ઞાનનું અવયવ બરાબર વિભક્ત થઇને તેનાં સ્થાનો મુકરર થશે. તોલશક્તિનું અવયવ પ્રમાણજ્ઞાનના અવયવ કરતાં જરા નાનું છે, પણ ખલાસીઓ, દોરડાં બનાવનારા, તોલાટો વગેરેનું એ સ્થાન મોટું હોય છે. તોળવું, વજન કરવું, સમતોલ રાખવું, પ્રત્યેક વસ્તુના મધ્યબિંદુને જાળવી રાખવું, ઘોડે બેસવું, સાઇકિલ ફેરવવી વગેરે કાર્યો જેમાં સમતોલનતા જાળવવાની શક્તિ હોય છે તે આ સ્થાનમાં રહેલી છે. આ

શક્તિ જેનામાં ઓછી હોય છે તેઓને વારંવાર ફેર ચડે છે, પડી જાય છે અને કોઈ સ્થળે બેસતાં ઉઠતાં બહુ સાચવીને વર્તવું પડે છે. આ શક્તિની વિશેષતાવાળાઓ પોતાના સ્નાયુઓ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવી શકે છે. (૩૨) રંગજ્ઞાન (Colour)–આ શક્તિનું સ્થાન ઉપર તોલશક્તિના સ્થાન સાથે ઓળખાવ્યું છે. જૂદા જૂદા રંગની મેળવણી, રંગોની ઓળખાણ કે પરીક્ષા કરવાનું જ્ઞાન, રંગનો શોખ, રંગની છાયાઓનું નિરીક્ષણ કે પર્યાલોચન કરવાની શક્તિ, રંગીન ચિત્રો, વસ્ત્રો કે પુષ્પોનો શોખ વગેરે શક્તિ આ સ્થાનમાં સમાઈ રહેલી છે. જેઓમાં આ શક્તિ હોતી નથી તેઓ મિશ્રરંગોને બરાબર પારખી શકતા નથી. (૩૩) વ્યવસ્થાશક્તિ (Order)–રંગજ્ઞાનના અવયવની પછી તેના બાહ્ય ભાગ તરફ આંખની ભ્રમરની નીચે વળતી કમાનની નીચે આ શક્તિનું સ્થાન છે; અર્થાત્ ભ્રમરના છેડાના ભાગની નીચે અને આંખના બાહ્ય ખૂણાની બરાબર ઉપરના પ્રદેશમાં આ શક્તિનું સ્થાન છે. ગોઠવણ, વ્યવસ્થા, કાર્યક્રમ, પ્રત્યેક વસ્તુ યથાયોગ્ય સ્થાને ગોઠવવાની ટેવ વગેરેથી સૂચવાતા ભાવો અને કૃત્યોની શક્તિ આ સ્થાનને આભારી છે. આ શક્તિના અતિયોગથી માણસ બહુ ચાપચીપીયો અને પદ્ધતિ કે રૂઢીનો દાસ બની ગએલો જણાય છે. જરાક અવ્યવસ્થાથી તે વ્યગ્રચિત્ત બની જાય છે. તેના હીનયોગથી માણસ બધું કાર્ય ગેરવ્યવસ્થાપૂર્વક, અવ્યવસ્થિત અને અનિયમિત રીતે કરવાની ટેવવાળો બને છે. તેના કાર્યમાં કશો ઢંગધડો હોતો નથી. (૩૪) ગણિતજ્ઞાન ( Computation )–વ્યવસ્થાના સ્થાનની બહાર અને ભ્રમરના બાહ્ય ખૂણાની નીચે આ શક્તિનું સ્થાન છે. જ્યારે આ સ્થાન સારી રીતે ખીલેલું હોય છે, ત્યારે ભ્રમર બરાબર સીધી લંબાઈમાં તે પ્રદેશમાંથી પસાર થાય છે પણ જ્યારે ખામીવાળું હોય છે ત્યારે બહારથી ભ્રમર ટૂંકી પડતી અને નીચે નમી આંખના બાહ્ય ખૂણાની લાઈનસુધી પહોંચતી જણાય છે. અંકજ્ઞાન, મોઢેથી ગણવાની શક્તિ, હીસાબ કરવાની કે તપાસવાની શક્તિ, નામું–ઠામું ઈત્યાદિ શક્તિઓ આ સ્થાનમાં રહેલી છે. જેઓ ગણિતમાં નબળા હોય છે તે વિદ્યાર્થીઓનું આ સ્થાન ખીલેલું હોતું નથી અને આ સ્થાન ખીલેલું હોય છે તેઓ મોટા હિસાબો જરા પણ ભૂલ વિના મ્હોંથી કરી શકે છે. હબસીઓનું આ સ્થાન બહુ નિર્બળ હોય છે. (૩૫) સ્થળજ્ઞાન (Locality)–પ્રમાણજ્ઞાન, કદ અને તોલજ્ઞાનનાં અવયવોની ઉપર ભ્રમરની અંદરના પ્રદેશથી લગભગ પોણા ઈંચ જેટલા ભાગ ઉપર ઉચ્ચ

પ્રદેશ તરફ વળતું અને જરા બહાર તરફ ફેલાતું આ શક્તિનું અવયવ છે. ભૂગોળજ્ઞાન, સ્થળવૃત્તાંત, મુસાફરી દરમ્યાનનું અવલોકન અને વસ્તુ-સ્થિતિનું જ્ઞાન, મુસાફરી કરવાની પ્રીતિ, સ્થાન શોધી કાઢવાની શક્તિ, દરીયાઈ મુસાફરી કરવાનું જ્ઞાન, વગેરે શક્તિઓ આ સ્થાનમાં આવી રહેલી છે. કુક, કોલમ્બસ, ન્યૂટન વગેરેનાં આ સ્થાનો ખીલેલાં હતાં. (૩૬) ઇતિહાસશક્તિ ( Eventuality )–આ શક્તિનું સ્થાન કપાળના મધ્યપ્રદેશમાં, અવલોકનશક્તિના સ્થાનની બરાબર ઉપર અને સ્થળ-જ્ઞાનનાં બન્ને અવયવોની બરાબર વચ્ચે આવેલું છે. આ શક્તિની સંપૂર્ણ ખીલવણી હોય તો મધ્ય કપાળ પરિપૂર્ણ રીતે ભરાએલું લાગે છે. કેટલીક વાર આસપાસનાં અવયવો સારી રીતે ખીલેલાં હોય તો તે દેખીતી રીતે ખામીવાળું જણાય છે, પણ બારીક તપાસથી તેની યથાર્થ સ્થિતિ જણાઈ આવે છે. બનાવો અને સંયોગો યાદ રાખવાની શક્તિ, જોએલા, જાણેલા કે સાંભળેલા બનાવોની સ્મૃતિ, ઈતિહાસનો શોખ, ભૂત અને વર્તમાન-કાળના બનાવો ઉપર ધ્યાન તથા તે જાણવાની ઇચ્છા વગેરે શક્તિઓ તે સ્થાનમાં રહેલી છે. જેઓમાં એ શક્તિ બહુ ઓછી હોય છે તેઓ ભૂલકણા સ્વભાવના માણસ હોય છે. (૩૭) સમયજ્ઞાન (Time)–આ શક્તિનું સ્થાન વ્યવસ્થાશક્તિના સ્થાનની લગભગ અર્ધો ઇંચ ઉપર સ્વરજ્ઞાનના અવયવના અગ્રભાગમાં તથા મેધા-સ્મૃતિ અને સ્થળ-જ્ઞાનના અવયવની બાજુમાં આવેલું છે. કાળજ્ઞાન, બનાવોની તારીખ વગેરેનું જ્ઞાન, ઘડી–પળ–કલાક–દિવસ-માસ–ઋતુ, ભૂત–વર્તમાન–ભવિષ્ય કે વ્યતીત કાળનું જ્ઞાન, સંગીત અને મૃદંગના કાળમાનનું જ્ઞાન, જ્યો-તિષ શાસ્ત્રનો શોખ ઇત્યાદિનો આ શક્તિમાં સમાવેશ થાય છે. જેઓની આ શક્તિ ખીલી હોય છે તેઓ દિવસને ગમે તે વખતે બરાબર વખત કેટલો થયો તે કહી શકે છે, ઇતિહાસનો કાળ યાદ રાખી શકે છે, માપસર ગાઈ કે બજાવી શકે છે અને જેઓમાં આ શક્તિ ઓછી હોય છે તેઓમાં કશું નિયમિતપણું હોતું નથી. (૩૮) સંગીતશક્તિ (Tune)–કપાળની બાજુના છેવટના નીચેના ભાગમાં, ગણિતશક્તિની ઉપર અને સમયજ્ઞાનની પછી તથા વ્યવસ્થાના સ્થાનથી

જરા બરાબરના ભાગમાં લગભગ પોણા ઈંચપર આ સ્થાન આવેલું છે. ગાવાનો, સંગીતનો, ગાયન સાંભળવાનો શોખ એ આ શકિતનું મુખ્ય કાર્ય છે. પ્રસિદ્ધ ગવૈયાઓની આંખના બાહ્ય ખૂણાપરનો કપાળનો ભાગ ઉપસેલો હોય છે.



પ્રબળ સંગીત શક્તિ [ આકૃતિ ૧૬ ].



સંગીત શક્તિની ઉણપ. [ આકૃતિ ૧૭ ].

( ૩૯ ) વકતૃત્વશકિત (Eloquence)—આ સ્થાન નીચેનાં પોપચાંમાં રહેલું છે અને જેઓમાં એ શક્તિ સારી હોય છે તેઓનો નીચેનો પોપચાંવાળો ભાગ પૂર્ણ ભરાવદાર હોય છે. વાતચીત કરવાની શકિત, વિચારો જણાવવાની ભાષાશકિત, મનના ભાવ શબ્દો તથા અભિનયથી પ્રકટ કરવાની શકિત, શબ્દસામર્થ્ય, શબ્દને ધારણ કરવાની શકિત, વ્યાકરણશુદ્ધિ, ભાષણ કરવાની શકિત વગેરે આ સ્થાનના ગુણો છે. તેના બે ભાગ છે: વકતૃત્વશકિત અને શબ્દસ્મરણશકિત. (૪૦) તર્કશકિત (Causalty)—કપાળના છેક ઉપરની બાજુના વિભાગમાં, તુલનાશકિતની આસપાસ આ શકિતનું સ્થાન છે. તેની પૂરી ખીલવણીથી કપાળનો આકાર લગભગ સમચોરસ અને ઉન્નત દેખાય છે; જ્યારે અર્ધઘેલા મનુષ્યો, પશુઓ અને વાનરોમાં આ ભાગ ખામીવાળો તથા બેઠેલો દેખાય છે. હેતુશકિત, કારણ શોધી કાઢવાની શકિત, મનનશકિત, ગ્રાહકશકિત, કાર્યકારણવિચારની શકિત, પ્રજ્ઞા, બુદ્ધિશકિત, વગેરે ભાવોનો તેમાં સમાવેશ થાય છે. મનન અને યોજના એવા આ શકિતના બે વિભાગો છે. (૪૧) તુલનાશક્તિ (Comparision)—કપાળની ઉપરના મધ્યપ્રદેશમાં જ્યાંથી વાળની શરૂઆત થાય છે તે સ્થળથી જરા નીચે ઇતિહાસશકિતના સ્થાનની બરાબર ઉપર અને તર્કશકિતનાં બન્ને અવયવોની મધ્યમાં આ શકિતનું સ્થાન આવેલું છે. કપાળના મધ્યપ્રદેશમાંથી શરૂ થઈ ઉપરના છેક વાળસુધીના પ્રદેશ પર્યન્ત તે લગભગ પ્રસરે છે. સમાલોચના, સમ્યગ્ વિવેક, વિવેચનશકિત, પૃથક્કરણ, વર્ગીકરણશકિત, દૃષ્ટાન્તો સહિત વર્ણન આપવાની શકિત, સાર તારવી

કાઢવાની શક્તિ, નીરક્ષીરવિવેકવૃત્તિ વગેરે શકિત આ સ્થાનમાં આવી રહેલી છે. કટાક્ષમય રચના, વ્યાખ્યાન કે વિતંડા એ આ શકિતના અતિયોગનું પરિણામ છે. જેઓમાં એ શક્તિ પૂરી ખીલી હાય છે તેઓ સારા સમાલોચક, વિવેચનકાર અને ન્યાયી હાય છે. (૪૨) અંતર્જ્ઞાન અથવા પ્રેરણાશકિત (Intuition)–દયા અને તુલનાશકિતની વચ્ચે આ વૃત્તિનું સ્થાન છે. જનસ્વભાવની પરીક્ષા, સત્ય શોધી કાઢવાની સ્વાભાવિક શકિત, જનસ્વભાવ અને તેઓના હેતુઓનું જ્ઞાન પ્રાપ્ત કરવું, મુખસામુદ્રિક શાસ્ત્રનો સામાન્ય શોખ, અંતર્દૃષ્ટિ ઇત્યાદિ સ્વાભાવિક રીતે જાણવાની શકિતનો તેમાં સમાવેશ કરવામાં આવે છે. અગમચેતી અને પ્રેરણા એવા તેના બે વિભાગ છે. જેઓમાં આ શકિત ન્યૂન હોય છે તેઓ જનસ્વભાવને બીલકુલ સમજી શકતા નથી પણ દરેક માણસને તેઓ પોતાના જેવા જ સમજે છે. (૪૩) સૌજન્ય ( Urbanity )–અનુકરણશક્તિ અને તર્કશકિતની વચમાં આ શકિતનું સ્થાન આવેલું છે.



પ્રબળ પ્રેરણાશક્તિ [આકૃતિ ૧૮]

આ શકિત જો વિશેષ ખીલેલી હોય તો કપાળના ઉપરની બાજુ તરફ વળતા ભાગને લગભગ ભરાવાદાર બનાવી કપાળને ચોરસ આકૃતિનું રૂપ આપે છે. સ્વભાવમાધુર્ય, સુજનતા, વિનય, નમ્રતા, સભ્યતા, મીલનસારપણું, સમજાવટ કરવાનો સ્વભાવ અને સર્વ પ્રકારની સારી રીતભાત વગેરેનો આ વૃત્તિમાં સમાવેશ થાય છે. જેઓમાં આ શકિત ઓછી હોય છે, તેઓ લોકોની સારી લાગણી અને માનને પાત્ર થતા નથી, પછી ભલે તેમનામાં બીજા સારા ગુણો હોય. (૪૪) આરામપ્રિયતા–આરામ, શાન્તિ, વિશ્રાન્તિ, થાક, નિદ્રા. આદિ ભાવો આરામપ્રિયતામાં સમાઈ જાય છે. આ શકિત મનુષ્યના મસ્તકમાં રહેલી છે અને તે વર્તમાન સમયમાં નવી શોધ કાઢવામાં આવી છે. આખું મગજ એકીસાથે બધી શકિતઓનું કાર્ય કદી કરતું નથી અને કરી શકતું નથી. પણ

આરામપ્રિયતા એવી વૃત્તિ છે કે જેની અસરથી બધી વૃત્તિઓનું કાર્ય એકદમ શાન્ત થાય છે. જેઓમાં એ શક્તિ પૂરી હોય છે તેઓ ઉંધણુસી અને આળસુ હોય છે. જેઓમાં એ વૃત્તિ ઓછી હોય છે તેઓ જાગરૂક, વિશ્રાન્તિને બહુ નહિ ચાહનારા અને ચકોર હોય છે.

### (૭) પાંચ જ્ઞાનેન્દ્રિયોનો સમૂહ.

(૧) કાન, (૨) આંખ, (૩) નાક, (૪) ત્વચા, (૫) જીભ: આ પાંચ ઇંદ્રિયો અને શરીરની અંદરનાં બધાં અવયવોનો સંબંધ પણ મસ્તક સાથે રહેલો છે; પણ તેઓ માત્ર શારીરિક ક્રિયામાં જ પ્રવૃત્ત રહે છે તેથી માનસ અવયવોમાં તેની ગણના કરી નથી.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## વૃત્તિસ્થાનોનો અભ્યાસ અને મનુષ્યલક્ષણની પરીક્ષા.

**વૃત્તિઓની પરીક્ષા શી રીતે કરવી?**—મસ્તકની અંદર રહેલાં જૂદાં જૂદાં સ્થાનોમાં કેવી કેવી વૃત્તિઓ રહેલી છે, તેનું દર્શન કરાવી ગયા પછી હવે એ વૃત્તિઓનું પરીક્ષણ કેવી રીતે કરવું અને એ પરીક્ષાનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો તે દર્શાવવાની જરૂર છે. જે વૃત્તિનું સ્થાન પુષ્ટ હોય તે વૃત્તિની પ્રબળતા અને અપુષ્ટ-બેઠેલું હોય તે વૃત્તિની નિર્બળતા તે મનુષ્યમાં હોય છે અને તેને આધારે એક માણસમાં વત્સલ ભાવ કેવો છે, શૌર્ય કેવું છે, તર્કશક્તિ કેવી છે, ધારણાશક્તિ કેવી છે, અવલોકનશક્તિ કેટલી છે, લોભ કેટલો છે, મહત્ત્વાકાંક્ષા કેટલી છે, વગેરે ગુણો સમજી શકાય છે. જે માણસની જે વૃત્તિ વધારે બળવાન હોય છે તે વૃત્તિમય મનુષ્યનો સ્વભાવ બને છે. એ રીતે માણસના ગુણ–દોષ પારખી શકાય છે અને તે ગુણદોષનો લાભ ચતુર માણસ લઈ શકે છે. જેનામાં સંગીતશક્તિની વિશેષતા તેના મસ્તક ઉપરથી પરખાય તે માણસને રીઝવવાને સંગીત સંબંધી વાતો કે ગાયન–વાદન ઉપયોગી થઈ પડે છે. જે માણસમાં જે વૃત્તિ કે શક્તિની ખામી હોય છે તે જાણીને તેને વશ કરવાનું સહેલું થઈ પડે છે.

મસ્તકવિદ્યા એ મનુષ્યની પરીક્ષા કરવામાં જેમ ઉપયોગી છે, તેમ આનંદ ઉપજાવનારૂં શાસ્ત્ર છે. કોઈ પણ માણસનો સ્વલ્પ પરિચય થતાં તેની મુખમુદ્રામાં જડાએલો તેનો સ્વભાવ કેવો છે તે જાણવાનું સ્ફુરણ થઈ આવે છે. સામાન્ય મનુષ્યો જે કાંઈ જાણતાં નથી તે મસ્તકશાસ્ત્રી અદૃશ્ય

રહીને જાણી શકે છે અને એ રીતે બહુ અભ્યાસ અને પરિચયથી તે મનુષ્યના સ્વભાવ જાણવાની દીવ્ય શક્તિ ધરાવનાર માણસના જેવો બની જાય છે. નાની વયનાં બાળકો અને કિશોર વયના છોકરાઓનાં મસ્તક તપાસવાથી, તેમની કઈ વૃત્તિ ખીલેલી છે તે જાણવાથી, તેને ક્યા ધંધામાં જોડવાથી તેનું મગજ વધારે સારૂં કામ કરી શકશે તે જાણી શકાય છે, અથવાતો કોઇ અનિષ્ટ વૃત્તિની બહુ ખીલવણી થઈ હોય તો તેને સારા વાતાવરણમાં મૂકીને તેની વૃત્તિનો ફેરબદલો કરવાનો ઉદ્યમ પણ સેવી શકાય છે.

**વૃત્તિઓનું મિશ્રણ**—પરન્તુ એટલું વિશેષ જાણવાનું રહે છે કે મસ્તકની જૂદી જૂદી વૃત્તિઓ સંયુક્ત રીતે મનુષ્યના સ્વભાવમાં પ્રતિબિંબિત થાય છે. કોઇ મનુષ્યમાં શૌર્યવૃત્તિ સુપુષ્ટ હોય અને તે સાથે સંગીતશકિત પણ સુપુષ્ટ હોય તો તે બેઉના સંયુક્ત કાર્યની ગણત્રી કરીને મસ્તકશાસ્ત્રી કહી શકે છે કે તે માણસને વીરતાભર્યાં ગીતો ગાવાનું કે સાંભળવાનું બહુ ગમે છે. કોઈ મનુષ્યમાં શરીરશક્તિ બહુ હોય, પણ તેનામાં પ્રેમવૃત્તિની ન્યૂનતા હોય તો તેની બેઉ વૃત્તિના મિશ્રણથી કહી શકાય કે તે માણસ પોતાની સ્ત્રીનું રક્ષણ કરશે નહિ. કોઇ માણસમાં શૌર્ય અને કીર્ત્તિની પ્રબળ ઇચ્છા હોય પણ ધનની અભિલાષા ન્યૂન હોય તો તે માણસ પોતાની કીર્તિની રક્ષા માટે ગમે તેટલાં પરિશ્રમ કે પરાક્રમો કરે છે, પણ તેમ કરવામાં ધનની દરકાર કરતો નથી.

એ જ પ્રમાણે આશા, વિત્તૈષણા, માન, ભકિત વગેરે શક્તિઓના અનેક પ્રકારના પરસ્પર સંબંધો અને વ્યવહારો જન્મ પામે છે અને જ્યારે તે બધાના સંયુક્ત સંબંધનો વિચાર કરવામાં આવે છે, ત્યારે મનુષ્યના આચાર, વિચાર, વર્તન તથા ચારિત્ર્યનું રહસ્ય સમજી શકાય છે અને તે રહસ્યનો લાભદાયક રીતે ઉપયોગ કરી શકાય છે. મનુષ્યની અંદરની મૂળ શકિતઓ અભ્યાસથી અને પ્રયત્નથી અનેક રીતે કેળવી શકાય છે અને તેમાં વધારો ઘટાડો કરી શકાય છે. આ ઉદ્યમથી મનુષ્ય ઇષ્ટ ફળ પ્રાપ્ત કરી શકે તેટલા માટે તેણે મસ્તકવિદ્યાનો અભ્યાસ કરીને પછી આગળ વધવું જોઇએ.

## ખંડ ૪ થો

# માનસ સંદેશવિદ્યા અથવા મેન્ટલ ટેલિપથી.

## પરિચ્છેદ ૧ લો.

### મનનું અપૂર્વ સામર્થ્ય.

**મનનું સામર્થ્ય—मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** એટલું બધું મનનું સામર્થ્ય શ્રી ભગવદ્દગીતામાં કહ્યું છે. પૂર્વે આપેલી માનસ વિદ્યા અથવા મેન્ટલ સાયન્સ, અને પર્સનલ મેગ્નેટીઝમ અથવા આકર્ષણવિદ્યાના અભ્યાસીને મનની શક્તિનો ખ્યાલ સારી પેઠે આવ્યો હોવો જ જોઈએ. મનના સામર્થ્યથી યોગશક્તિનો વિકાસ કરીને પૂર્વે મહાન્ ઋષિ-મુનિઓએ અનેક કલ્પનાતીત શાસ્ત્રો નિર્માણ કર્યા છે. 'નર જો કરણી કરે તો નરકા નારાયણ હો જાય' એટલું સામર્થ્ય એક મનમાં રહ્યું છે. સો વર્ષ પૂર્વે જે પાશ્ચાત્ય પંડિતો અને શાસ્ત્રવેત્તા થઈ ગયા તે વિજળી કરતાં સૂક્ષ્મ એવું કોઇ જ તત્ત્વ નથી એમ માનતા હતા. પછી ચાળીસ વર્ષે તેમને એમ લાગવા માંડયું કે વિજળી કરતાં પણ ગુપ્ત તેજ જગતમાં હોવું જોઇએ. માત્ર પચાસ વર્ષ પૂર્વે તો વિદ્વાનોએ એવું સિદ્ધ કરી બતાવ્યું છે કે આકાશમાં જે દ્યૌ (ઈથિર) તત્ત્વ છે તે વિજળી કરતાં પણ સૂક્ષ્મ છે અને જે એ તત્ત્વને માને નહિ તે શાસ્ત્રજ્ઞ જ નથી. ચૈતન્યશક્તિનો એક પરમાણુ ૨૪૦-૨૫૦ મણ વજન ઉચકી શકે છે. મનનાં કાર્યો દૂરસુધી પહોંચાડવા માટે, મનનો સંદેશો મોકલવા માટે કિંવા દૂર રહેલા માણસમાં વિચારની પ્રેરણા કરવા માટે માનસિક શક્તિ કરતાં બીજી કોઇ વધારે બળવાન શક્તિ આ જગત્માં અસ્તિત્વ ધરાવતી નથી. પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઇલનો છે. એટલું અંતર કાપવા માટે ચૈતન્યને $\frac{1}{२६}$ સેકંડ લાગે છે. આ ઉપરથી મન કિંવા ચૈતન્ય કેટલું વેગવાન છે તેની ખાત્રી થશે. મનની શક્તિ એવી છે કે તે ચાહે ત્યાં, ચાહે ત્યારે, ચાહે તેટલી ગતિથી અને ચાહે તે કામ સહજ કરી શકે છે.

આવા પ્રકારનું માનસિક સામર્થ્ય હોવા છતાં અને એ સામર્થ્ય પ્રત્યેક મનુષ્યમાં હોવા છતાં મનુષ્ય અજ્ઞાનાંધકારમાં પડીને હમેશાં દુઃખ, દારિદ્રય,

સંકટ, કલેશ ભોગવ્યા કરે તે શું આશ્ચર્યની વાત નથી ? અભ્યાસવડે મનની અનુકૂળ સ્થિતિ સહજ પ્રાપ્ત કરી શકાય છે, એટલું જ નહિ પણ મનને હમેશાં કેવી સ્થિતિમાં રાખવું તેનું પૂર્ણ જ્ઞાન અભ્યાસવડે પ્રાપ્ત કરી શકાય છે. એક વિશિષ્ટ સ્થિતિમાં મન હોય એટલે મનુષ્ય સદૈવ સુખી બની શકે છે, પણ પ્રથમ મનને સિદ્ધ કરવું. જોઇએ અને તે કેમ કરવું તેનું સૂચન આ ખંડમાં કરવામાં આવશે.

**મનના વિચારના પ્રકાર**—મનમાં જે કાંઈ વિચારો ઉદ્ભવે છે તેમાંના કેટલાક મારક છે, કેટલાક સૌખ્યપ્રદ છે, કેટલાક આયુષ્યવર્ધક છે અને કેટલાક દુ:ખદાયક છે. ચિંતા, ભીતિ, સંશય, ક્રોધ અને કામ એવા વિચાર મારક નીવડે છે અને શ્રદ્ધા, સત્ય, આનંદ તથા ઉલ્લાસ એ આયુષ્યવર્ધક તથા સૌખ્યપ્રદ વિચારો છે. ચિંતાથી કિંવા ભીતિથી એક જ રાતમાં માથાના વાળ કાળાના ધોળા થયાનાં ઉદાહરણો મળે છે, તે જ પ્રમાણે મનુષ્ય મરણ પણ પામે છે. સંશયથી નાશ થાય છે. ક્રોધથી આયુષ્યની હાનિ થાય છે. ક્રોધી માણસનું લોહી ઝેરી બને છે અને આનંદી પ્રાણીનું લોહી સત્વશીલ હોય છે. ક્રોધથી અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે એ સિદ્ધ થએલું છે. મનની શક્તિ વધારવા ઇચ્છનારે ક્રોધ, ચિંતા, ભય આદિ વિકારો પૂર્ણ રીતે જીતવા જોઇએ. શ્રદ્ધા એ મનની એક મોટી શક્તિ છે. યોગમાં અને મંત્રવિદ્યામાં શ્રદ્ધાને પ્રથમ નમન કરવામાં આવે છે. ખરી શ્રદ્ધાથી કરેલું કાર્ય સિદ્ધિપ્રદ નીવડે છે. 'પ્રતિજ્ઞાપૂર્વક હું આ કાર્ય કરીશ' એવા સંકલ્પમાં શ્રદ્ધા જોઇએ પણ ગર્વ કે અહંકાર ન જોઇએ.

**વિચારશક્તિ અને તેનું તત્ત્વજ્ઞાન**—ભવિષ્યકાળ અને તેમાંની સર્વ ગુપ્ત વાતો એ મનુષ્યની બુદ્ધિની મર્યાદા બહાર નથી જ કારણકે તેનું બીજ મનમાં પહેલેથી જ વવાએલું હોય છે એવું વિચારશક્તિના સિદ્ધ થએલા બળપરથી માલૂમ પડે છે. ઈશ્વરની જે એક અદ્ભુત શક્તિ આ આખા વિશ્વમાં વ્યાપી રહેલી છે અને જે મનુષ્યના દેહરૂપી જગત્માં સંચરી રહી છે તે ઈચ્છાશક્તિ ( Will power ) કહેવાય છે. એ શક્તિનો ઉપયોગ વિચારદ્વારા આકર્ષણવડે કરી શકાય છે. એક વીર પુરૂષ રણક્ષેત્રમાં પોતાનાં હથીયારો જેમ પોતાની ઇચ્છા પ્રમાણે વાપરે છે તેજ પ્રમાણે મનુષ્યનો જીવ પોતાના દેહ અને મગજને તેના ઉપયોગને સારૂ પોતાની ઇચ્છા પ્રમાણે વાપરે છે. જેવી વિચારશક્તિની દઢતા—એકીકરણ (Consentration) હોય છે, તેવો જ વધુ-ઓછો પ્રભાવ તે મનુષ્યના

ભાગ્ય ઉપર પડે છે. મનુષ્ય પોતાના દૃઢ વિચારથી જ હમેશાં વિજયી થાય છે. સંદેહયુક્ત વિચારોથી તે જ્યાં ત્યાં ઠેશો ખાય છે. 'મારા હાથથી શું થાય ? જે પ્રભુ કરે તે ખરૂં!' એમ કહીને જે હતાશ થાય છે તેનું ભાગ્ય તેને કદાપિ વિજય અપાવતું નથી. મન દૃઢ હોય તો કામમાં ફતેહ મળે જ મળે, તેથી ઉલટું ચિંતાથી માણસ કંગાલ, ઘેલો, રોગી બને છે, તેના હાથે અનેક પાપ થાય છે અને તેના સર્વસ્વનો નાશ થાય છે. ચિંતા એ સર્વ દુઃખનું મૂળ છે. ચિંતા જેવો બીજો કોઇ રોગી નથી. ચિંતા એ મનુષ્યને ધીરે ધીરે ઠાર કરે છે. ચિંતાયુક્ત મન પ્રયત્ન છતાં સામર્થ્ય ધારણ કરી શકતું નથી.

**વિચારની આકર્ષણશક્તિ**—મનની દૃઢતાથી મનુષ્ય પોતાના વિચારોના એકીકરણને એટલું દૃઢ કરી શકે છે કે તે અનેક રજકણના બનેલા કઠણ પત્થરના જેવું બને છે અને પછી એવા એકીકૃત વિચારનું આકર્ષણ પણ ઘણું થાય છે. એવી દૃઢ વિચારશક્તિ એક વિજળીના યંત્રના જેવી બની જાય છે અને વિજળીના જેમ દીવા થઇ શકે અને તેથી પંખા પણ ચલાવી શકાય એ રીતે વિચારશક્તિ અનેક પ્રકારનાં કાર્યો કરવાને શક્તિમાન બને છે. ધાતુના પાત્રનો અવાજ એક સેકંડમાં ૪૦ હજાર માઇલથી ૪ જલધિ માઇલ જેટલો દોડે છે, તે જ પ્રમાણે ૭ જલધિ કરતાં પણ વધારે માઇલસુધી એક સેકંડમાં મનુષ્યની શક્તિનો પ્રવાહ દોડે છે. ધાતુના પાત્રમાંથી નીકળેલા અવાજને બંધ કરી શકાય છે, પણ વિચારશક્તિના વેગને થોભાવી શકાતો નથી. અંધકારમાં વિચારશક્તિનો વેગ ઘણો હોય છે અને તેમાં આકર્ષણ પણ ઘણું જોરદાર હોય છે. વિચારશક્તિ જેટલી દૃઢ અને એકાગ્ર (Consentrative) હોય છે, તેટલું વધારે ફળ માલૂમ પડી આવે છે. દૃઢ એકાગ્રતાથી કદિ દુષ્ટ કર્મ કરવાની ઇચ્છા કરવી નહિ.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## ઇચ્છાશક્તિ અને તેનું બળ.

**દૃઢ વિચાર કેવી રીતે કરવો?**—મનુષ્ય જે શ્વાસનળીદ્વારા ફેફસાંની મદદવડે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે, તેનું પરિણામ ઘ્રાણેંદ્રિયદ્વારા મન ઉપર થાય છે. પ્રત્યેક શ્વાસની સાથે મનમાં જૂદા જૂદા ત્રણ નવા

વિચારો ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે દર મિનિટે ૪૮ થી ૫૪ નવા વિચારો મનુષ્યના વિચારમંડળમાંથી બહાર પડે છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે મનુષ્યનું મન ગમે તે કામ કરવાને યોગ્ય છે અને આસપાસના હજારો વિષયોને એક જ સમયે પોતામાં સંગ્રહિત કરવાને તેમજ બહાર કાઢવાને યોગ્ય છે. આ બાબત સાથે મનુષ્યનાં ફેફસાંનો વિશેષ સંબંધ રહેલો છે. તેટલા માટે ફેફસાંને પોતાના કબજામાં રાખવાં એ અતિ આવશ્યક છે. ફેફસાંને કબજામાં રાખવાં એટલે તેની શ્વાસોચ્છ્વાસક્રિયાને પોતાના તાબામાં રાખવાનું કામ. આ માટે પ્રાણાયામ શીખવાની જરૂર છે. પ્રાણાયામથી એક જ વિચાર દૃઢ કરી શકાય છે અને પ્રાણાયામ શરૂ કર્યા પૂર્વે જે એક વિચાર મનમાં ધારણ કર્યો હોય છે તે સિવાય બીજો કોઇ વિચાર પ્રાણાયામ દર્મ્યાન મનમાં આવતો જ નથી એવો પ્રાણાયામનો પ્રભાવ છે. તે વિચારને 'શાન્તિ' કહેવામાં આવે છે. તે વિચાર પ્રાણાયામના યોગે કરીને શાન્તતામાં દૃઢ થતો જાય છે અને તેની ઇચ્છા પ્રમાણે ફળપ્રાપ્તિ થાય છે.

**પ્રાણાયામ કરવાની રીત**—કમલાસનપર અક્કડ બેસીને ડાબો હાથ હૃદયપર રાખવો અને દૃષ્ટિ નાસાગ્રે રાખીને જમણા હાથના અંગુઠાથી જમણું નસકોરૂં દાબીને ડાબા નસકોરાથી, મનમાં ગાયત્રી મંત્ર ભણતાં-ભણતાં આખી ગાયત્રી ભણી રહેવાય ત્યાંસુધી ધીરે ધીરે ઉંચે શ્વાસ ખેંચવો. ગાયત્રી મંત્ર ભણાઈ રહે એટલે અંગુઠાથી દાબેલા જમણા નસકોરા ઉપરાંત પાસેની આંગળીવડે ડાબું નસકોરૂં પણ ડાબી રાખવું. આ ક્રિયાને 'પૂરક' કહેવામાં આવે છે. પછી એક ગાયત્રી મંત્રનો જાપ થાય ત્યાંસુધી તેવી જ સ્થિતિમાં બેસવું. આ પ્રમાણે શ્વાસને રૂંધી રાખવાની ક્રિયાને 'કુંભક' કહેવામાં આવે છે. પછી જમણા નસકોરાપરનો અંગુઠો ધીમેથી ઉપાડી લેવો અને ધીમે ધીમે મનમાં જ ગાયત્રી ભણતાં શ્વાસ છોડવો. આ ક્રિયાને 'રેચક' કહે છે. કુંભકમાં જેટલો વખત શ્વાસ રૂંધી શકાય તેટલી વિચારશક્તિની દૃઢતા થતી જાય છે, મન નિષ્કલંક થતું જાય છે અને આત્મસામર્થ્યે વધીને આયુષ્ય પણ વધવા લાગે છે. આ પ્રાણાયામને સમયે પ્રારંભથી જે સારો-માઠો વિચાર હૃદયસ્થ કર્યો હોય તે જ વિચારનું ફળ મળે છે. આ ક્રિયામાં કોઈ પણ જાતનું દુષ્ટાન્ન વર્જ્ય છે. દુષ્ટાન્ન એટલે જે સાત્વિક અન્ન ન હોય તે, અર્થાત્ ટાઢું અન્ન, મદ્ય-માંસ, ગાંજો, અફીણ, ચરસ, તમાકુ વગેરે પદાર્થો દુષ્ટાન્ન કહેવાય છે. આ વિદ્યાનો અભ્યાસ કરનારે દૂધ, ફળ,

ધાન્ય, શાક વગેરે સાત્વિક પદાર્થો ખાવા જોઇએ. તામસી વૃત્તિ અને ચિંતાનો ત્યાગ કર્યા વિના આ વિદ્યામાં પ્રગતિ થઇ શકતી નથી.

**વિચારશકિતનું બળ**—જે કોઇ મનુષ્યસ્વભાવની મધુરતા, શાશ્વતતા અને બીજા અનેક સદ્‌ગુણનો માનસ વિદ્યાની દૃષ્ટિએ અભ્યાસ કરે છે તેને ઉત્તમ પ્રતિનું મંડળ પ્રાપ્ત થાય છે અને જે દુર્ગુણી વિચારોનું દઢીકરણ કરે છે, તેને દુર્ગુણી પરિસ્થિતિ પ્રાપ્ત થાય છે. તારદ્વારા જે પ્રમાણે આપણને જોઇએ તે દૂરની વસ્તુની માંગણીનો સંદેશો મોકલી શકાય છે, તે જ પ્રમાણે આપણે આપણી વિચારશકિતના બળદ્વારા આપણને જોઇએ તે દૂરની વસ્તુ આપણી તરફ મોકલી દેવાને દૂરના મનુષ્યના મનમાં પ્રેરણા ઉત્પન્ન કરી શકીએ છીએ. એ જ વિચારશક્તિનું આકર્ષણરૂપ બળ લેખાય છે. વિચારશકિતમાં લોહચુંબક જેવી અદ્‌ભુત શક્તિ રહેલી છે. ઇષ્ટપ્રાપ્તિના બે શત્રુ છે. એક નિર્બળ વિચાર અને બીજી ચિંતા. 'મારાથી એ કેમ થશે ? હું તે હાથમાં લઉં તો થશે કે નહિ ?' એવા નિર્બળ વિચાર ઇષ્ટપ્રાપ્તિ ને આપણી વચ્ચેના અંતરને વધારે છે. પરન્તુ 'હું અમુક કામ કરીશ જ કરીશ' એવી હિંમતમાંથી જે મનોબળ ઉત્પન્ન થાય છે તે ઇષ્ટપ્રાપ્તિને આપણી નજીક લાવે છે અને જ્યારે તે ઇષ્ટપ્રાપ્તિ થાય છે ત્યારે આપણને લોકો 'ભાગ્યશાળી' કહે છે અને પેલા રોતડ વિચારવાળાને 'દુર્ભાગી' કહે છે! માટે કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ માટે જાગૃત થાઓ, વિચારશકિતને ચેતાવો, આળસને લાત મારીને હાંકી કાઢો, રોતડ વિચારો મૂકી દો અને પ્રયત્ન કરો એટલે તમારા દઢ વિચારોના બળવડે જ પ્રેરાઇને દૂર રહેલી વસ્તુ પણ તમારી સામે હાથ જોડીને ઊભી રહેશે. ચિંતારૂપી રોગ મનુષ્યના મનને નિર્બળ કરે છે અને નિર્બળ મનના વિચારો એટલા નિર્બળ હોય છે કે તેનું આકર્ષણ થતું નથી. સામાન્ય રીતે ખોટાં કામો કરનાર માણસને જ હમેશાં ચિંતા થાય છે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## ઇષ્ટપ્રાપ્તિ અને ઇચ્છાશક્તિ.

**ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ**—મનુષ્યની ઇચ્છા એ અતર્ક્ય શકિતની એક પરાકાષ્ટા છે. ઇચ્છાશકિત એટલી બળવાન છે કે સામાન્ય મનુષ્ય તો તેને દાબી રાખી શકતો પણ નથી! એક વાત તમારા મનમાં આવી, તે અન્યને

કહેવાને તમે કેટલીક વાર બહુ અધીરા બનો છો તેનું કારણ તમારી ઇચ્છામાં રહેલી શકિત જ છે. આ જ ઇચ્છાશકિતરૂપી યંત્રને જો બીજી દિશાએ લગાડવામાં આવે તો તે દિશાએ પણ તે પોતાની શક્તિ-વડે કાર્ય કર્યા વિના કેમ રહે ? વિચાર દૃઢ કરીને તેને સરળ માર્ગે વલણ આપવાથી ઈષ્ટ હેતુ પાર પડે છે. અનેક વાર એક જ વાત સંબંધે બોલતાં તે જ વાત અંતઃકરણમાં તેનું રૂપ ધારણ કરે છે. પ્રસિદ્ધ સેંડો નામનો મલ્લ પહેલાં બહુ દુબળો હતો પરન્તુ સુદૃઢ થવાની એક જ પ્રબળ ઇચ્છા મનમાં ધારણ કરીને તે ઇચ્છાને વારંવાર સરળ માર્ગે દોરવાથી તે જગ-પ્રસિદ્ધ મલ્લ થયો. તેના શરીરમાં અદ્દ્ભુત સામર્થ્ય આવવાને તેની દૃઢ ઇચ્છા જ કારણીભૂત થઈ અને તેની ઈષ્ટ વસ્તુ છેવટે તેને પ્રાપ્ત થઈ.

**માંગો એટલે મળશે**—માંગો એટલે મળશે જ. માંગવાની રીતો જોકે જૂદી જૂદી હોય છે તોપણ તેનું કામ સર્વથા માનસિક દૃઢ વિચાર ઉપર જ અવલંબી રહે છે. મન દૃઢ કરવાને શ્વાસક્રિયા મૂલાધાર છે, તેટલા માટે મન દૃઢ કરવાને પ્રાણાયામથી શરૂઆત કરવી. તમારી ઇચ્છા અને ભાવના પવિત્ર થતાં તમે માંગશો તે વસ્તુ તમારી પાસે આવ્યા વિના રહેશે નહિ. અદૃશ્ય એવી સામાજિક કિંવા સમાજવ્યતિરિક્ત વસ્તુ ઉપર આપણા મનઃસામર્થ્યનો પ્રભાવ પાડવાની આપણામાં શકિત રહેલી છે અને તે જ શક્તિના બળથી આપણે માંગેલી વસ્તુ મેળવી શકીએ છીએ. તમે રાત્રે સૂતી વેળાએ એવો દૃઢ વિચાર કરો કે પરોઢમાં ત્રણ કે ચાર વાગતાં ઉઠીને અમુક કામ કરવાનું છે, એ જ વિચારને મનમાં દૃઢ રીતે ધારણ કરીને સૂઈ જાઓ, બીજો કશો વિચાર ન કરો, એટલે પછી તમે જુઓ મજાહ ! બરાબર ત્રણ કે ચાર વાગતાં જ તમે ઉંઘમાંથી તમારી મેળે જાગી જશો ! તમારી દૃઢ ઇચ્છાશક્તિએ જ તમને તે વખતે જગાડ્યા એમ નક્કી માનજો. ચાકરની પેઠે ઇચ્છાશક્તિ મનુષ્યની સેવામાં હમેશાં હાજર રહે છે. ધન, કીર્તિ, સંતતિ જે કાંઈ જોઈએ તે ઇચ્છા-શક્તિથી મળે છે; પણ તે કયારે ? દૃઢ શ્રદ્ધાયુક્ત ઇચ્છા બનશે ત્યારે જ.

**કાર્યસાધક વિચારશકિત**—મનુષ્યનો વિચાર કદિ એકામ, તો કદિ ઉચ્છૃંખલ, કદિ વિચારવંત તો કદિ અવિચારી, કદિ શાન્ત તો કદિ ઉદ્દામ, કદિ દુઃખી તો કદિ સુખી, કદિ હિંસક તો કદિ પાલક, કદિ પોષક તો કદિ હારક, કદિ તોષક તો કદિ રોષક, એવો નાનાવિધ હોય છે અને તેની ગતિ પણ વેગવાન હોય છે. તેને તે વેગમાં કાર્યસાધક વિચારશકિત કહેવામાં આવે છે. આ શકિત આસપાસ જેઓ હોય તેઓની

ઉપર પણ સ્પર્શજન્ય રોગની પેઠે પોતાનો પ્રભાવ પાડીને તેની પણ પોતાની પેઠે તદ્રૂપ સ્થિતિ કરી નાંખે છે. કોઈ કાર્યમાં વિજય પ્રાપ્ત કરી લેવાની દૃઢ ઇચ્છા ધરાવનાર મનુષ્ય આસપાસના પ્રાણો તરફથી સાહજિક જ ઉત્તેજિત થાય છે અને તેમાં તેને યશ:પ્રાપ્તિ થાય છે. તે પોતાને જે જોઇએ તે ચીજ સ્વેચ્છાથી આકર્ષી લે છે. શોધક, વિદ્યાર્થી, લેખક અને શાસ્ત્રજ્ઞ એમને જો માનસિક શક્તિ ઉપર દાબ રાખવાની કલા ઉપલબ્ધ હોય તો તેથી તેમને પુષ્કળ ફાયદો થવા પામે. જે મનુષ્ય પોતાની અદ્ભુત વિચારશકિતદ્વારા સૂચનાની રીતિ પ્રમાણે પોતાની યુકિતઓ, યોજનાઓ, પોતાની સામેના કિંવા પોતાથી દૂર રહેલા માણસને ભાષણ ન કરતાં સમજાવીને, પોતાના મનની સાથે તેના મનનું ઐક્ય કરી શકે તથા તેને પોતાનો મદદગાર બનાવી તેની મદદથી કાર્યસિદ્ધિ કરી શકે, તે માણસ સંપૂર્ણ વિચારશક્તિવાળો કહેવાય અને તેની વિદ્યા તે જ 'માનસ સંદેશવિદ્યા' અથવા 'મેન્ટલ ટેલિપથી.'

**વિચારનાં આંદોલન અને તેની ક્રિયા**—મનુષ્ય પોતાના વિચારનાં આંદોલનો બીજા મનુષ્ય ઉપર ફેંકીને તે મનુષ્યના મનમાં પ્રેરણા કરે છે, પછી ભલે બેઉ મનુષ્યો ગમે તેટલા અંતરપર બેઠા હોય. આ પ્રેરણાવડે તેઓ જે કાર્યો સ્વેચ્છાપૂર્વક કરી લે છે તે કાર્યો અદ્ભુત સામર્થ્યના યોગે જ બની શકે છે. આ કાર્ય મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમનો ભાગ છે. તેમાં માત્ર આત્મવિશ્વાસ અને ખાસ કરીને આત્મસંયમની જરૂર પડે છે. પોતે જે કાંઈ પ્રયોગો કરે છે તેમાં સિદ્ધિ મળશે કે નહિ એવી જાતનો આત્મવિશ્વાસઘાતક સંશય જો મનમાં ઉદ્ભૂત થયો તો તે કામમાં જય નહિ મળે એમ નક્કી માનવું. તમારે જો ઇચ્છા પૂર્ણ કરવી હોય તો પહેલાં બહુ જ સાવધપણું રાખીને તમારો વિચાર દૃઢ કરશો તો જ જે વસ્તુ તમને જોઇતી હશે તે પ્રાપ્ત થઈ શકશે. હિંમત નહિ હોય તો હિંમત મળશે, પૈસા નહિ હોય તો પૈસા મળશે, સ્ત્રીસુખ નહિ હોય તો સ્ત્રીસુખ મળશે. મનુષ્યમાં જે કુદરતી આકર્ષણશક્તિ છે તેના જોરથી વિચારના પ્રવાહની દિશા ન બદલાવા દેવાની ખબરદારી માત્ર રાખવી. દૃઢ વિચાર કદિ નિષ્ફળ થતા નથી અને જેમના વિચાર નિષ્ફળ થાય છે તેનાં કારણ તેઓ પોતે જ છે. જેઓ વ્યર્થ શંકા-કુશંકા નહિ કરતાં અને મનને સ્થિર રાખી દૃઢ વિચારનાં આંદોલનો ફેંકતાં એવું ઇચ્છે કે અમુક વસ્તુ મને પ્રાપ્ત થવી જ જોઇએ, તેઓ કદિ પોતાની ધારણામાં નિષ્ફળ જતા નથી.

## પરિચ્છેદ ૪ થો.

# વિચારશક્તિ અને મંત્રશક્તિ.

**મનનાં બે સ્વરૂપ**—મનુષ્યનું મન બે પ્રકારનું છે. એક શંકાકુલ (Objective Mind) અને બીજું નિઃશંક (Subjective Mind). સાધારણ રીતે મનુષ્ય આખો દિવસ કોઈને કોઈ વ્યાપારમાં ગુંથાએલો જ રહે છે. તે વખતે તે આસપાસની દરેક વસ્તુ સંબંધે વિચાર કરે છે, પણ તેના તે વિચારો અસ્થિર હોય છે. તે વખતે તે શંકાકુલ મનવાળો હોય છે; પણ તે વિચારમાં ને વિચારમાં તેના મનમાં જે વસ્તુસંબંધે વિશેષ વિચાર થવા લાગે છે તે વસ્તુની તેના મન ઉપર છાપ બેસે છે. તે જ છાપ તેમણે પોતાના મન ઉપર દૃઢ ઠસાવી તો તેને અવસ્ય કાર્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ જ આત્મિક શક્તિ છે. મનુષ્યનો સ્વભાવ તે મનુષ્યનું ગુપ્ત-નિઃશંક મન (Subjective Mind)જ છે. આ જ મન કોઈના જોવામાં આવ્યા વિના આખા વિશ્વમા રમણ કરે છે. તે જે ધારે છે તે કરી શકે છે, એટલું તે બલાઢ્ય છે.

**વિચારની બે દિશાએ**—મનુષ્ય જે વિચાર પ્રકટ કરે છે તેને બે દિશાઓ હોય છે. મનુષ્યની સંશયાત્મક વિચારપ્રવૃત્તિ (Negative Thought) અને નિઃસંશયાત્મક વિચારપ્રવૃત્તિ (Positive Thought) એવી બે પ્રકારની ભિન્ન ભિન્ન દિશાની વિચારની પ્રવૃત્તિઓ છે, તેમાની નિઃસંશયાત્મક વિચારપ્રવૃત્તિથી મનુષ્ય સુખી થાય છે અને સંશયાત્મક વિચારપ્રવૃત્તિથી તે દુઃખી થાય છે. નિઃસંશય વિચારપ્રવૃત્તિ સંશયી વિચારપ્રવૃત્તિ કરતાં પોતાનો પ્રભાવ વધારે પાડે છે. દૃઢ વિચારશક્તિ અથવા અદૃઢ વિચારશક્તિ એ મનુષ્ય પ્રાણીમાં જન્મથી જ હોઇ શકે છે; પરન્તુ જ્ઞાનવડે તેમાં ફેરફાર કરી શકાય છે. દૃઢ વિચારનો માણસ પોતાના બુદ્ધિચાતુર્યથી, સભ્ય વર્તનથી, દૃઢ વિચારશક્તિથી, ભાષણચાતુર્યથી વગેરે અનેક પ્રકારની આકર્ષણશક્તિથી વિજયપ્રાપ્તિ કરી શકે છે. પરન્તુ સંશયી માણસની સ્થિતિ તેથી ઉલટી જ હોય છે. દેહાકર્ષણ (law of attraction) ના નિયમ મુજબ દૃઢના આકર્ષણથી અદૃઢ દૃઢ બને છે અને અદૃઢના આકર્ષણથી દૃઢ અદૃઢ બને છે. નાની વસ્તુપર મોટી વસ્તુનો પ્રભાવ વધારે પડે છે એ તો સ્વાભાવિક નિયમ છે.

**વિચારલહરિ અને મંત્રશાસ્ત્રનો સંબંધ**—જગતના પ્રત્યેક પદાર્થમાં વિચારલહરિનું બળ ભરેલું છે. પ્રત્યેક વસ્તુમાં ધ્વનિ, શરદી,

ગરમી, સંતાપ, વગેરે બધી બાબતોનો સમાવેશ થાય છે. મનુષ્ય કિંવા અન્ય કોઈ પ્રાણી જે શબ્દ કરે છે તેનો અર્થ વીણાના શબ્દ સરખો જ હોય છે. વીણાના તારપર આંગળીનો આઘાત થતાં તે આઘાત હવા ઉપર ઉછળીને તેની જે ઝંકારલહરિ આપણી કર્ણેંદ્રિયમાં પ્રવેશ કરે છે, તે જ પ્રમાણે મનુષ્યના મુખમાંથી જે ધ્વનિ નીકળે છે તે વાયુની સાથે મળીને કાનમાં પ્રવેશ કરે છે. તળાવના પાણીમાં એક પથરો ફેંકતાં પાણીની સપાટી ઉપર જેમ વર્તુળાકાર મોજાં ઉત્પન્ન થાય છે તેમ શબ્દ થતાંની સાથે વાયુમાં શબ્દલહરિ ઉત્પન્ન થાય છે અને એ જ નિયમે પ્રત્યેક વિચાર ઉત્પન્ન થતાંની સાથે તે વિચારક મનુષ્યની આસપાસ વર્તુળાકારે વિચારલહરિ પણ ઉત્પન્ન થાય છે. વિચારલહરિ ઉત્પન્ન થવાનું સ્થાન મન છે અને તે લહરિની ગતિ વાયુ કરતાં પણ વધારે વેગવતી છે. વિચાર-લહરિની અસર મનુષ્ય ઉપર વિલક્ષણ પ્રભાવ પાડે છે. મંત્રપ્રયોજકો પોતાના મનોગત માંત્રિક વિચારની જાળ માણસ ઉપર નાંખીને તેને પોતાની મંત્રજાળમાં અનેક પ્રકારે ગુંચવે છે, તેમાં પણ વિચાર-લહરિનું તથા શબ્દલહરિનું જ રહસ્ય રહેલું છે. દૃઢ વૃત્તિની શબ્દરૂપ વિચારલહરિમાં એ અદ્‌ભુત સામર્થ્ય રહેલું છે. માંત્રિકો જે કાંઈ વ્રતો કરે છે અને નિયમો પાળે છે તેનો અંતર્ભાવ શુચિભૂતપણામાં થએલો હોય છે. કોઈ પણ વિચારલહરિનું કાર્ય કરતાં પહેલાં મૌન ધારણ કરીને એકાગ્ર મન કરવું જોઈએ. આસપાસની જગ્યા સ્વચ્છ, એકાંત અને ચિત્તને પ્રસન્ન કરનારી જોઇએ. મંત્રના સ્વરો વાદ્યના ઝંકારના જેવા, અનુસ્વારોથી યુક્ત અને શબ્દલહરિ ઉત્પન્ન કરવાની શક્તિવાળા યોજાયા હોય છે તે પણ આ રહસ્યને સમજાવે છે. આ સર્વનું આદિ કારણ મનની દૃઢતા અને નાદબ્રહ્મનું પૂર્ણ આકલન જ છે. એ રીતે નાદબ્રહ્મમાં કરેલો દૃઢ વિચાર અને તેનું વિક્ષેપણ એ ઇષ્ટ વસ્તુની તાત્કાલિક સિદ્ધિમાં મદદ-ગાર બને છે. મંત્રશાસ્ત્રમાં થોડામાં પુષ્કળ અક્ષરબીજોની યોજના કરી હોય છે તે મહાન્ સિદ્ધોએ સિદ્ધ કરીને રાખી હોય છે, પરન્તુ તે ઉપર જેમને આસ્થા કે વિશ્વાસ હોતો નથી તેમને વસ્તુપ્રાપ્તિ થતી નથી. યોગીઓએ આપણે માટે મેળવી રાખેલી વસ્તુઓ આપણે યોગ્ય રીતે પ્રાપ્ત કરીને આસ્થાપૂર્વક તેનો ઉપયોગ કરવો જોઈએ અને તેમ કરવાથી જ વિજયી થવાય છે. મનોદ્‌ભૂત વિશ્વાસ (Emotional Belief) અને બુદ્ધ્યુદ્‌ભૂત વિશ્વાસ (Intellectual Belief) એવા જે આસ્થા અથવા શ્રદ્ધા અથવા વિશ્વાસના બે પ્રકાર છે, તેમાં જ મનુષ્યના વિચારસર્વ-

સ્વનો અંતર્ભાવ થએલો હોય છે અને તેનો પાયો સર્વથા મનની શંકાકુલ (Objective) અને નિઃશંક (Subjective) સ્થિતિ ઉપર જ રહેલો છે. મનુષ્યનું મન હમેશાં અનેક તર્કવિતર્કમાં ગુંથાયું હોય છે તેથી એકાદ નજીવી બાબત પણ તેના મનમાં નિશ્ચયરૂપે બિંબિત થઈ શકતી નથી તેનું કારણ તેના મનનું કમજોરપણું છે.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## ઇચ્છાની ગુપ્તતામાં રહેલું બળ.

**મનુષ્યસ્વભાવની નિર્બળતા**—ઇચ્છાશક્તિનાં કાર્યો સિદ્ધ કેવી રીતે કરવાં અને ઇચ્છાશક્તિમાં રહેલો ભેદ શો છે ? જે માણસને પોતામાં રહેલી આકર્ષણશક્તિની માહિતી હોતી નથી તે માણસ અજ્ઞાનને કારણે પોતાની આકર્ષણશક્તિનો હ્રાસ જ કરે છે. જે માણસ તે શક્તિને પિછાણે છે તે પોતાના મનની વિકટ વાર્તાને પણ કેવળ સરળ બનાવી શકે છે કારણકે તેના મગજનાં કિરણોની અને તેની એકતાનતા થએલી હોય છે. તે માણસ પોતાના કટ્ટા શત્રુને પણ પક્કો દોસ્ત બનાવી શકે છે. સત્યાસત્યનો વિચાર કર્યા વિના જાણે કે પોતે મોટા વિદ્વાન્ હોય તેમ કેટલાક માણસો ભ્રમવિવશતાથી કોઈ પણ બાબતમાં એકદમ પોતાનો મત આપી દે છે, પણ તે કાર્ય ટુંકી દૃષ્ટિનું છે. મનુષ્યસ્વભાવની એ નિર્બળતા અનેક ઇષ્ટ કાર્યો સિદ્ધ કરવામાં હરકતરૂપ બને છે; માટે એ નિર્બળતાનો ત્યાગ કરીને દીર્ઘ વિચારપૂર્વક જ કોઈ પણ મત વ્યક્ત કરવો. એથી મનુષ્યની આકર્ષણશક્તિ વધે છે અને ઇચ્છા ઉપર અંકુશ રાખવાની શક્તિ કેળવાય છે.

**માનસિક આકર્ષણના નિયમો**—આકર્ષણના નિયમો જોકે અનેક પ્રકારના છે, તોપણ પ્રત્યેક મનુષ્યનું મન અને તેની ઈચ્છાશક્તિ પોતપોતાના ગુણોને જૂદે જૂદે પ્રકારે પ્રકટ કરે છે; તેટલા માટે દરેક મનુષ્યે પોતાના સ્વભાવને ઉપયોગી થઈ પડે તે નિયમો જ ઉત્તમ રીતે પાળવા. અનેક નિયમોમાં નીચે જણાવેલા સાત નિયમો મુખ્ય છે: (૧) એકાન્ત (Pirvacy), (૨) ગુપ્તતા (Secrecy), (૩) ગૂઢતા (Mystery), (૪) માનસિક શાન્તતા (Moderation), (૫) એકાગ્રતા (Consentration), (૬) સૂચકતા (Suggestiveness), (૭) એકાગ્ર દૃષ્ટિ (Fixed Gaze). આ સાત વસ્તુઓનો અભ્યાસ પૂરો થાય તો જ

આગળ જતાં માનસિક શક્તિ વિચારશક્તિદ્વારા જે કાર્યો ઈચ્છે તે કરાવી લઈ શકે, નહિતો બધો શ્રમ વ્યર્થ જાય.

**એકાન્ત અને તેમાં રહેલી ગુપ્તતા**—મનુષ્યમાં માર્મિકતાનો ગુણ અવશ્ય હોવો જોઇએ. અધીરાઈ, ઉતાવળાપણું, ક્રોધ વગેરે દુર્ગુણો છોડીને પ્રત્યેક બાબતનો સારી પેઠે વિચાર કરવો. અતિ સાવધાનતાથી મિત ભાષણ કરવું. બીજાનો ભેદ કિંવા તેના હૃદયનો મર્મ કળી લેવો અને પોતાનું આંતરમન કોઈના જાણવામાં આવવા દેવું નહિ. આપણે ભવિષ્યમાં શું કરીશું તે ગુપ્ત રાખવું અને પ્રત્યેક ઈચ્છાને અંતઃકરણમાં ગુપ્ત રાખવી. ગર્વ, હઠ, વગેરે મનોવિકારથી અલિપ્ત રહીને હલકા મનના મનુષ્યની પેઠે અધીરાઈથી મનોગત વિકારો કદિ પ્રકટ કરવા નહિ. વિચાર હમેશાં દૃઢમૂળ રાખવા; તેથી તમે પ્રત્યક્ષ લોહચુંબકના જેટલી આકર્ષણશક્તિ પ્રાપ્ત કરી શકશો. તેથી હલકા મનના, ઉતાવળા, ઓછી સમજના વગેરે લોકો તમારી ઇચ્છાશક્તિથી આકર્ષિત થઇને તમારા ગુલામો બનશે. જે માણસ બ્હીકણ, ઉતાવળો, હલકા મનનો અને શંકાખોર હોય છે તે તમારી સમક્ષ લોહ જેવો બનીને તમારી ચુંબકશક્તિ તરફ આકર્ષાશે. ધારો કે એક બ્હીકણ, દુર્બળ અને ગભરાએલા મનના માણસે ઉતાવળે આવીને તમને ખૂનના જેવી કાંઈ ભયંકર વાત કહી અને તમે તે અતિશાન્ત ચિત્તથી સાંભળી લઇને તેને મહત્ત્વ ન દેતાં બેફીકરપણે માત્ર સ્મિત કર્યું: તેથી પેલી હકીકત કહેનારો માણસ આશ્ચર્યચકિત થઇને તમારા તેજમાં અંજાવા લાગશે અને ખિન્ન અને શાંતચિત્ત બનીને તમારી તરફ આકર્ષાશે, કારણકે તમારી શાન્ત વૃત્તિનો કાબૂ તેની ઉપર બરાબર બેઠો હોય છે. તે તમને તમારા વર્તનને માટે તમને પ્રશ્નો પૂછવા લાગી જશે, તોપણ તમારે તમારી વૃત્તિ જરાએ કળાવા દેવી નહિ. જેમ જેમ તમે તમારી વૃત્તિને દૃઢ રાખશો તેમ તેમ તે પૃચ્છકનું મન તમારી વૃત્તિ તરફ વધારે ને વધારે આકર્ષિત થતું જશે.

**ગુપ્તતામાં રહેલી શક્તિ**—દરેક મનુષ્યે પોતાનો મનોગત ભાવ કોઈ પણ રીતે ગુપ્ત રાખવો જોઈએ. પોતાની નિર્જીવ વાત પણ કોઈએ કોઈની પાસે ખુલ્લી કરવી જોઈએ નહિ એ પ્રમાણે વર્તન રાખવાથી જે માણસ તમારી પાસે આવશે તે તમારી વૃત્તિના તેજમાં આકર્ષાશે, તમારી પાસે નવી નવી વાતો પોતાની મેળે કહેવા મંડી જશે અને તમારી પાસેથી પ્રત્યુત્તર મેળવવા માટે અધીર બની જશે. મૌનવ્રતનો એવો જ પ્રભાવ છે. આપણી પાસે આવીને ખબર આપનારને અને પ્રશ્નોના

ઉત્તરો માંગનારને આપણે થોડા જ શબ્દોમાં, મોટા ગાંભીર્યથી ત્રુટક અને ભેદક પ્રશ્નો પૂછવા. એવું વર્તન રાખવાથી તમારી ઇચ્છાશક્તિનો કાબૂ વધતો જશે અને પ્રત્યેક વાતમાં ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થતી જશે. તમે મૌનવ્રત ધારણ કરીને જેટલું ગૌપ્ય તમારા મનમાં સાચવી શકશો તેટલી વિચારશક્તિની તમારી પ્રબળતા વધતી જઇને તમારા શબ્દપ્રાબલ્યથી અથવા નેત્રપ્રભાવથી તમે આખા જગત્ ઉપર હકુમત ચલાવી શકશો. જેટલા પ્રમાણમાં તમારા અંગમાં ઇચ્છાશક્તિનું બળ તમે સંગ્રહી રાખ્યું હશે તેટલા પ્રમાણમાં જ તમારી સત્તા જગતમાં ચાલવા લાગશે. આવી તરેહની અદ્દભુત શક્તિ બનતાંસુધી ઓછી વાપરવાની ખબરદારી રાખશો તો તે શક્તિ તમારી દાસીરૂપ બની રહેશે એમાં જરા પણ શંકા રાખશો નહિ.

**નિર્બળતા આવવાના માર્ગો કયા છે?**—આકર્ષણશક્તિ વધારવાની સાથે નિર્બળતા આવવાના માર્ગો પણ બંધ કરવા જોઇએ. શાન્ત ચિત્ત, મિત ભાષણ અને નમ્ર વર્તન રાખવાથી તમે બીજાની બુદ્ધિને ભેદીને તેનો મર્મ જાણી શકશો અને તમારો ભેદ ખુલ્લો થતો અટકાવી શકશો. વળી તમે તમારૂં દુઃખ બીજાની પાસે ખુલ્લું કરશો નહિ અને ખુલ્લું કરવાની ઇચ્છા પણ દર્શાવશો નહિ. તમારા વિચાર, તમારા આચાર, તમારી ભાવી કૃતિ અથવા ઇચ્છાનો કોઇને પત્તો લાગવા દેશો નહિ. પ્રસંગે સ્મિત કરજો પણ ઠઠ્ઠાખોરી કે હાસ્ય કરશો નહિ, કારણકે તેથી તમારી ઇચ્છાશક્તિની ગુપ્તતાનું બળ હરાઈ જશે. મનના પ્રત્યેક વિકારને કાબૂમાં રાખજો. કોઇની ખુશામત કરશો નહિ અને તમારી કોઈ ખુશામત કરે એવું ઇચ્છશો નહિ. પ્રત્યેક ઇચ્છાને દઢ કરજો. મર્યાદા ન છોડતાં તમારે માટે લોકોની જિજ્ઞાસા વધે એવી આસ્તે આસ્તે ટેવ પાડજો. બડાઇખોરી કરતા નહિ અને લોકો તમારી વાહવાહ કરે એવી ઇચ્છા મનમાં ધારણ કરશો નહિ, કારણકે તેમ કરવાથી મસ્તકનાં પ્રભાવકિરણો નાશ પામે છે. કોઈ પણ તરેહની લાલસાને અંતઃકરણમાંથી હાંકી કાઢવી. જો તમે સર્વ પ્રકારની લાલસા જીતી શકશો, તો તમે જરૂર જનતાનાં મન આકર્ષી શકશો. વિજળીના યંત્રમાં જે રીતે પોઝીટીવ નેગેટીવનું આકર્ષણ કરે છે, તે રીતે તમે કરી શકશો. આવી શક્તિ પ્રાપ્ત કરીને પણ કોઇ વસ્તુ મેળવવાને માટે અધીરાઇ દર્શાવશો નહિ કારણ કે તમારી તરફ આવતી વસ્તુ પણ તમારી અધીરાઇથી પાછી હઠી જશે.

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## માનસિક ક્રિયાકરણ.

[ પૂર્વે આપેલી 'માનસ વિદ્યા' અને 'મસ્તકવિદ્યા'ના અભ્યાસીઓ મગજ સાથે રહેલો જૂદાં જૂદાં અવયવોનો સંબંધ, તેમનાં કાર્યો અને જૂદી જૂદી વૃત્તિઓનું આવિષ્કરણ ઇત્યાદિ સારી રીતે સમજ્યા હશે. મનનું, વિચારનું અને વિચારની ગુપ્તતાનું બળ સમજાવ્યા પછી હવે મન કેવી રીતે ક્રિયાઓ કરે છે અને વહેવારૂ રીતે એ ક્રિયાઓને કેવી રીતે પિછાણવી તે વિષેની સમજૂતી આપવામાં આવે છે. ]

**મનનો ધર્મ**—મનનો ધર્મ દ્વિવિધ છે. નિદ્રાભ્રમણ ( Somnambulism ), મોહન ( Mesmerism ), સ્વયંલેખન ( Automatic Writing), માનસ સંદેશ (Mental Telepathy), સ્વપ્નો (Dreams) વગેરે જે અદ્ભુત બાબતો માલૂમ પડી આવે છે, તે ઉપરથી મનોધર્મના બે ભેદ માનવામાં આવે છેઃ (૧) પ્રાથમિક એટલે જાગૃતાવસ્થાનો અને (૨) દિવ્યાદ્ભુત એટલે સુપ્તાવસ્થાનો. મનના એ બેઉ ધર્મો સ્વતંત્રપણે વર્તે છે, તેમને એક બીજાની સહાયની અપેક્ષા કદિ રહેતી નથી, તે જ રીતે પરસ્પરનું જ્ઞાન પણ હોતું નથી. જાગૃતાવસ્થામાં જે ક્રિયા આપણે કરીએ છીએ તેનું પૂર્ણ અથવા અપૂર્ણ જ્ઞાન આપણને હોય છે જ, અને તેથી જ આપણને જ્ઞાનોપપત્તિ થાય છે; પરન્તુ જ્ઞાનના પ્રકાશિત ભાગમાંથી જે ભાગ અર્ધપ્રકાશિત હોય છે અથવા અધિકરણનિષ્ટ (Subjective) હોય છે તે ભાગ આપણી બાહ્ય દૃષ્ટિની સમીપે નહિ પણ તેના પૃષ્ઠ ભાગમાં હોય છે એટલે આપણાં ચર્મચક્ષુથી તે જોવામાં આવતો નથી; તોપણ ધ્યાન, ચિંતન અથવા ભાવનામાં જ્યારે કલ્પના જાગૃત થાય છે ત્યારે અને નિદ્રાભ્રમણ, મોહન, મધ્યમતા વગેરેની લહરિ આવે છે ત્યારે તે ભાગ આપણા જોવા–જાણવામાં આવે છે. ઉચ્ચ ગણિત, ઉચ્ચ તર્કશાસ્ત્ર વગેરે અત્યંત કિલષ્ટ બૌદ્ધિક કલ્પનાના વિચાર આ મનના કર્તૃત્વ ( Subjective Mind ) થી આવે છે, અને તેથી તે મનને કર્તાનું મન કહેવામાં આવે છે. આ મનમાં એક એવી વિશિષ્ટતા છે કે તે બોધ અથવા સૂચનાની પ્રભા પોતાની ઇચ્છામાં આવે તેટલા વિસ્તૃત પ્રમાણમાં પાડી શકે છે. મનોધર્મ અને દેહની અવસ્થા અથવા સંવેદના ઉપર એ વિશિષ્ટતા પોતાનો અધિકાર ચલાવી શકતી હોવાથી માનસ શક્તિ

(Will-Power) વડે અનેક પ્રકારના શારીરિક રોગ મટાડી શકાય છે.

**માનસિક સંદેશ**—હવે સમજી શકાશે કે 'માનસિક સંદેશ' એ એક પ્રકારની અધિકરણનિષ્ઠ મનની જ ક્રિયા છે. જ્ઞાન, વિવેક અને તર્ક એ ત્રણની ઊર્મિમત્તાનો સંઘ અતિસૂક્ષ્મ સ્વતંત્ર કક્ષામાં હોય છે. બાહ્ય પ્રદેશમાંથી એટલે આપણા જડ દેહની આસપાસના આકાશમય પ્રાંતમાંથી આપણી તરફ અનેક પ્રકારનાં આંદોલનો દોડતાં આવે છે એવું આપણા અનુભવમાં જેટલી સત્યતાથી આવે છે તેટલી જ સત્યતા એ સંઘમાં હોય છે અને તેથી જ આપણને તેની પદ્ધતિનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ વિચાર કેવી રીતે ઉદ્ભવે છે અને તેની ગતિની પદ્ધતિ કેવી હોય છે તેની કલ્પના માટે નીચે ચિત્ર આપવામાં આવેલું છે.

**વિચાર-સમભૂમિ** ( Planes of Thought )




[ આકૃતિ ૧૯ ].

ઉપરની સર્પગતિની રેષાઓ માનસિક આંદોલનોની પ્રતિસમયની ઉત્પત્તિદર્શક સમભૂમિ છે. મનમાં આવતી પ્રત્યેક કલ્પના આંદોલન અથવા મોજાં ઉત્પન્ન કરે છે. બૌદ્ધિક અંશના રસ્તાથી તે વહે છે અને તેની ગતિમાં જો બીજા કોઇની કલ્પનાનો અવરોધ થતો નથી, તો બીજાનાં મન ઉપર આપણી શક્તિનો પ્રભાવ પડે છે. આ ઉપરથી જ માનસિક સંદેશનું એકબીજાના મનમાંથી જે ગમનાગમન થાય છે તેની ક્રિયા હસ્તગત કરી લેવાની લાલસા ઉત્પન્ન થાય છે.

## પરિચ્છેદ ૭ મો.

---

## નેત્ર અને વાણીમાં રહેલું બળ.

**નેત્રના તેજમાં રહેલું બળ: તે કેળવવાનો પ્રયોગ**—મનુષ્યની જે દૃષ્ટિથી ક્રૂર જંગલી પશુઓ પણ વશ થાય છે, તે દૃષ્ટિનાં આકર્ષણ-કિરણોનું મહત્ત્વ કેટલું હોવું જોઈએ તે સમજી શકાય તેવું છે. નેત્રના તેજમાં કેટલું બળ રહેલું છે અને નેત્રનું તેજ કેવી રીતે વધારવું તે સંબંધી વિવેચન તથા સૂચન 'આકર્ષણવિદ્યા'ના પરિચ્છેદ ૫ મામાં કરવામાં આવેલું છે. નેત્રાકર્ષણમાં વશીકરણ રહેલું છે અને એ વશીકરણ સિદ્ધ થયા વિના માનસિક શક્તિની પ્રાપ્તિમાં આગળ વધી શકાતું નથી. દર્પણના અભ્યાસવડે નેત્રનું તેજ વધારવાની રીતિ તે પરિચ્છેદમાં આપેલી છે, તે ઉપરાંત બીજી પદ્ધતિ એવી છે કે-જાડા સફેદ કાગળના સુમારે ૬ ઇંચ સમચોરસ ટુકડાપર મધ્યમાં એક કાળી શાહીનું વટાણા જેવડું ટપકું કરવું. તે કાગળ ભીંતપર લટકાવીને કાગળથી ચાર-પાંચ ફીટના અંતરે એક ખુરશી, અથવા પાટલો રાખવો અને તે ઉપર સ્વસ્થ અંતઃકરણથી બેસવું. આસનપર બેઠા પછી સામેની ભીંત ઉપરના કાગળના ટુકડામાંના શાહીના ટપકા તરફ એકાગ્ર દૃષ્ટિથી-પાંપણ પણ હલાવ્યા વિના જોવું. પહેલાં એક મિનિટસુધી એકસરખું જોઇ રહેવું; પછી તેમાંથી ચાર-પાંચ સેકંડ દૃષ્ટિને હઠાવીને પુનઃ એક મિનિટસુધી તે ટપકા તરફ પૂર્વવત્ દૃષ્ટિને ચોંટાડવી. એ પ્રમાણે રોજ નિયમિત રીતે કરવાથી એક મિનિટથી પાંચ મિનિટસુધી તે ટપકા તરફ-પાંપણ ફરકાવ્યા વિના એકાગ્ર દૃષ્ટિથી જોવાની ટેવ પડશે. એ પ્રમાણે અભ્યાસ કરવાથી પાંપણો પોતાની મેળે હાલતી બંધ થઈ જશે અને નેત્રનું તેજ વધતું જશે. એ પ્રમાણે પાંચ મિનિટસુધી એકાગ્ર દૃષ્ટિ કરવાની ટેવ પડી, એટલે તમારા આસન અને ભીંત ઉપરના કાગળની વચ્ચે જમણી બાજુએ અને ડાબી બાજુએ એમ બેઉ તરફ બે ચીજો લટકતી બાંધવી અને તમારે સામેના કાગળપરના કાળા ટપકા તરફ પાંચ મિનિટસુધી એકાગ્ર દૃષ્ટિથી જોતા રહેવું. પછી એ દૃષ્ટિને મસ્તક તથા મુખને જરા પણ હલાવ્યા વિના પહેલાં જમણી બાજુએ ટાંગેલી ચીજ તરફ પાંચ મિનિટ સુધી ટેકાવી રાખવી અને પછી પુનઃ પૂર્વવત્ કાગળ ઉપરના કાળા ટપકા ઉપર પાંચ મિનિટ દૃષ્ટિ રાખવી; પછી ડાબી બાજુએ ટાંગેલી વસ્તુપર

માથું તથા મુખ હલાવ્યા વિના પાંચ મિનિટસુધી દૃષ્ટિ રાખવી; પછી પુનઃ કાગળપરના ટપકા ઉપર દૃષ્ટિ વાળવી અને પછી ડાબી બાજુની વસ્તુપર પુનઃ પાંચ મિનિટ દૃષ્ટિ રાખીને તે અભ્યાસ પૂરો કરવો. પ્રાણાયામમાં જેમ પૂરક, કુંભક અને રેચકનો પ્રકાર છે તેવો જ આ દૃષ્ટિનો લોમ-વિલોમનો પ્રકાર છે. આ પ્રમાણે એક મહિનાસુધી અભ્યાસ કરવાથી તમારા નેત્રનું તેજ વધશે અને તમારી દૃષ્ટિ એટલી સ્થિર થશે કે વીસ-પચીસ મિનિટ એકાગ્રતાના દૃઢીકરણમાં તે તૈયાર થશે. આવી દૃષ્ટિવાળો માણસ હિંસક જંગલી પશુઓથી પણ પોતાનો બચાવ અનેક વેળા કરી શકે છે અને તેવા દાખલા પણ મળેલા છે. તેવા પ્રકારની નજરમાં કલ્પનાતીત મોહની ઉત્પન્ન થાય છે અને તેથી દુષ્ટ મનમાં માણસો અથવા ક્રૂર પશુઓ જેમ વશ થાય છે, તેમ તેવા દૃષ્ટિપાતથી ઇષ્ટ વસ્તુ પણ સહજ પ્રાપ્ત થઇ શકે છે. માત્ર આવી દૃષ્ટિનો ઉપયોગ પારકી સ્ત્રી ઉપર મોહપાશ ફેંકવા જેવા કે બીજા દુષ્ટ કાર્યમાં ન કરવાનું ધ્યાનમાં રાખવું.

**નેત્રશક્તિ કેળવવાનો બીજો પ્રયોગ**—આંખોની શક્તિ કેળવવાનો બીજો પ્રયોગ નીચે મુજબ છેઃ—જે ઠેકાણે કોઈ જાતની દુર્ગંધ ન હોય અને જ્યાં આપણું મન પ્રસન્ન રહે તેમ હોય તે સ્થળે એકાન્તમાં એક સાડાદસ હાથ લાંબી અને સાડાપાંચ હાથ પહોળી લંબચોરસ ઓરડી તૈયાર કરવી. તે ઓરડીને દક્ષિણાભિમુખ અને ઉત્તરાભિમુખ એમ બેઉ બાજુએ બે બારણા-દરેક પાંચ ફીટ ઉંચાઈનાં-ઉઘાડ વાસ થઈ શકે તેવાં કરાવવાં. ઓરડીના ભોંયતળીયાને રોજ સવારે ગાયના છાણથી લીંપવું અને ઓરડીને સારી પેઠે ઝાડી-ઝુડીને સ્વચ્છ રાખવી. ચારે ભીંતોને આસમાની રંગથી રંગવી અને છતની બાજુએ તપખીરીયો અથવા કાળો રંગ લગાડવો. આ પ્રયોગને માટે પોતા ઉપરાંત બીજા એક મનુષ્યની જરૂર પડે છે. તે મનુષ્યે દર્પણમાં પોતાના નાકની દાંડી ઉપર કિંવા પોતાના ભ્રૂમધ્યમાંના ટપકા ઉપર દૃષ્ટિને સ્થર કરવાનો અભ્યાસ કર્યો હોવો જોઈએ, તે આપણો મિત્ર અથવા સ્નેહી હોવો જોઈએ અને તેની વૃત્તિ સાત્વિક હોવી જોઈએ. પુરૂષ કે સ્ત્રી મિત્ર કિંવા સાત્વિક વૃત્તિની પત્ની પણ ચાલી શકે. આ પ્રમાણે બેઉ જણે ઉપર જણાવેલી ઓરડીમાં જઈને બેસવું. પૂર્વ બાજુની ભીંતે એક સ્વચ્છ પ્રકાશ પાડનારો દીવો એવા પ્રકારનો લગાડવો કે તેનો પ્રકાશ ફક્ત પશ્ચિમ બાજુની ભીંત ઉપર જ પડે. તે પશ્ચિમ બાજુની ભીંત ઉપર લાલ અથવા સફેદ

રંગની અકબરી મ્હોરના આકારની કોઇ ગોળ વસ્તુ ચોડવી અગ: ટાંકવી કિંવા અગાઉથી ત્યાં એક ટપકું કરી રાખવું, અને તે ઓરડીમ જઇને તેનાં બેઉ દ્વાર બંધ કરીને પેલા ટપકા ઉપર એકની પાછળ બીજાએ એ પ્રમાણે નજર સ્થિર કરવી. એથી બેઉનાં મુખ પશ્ચિમાભિમુખ રહેશે, પરન્તુ ભીંતની પાસેના માણસ કરતાં તેની પાછળના માણસે પોતાનું આસન જરા ઉંચું રાખવું. બેઉનાં આસનોની ઉંચાઇનું પ્રમાણ એક વેંત કરતાં વધારે ન હોવું જોઇએ. પૂર્વ દિશાની ભીંતે રાખેલા દીવાને પ્રકાશ તે બેઉ જણની પીઠ ઉપર જ અને મ્હોં જે તરફ હશે તે તરફની દિવાલ ઉપર પડશે અને તેથી ભીંત ઉપરનું ટપકું બેઉ જણના જોવામ



નેત્રશક્તિ કેળવવાનો પ્રયોગ. [આકૃતિ ૨૦.]

સારી રીતે આવશે. પ્રયોગની શરૂઆત કર્યા પહેલાં બેમાંથી પહેલાં કોણે કોને સંદેશો મોકલવો તે ઠરાવી રાખવું. ઉંચા આસનવાળો કે નીચા આસનવાળો બેમાંથી હરકોઈ શરૂઆત કરશે તો ચાલી શકશે, પરન્તુ શરૂઆત કોણે કરવી તે અગાઉથી ઠરાવી રાખવું. ઓરડીનાં દ્વાર બંધ

કર્યાં છતાં બહારની બાજુએ જરા પણ ઘોંઘાટ અથવા માનસિક ત્રાસ થાય તેવો પ્રકાર કિંવા મન ચલિત થાય તેવો બનાવ ન હોવો જોઇએ. ભીંત ઉપરના ટપકા તરફ પહેલાં બેઉએ નજર સ્થિર રાખવી–કેટલો વખત ? ઘડીયાળના અવાજ ટક્-ટક્ થાય છે તેની ગતિને અનુસરીને મનમાં એક–બે–ત્રણ–ચાર એ પ્રમાણે ઓછામાં ઓછા ૨૦૦ થી ૩૦૦ સુધી ગણાય એટલો વખત દૃષ્ટિને ટપકા તરફ સ્થિર રાખવી. પછી અગાઉથી ઠરાવી રાખ્યા પ્રમાણે જેણે પ્રથમ માનસિક સંદેશ મોકલવાનો હોય તેણે તે મોકલવાની–પોતાના બીજા સોબતીને આપવાની તે દૃષ્ટિના ધ્યાનની દર્મિયાન જ શરૂઆત કરવી. સંદેશો લાંબો હોવો જોઇએ નહિ. તે હમેશાં થોડા શબ્દોમાં બહુ અર્થનો સમાવેશ કરવા જેવો હોવો જોઇએ. ઉપર ૨૦૦ થી ૩૦૦ સુધી ગણવા જેટલું કાળમાન આપ્યું છે તેમાં ૬૦ અંક ગણવા જેટલા કાળમાનથી વધુ કાળનો સંદેશો હોવો જોઇએ નહિ. સંદેશ ગ્રહણ કરનારને જો તેનો ઉત્તર આપવો હોય તો એક મિનિટ સુધી વિશ્રાન્તિ લીધા બાદ આપવો. સંદેશો લેનારે કે દેનારે પોતપોતાના આસનપર બહુ અક્કડ કે એવી કષ્ટમય સ્થિતિમાં બેસવું નહિ. સર્વ ગાત્રો ઢીલાં હોવાં જોઇએ. માત્ર પ્રયોગ કરવાને બેસતી વખતે પદ્માસન સિવાય બીજી કોઇ જાતના આસને બેસવું નહિ. જેની ઉપર બેસવાનું હોય તે માટેનું આસન પાટલો, પાટ, કોચ વગેરે ગમે તે ચાલી શકશે પરન્તુ તે આસન લાકડાંનું જ હોવું જોઈએ. પ્રયોગ સિદ્ધ કરતી વખતે લાકડાના આસન ઉપર દર્ભાસન, રેશમી આસન અથવા ઊનનું આસન કિંવા વાળ સાથેના વાઘના ચામડાનું આસન આવશ્યક છે. હરણના ચામડાનું આસન રાખવું નહિ. બકરીના વાળનું આસન ચાલશે પરન્તુ તેમાં રૂના સૂતરનો જરા પણ અંશ હોવો જોઇએ નહિ. બકરીના વાળસહિતના ચામડાનું આસન ચાલશે. કપડામાં રેશમી ધોતીયું કે રેશમી લંગોટી સિવાય શરીરપર બીજું કશું વસ્ત્ર ન હોવું જોઇએ. ઓરડીમાં અગરબત્તી સળગાવવી નહિ પણ એક ખૂણામાં એક તબકમાં થોડાં સુગંધી ફૂલો પડ્યાં હોય તો ઠીક. સૂર્યોદય થયા પછી થોડી વારે અથવા સૂર્યોદયને સમયે જ સ્નાનાદિથી પરવારીને આ પ્રયોગનો રોજ અભ્યાસ કરવો. આ સમયે સગવડ ન હોય તો મધરાત પછી સ્નાનાદિથી શુચિર્ભૂત થઇને પ્રારંભ કરવો. એકાગ્ર મનથી જો આ અભ્યાસ વીસથી ત્રીસ દિવસસુધી વચમાં ખાંચો પડવા દીધા સિવાય ચાલુ રાખવામાં આવે તો પ્રયોગ અવશ્ય સિદ્ધ થાય છે. પ્રયોગ સિદ્ધ થયાનું પ્રત્યંતર બેઉને ધીમે ધીમે

આવવા લાગે છે. પ્રત્યંતર ખરૂં આવે છે કે કેમ, તેની ખાત્રી કરવા માટે પંદર દિવસ એકસરખો અભ્યાસ થયા પછી સોળમા દિવસથી બેઉ જણાએ પોતાની પાસે કાગળ અને પેન્સીલ કોઇ પણ અવસ્થામાં રાખવાનું ભૂલવું નહિ. મગજમાં ઉદ્‌ભૂત થતી એવી સર્વ વિવક્ષિત અને અપેક્ષિત કલ્પના બેઉ જણાએ પોતાની પાસેના કાગળપર ટપકાવી રાખવી અને સત્તરમે દિવસે તે બેઉ જણની કલ્પનાઓની પરસ્પર સરખામણી કરી જોવી અને પછી રોજ એ પ્રમાણે કરવું. પહેલે દિવસે જે વખતે અભ્યાસ કરવાની શરૂઆત કરી હોય, તે જ વખતે બીજે દિવસે અને પછી દરરોજ પ્રયોગસિદ્ધિને માટે જેટલો અવધિ ઠરાવ્યો હોય તેટલા અવધિસુધી પ્રયોગ કરવો જોઇએ. ઠરાવેલો સમય બદલવાથી પ્રયોગ સિદ્ધ થતો નથી. પરસ્પર મનોદ્‌ભૂત કલ્પનાનો તાળો મળી રહેવા લાગે એટલે પ્રયોગ સિદ્ધ થતો જતો હોવાનું માલૂમ પડવા લાગશે. પછી બેઉ જણે એકત્ર પ્રયોગ કરવા માટે ન બેસતાં શાંત જંગલમાં જઇને એક બીજાથી ગાઉ–અર્ધ ગાઉના અંતરપર કોઈ વૃક્ષ તળે કિંવા ગુફામાં નિર્જન સ્થળે આંખો મીંચીને સ્વસ્થ અંતઃકરણે એકાગ્ર મનેપ્સિત અંતર્દષ્ટિ કિંવા નાસાગ્ર દૃષ્ટિ અથવા ભ્રૂમધ્ય દષ્ટિ કરીને બેસવું અને અગાઉથી ઠરાવી રાખ્યા પ્રમાણે સંદેશપ્રક્ષેપણની શરૂઆત કરવી. એક અઠવાડીઆ સુધી એ પ્રમાણે અભ્યાસ કરવાથી તે બેઉ જણા ગમે તેટલા અંતરથી પરસ્પર સંદેશા મોકલવા–લેવાની શક્તિ સિદ્ધ કરી શકશે. માત્ર આ બાબત માટે અગાઉથી હમેશાં એક જ વખત ઠરાવી રાખવો જોઈએ અને તે વખતે આંતબાંહ્ય શુદ્ધાવસ્થા રાખવી જોઇએ. આ પ્રયોગનો અભ્યાસ કરતાં પહેલાં તો આપણી દષ્ટિ બગડતી હોવાનું જણાશે, માથું દુઃખવા લાગશે, પરન્તુ વસ્તુતઃ તે ખરો બગાડો કે ખરૂં દુઃખ નથી. આંખોની નાડીઓ સંતપ્ત થવા લાગે અને તેને ત્રાસ થાય પરન્તુ જેટલો ઉનાળો પ્રખર તેટલો વર્ષાકાળ શીતળ એ ન્યાયે એ ત્રાસ કે દુઃખથી કંટાળીને અભ્યાસ છોડવો નહિ. આંખો દુઃખવા લાગે એ કારણથી જો અધવચથી અભ્યાસ છોડી દેવામાં આવે તો આંખો હમેશાં અધકચરી દુઃખણી સ્થિતિમાં જ રહેશે, માટે પહેલાં દઢ વિચાર કરીને જ આ નાદમાં પડવું અને અભ્યાસ પૂરો કરવો હોય તો જ શરૂઆત કરવી. આંખો કિંવા માથું દુઃખવા લાગે એટલે આપણે આપણી દષ્ટિ જે બિંદુપર સ્થિર રાખી હોય તે બિંદુને દઢ મનથી મનમાં જ સ્થાપિત કરીને આંખો ગાઢ રીતે બંધ કરવી અને જ્યાંસુધી તે બિંદુપરથી આપણી અંતર્દષ્ટિ ફરે નહિ ત્યાં-

સુધી સ્વસ્થ શાન્તતામાં બેસવું એટલે આંખો કે માથું દુઃખતું બંધ થશે. ઇચ્છાશક્તિનો અંતર્ભાવ ( Mental Curent ) બંધ કરેલી દૃષ્ટિમાં હોય છે. આ પ્રમાણે જે કોઇ અભ્યાસ કરશે તેને પોતાની નેત્રશક્તિની પૂરી કલ્પના આવી શકશે અને એકાન્તમાં તેની પરીક્ષા લેતાં સમજાશે કે દૃષ્ટિમાં કેટલું અદ્દભુત સામર્થ્ય રહેલું છે, એટલું જ નહિ પણ તે દૃષ્ટિમાંથી ઉત્પન્ન થએલું બળ તે પોતાની ઇચ્છાનુરૂપ વાપરી શકશે.

**વાણીમાં રહેલું બળ**—ઉપર પ્રમાણે નેત્રની શકિત બરાબર કેળવ્યા વિના વાણીનો પ્રયોગ હસ્તગત કરવાનો પ્રયત્ન કદાપિ કરવો નહિ, કારણકે શબ્દોચ્ચારનો અને નેત્રતેજનો ચમત્કારિક સંબંધ રહેલો છે. નેત્રતેજ ઉત્પન્ન થયા સિવાય શબ્દોચ્ચારનો પ્રભાવ કાંઇ જ પડતો નથી. મનુષ્યની વાણીના ઉચ્ચારમાં પણ એક પ્રકારની આકર્ષણશક્તિ રહેલી છે. વાણીના લેખનનો આમાં કશો ઉપયોગ નથી, બોલવાની વાણી અને ઇશારતની વાણી એ બે પ્રકારની વાણીનો માત્ર આમાં ઉપયોગ છે. ઘાતકી પશુઓપર ભાષાપ્રયોગ ઇશારતની સૂચના સાથે કરવો પડે છે. મંત્ર, તંત્ર, વાદ્યનાદ અને ગાયન એ બાબતોનો સમાવેશ તેમાં જ થાય છે. જે પ્રમાણે ગીત–વાદ્યની લહરિ ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે મનુષ્યની વાણીની પણ લહરિ ઉત્પન્ન થાય છે. કોઈ પણ ભાવ આપણે આપણી આસપાસ ફેલાવવો હોય તો આપણે તેમાં તદ્રૂપ થઈ જવું જોઈએ. તદ્રૂપ થવું એટલે સમરસ બનવું. સમાધિ લાવવી તેનો અર્થ જ તદ્રૂપ થવું એ છે. ઇશારતની બાબત પણ તેવી જ છે. મૂગા માણસની પેઠે જ બોલતો માણસ મૌન ધારણ કરીને પોતાના મનમાંનો ઉદ્દેશ જે ઇશારત કરીને બીજાને સમજાવે છે, તે જ ઇશારત અથવા સાંકેતિક ભાષા છે. આ ઇશારતના મુખ્ય ૪ પ્રકાર છે. (૧) સાદી સૂચના, (૨) માનસિક સૂચના (Mental Suggestion), (૩) પોતાની જાતને જ સૂચના કરવાની સૂચના (Auto–suggestion), (૪) નિદ્રાવસ્થામાં પડેલા મનુષ્યના મગજમાં પ્રેરણા કરવાની સૂચના Post Hypnotic Suggestion). માંદા માણસને હુશિયારીમાં લાવવા કાંઇ ઉત્તેજક શબ્દો કહેવા તે સાદી સૂચના કહેવાય છે. કેટલાક માણસો હાજીહા કરવાથી વશ થાય છે પરન્તુ હાજીખોરપણું એ દુર્ગુણ હોવાથી સેવ્ય નથી. માનસિક સૂચના એ પોતાને જ બહુ ઉપયોગી છે. તેમાં એકાન્તમાં આત્મવિચાર (Meditation) કરવો પડે છે. ભાષણમાં પણ તે જ પ્રમાણે ઇશારતનો ઉપયોગ કરવો પડે છે, કોઇ કડક માણસની સાથે

મિત્રાચારી કરવી હોય તો તે ઉપયોગી થઈ પડે છે. પોતાના દેહ ઉપર જે સૂચનાનો ઉપયોગ કરવામાં આવે છે, તેવો જ આબેહૂબ આ ત્રીજા પ્રકારની સૂચનાનો ઉપયોગ નિદ્રિત માણસપર પણ કરવામાં આવે છે. એ પ્રકારની સૂચનાથી બીજાના રોગ પણ દૂર કરી શકાય છે, એટલે કે બીજાના શરીરના જે ભાગપર દુઃખ થયું હોય તે જ પોતાના શરીરના તેવા ભાગના દુઃખરૂપ છે એવી કલ્પના કરીને 'પોતાના ભાગપર સૂચના કરવાથી બીજાનો રોગ સારો કરી શકાય છે. એક શાંત, નિર્મળ, એકાન્ત સ્થળે એ દુઃખવાળા માણસને બેસાડીને અથવા બિછાનાપર સુવાડીને આપણે તેની પાસે બેસવું; તેનું દુઃખ શું છે તે આપણે પ્રકટ રીતે આપણી આંખોથી જોવું અને પછી તેના દેહના જે ભાગમાં તે દુઃખ થતું હોય, તે જ આપણા દેહના તે ભાગમાં થાય છે એવું મનમાં કલ્પીને આપણી આંખો મીંચવી અને પછી આપણી આંતર્દષ્ટિ તે માંદા માણસના ભાગ-પર ફેંકીને, આત્મવિશ્વાસપૂર્વક, એ દુઃખતા ભાગમાંના દુઃખને "ચાલ, જલ્દી નીકળી જા" એવો માનસિક હુકમ કરવો. માનસિક આંતર્જ્ઞાનનો હુકમ એ પ્રમાણે કરતાંની સાથે માંદા માણસની પાસે થઈને વિજળી સરખી ગતિથી કોઈની મૂર્તિ ગયાનો માંદા માણસને ભાસ થાય છે. હુકમ એક વાર જ કરવાથી ચાલતું નથી. દસથી સો વાર રોગના ન્યૂનાધિક પ્રમાણમાં હુકમ કરવો પડે છે. એવો હુકમ થવા લાગે છે, એટલે રોગીનો રોગ ઓછા ઓછા પ્રમાણમાં થતો જાય છે અને છેવટે રોગનો નાશ થાય છે. આ શાથી થાય છે ? શબ્દોચ્ચારમાંના ગંભીરપણાની-વર્ણોચ્ચા-રની લહરિથી એ બધો પ્રકાર બને છે. સાધુ સંત વગેરે હાથ ફેરવીને, દૃષ્ટિપાતથી કિંવા શબ્દોચ્ચારથી રોગ દૂર કરે છે તેનું રહસ્ય પણ આ જ છે. તેમનું વર્તન શુદ્ધ હોય છે તેવું જો આપણું વર્તન શુદ્ધ હોય તો આપણે પણ તેવી શબ્દસિદ્ધિથી રોગ સારા કરી શકીએ. એ જ પ્રમાણે નિદ્રિત માણસના મગજપર પણ પ્રયોગ કરી શકાય છે.

**મંત્ર અને વાચિક સૂચનાનો સંબંધ**—ધારો કે એક માણસ મુંબઈમાં છે અને બીજો માણસ અમદાવાદમાં છે. એમાંના એકની ઈચ્છા બીજા સાથે મિત્રાચારી કરવાની છે અને અમદાવાદના માણસને પ્રયોગ કરતાં આવડે છે. પહેલાં તો તે માણસ રાત્રે અગીયાર-બાર વાગે સ્વસ્થાં-તઃકરણે એક એકાંત-શાંત જગ્યામાં બેસે અને પ્રાણાયામની શરૂઆત કરે. પહેલાં કેટલીક વારસુધી ગાયત્રીમંત્રમાંની સૂર્યોપાસનાનો પ્રાણાયામ વિધિ કરે અને પછી પૂરકદ્વારા શ્વાસ ખેંચતાં મૈત્રીના વાક્યનો ઉચ્ચાર

ગાયત્રીના મંત્રને બદલે મનમાં કરીને, તેનો પૂર્ણ કુંભક કરે અને છેલ્લે રેચકવડે એવો હુકમ કરે કે "જા ઇચ્છિત કાર્ય કર." આમ કરવાથી તે વખતે મુંબઈમાં નિદ્રિત માણસના મગજપર તે હુકમની વર્ણલહરિની અસર તત્કાળ થશે અને તે સ્વપ્નો જોવા લાગશે. એ પ્રમાણે રોજ એક અઠવાડીયાસુધી પ્રયોગ કરવાથી-બરાબર એક જ સમયે કરવાથી, અને પછી સમય બદલીને પરોઢના ત્રણ-ચાર વાગતાંની અંદર એક અઠવાડીયા-સુધી તે જ પ્રયોગ કરવાથી જરૂર ઇષ્ટપ્રાપ્તિ થાય છે. આમાં ઉચ્ચારેલા સાંકેતિક શબ્દો જ મંત્રરૂપ છે અને બીજા મંત્રોમાં રહેલી શક્તિ પણ એ જ રીતે કામ કરે છે. નિઃશંક મન (Subjective Mind) ની સાશંક મન (Objective Mind) ઉપર અસર કરવા માટે જે કાંઈ બીજભૂત શબ્દરચના જૂદી જૂદી વસ્તુઓ સિદ્ધ કરવા માટે તૈયાર કરવામાં આવી હોય છે તે મંત્ર કહેવાય છે, અને તેવા મંત્રોને માંત્રિકો મોટી કુશળતાથી ઉચ્ચારીને વહેવારૂ રીતે તેનો ઉપયોગ કરે છે. માંત્રિકની માનસિક શક્તિની વિચારલહરિ જેટલી ઓછી-અધિક બળવતી હોય છે તેના પ્રમાણમાં તે કામમાં તેને ઓછો અધિક યશ મળે છે.

**પોશાકની વિશિષ્ટતા**—પોશાકમાં પણ આકર્ષણશક્તિ રહેલી છે. ધર્મગુરૂ, ન્યાયાધીશ, વકીલ, રાજા, રાણી, પ્રધાન, શાહુકાર, સૈનિક, ચોર, ભિક્ષુક, સંન્યાસી વગેરે જૂદા જૂદા દરજ્જાના લોકો પોતાના દરજ્જાને અનુસરતો પોશાક પહેરે છે કારણકે તે પોશાકમાં તેમની યોગ્યતાનું આકર્ષણ રહેલું છે. સુંદર અને ભભકાભર્યા પોષાકની છાપ જેટલી બીજાના મનપર બેસે છે તેટલી કેવળ સાદા પોશાકની છાપ બેસતી નથી. એકાગ્રતા માટે સાધુ-સંત જેમ સમાધિ લગાવે છે તેમ સાધકો પોતાની કાર્યસિદ્ધિ માટે પોશાકની એકાગ્રતા કરે છે.

**સારભૂત ત્રણ સૂચનાઓ**—(૧) આપણા શરીરમાંના સ્નાયુ હમેશાં વહેવારમાં ઉપયોગી થાય છે, તોપણ વહેવારમાં એકાગ્રતાથી તેમને આપણા તાબામાં રાખવા જોઈએ. (૨) આપણું શરીર અને આપણા વિચારને આપણા કાબૂમાં રાખીને આપણી ઇચ્છા પ્રમાણે તેનો ઉપયોગ કરી લેવાનો પરિપાઠ રાખવો. તેમને આપણા કાબૂની બહાર જવા દેવા નહિ. (૩) કોઈ પણ બાબત સંબંધે ઉતાવળે વિચાર કરીને આપણો મત પ્રકટ કરવો નહિ; જે બોલવું તે વિચાર કરીને થોડા શબ્દોમાં પણ બહુઅર્થી બોલવું.

## પરિચ્છેદ ૮ મો.

## સ્નાયુપર સ્વેચ્છાનો અંકુશ.

**સ્વેચ્છાના તાબામાં સ્નાયુ**—એકાગ્રતા પ્રાપ્ત કરવા સારૂ પહેલાં આપણો વિચાર, અવાજ અને બધા ભાગોમાંથી અનિષ્ટ વસ્તુ દૂર કરવી વગેરે બાબતોની અવશ્ય કાળજી રાખવી જોઈએ. મનુષ્યની ઈચ્છાશક્તિ કોઇ પણ પ્રકારની નાની અગર મોટી વસ્તુપર પોતાનો અંકુશ અથવા કબજો સ્થાપી શકે છે; પરન્તુ વિચારનો વેગ બહુ જ જોરદાર હોવાથી આપણે આપણી ઇચ્છાશક્તિને પણ તેવા જ પ્રકારની બનાવવી જોઇએ, એટલે આપણા વિચારોનો વેગ આપણે આપણા કાબૂમાં રાખી શકીએ. મનુષ્યનું મન હમેશાં અસ્થિર હોય છે અને તેથી એક વિચાર દીર્ઘ કાળ ટકતો નથી. તે ટકાવવા માટે આપણી ઈચ્છાશક્તિની છાપ તે ઉપર બેસાડવી જોઈએ. સ્નાયુની બાબત પણ તેવી જ છે. તેમને સ્વેચ્છ ગતિથી હીલચાલ કરવા દીધાથી આપણી એકાગ્રતામાં વિઘ્ન આવે છે અને સમાધિનો ભંગ થાય છે, અને તેથી વિચારશક્તિનું જોર હરાઈ જાય છે. તેટલા માટે એકાગ્રતામાં પહેલાં આપણે આપણા દેહ ઉપર માનસિક કાબૂ મેળવવો જોઇએ, એટલે પછી તેના અંગભૂત સ્નાયુપર પણ આપોઆપ આપણો કાબૂ બેસશે.

**શરીર ઉપર માનસિક કાબૂ કેમ મેળવવો?–પ્રયોગ પહેલો–** શાન્ત ચિત્તથી બેસવું એ એક અજબ કામ છે. એ કામ જરા કઠણ છે પરન્તુ એ કઠણ કામ સાધ્યા પહેલાં આપણું કામ આગળ વધે તેમ નથી માટે એ સાધવું તો જોઈએ જ. એ માટે નીચે મુજબ અભ્યાસ કરવો. પહેલાં એક આરામખુરશીમાં એકાન્તમાં આપણાં સર્વ ગાત્રોને શિથિલ કરીને કોઈ એક જ બાબતનો વિચાર કરતાં પાંચ મિનિટ પડવું. એ સ્થિતિમાં શરીરના કોઈ પણ ભાગની ખેંચતાણ થવી જોઇએ નહિ અગરતો કોઈ તરેહની ચપળતા-સ્ફૂર્તિ પણ આવવી જોઇએ નહિ. આ તરેહનો અભ્યાસ પાંચથી પચાસ મિનિટસુધી કરતાં આવડ્યો એટલે તે માણસ એકાગ્રતાથી વિચાર કરવામાં અને તે વિચાર પ્રમાણે કૃતિ કરીને તે વિષયમાં વિજયી થવાની યોગ્યતાવાળો થયો એમ સમજી લેવું. આ પ્રકારનો અભ્યાસ જેવી રીતે ફાવે તેવી રીતે કરવો. લાકડાના પાટલા પર અથવા દભાંસનપર બેસીને એ અભ્યાસ કરવો એ વિશેષ ઠીક છે.

બિછાનાપર પડીને કરવાથી પણ કશી હરકત નથી, પણ તેમ કરતાં નિદ્રા આવી જવી જોઇએ નહિ કારણકે નિદ્રા એ આ એકાગ્રતાના અભ્યાસની વિઘાતક છે.

**પ્રયોગ બીજો**—ખુરશી, પાટ, પાટલો કે આસન ઉપર સીધા (Errect)-અક્કડ બેસીને આપણો એક હાથ ખભાથી સીધો લંબાવવો; પછી તે હાથનાં સીધાં આંગળાંમાંની વચલી આંગળીના છેલ્લા ટેરવા ઉપર આપણી નજર સ્થાપવી. હાથને જરા પણ હાલવાચાલવા દેવો નહિ. એક મિનિટસુધી એ પ્રમાણે દૃષ્ટિને સ્થિર કરતાં શીખવું. પછી પહેલા હાથની પેઠે જ બીજા હાથને સીધો કરીને વચલી આંગળીના છેલ્લા ટેરવા ઉપર એક મિનિટ નજર સ્થાપવી. એ પ્રમાણે વારંવાર કરવાથી જે કાંઈ ચમત્કાર તમારી નજરે પડશે તે અહીં લખવામાં આવતો નથી, કારણકે જો લખીએ, તો તે વાંચીનેજ તમે બેસી રહેશો પણ નહિ લખવાથી તે ચમત્કાર જાતે અનુભવવાને તમે જરૂર એ પ્રયોગ કરશો અને તેનો લાભ તમે ઉઠાવશો. આ હાથની કસરતની પેઠે જ પગ, નાક, ભ્રમરનું મધ્યબિંદુ વગેરે કસરતોનો પણ અભ્યાસ કરવાથી સારી ફળપ્રાપ્તિ થાય છે. આપણે રાત-દહાડો શરીરને શિથિલાવસ્થામાં રાખવાનો પ્રયત્ન કરવો. શરીરનો કોઇ પણ ભાગ ખેંચાય-તણાય કે ક્ષિત થાય એવો શ્રમ કદી કરવો નહિ.

**સ્વેચ્છા પ્રમાણે અવયવનો ઉપયોગ કરવો**—એકાગ્રતાને આગળ વધારવા માટે નીચે પ્રમાણે પ્રયોગ કરવોઃ—ખુરશીપર બેસીને ટેબલ ઉપર આપણા હાથની મૂઠી વાળીને મૂકવી અને તે પર આપણી દૃષ્ટિ લગાડવી. કેટલીક વારે મૂઠીનો અંગૂઠો છોડવો અને પછી એક પછી એક સર્વ આંગળીઓને બંધનરહિત કરવી; પણ પ્રત્યેક આંગળીને છોડતી વખતે તમારી નજર માત્ર તે મૂઠીની આંગળીઓની હીલચાલ ઉપર બહુ જ સૂક્ષ્મતાથી સ્થાપવી—જાણે કે તે આંગળીઓની હીલચાલ કાંઇ મહત્ત્વનો બનાવ ન હોય ! એ પ્રમાણે ડાબા અને જમણા હાથની બેઉ મૂઠીનો—એક પછી બીજી એમ રોજ પાંચ વખત અભ્યાસ કરવાનો પરિપાઠ રાખવો. એ અભ્યાસ કરતાં જો તમને કંટાળો આવે તો તે કંટાળાની દરકાર ન કરો, કારણકે આ અભ્યાસથી તમને એકાગ્રતાથી હરકોઈવસ્તુપર તમારો દૃષ્ટિપાત અત્યંત જોરદાર રીતે ફેંકવાનો અભ્યાસ પડશે અને એ રીતે એ વસ્તુ સહજ તમારા કાબૂમાં આવી શકશે. આ અભ્યાસમાં ખાસ ધ્યાન એટલું રાખવાનું છે કે દૃષ્ટિને બીલકુલ ચંચળ થવા દેવી નહિ.

**કોઈ પણ વસ્તુપર દૃષ્ટિને એકાગ્ર કેવી રીતે કરવી?**—જે વસ્તુનો આપણી સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી, તે વસ્તુપર આપણે આપણો વિચાર એકાગ્ર કેવી રીતે કરવો તે હવે દર્શાવવામાં આવે છે. હાથમાં કોઇ વસ્તુ લ્યો–દાખલા તરીકે એક માત્ર ટાંકણી જ લ્યો. ટાંકણી લઇને એક શાંત સ્થળે એકાન્તમાં બેસો. પછી ટાંકણી એ શું છે? શાની બનાવેલી છે? કોણે તૈયાર કરી છે? તેનાથી ફાયદા શા છે? વગેરે નાના પ્રકારના વિચાર કરતાં તે ઉપર આપણી એકાગ્ર દૃષ્ટિ સ્થાપવી. દુનિયામાં જાણે કે આપણે પોતે અને એક આ ટાંકણી એવી બે જ વસ્તુ છે અને બાકી આખું જગત્ શૂન્ય છે, એવી જ આપણી ભાવના તે વખતે થએલી હોવી જોઈએ. આ પ્રમાણે કરવું સહેલું તો નથી જ. તમારૂં ચંચળ મન તમને વારંવાર પરાવૃત્ત કરવાને મોહ ઉત્પન્ન કરશે અને તમારા વિચારમાંથી તમને ચ્યુત કરવા માટે તમારૂં ચંચળ મન તમને બીજા વિષયપર ખેંચી જવાનો જોરથી પ્રયત્ન કરશે, પરન્તુ તમે તમારા મનને દૃઢ વિચારથી ખસવા દેશો નહિ. એ પ્રમાણે રોજ એકાન્તમાં એકાગ્રતાથી કેટલોક વખત વિચાર કરતા રહેવાનો ક્રમ ચાલુ રાખશો, એટલે તમારી ઇચ્છાશક્તિ (Will–Power) અતિદૃઢ થશે અને તમે છેવટે મક્કમ વિચારના એક ખજાનારૂપ જ બનશો. આ અભ્યાસથી સર્વ પ્રકારની ચિંતાઓ અને મોહ તમને છોડી જશે અને તમે દૃઢનિશ્ચયથી બનશો. આ જ અભ્યાસથી તમે તમારી વિચારશક્તિનાં કિરણ હરકોઇ વસ્તુપર ફેંકીને તેને તમારી પોતાની કરી શકશો.

---

## પરિચ્છેદ ૯ મો.

---

## વહેવારૂ માનસ સંદેશ.

**દોરડા વિનાના તાર અને માનસ સંદેશનો સંબંધ**—પૂર્વે જણાવવામાં આવ્યું છે તે મુજબ શબ્દ અથવા નાદનાં આંદોલનો ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે મનોલહરિ મનસ્‌માંથી ઉત્પન્ન થાય છે. મનોરૂપ વીણાના તારની ઝંકારલહરિ દ્યૌ (Ether–ઇથર)માં વહે છે એ વાત ખરી છે. મન એ માનસિક કલ્પનાલહરિનું સંચારક છે અને તે કોઈને કોઇ રીતે નાદલહરિનો ઉપયોગ કરી લેવાનું સ્થાન અથવા દ્વાર છે. ધારો કે બે મનુષ્યોનાં મનઃસ્થાનો એક બીજાથી બહુ દૂર રહેલાં છે અને તે એક જ પ્રકારના સંદેશગ્રાહક તથા સંદેશપ્રેરક બનેલાં છે; તો અગા-

ઉથી ઠરાવી રાખેલે વખતે જો પોતાને સ્થળેથી એકબીજાને તેઓ સંદેશ મોકલવા લાગે તો વીણા અને સારંગીના ઝંકાર પ્રમાણે જ તે પરસ્પરમાં વિલીન થાય તેમાં નવાઇ શી છે? હાલની વાયર્લેસ ટેલીગ્રાફી અથવા દોરડા વિનાના તારની શોધ, એ દ્યૌ અથવા ઈથરદ્વારા દૂરસુધી સંદેશા પહોંચાડી શકાય છે, તેવું સિદ્ધ કરે છે. એજ રીતે દ્યૌદ્વારા માનસ લહરિઓ એક બીજીને આવી મળેછે, સંદેશગ્રાહક તથા સંદેશપ્રેરકને તે માનસ લહરિઓનું જ્ઞાન થાય છે; તેને જ અનુસરીને એ માનસ લહરિઓ માનસિક સંદેશમાં કેવી રીતે વહન કરે છે તે બાજુએ આપેલા ચિત્રપરથી સ્પષ્ટ રીતે સમજવામાં આવશે.



માનસ સંદેશ. [ આકૃતિ ૨૧ ].

**સંદેશગ્રાહક તથા સંદેશપ્રેરકને સૂચના**—આ પૂર્વે જણાવેલી રીત પ્રમાણે જે કોઇ માનસિક સંદેશનો ગ્રાહક અથવા પ્રેરક બનવા ઇચ્છતો હોય તેણે પોતાનાં દૈહિક સ્નાયુની અથવા ગાત્રોની, પ્રયોગ કરતી વેળાએ, તાણાતાણ કે અક્કડાઈ રાખવાનું છોડી દેવું અને સહજાવસ્થામાં જ પોતાનાં ગાત્રોને શિથિલ કરીને પ્રયોગ કરવાની શરૂઆત કરવી. દેહની સ્થિરતા અને પૂર્ણ એકાન્ત એ બાબતો આ પ્રયોગ માટે ખાસ જરૂરની છે. ગ્રાહક અને પ્રેરક તદ્દન ભોળા નહિ પણ ચતુર છતાં સહૃદય હોવા જ જોઇએ. પરસ્પર માનસિક વિરૂદ્ધતાવાળા મનુષ્યો સંદેશનું ગ્રહણ કે પ્રેરણા કરવામાં સફળ થતા નથી. પૂર્વે દર્શાવેલી રીતે પ્રયોગ કરનારે પોતાનું મન પોતાના તાબામાં સંપૂર્ણપણે રાખવું જોઇએ અને નાસ્તિકતા, સંશયીપણું, નિંદકતા વગેરે દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ. એ પ્રકારની આત્મવૃત્તિ ધારણ કર્યા પછી બેઉ મિત્રોએ પરસ્પર માનસ સંદેશના પ્રયોગો કરવાને તે શીખવાનું વ્રત ગ્રહણ કરવું અને પૂર્વે કહેલી પદ્ધતિએ આસનસ્થ થઈને પ્રયોગનો પ્રારંભ કરવો. પ્રયોગ કરતી વેળાએ બેઉ જણાએ મનમાંથી ત્વરા, સંભ્રમ, અધીરાઈ, ચિંતા ઈત્યાદિ વિકારોને દૂર કરવા.

**શરીરમાં રહેલું રતિતેજચક્ર અને તેનો ઉપયોગ**—શરીરમાંના સર્વ જ્ઞાનતંતુનું મુખ્ય સ્થાન મસ્તિષ્ક અથવા મગજમાં રહેલું છે, તે પ્રમાણે રવિચક્રનું મુખ્ય સ્થાન પેટમાં રહેલું છે. તે સ્થાનને અંગ્રેજીમાં Abdominal Brain અમવા ઉદરમાંનું મગજ કહેવામાં આવે છે. એ જ મનુષ્યના શરીરમાંનો રવિ અથવા સૂર્ય છે. જ્ઞાનમાર્ગનું અવલંબન કરીને એકાગ્રતાના દૃઢ વિચારથી એકાન્તમાં સમાધિ લગાવીને નાભિકમલસ્થ સૂર્યની સાથે એકતાનતા કરવાથી એ સૂર્યનું તેજ વધે છે. ગાયત્રી મંત્રનો અર્થ સમજીને તે મંત્રનો સમાધસમયે ઉપયોગ કરવાથી એકાગ્રતા પ્રાપ્ત થાય છે. રોજ બાર નમસ્કાર કરવાનો નિયમ રાખવાથી તે જ્ઞાન વિદ્યુત્‌ના આકર્ષણની પેઠે મનમાં ઉત્પન્ન થાય છે અને નાભિકમલસ્થ રવિચક્રમાં આપણું મન પ્રવેશ કરવાને યોગ્ય થાય છે. તેથી આપણામાં નિર્માણશક્તિ ઉત્પન્ન થાય છે. એ નિર્માણશક્તિ (Creative Power)ની અંદર નાશશક્તિ (Distructive Power) પણ રહેલી છે. રવિચક્ર જ્ઞાનતંતુમાં જ્યારે જોર ઉત્પન્ન કરે છે, ત્યારે સ્નાયુમાંની આંતરૂ ત્વચાના પૃષ્ટ ભાગપર તેનું પ્રસારણ થાય છે અને ચામડીમાંના જ્ઞાનતંતુદ્વારા તેનું આવિષ્કરણ થાય છે તથા દેહ પ્રસન્ન પ્રફુલ્લિત દેખાય છે. સૂર્યની આસપાસ જેમ તેજચક્ર હોય છે, તેમ મનુષ્યની આસપાસ પણ એક પ્રકારનું તેજચક્ર ઉત્પન્ન થાય છે જેમાં આખા જગત્‌ને મોહ ઉત્પન્ન કરવાનું આકર્ષણ રહેલું છે. આ ચક્રનાં કિરણોદ્વારા મનોગત વિચારને ગમે તેટલે દૂરસુધી ફેંકી શકાય છે અને તેની દ્વારા હરકોઈ કામ કરી શકાય છે. એ રવિચક્ર મનુષ્યનું તાબેદાર છે. રવિચક્રનું જે પ્રતિક્ષણે આકુંચન-પ્રસારણ થાય છે, તે સર્વ મસ્તકની નોકરી બજાવવા માટે જ હોય છે. મગજનો એક નાનો સરખો વિચાર પણ રવિચક્રદ્વારાજ ઉદ્‌ભવે છે અને તેનો પ્રત્યુત્તર પણ તેની દ્વારા જ મળે છે. આ ચક્રનાં કિરણોને સ્વેચ્છા પ્રમાણે આકર્ષણ માટે બહાર ફેંકવાની રીત આ પ્રમાણે છે: 'આકર્ષણવિદ્યા' (ખંડ ૨ જો) ના પરિચ્છેદ ૬ માં અનાહત-ચક્ર-પદ્ધતિમાં જણાવ્યા પ્રમાણે પાંચ મિનિટ આંખો મીંચીને શાન્ત ચિત્તે એકાગ્રતાથી પડી રહેવું. એ વખતે મનને કેવળ વિચારરહિત કરવું. પછી ધીરે ધીરે ડાબા નસકોરામાંથી દીર્ઘ શ્વાસ ખેંચવો, બે મિનિટસુધી તેનું સ્થંભન કરવું અને પછી ધીરે ધીરે જમણા નસકોરામાંથી શ્વાસ છોડવો. જ્યારે શ્વાસને સ્તંભિત કરો, ત્યારે તમારે જે વિચાર કરવાનો હોય તેનું તે વખતે મનમાં ઉચ્ચારણ કરવું,

પછી મનોગત ઈષ્ટ કાર્ય કરવાની આશાથી જમણા નસકોરામાંથી છોડયા પહેલાં, શ્વાસને કુંભક કરતાં રવિચક્રને મનોગત નમન કરવું અને તેની જ આજ્ઞાથી ઈષ્ટ કાર્ય પાર પડો એવું મનમાં બોલવું અને પછી રેચક કરવો. એ જ પ્રમાણે પૂરક કુંભક અને રેચક તથા રેચક કુંભક અને પૂરક એમ લોમ-વિલોમથી ત્રણ વાર એક અઠવાડીયાસુધી રોજ એક જ વખતે શુચિ શરીરે એકાગ્રતાથી કરવાથી મનોગત કાર્ય પાર પડે છે. વિચાર એટલે કાર્ય અને કાર્ય એટલે વિચાર; તે જ પ્રમાણે શ્વાસ લેવો એટલે વિચાર કરવો અને વિચાર કરવો એટલે શ્વાસ લેવો. તે જ રીતે શ્વાસ છોડવો એટલે વિચાર છોડવો–ફેંકવો. શ્વાસની સહાયથી મોટા સાધુઓ જે ચમત્કાર કરી શકે છે તે આ જ રીતે.

**જારણ, મારણ અને ઉચ્ચાટન**—આ શક્તિ જૂદી જૂદી–ફાવતી રીતે કેળવવાથી તેનો વહેવારૂ રીતે ઉપયોગ થઇ શકે છે; જારણ, મારણ, ઉચ્ચાટન વગેરે કાર્યો કરનારાઓમાં પણ આ જ શક્તિ ખીલેલી હોય છે પરન્તુ દુષ્ટ મનુષ્યો જ્યારે એ શક્તિ એ માર્ગે વાપરે છે ત્યારે સુજ્ઞ માણસો તેનો ઉપયોગ પોતાના તથા પરના હિતને અર્થે કરે છે. અમુક માણસ મારા પર લુબ્ધ થઇને મને દ્રવ્ય આપે, અથવા અમુક સ્ત્રી મારા પર આશક થાય એવા દુષ્ટ વિકારોને વશ થઇને જે માણસો ખોટાં કામોમાં આ વિદ્યાનો ઉપયોગ કરે છે તેઓને છેવટે તો નઠારાં ફળ જ ભોગવવાં પડે છે. તમે જે પાણીમાં, ખાવાના પદાર્થમાં, કાગળમાં, કપડામાં યા હરકોઈ પદાર્થમાં તમારા વિચાર-કિરણો છોડયાં હશે અને તે વસ્તુ જેને તમે ઉપયોગને માટે આપશો તે વસ્તુનું તેઓ ગ્રહણ કરશે એટલે તમે ઇચ્છાશક્તિથી જરૂર વિજય મેળવી શકશો. એ જ માર્ગે રાજભેટ, દરબારી કામો વગેરે



પાણી મંત્રવાની ક્રિયા [આકૃતિ ૨૨].

ાયો થઈ શકે છે. પાણી મંત્રીને પાવાથી રોગ નાશ પામવાની વાર્તા ાૌ જાણે છે. એ પાણીમાં પણ વિચારકિરણનુંજ પ્રક્ષેપણ કરવામાં આવેલું ાય છે અને જેટલાં એ કિરણ તેજસ્વી હોય છે તેટલા પ્રમાણમાં એ ાંત્રેલું પાણી અસર કરે છે. આ વિદ્યા હસ્તગત કરવાને સંસારત્યાગ રવાની કાંઈ બહુ જરૂર નથી. સંસારમાં રહીને પણ શાન્ત ચિત્ત કરવાથી મને પ્રેમપૂર્વક આ વિદ્યાનો અભ્યાસ સૂચવેલા પ્રયોગાનુસાર કરવાથી તે ેદ્યા સિદ્ધ થઈ શકે છે; પરન્તુ વિદ્યાનો ઉપયોગ દુષ્ટ કર્મોમાં ન કરવો મે જ વિદ્યાની સાર્થકતા છે.

## પરિચ્છેદ ૧૦ મો.

## શક્તિપ્રેરક વાક્યો.

માનસ શાસ્ત્રનો અભ્યાસ કરનારે પોતાના જ્ઞાનની પરીક્ષા કરીને ોજય પ્રાપ્ત કરવા સારૂ પોતાની મેળે, સ્વેચ્છાની પરિપૂર્ણતા માટે એકાદ ાક્ય તૈયાર કરવું અને ઇચ્છાશક્તિથી તે દૃઢ કરવું. તે વાક્ય ઉપર જ ાતાનું ચિત્ત એકાગ્ર કરવું. આ નીચે આપેલાં ૨૧ વાક્યો એકાગ્ર ાનથી હૃદયમાં દૃઢ કરવાથી ( Concentration કરવાથી ) બહુ ાયદો થાય છે.

(૧) મારૂં મન માલેક નથી, પણ વિચાર એ જ મારી શક્તિ છે.

(૨) આકર્ષણશક્તિના અનુરોધથી હું વર્તું છું તેથી પરમ શાંતિમાં ' સ્વાભાવિક ઇશ્વરી શક્તિ મેળવીશ

(૩) હું ઇશ્વરી શક્તિથી પરિપ્લુત છું, હું એ જ શક્તિનો અંશ છું, ેટલે કોઈ પણ મારૂં અનિષ્ટ કરી શકનાર નથી.

(૪) હું ઈશ્વર સરખો જ નિર્માણ થયો છું.

(૫) હું અમરત્વના તત્ત્વનો જ એક અંશ છું.

(૬) હું જે જે વસ્તુની ઈચ્છા કરીશ, તે તે વસ્તુ મને અવશ્ય ાપ્ત થશે.

(૭) સર્વ કોઈ મારા પર પ્રેમ કરીને મને મદદ કરશે જ.

(૮) મારા પર સર્વ જણ વિશ્વાસ રાખીને મારૂં કહેવું કબૂલ કરશે જ.

(૯) પ્રત્યેકનું મન મારી તરફ આકર્ષાયલું છે.

(૧૦) પુરાવા સિવાય હું કોઇનો દોષ માન્ય રાખીશ નહિ અને ઉ બાજુના કથનનો વિચાર કર્યા સિવાય હું મારો મત પ્રકટ કરીશ નહિ.

(૧૧) પ્રત્યેક વસ્તુ સંબંધે કેવળ સૂક્ષ્મ જ્ઞાન પ્રાપ્ત કરી લેવામાં મને અતિ આનંદ થાય છે, અને તેથી જ હું તે દિશાએ પ્રયત્ન કરૂં છું.

(૧૨) હું દૃઢ નિશ્ચયી, પૂર્ણ વિચારી અને સશક્ત છું.

(૧૩) હું ઉત્સાહપૂર્ણ છું, જીવિત ચૈતન્યથી પરિપ્લુત છું.

(૧૪) હું પૂરો હિંમતવાન છું અને કોઇથી કે કશાથી બ્હીતો નથી.

(૧૫) મને કોઇ પણ ફસાવી શકનાર નથી, મારા પર કોઈ દાબ રાખી શકનાર નથી, મને કોઈ ધમકાવી શકનાર નથી અને કોઇ પણ મારી મશ્કરી કરી શકનાર નથી.

(૧૬) મને જે સારૂં અને વાજબી લાગશે તે જ હું કરીશ.

(૧૭) હું મારા કાર્યમાં જેવી રીતે લીન છું, તેવી રીતે પ્રત્યેકે પોતાના કામમાં લીન રહેવું એવી મારી ઇચ્છા છે.

(૧૮) હું જે કાંઇ ખાઉં છું, તેથી મને ઉત્તમ શક્તિ સાથે નવયૌવન પ્રાપ્ત થાય છે.

(૧૯) હું કદી ગુસ્સે થતો નથી અને પ્રત્યેક કામ શાન્ત ચિત્તે કરૂં છું.

(૨૦) હું પ્રત્યેક વસ્તુના ઉત્તમ ભાગ તરફ લક્ષ્ય આપીને હમેશાં આનંદી રહું છું.

(૨૧) પ્રત્યેક જણ મારો મિત્ર છે, એવું હું સમજું છું.

એ પ્રમાણે ૨૧ વાક્યો હૃદયમાં સ્થિર થયા પછી નીચેનાં દસ સૂત્રોનું મનન કરીને સ્થિર કરવાં.

(૧) હું પરમાત્મા સ્વરૂપ છું.

(૨) હું પરમાત્મા જ છું.

(૩) પરમાત્મા હું જ હોવાથી હું આનંદસ્વરૂપ છું.

(૪) આખું વિશ્વ મારૂં જ છે.

(૫) નામરૂપાત્મક ભેદ નિર્માણ કરનારો હું જ છું.

(૬) મારી ભેદભાવના હું જ દૂર કરીશ.

(૭) હું જ સર્વસ્વ હોવાથી મને કોઈનો ભય નથી.

(૮) ચિંતા મને કોઈ તરફની નથી.

(૯) આત્મા અવિનાશી અને અખંડ છે અને તે જ હું છું.

(૧૦) સર્વત્ર આનંદનું સામ્રાજ્ય પ્રસરેલું છે.

એ પ્રમાણે ૩૧ વાક્યોનું મનમાં દૃઢીકરણ થવાથી આપણા ઈષ્ટ કાર્યમાં આપણને સિદ્ધિ પ્રાપ્ત કરી લેવાની પૂર્ણ શક્તિ ઉત્પન્ન થાય છે.

## પરિચ્છેદ ૧૧ મો.

## તર્કવાચન અથવા માઈન્ડ રીડિંગ.

મનુષ્યનું મન બે પ્રકારે વાંચી શકાય છે—એક તર્કશક્તિથી અને બીજું વિચારશક્તિથી. એક તર્કવાચન (Mind Reading અથવા Muscle Reading) કહેવાય છે અને બીજું વિચારવાચન (Telepathy અથવા Thought Reading) કહેવાય છે. તર્કવાચન પદ્ધતિમાં જેમ માણસને માણસની જરૂર પડે છે, તેમ વિચારવાચન પદ્ધતિમાં જરૂર પડતી નથી. તર્કવાચનના અભ્યાસથી મનઃશક્તિ પરિપૂર્ણ થયા સિવાય વિચારવાચન સમજી શકાતું નથી.

પહેલાં ચાર પાંચ મિત્રોએ એકત્ર થવું. શીખનારે પોતાની આંખો રૂમાલથી બાંધવી. પછી એકઠા થએલા મંડળમાંના માણસોએ કોઈ પણ



તર્કવાચનઃ તે વસ્તુ રાખેલી જગ્યા તરફ જવાને તે માણસ આતુર થએલો છે એમ તેના પકડેલા હાથની માંસપેશીઓ અથવા સ્નાયુઓના ચલનવલન ઉપરથી સ્પષ્ટ તમારા કળવામાં આવશે. [આકૃતિ ૨૩]

બે જૂદી જૂદી વસ્તુઓ પસંદ કરવી અને તેમાંની એક વસ્તુને જમીનપર ઠોકીને તેનો અવાજ કરવો. પછી એ બેઉ વસ્તુઓ એકઠી કરી કોઈ સ્થળે મૂકી દેવી, અને પેલી જમીનપર અવાજ કરેલી વસ્તુ શોધી કાઢવાનું અભ્યાસીને—આંખોપર રૂમાલ બાંધ્યો છે તેને કહેવું. અભ્યાસી આંખો બંધ હોવાથી કશું જોઈ શકતો નથી પણ તે એટલું તો સમજે છે કે એ વસ્તુ જે સ્થળે અવાજ થયો ત્યાં અથવા અન્ય કોઇ સ્થળે છે અને

પોતાને તે શોધી કાઢવાની છે. એ ઉપરથી તે વસ્તુ જ્યાં હોય ત્યાં દૃષ્ટિને એકાગ્ર કરવી. દૃષ્ટિ એકાગ્ર કેવી રીતે કરવી તે આગળ જણાવેલું છે. એકાગ્ર થએલા માણસમાંથી જેણે તે વસ્તુ ઠેકીને અવાજ કર્યો હોય તેનો જમણો હાથ અભ્યાસીએ પોતાના ડાબા હાથમાં લેવો અને તેને કહેવું કે 'જે જગ્યાપર તે વસ્તુનો અવાજ કર્યો હોય તે જગ્યા ઉપર સરળ દૃષ્ટિ રાખ.' એમ કહેતાં તેણે તેમ કર્યું એટલે તેને તેનો હાથ ન છોડતાં બે ત્રણ ડગલાં ચાલવાનું કહેવું. જે દિશાએ તે વસ્તુ ઠોકી હતી તે દિશા તરફ જ તેનાં પગલાં આપોઆપ ઉપડશે. અભ્યાસીએ તે વખતે પોતાની એકાગ્ર દૃષ્ટિ એ માણસના પકડેલા હાથ ઉપર જ રાખવી. એ ક્રિયાથી સ્વાભાવિક રીતે જ તેના હૃદયમાં તે વસ્ત ઠોકવાની જગ્યા તરફ તેનો હાથ વાળવાની સ્ફૂર્તિ ઉત્પન્ન થશે. તેની તરફ અભ્યાસીએ બરાબર દૃષ્ટિ રાખવી. એ પ્રમાણે અવાજ નીકળવાની જગ્યાની દિશા થોડી વારમાં તમારા લક્ષમાં આવશે એટલે ફક્ત તે વસ્તુ શોધી કાઢવાનું જ કામ રહ્યું. તમારી અને તેની એ વખતે એકતાનતા થઈ હોવાથી તે વસ્તુ રાખેલી જગ્યા તરફ જવાને તે માણસ આતુર થએલો છે એમ તેના પકડેલા હાથની માંસપેશીઓ અથવા સ્નાયુઓ (Muscles)ના ચલન વલન ઉપરથી સ્પષ્ટ તમારા કળવામાં આવશે; પછી તે સ્થળે રહેલી પ્રત્યેક વસ્તુપર તમારે તમારો હાથ ફેરવવો. એમ કરતાં કરતાં ખરી વસ્તુપર તમારો હાથ ફરતાં તેના પકડેલા હાથની હકારસૂચક સૂચના—રક્તવાહિનીમાંના ધક્કાની નૈસર્ગિક સૂચના અને તે વસ્તુનો અવાજ જે તમારા કાનમાં ઘૂમી રહેલો હોય તેની સાથે તમારે તાદાત્મ્ય થઈને 'આ તે જ વસ્તુ' છે એમ કહેવું. આ સર્વ કરવામાં એકાગ્ર દૃષ્ટિ અને ચાતુર્ય એનું માત્ર યથાયોગ્ય સંમિશ્રણ થએલું હોવું જોઇએ. અભ્યાસીને તેમાં એકદમ સફળતા તો નહિ મળે, તેણે એવો અભ્યાસ દસ-પંદર દિવસ સતત શ્રમપૂર્વક કરવાથી જ વિજય મળવાની શરૂઆત થશે. આ અભ્યાસ વિચારવાચનમાં બહુ જ ઉપયોગી થાય છે.

## પરિચ્છેદ ૧૨ મો.

## વિચારવાચન અથવા થૉટ રીડિંગ.

વિચારવાચનના અભ્યાસમાં કોઈના ઇંદ્રિયસ્પર્શની આવશ્યકતા રહેતી નથી. તેમાં ફક્ત પરસ્પર મનોગત વિચાર એક બીજાએ જાણવાના હોય છે. વિચાર છોડનાર એ વિચારવિક્ષેપક અને બીજો વિચાર વાંચનાર

વિચારગ્રાહક કહેવાય છે. વિચારવાચનશક્તિવડે બીજાના મનપર આકર્ષણક્રિયાથી, શબ્દોથી કિંવા ચિત્રરૂપે સંદેશાની રવાનગી કરી શકાય છે અને તે સંદેશ સંદેશવિક્ષેપકે જે રીતે મોકલ્યો હોય તે જ રીતે વિચારગ્રાહક ગ્રહણ કરી શકે છે. આ બન્ને ક્રિયા સર્વથા શાંત મનોવૃત્તિ અને એકાગ્રતા ઉપર અવલંબી રહેલી છે.

સંદેશવિક્ષેપક અને સંદેશગ્રાહક બેઉ વચ્ચે કોઈ જાતનું વૈમનસ્ય ન હોવું જોઇએ અને ખાસ પ્રેમ હોવો જોઈએ. પ્રેમ વિના મનાકર્ષણ થતું નથી. ધારો કે આપણો કોઈ સ્નેહી પરદેશમાં માંદો પડયો છે અને આપણે તે કાંઇ જાણતા નથી; પરન્તુ નિસર્ગદેવતા આપણા મનમાં ભીતિ ઉત્પન્ન કરે છે અને જ્યારે આપણે ખરી વાત જાણીએ છીએ ત્યારે જ પેલા કારમી ભીતિનું કારણ આપણા સમજવામાં આવે છે. ભીતિ જે નૈસર્ગિક રીતે ઉત્પન્ન થાય છે, તે સ્નેહના આકર્ષણનું પરિણામ હોય છે.

**વિચારવાચનની પહેલી રીત**—વિચારવાચન કરતાં પોતાનું ચિત્ત એકાગ્ર કરવું. એ કામમાં દુર્બીનનો બહુ ઉપયોગ થાય છે. કાચના દુર્બીનની જરૂર નથી. ચિત્રમાં દર્શાવ્યા મૂજબ કાગળનું ભૂંગળું—એક છેડે સાંકડું અને બીજે છેડે ગ્રામોફોનના હૉર્ન જેવું પહોળું ચાલશે. તે ભૂંગળામાં થઈને એકાગ્ર દૃષ્ટિથી અને એકાગ્ર મનથી એક આંખ મીંચીને બીજી આંખે જોવા લાગવું. એ ભૂંગળું વિચારવિક્ષેપણમાં બહુ ઉપયોગી થાય છે.

બાજુના ચિત્રમાં દર્શાવ્યા પ્રમાણે બે પ્રેમાળ માણસોએ એક ઓરડામાં એકાન્તમાં એકાગ્ર અંતઃકરણથી શાંતિમાં બેસવું. એકે પોતાની આંખે ચિત્રમાં બતાવ્યા મુજબનું દુર્બીન – ભૂંગળું રાખવું અને બીજાએ કાગળ પેન્સીલ લઇને બેસવું. પછી ટેબલપર કાગળ રાખીને બેસનારે દુર્બી-



વિચારવિક્ષેપણ અને ગ્રહણ [આકૃતિ ૨૪].

નના પહોળા મ્હોં તરફ કેવળ શાન્તપણે અને એકાગ્રતાથી પોતાની દૃષ્ટિ સ્થિર રાખવી. દૃષ્ટિ એકાગ્રતામાં પૂર્ણ સ્થિર થયા પછી આંખો મીંચીને દૃષ્ટિની એકાગ્રતા તેમ ને તેમ કાયમ રાખવી અને "તમારો કયો સંદેશ હું કાગળપર લખું ?" એવો પ્રશ્ન વિચારવિક્ષેપકને શાન્ત ચિત્તે સ્વગત જ પૂછવો. કેટલીક વાર થયા પછી વિચારવિક્ષેપક તરફથી ફેંકાયલા વિચારોનાં આંદોલનો તમારા મગજપર અથડાવા લાગશે. તમને જે વિચારો તે વખતે તમારૂં મગજ કાગળપર લખવાનું કહે, તે વિચાર તમારે તમારી સામેના ટેબલપરના કાગળમાં ઉતાવળ ન કરતાં શાંત ચિત્તે લખવા. શરૂઆતમાં પહેલાં ચૂકો થશે, પરંતુ અભ્યાસથી એ ટેવ વૃદ્ધિ પામતાં ખાત્રીથી યશઃપ્રાપ્તિ થશે.

ધારો કે એક મિત્ર કાશીમાં છે અને બીજો મિત્ર અમદાવાદમાં છે. તેમને પરસ્પરના મનોગત વિચારો રોજ અમુક સમયે જાણવા આવશ્યક છે. વિચારવિક્ષેપણથી અને વિચારગ્રહણથી એ પ્રકાર પણ કરી શકાય છે. માત્ર તે પ્રયોગ કરવા માટે બેસવાની તે બેઉ જણની રોજની વેળા અગાઉથી ઠરાવી રાખવામાં આવી હોવી જોઈએ, અને સંદેશો કોણે કોને મોકલવો તથા કોણે સ્વીકારવો, એ પણ અગાઉથી ઠરાવી રાખેલું હોવું જોઇએ. એવે વખતે દુર્બીનના ભૂંગળાનું પહોળું મ્હોં ગ્રાહકે પોતાની સામેની દિવાલપર પોતાની તરફ રાખીને તે ટાંગવું અને તે તરફ એકાગ્રતાથી, શાન્તપણે, પાછળ જણાવ્યા પ્રમાણે જોતા રહેવાથી મગજમાં વિચારલહરિ ઉત્પન્ન થવા લાગે એટલે લખવાની શરૂઆત કરવી. વિચારવિક્ષેપકે પોતાની આંખે દુર્બીન લગાવીને ગ્રાહક સામે છે એવી કલ્પનાપૂર્વક પાછળ બતાવ્યા પ્રમાણે એકાગ્ર ચિત્તથી વિક્ષેપણનું સ્વગત કામ શરૂ કરવું. આ પ્રયોગ બહુ જ અભ્યાસ અથવા આ વિદ્યામાં વિશેષ પ્રગતિ થયા વિના થઇ શકતો નથી.

આ વિદ્યાનો અભ્યાસ રોજ એક કિંવા દોઢ કલાકથી વધુ વખત કરવાનો શ્રમ લેવો નહિ, કારણકે તેમ કરવાથી માંદા પડવાનો સંભવ રહે છે. શરૂઆતમાં મુશ્કેલી જણાય કે નિષ્ફળતા મળે તો તેથી હતાશ થઇને અભ્યાસ છોડી દેવો નહિ, પણ પ્રયત્ન ચાલુ રાખવો.

**બીજી રીત**—વિચારવર્ધનની બીજી એક રીત એવી છે કે આપણે રાત્રે એકાન્તમાં બેસવું અને મન એકાગ્ર કરીને કોઈ પુસ્તકનાં પાનાં ગણ્યાવિના પુસ્તક ઉઘાડવું અને પાનાપરનો આંકડો જોયા વિના તે પાનાં કેટલાં છે તે વિષે મનમાં ને મનમાં પાંચ મિનિટસુધી એકાગ્ર

વિચારથી અનુમાન કરવું. વિચારને અંતે જે આંકડો પહેલાં મનમાં ઉદ્ભૂત થાય તે કાગળપર લખવો અને પછી પુસ્તકના પાનાનો આંકડો જોવો. શરૂઆતમાં ચાર-પાંચ આંકડાનો ફેરફાર માલૂમ પડશે, પણ આગળ વધતાં એ ફરક ઓછો થતો જશે અને અભ્યાસથી એ આંકડો બરાબર કહેતાં આવડી જશે.

**ત્રીજી રીત**—વિચારવર્ધનની ત્રીજી રીત એવી છે કે, બે મિત્રોએ એક ઓરડીમાં એકાન્તમાં એકાગ્રતાથી સ્વસ્થાન્તઃકરણે શાન્તચિત્ત બનીને બેસવું અને તેમાંના એકે પોતાના મનમાં વિચાર કરવાની શરૂઆત કરવી તથા બીજાએ તેના તે વિચારો પોતાના મગજપર વાંચવાની શરૂઆત કરવાનો પ્રયત્ન કરવો. એ પ્રમાણે રોજ અભ્યાસ કરવાનો પરિપાટ રાખવાથી ૬ માસની અંદર જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. બેઉએ ઉલટસુલટ વિચારવિક્ષેપણ અને વિચારગ્રહણ એ બેઉ ક્રિયાનો અભ્યાસ કરવો. આવા અભ્યાસથી સિદ્ધિ થયા બાદ બેઉ જણ એક બીજાથી ગમે તેટલા દૂર હોવા છતાં પરસ્પરના ગુપ્ત વિચારો જાણી શકશે. પ્રયોગ ચાલતો હોય ત્યારે મધ્યમાં જો આપણી વિચારશક્તિ થાકી ગઈ હોવાનો ભાસ થાય તો તુરત પ્રયોગ બંધ કરવો.

## પરિચ્છેદ ૧૩ મો.

# માનસિક છાયાચિત્રવિદ્યા અથવા મેન્ટલ ફોટોગ્રાફી.

માનસિક છાયાચિત્ર એ પણ માનસ વિદ્યાનો જ એક પ્રયોગ છે. આ પ્રયોગના સ્પષ્ટીકરણને અર્થે નીચે જે ચિત્ર આપ્યું છે તે જોવું. એક ઓરડીમાં એકાન્તમાં એકાગ્ર મનથી આરામમાં બેસવું. શરીરનો પ્રત્યેક અવયવ શાન્ત અને ઢીલો ( Passive and Relax ) રાખવો. શરીરે કપડાં ન હોય તો સારૂં અને કપડાં કાઢવાની ઇચ્છા ન હોય તો કપડાં ઢીલાં રાખવાં. કાગળના એક સફેદ ટુકડાપર કોઈ સ્થળે કાળી શાહીનું એક ટપકું કરવું. તે ટપકું કરીને ટપકામાં જ અમુક માણસનું તે ચિત્ર છે અથવાતો એ ટપકું જ પ્રત્યક્ષ માણસ છે એવી દૃઢ ભાવના મનમાં કરીને તેની સાથે મૈત્રી થાય એ ઈષ્ટ છે, અથવા અમુક માણસે મારી ઇચ્છા પ્રમાણે વર્તવું કિંવા અમુક માણસને હું મારી ઇચ્છા પ્રમાણે વર્તવા ફરજ પાડીશ, એવી તરેહની હરકોઇ સુવિચારી કલ્પના

તે ટપકાની હેઠળ લખવી અને પછી તે કાગળ હાથમાં પકડી રાખીને પાછળ કહ્યા પ્રમાણે એકાગ્ર ચિત્તથી તે વાક્ય વારંવાર વાંચવું અને ટપકા તરફ સલક્ષ્ય દૃષ્ટિપ્રક્ષેપણ કરવું. આ પ્રયોગ કરતાં કદી ઉતાવળાપણું કરવું નહિ. તે વાક્યનું વિચારપ્રક્ષેપણ ઇચ્છિત પૂર્ણ થાય ત્યાં સુધી રોજ એ પ્રમાણે કર્યા કરવું. આ પ્રયોગની સિદ્ધિ ૧૦-૧૫ દિવસમાં સેંકડે પંચોતેર ટકા પ્રાપ્ત થયાનું અનુભવ ઉપરથી માલૂમ પડયું છે. આ વિદ્યાનો ઉપયોગ ફક્ત પોતાને માટે અતિ ગુપ્તપણે કરવો અને તે પ્રકટ ન થવા દેવાની ખબરદારી રાખવી, કારણ કે આપણા અંતઃકરણનો વિચાર જો કોઈના સમજવામાં આવે તો તે પાર ન પડવા દેવાનો ઉલટો પ્રયોગ કરવામાં આપણા હિતશત્રુઓ પછાત રહેતા નથા.


માનસિક છાયાચિત્ર. [આકૃતિ ૨૫].

એક છેવટની સૂચના એટલી જ કરવાની છે કે આ અપૂર્વ શક્તિ કેળવીને તેનો ઉપયોગ દુષ્ટ માર્ગે કરી દુષ્ટ હેતુ સાધવા માટે યત્ન કદાપિ કરવો નહિ, કારણકે તેમ કરવાથી કદાચ શરૂઆતમાં ફાવી શકાશે પરન્તુ ઉત્તરોત્તર તેથી શક્તિનો હ્રાસ થતો જશે અને છેવટે પોતાની જ વિદ્યા પોતા ઉપર આફત લાવનારી થઈ પડશે.



## ખંડ ૫ મો

# મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમ.

### પરિચ્છેદ ૧ લો.

### મેસ્મેરિઝમ એટલે શું ?

**યોગવિદ્યા અને મેસ્મેરિઝમ**—મોહિની વિદ્યા અથવા મેસ્મેરિઝમ એ આપણી પુરાતન યોગવિદ્યાનો જ એક ભાગ છે. **મેસ્મેર** નામના એક વિદ્વાને તે યુરોપમાં પહેલવહેલી શોધી કાઢી તે ઉપરથી તેનું નામ 'મેસ્મેરિઝમ' પડ્યું છે. શ્રીમત્ શંકરાચાર્યે **અમરૂ** નામના રાજાના મૃતદેહમાં પ્રવેશ કરીને કામશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો અને તે દ્વારા **મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતીનો** પરાજય કર્યો હતો એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. એ પરકાયપ્રવેશવિદ્યા પણ યોગશાસ્ત્રનો જ ભાગ છે. દરેક મનુષ્યમાં એ શક્તિ રહેલી છે, પણ જે વિશિષ્ટ નિયમો, સાધનો વગેરે દ્વારા પોતાની શક્તિને કેળવે છે તે એ શક્તિદ્વારા આશ્ચર્યજનક કાર્યો કરી શકે છે. એ વિદ્યાના બે પ્રકાર છે: (૧) આરોગ્યકારક અને (૨) અલૌકિક કાર્યસાધક. પહેલા પ્રકારથી શસ્ત્રવિદ્યા વિના અનેક મોટા રોગોને સારા કરી શકાય છે, અને બીજા પ્રકારથી ચિત્ર–વિચિત્ર પ્રયોગો લોકોને બતાવીને આશ્ચર્ય તથા વિનોદ પમાડી શકાય છે.

**ત્રણ અવસ્થા**—મેસ્મેરિઝમની ત્રણ અવસ્થા છે. (૧) જાગૃતાવસ્થા (Waking State), (૨) નિદ્રાભ્રમણાવસ્થા (Somnambulism) અને (૩) પરોક્ષદર્શિતાવસ્થા (Clairvoyance). મેસ્મેરિઝમનો પ્રયોગ કરનાર પ્રયોક્તા અથવા વિધાયક (Operator) અને જેના દેહ ઉપર પ્રયોગ કરવામાં આવે છે તે પાત્ર અથવા વિધેય (Subject) કહેવાય છે. જાગૃતાવસ્થામાં પાત્રના બાહ્ય અવયવ ઉપર પ્રયોક્તાનું આધિપત્ય હોય છે. પાત્રનું જ્ઞાન સારૂં રહે છે અને પ્રયોક્તા જે જે કહે છે તે તે તે કરે છે. પાત્ર જાગૃતાવસ્થામાં હોવા છતાં તે પોતાના દેહ ઉપર અધિકાર ચલાવી શકતો નથી. શસ્ત્રક્રિયાના દુઃખનું પરિણામ પણ તેના ઉપર થતું નથી. નિદ્રાભ્રમણાવસ્થામાં શરીરનું રક્તાભિસરણ અને આંતરૂજ્ઞાન વ્યવસ્થિત હોય છે, પરન્તુ પાત્ર પ્રત્યક્ષ નિદ્રાવસ્થામાં દેખાય છે. તેની આંખો

મીંચેલી હોય છે અને અંતર્જ્ઞાનથી જ તે જોઈ તથા સાંભળી શકે છે. અંતર્જ્ઞાનથી અતિદુઃસાધ્ય કાર્યો પણ આ અવસ્થામાં પાત્ર કરી શકે છે. પરોક્ષદર્શિતાવસ્થામાં પાત્રને જગત્ ક્ષુદ્ર જણાય છે. તે પોતાની શક્તિથી ભૂત, વર્તમાન અવે ભવિષ્ય ત્રણે કાળ જોઈ શકે છે. આ અવસ્થા થોડા જ યોગીઓ સિદ્ધ કરી શકે છે.

**અભ્યાસની તૈયારી**—'આકર્ષણવિદ્યા' અને 'માનસિક સંદેશ-વિદ્યા' માં જે જે વિધિપ્રયોગ બતાવ્યા છે તે બધા મેસ્મેરિઝમના અભ્યાસીને ઉપયોગી છે. 'ઈચ્છાશક્તિ' અથવા 'વીલપાવર' ઉપર જ એ વિદ્યાનું બંધારણ રચાયું છે. મનુષ્યમાં જે વિદ્યુત્શક્તિ રહેલી છે, તે જ પ્રેમદ્વારા બીજાના દેહમાં પ્રવેશ કરીને ઇચ્છિત કાર્ય કરવા લાગે છે. આ જ **મોહિની વિદ્યા** અથવા **મેસ્મેરિઝમ** કહેવાય છે. તેટલા માટે પ્રત્યેક અભ્યાસીએ ઇચ્છાશક્તિની કેળવણી 'આકર્ષણવિદ્યા' તથા 'માનસિક સંદેશવિદ્યા' ના ખંડોમાં દર્શાવ્યા પ્રમાણે કર્યા પછી જ આ વિદ્યાના અભ્યાસમાં આગળ વધવું. એમ કરવાથી 'મેસ્મેરિઝમ' માટેનો અભ્યાસ ટૂંકો તથા સરળ થવા પામશે.

અભ્યાસીએ હમેશાં અભ્યાસ માટેનો એક જ વખત નક્કી કરવો નક્કી કરેલ વખતે બીજાં સેંકડો કામો હોય તોપણ તે પડચાં મૂકીને અભ્યાસમાં બેસવું. વળી અભ્યાસ માટેનું સ્થાન પસંદ કરવામાં કેટલુંક ધ્યાન રાખવાનું છેઃ તે સ્થાન સ્વચ્છ તથા શુદ્ધ હોવું જોઇએ. તે સ્થાન આહ્લાદક, અંધકાર વિનાનું અને બહુ જ ઉજાશ આવે તેવું પણ ન જોઇએ. અભ્યાસના સ્થાનની આસપાસ બહુ વસતી ન જોઇએ—બિલકુલ ન હોય તો વધારે સારૂં. હવા સારી રીતે આવજા કરે તેવું સ્થાન પસંદ કરવું. તે સ્થાન ઉત્તરાભિમુખ કિંવા પૂર્વાભિમુખ હોવું જોઇએ. દુર્ગન્ધ, બહુ ઠંડ કે બહુ તાપ અંદર આવવો ન જોઇએ. અભ્યાસીનો ઓરડો શ્વેત રંગથી રંગેલો હોય તો વધારે સારૂં; તેમાં ચિત્રો કાઢેલાં કે તસ્બીરો બાંધેલી ન હોવી જોઈએ. ઉપર છત બાંધેલી હોવી જોઇએ અને તે સફેદ રંગથી રંગેલી હોવી જોઇએ.

---

## પરિચ્છેદ ૨ જો.

---

# પ્રયોક્તા અને પાત્ર કેવાં હોવાં જોઇએ ?

**પ્રયોક્તા કેવો જોઈએ ?**—(૧) પ્રયોક્તાનો સ્વભાવ હમેશાં સ્થિર, નિર્ભય, પરોપકારી, ધાર્મિક અને સત્યભાષી હોવો જોઇએ. (૨) પ્રયોક્તા

જો પોતાના કાર્યમાં એક–બે વાર અફળ થાય, તો તેણે નિરાશ થઇને કાર્યનો ત્યાગ કરવો નહિ. (૩) સ્વાર્થ સાધવા માટે મેસ્મેરિઝમના પ્રયોગો કરવાની ઇચ્છા કદી પણ રાખવી નહિ. (૪) પ્રયોક્તાએ પાત્ર એવું બનાવવું જોઈએ કે જે પોતાની મેળે સ્વયંસિદ્ધતાથી પ્રયોગ કરવા દેવાને તત્પર હોય. (૫) પ્રયોક્તાએ રોજ અલ્પ ભોજન કરવું અને સ્નાન–ધ્યાનાદિની ધાર્મિક કૃત્યો યથાવિધિ કરવાં જોઈએ. (૬) પ્રયોક્તાએ માદક અને ઉષ્ણ વસ્તુનો સ્વીકાર કરવો નહિ. (૭) પ્રયોગ કરવો હોય તો અત્યન્ત મોટી મંડળીની વચ્ચે કરવો નહિ, કારણકે તેથી પ્રયોક્તાનું એકાગ્ર ધ્યાન નષ્ટ થવાનો સંભવ હોય છે. (૮) લોકોને ચમત્કાર દર્શાવવાના હેતુથી મેસ્મેરિઝમનો પ્રયોગ કરવો નહિ. (૯) પ્રયોગની અસર બહુ જોરદાર હોય અને અનેક ઉપાયોથી પણ પાત્રની નિદ્રાનો ભંગ થઈ શકતો ન હોય, તો પ્રયોક્તાએ ગભરાવું નહિ. કેટલાક વખત પછી પ્રયોગનું જોર આપોઆપ ઓછું થતું જશે અને પાત્ર પોતાની નૈસર્ગિક સ્થિતિમાં આવશેઃ એવો આત્મવિશ્વાસ પ્રયોક્તાએ રાખવો. એવે વખતે જો પ્રયોક્તા ગભરાઈ જાય અને અસ્વસ્થ ચિત્તાવસ્થામાં આવી જાય, તો પાત્રનું મન અનેક વિચારયુક્ત થઇને તેને અત્યંત કષ્ટ થવા પામે. (૧૦) પ્રયોક્તાએ જમ્યાબાદ થોડી વારે પ્રયોગ કરવો પણ ક્ષુધિતાવસ્થામાં તો પ્રયોગ કદી ન કરવો. (૧૧) કસરત કરીને પ્રયોગ ન કરવો. (૧૨) અધિક શીત કે અધિક ઉષ્ણ એવી ઋતુમાં પ્રયોગ કરવો નહિ. (૧૩) એક જ દિવસ બે પાત્ર કરતાં વધારે પાત્રોપર પ્રયોગ કરવો નહિ. (૧૪) પોતાથી વધારે બળવાન પાત્ર ઉપર પ્રયોગ કરવો નહિ. (૧૫) રોગીની અવસ્થામાં રોગ ઉપર પ્રયોગ કરવો નહિ.

**પાત્ર કેવું જોઇએ ?**—(૧) જેના કેશ પીળા અથવા ભૂરા હોય, મુખમુદ્રા અપ્રસન્ન હોય અને ઘેલછાભરી દેખાતી હોય, જે શક્તિમાં દુર્બળ હોય, દેહથી રોગગ્રસ્ત હોય અને જેની શરીરકાન્તિ નેત્રને અપ્રસન્ન કરનારી હોય એવા પાત્રને પસંદ કરવું નહિ. (૨) જેનો સ્વભાવ પ્રયોક્તાના સ્વભાવથી વિરૂદ્ધ હોય અને જે બળમાં પણ તેનાથી ન્યૂન હોય તેવા પાત્રની પસંદગી કરવી નહિ. (૩) જે માણસની આંખની પૂતળીઓ કાંઇક સફેદાઈ ઉપર હોય, તે પ્રયોગને માટે અયોગ્ય હોય છે. (૪) જે માણસ પરોપકારી, ઈશ્વરપ્રત્યે શ્રદ્ધા રાખનાર, દુઃખિતનું દુઃખ હરણ કરવામાં તત્પર અને અપવિત્ર માનેલી વસ્તુઓનો ત્યાગ કરનારો હોય, એ પાત્રને પ્રયોક્તાએ પ્રયોગનમાટે પસંદ કરવું. (૬) સુકુમાર કોમળાંગી સ્ત્રીઓ

અને નાની વયનાં બાળકો પ્રયોગ માટે અયોગ્ય હોય છે.

**રોગનિવારક પ્રયોક્તા કેવો જોઇએ?**—(૧) રોગનિવારણ કરનારો પ્રયોક્તા એવો જોઇએ કે જે મહાત્મા, જિતેન્દ્રિય, પરોપકારી, અને નિરપેક્ષ હોય. (૨) પ્રયોક્તા આત્મશ્લાઘા કરનારો ન હોવો જોઇએ, અને કીર્તિ મેળવવાની ઇચ્છાથી પ્રેરિત થઇને હરકોઇ માણસના દેખતાં પ્રયોગ કરવાને તત્પર ન હોવો જોઇએ. (૩) રોગનિવારણ કરવા માટે પ્રયોગ કરવા બેસવા માટેના સ્થાને પાત્ર અને પ્રયોક્તા એ બે સિવાય બીજું કોઈ હોવું ન જોઈએ. (૪) રોગનિવારણ પૂર્ણ થાય ત્યાંસુધી પ્રયોક્તાએ પાત્રથી દૂર થવું ન જોઈએ, નહિંતો કરેલો પ્રયોગ નિષ્ફળ જાય છે. (૫) ચિકિત્સા કરતી વખતે રોગીને હરેક પ્રકારે સાવધચિત્ત રાખવો અને મધુર ભાષણથી તેના ચિત્તને સંતુષ્ટ રાખવું. (૬) પ્રયોક્તાએ સદાસર્વદા સાવધાન રહીને સ્થિરચિત્ત તથા આનન્દી રહેવું જોઇએ. (૭) જો પ્રયોક્તા અને પાત્ર વચ્ચે રૂધિરસંબંધ હોય છે એટલે કે બેઉ વચ્ચે કાંઈ સગાઈ-સંબંધ હોય છે અથવાતો અંતઃકરણપૂર્વકના પ્રેમનો સંબંધ હોય છે, તો તત્કાળ આરોગ્યપ્રાપ્તિ થાય છે. (૮) ચિકિત્સા હમેશાં અમુક ઠરાવેલ વખતે જ નિયમિત રીતે કરવી, કારણકે વખત ઉલટપાલટ કરવાથી વિપરીતાવસ્થા ઉત્પન્ન થાય છે. (૯) રોગનિવારક પ્રયોગ બે કલાક કરતાં વધુ કલાક કરવો નહિ. વળી એકી વખતે એક કરતાં અધિક માણસો ઉપર પણ પ્રયોગ કરવો નહિ. (૧૦) ચિકિત્સા કરતી વખતે પ્રયોક્તાએ નિર્ભય, સ્વસ્થચિત્ત, આત્મવિશ્વાસયુક્ત, દૃઢચિત્ત, ધૈર્યાવલંબી, કાર્યક્ષમ અને સ્થિરબુદ્ધિ રહેવું.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## મેસ્મેરિઝમના અભ્યાસનાં સાધનો.

**અભ્યાસીના ગુણો**—મેસ્મેરિઝમનો અભ્યાસ કરવા ઇચ્છનાર સ્ત્રી-પુરૂષે પહેલાં એ લક્ષમાં રાખવું જોઇએ કે પોતે સર્વ પ્રકારે નીરોગી, સ્વચ્છ અને યુવાવસ્થામાં બ્રહ્મચારી રહેવું. દૃષ્ટિ સ્થિર રાખીને નેત્રજ્યોતિમાં આકર્ષણશક્તિ ઉત્પન્ન કરવી એ મેસ્મેરિઝમનું મૂળ સાધન છે. મેસ્મેરિઝમનો જિજ્ઞાસુ પહેલાં પોતાની દૃષ્ટિ સ્થિર કરીને, દૃષ્ટિશક્તિની તીવ્ર ધારણા થયા પછી, પોતાના નેત્રમાં જે તેજ ઉત્પન્ન કરી લે છે, તેની પ્રભાના જોરથી બીજા મનુષ્ય પાસેથી પોતાની ઇચ્છામાં

આવે તે કાર્ય કરાવી લઇ શકે છે. એવી રીતે દૃષ્ટિનું તેજ ઉત્પન્ન થયા પછી અભ્યાસથી વધારવામાં આવે અને પ્રયોગ વખતે મનમાં જે ક્રોધ ઉત્પન્ન થાય અને ક્રોધપૂર્વક સાચી વસ્તુપર દૃષ્ટિપાત કરવામાં આવે તો તે વસ્તુ બળીને ભસ્મીભુત થઈ જાય છે.

**દૃષ્ટિતેજ**—જે વશીકરણશક્તિનો ઉપયોગ પ્રયોકતા પાત્ર ઉપર કરે છે, તે વશીકરણશક્તિ પણ નેત્રમાં જ રહેલી છે. એ શકિત ન્યૂનાધિક પ્રમાણમાં પ્રત્યેક મનુષ્યના નેત્રમાં રહેલી છે, પરંતુ સૌ તે કળી શકતા નથી. એક બાળક રડતું હોય અને આપણે જો પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેની તરફ જોઈને તેની સમીપે બેઉ હાથ પહોળા કરીએ તો તે બાળક રડતું અટકીને આપણા બાહુપાશમાં આવે છે એ વાત સૌ કોઈ જાણે છે. પણ જો એ જ દૃષ્ટિમાં ક્રોધ દર્શાવીએ તો તેથી બાળક વધારે રડવા લાગે છે. આ બેઉમાં માત્ર દૃષ્ટિ જ કારણીભૂત છે.

**વિચારશક્તિ**—મનુષ્યની શકિતઓમાં વિચારશકિત અતિ પ્રબળ છે. મનુષ્યના મનમાં જે કાર્ય કરવાની લહેર ઉત્પન્ન થાય છે તે પહેલાં વિચારશક્તિની સાથે ટક્કર લે છે અને પછી વિચારશકિત તેનો નિર્ણય કરીને તેના કાર્યમાં તેને પરિણત કરવાને પ્રેમાલિંગન આપીને તેની ગ્રાહ્યતા કબૂલ કરે છે અને પછી જ તે લહરિનું કાર્ય થએલું દૃષ્ટિએ પડે છે.

મનુષ્યના શરીરમાં જે વિદ્યુતશકિત છે તે જ સંચાલનશકિત છે. જગત્‌ના પ્રાણીમાત્રને પોતપોતાના કાર્યમાં નિમગ્ન કરી મૂકનારી એ જ શકિત છે. મેસ્મેરિઝમનું કાર્ય કરનારને એ શકિતનો બહુ જ ઉપયોગ કરવો પડે છે. વિદ્યુતશક્તિની સહાયથી સંયુકત વિચારશક્તિ સર્વ માનસિક વિચારકામના પૂર્ણ કરે છે. આ વિદ્યુતશક્તિનો પ્રભાવ એવો છે કે તેની દ્વારા મનુષ્યનું મન અગણિત ગાઉના અંતસુધી નિમિષ માત્રમાં જઇ શકે છે અને ત્યાંની સર્વ વાતો જુએ છે. શરીરનાં સર્વ કાર્યો આ બે જ શકિતદ્વારા પરિપૂર્ણ થાય છે. વિદ્યુતશકિત સિવાય વિચારશકિત પાંગળી છે.

મેસ્મેરિઝમમાં સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પહેલાં દૃષ્ટિનું બળ વધારવું જોઇએ, અને દૃષ્ટિનું બળ વધારવાના ઉપાયો* 'આકર્ષણવિદ્યા' તેમ જ 'માનસ સંદેશવિદ્યા'માં દર્શાવ્યા છે તે પ્રમાણે વર્તવું. પછી વિચારશક્તિ અને ઇચ્છાશકિત દૃઢ કરવી જોઈએ અને તેના માર્ગો પણ એ ખંડોમાં દર્શાવેલા છે.† એ શકિતને કેળવ્યા પછી તમારે વાણીનું બળ કેળવવું જોઇએ

---

* જુઓ ખંડ ૨ જો, પરિ. ૫ મો, અને ખંડ ૪ થો, પરિ. ૭ મો.

† જુઓ ખંડ ૨ જો, પરિ. ૨ જો અને ખંડ ૪ થો, પરિ. ૨-૩-૪-૫.

જેનો માર્ગ પણ ઉપર્યુક્ત વિદ્યાના ખંડોમાં આપેલો છે.* એટલી શક્તિની કેળવણી કર્યા પછી જ તમે મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમમાં આગળ વધી શકશો. મેસ્મેરિઝમના અભ્યાસ માટે તમારે આ પૂર્વે આપેલા ચાર ખંડનો અભ્યાસ કરવો, તેમાંની સૂચનાઓને તમારે મેસ્મેરિઝમ માટેના પ્રાથમિક અથવા પ્રાવેશિક પાઠો જ સમજી લેવા અને પછી આગળ વધવું. પૂર્વોક્ત સૂચનાઓનું અહીં ફરીથી પિષ્ટપેષણ કરી કાળક્ષેપ નહિ કરવા માટે અત્રે આટલું સૂચન કરેલું છે.

**મેસ્મેરિઝમથી શું શું કરી શકાય?**—મેસ્મેરિઝમના જોકે અનેક ભેદ અને પ્રકાર છે, તોપણ મુખ્યત્વે કરીને મેસ્મેરિઝમના પ્રયોગ એ પ્રકારના જ હોય છે. મેસ્મેરિઝમથી જોકે અનેક બાબતો કરી શકાય છે તોપણ નીચેની સાત બાબતો તેમાં મુખ્ય છે:-(૧) રોગનું નિવારણ કરવું. (૨) મૃતાત્માઓ સાથે વાર્તાલાપ કરવો અને તે જાણવો. (૩) ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાતો જાણવી. (૪) ઘેર બેઠાં અનેક ગાઉપર બનેલા બનાવો જાણવા. (૫) ગુપ્ત વાત પ્રકટ કરવી. (૬) મૃતાત્માઓને બોલાવીને તેમને બધી વાતો સમજાવી દેવી. (૭) વ્યાપાર વહેવાર સંબંધી બાબતો, ચોરી વગેરે પકડવાના પ્રયોગો.

## પરિચ્છેદ ૪ થો.

## પ્રયોક્તા અને પાત્ર વચ્ચેનું તાદાત્મ્ય.

**પ્રેમ અને તાદાત્મ્ય**—મન એ અદૃશ્ય પદાર્થ છે-સૂક્ષ્મ તત્ત્વ છે, તોપણ તેનામાં પરસ્પર આકર્ષણ કરવાનો ધર્મ રહેલો છે. બે મન એકત્ર થાય છે-તેનું તાદાત્મ્ય થાય છે-તે થોડા વધુ પ્રમાણમાં તો એક બીજાથી તદાત્મ જ થાય છે અને તે કેટલોક વખત એકત્ર રહે, તેમનું સંઘટ્ટન થાય એટલે તો તેમનું સારૂં તાદાત્મ્ય થાય છે. મિત્ર-મિત્રનો સ્નેહ જામે છે, તરુણ-તરુણીનો પ્રેમ જોડાય છે અને વિયોગથી દુઃખ થાય છે, એ અનુભવ સર્વ કોઈને હોય છે. માતા અને પુત્રનું સંઘટ્ટન ઠેઠ ગર્ભથી શરૂ થાય છે અને તેથી પરસ્પર જે તાદાત્મ્ય ઉત્પન્ન થાય છે તે લોકોત્તર હોય છે. તેવું જ તાદાત્મ્ય ખરાં પ્રેમી દંપતીમાં માલૂમ પડે છે. પ્રયોક્તા અને પાત્રની વચ્ચે જ્યારે તાદાત્મ્ય થાય છે, ત્યારે જ પ્રયોક્તા પાત્ર ઉપર પ્રયોગ કરી શકે છે અને એ તાદાત્મ્યની પૂર્વે પાત્રને પ્રયોક્તા ઉપર પ્રેમ, વિશ્વાસ અને અધીન વૃત્તિ હોવાં જોઇએ.

* જુઓ ખંડ ૪ થો. પરિ. ૪-૭.

**ગોકળગાયનું તાદાત્મ્ય અને તેનું તારયંત્ર**—ચોમાસાના દિવસોમાં ગોકળગાય નામનાં જંતુઓ ભીની જગ્યામાં પેદા થાય છે, એમાંની બાવન ગોકળગાયો લઈને તેમાંની બબ્બે ગોકળગાયોને એક એક ટીનની કિંવા લાકડાની દાબડીમાં મૂકવી, એટલે એકંદર છવીસ દાબડીઓ થશે. દાબડીઓમાં હવાની આવજા માટે નાનાં છિદ્રો રાખવાં અને તેમના જીવનને ઉપયોગી શેવાળ જેવો પદાર્થ પણ અંદર મૂકવો. એ બધી દાબડીઓને એકાદ મહિનો ઢાંકી રાખવી. જોઇએ તો કોઈવાર તેનાં ઢાંકણાં ઉઘાડીને ખુલ્લી હવા તેમાંની ગોકળગાયોને ખાવા દેવી, માત્ર તેમાંની એકકે ગોકળગાયને હલાવવી નહિ. ધ્યાન રાખજો કે એ બે ગોકળગાયો ઘણો વખત એક બીજીને વળગીને જ રહેલી હશે. એક મહિનો થાય એટલે દરેક દાબડી ઉપર એ. બી. સી. ડી. એ પ્રમાણે છવીસે અંગ્રેજી અક્ષરોની ચીઠ્ઠીઓ ચોઢી દેવી. પછી તેવી જ બીજી છવીસ દાબડીઓ લાવવી અને તે ઉપર પણ છવીસ અક્ષરોની ચીઠ્ઠીઓ ચોડવી. એ પ્રમાણે બાવન દાબડીઓ થાય, એટલે 'એ' અક્ષરવાળી દાબડીમાંની બે ગોકળગાયમાંની એકને લઈને 'એ' અક્ષરવાળી ખાલી દાબડીમાં મૂકવી. એ પ્રમાણે છવીસે ખાલી દાબડીઓમાં પેલી છવીસ દાબડીઓમાંની ગોકળગાયો પૂરવી. પહેલી દાબડીઓની પેઠે જ આ દાબડીઓમાં પણ થોડો કાદવ, શેવાળ વગેરે રાખવું અને હવાની આવજા માટે કાણાં રાખવાં. એ પ્રમાણે છવીસ-છવીસ દાબડીઓના બે સેટ તૈયાર થયા એટલે તેમાંનો એક સેટ એક મિત્ર પાસે રાખવો અને બીજો સેટ બીજો મિત્ર પોતાને ત્યાં-બીજે ગામ કે પાંચસો ગાઉ જેટલા દૂર બીજા દેશમાં ભલે લઈ જાય. બેઉ મિત્રોએ એક દિવસ ઠરાવી રાખવો, તે દિવસે બપોરે કિંવા સવારે એ ગોકળગાયના તાર-યંત્રવડે અમુક સંદેશો મોકલવાનું ઠરાવી રાખવું. બેઉ સ્થળે બેઉ મિત્રોએ નીમેલે વખતે તે સર્વ દાબડીઓ ઉઘાડવી અને એક જણે એક દાબડી હાથમાં લઈને તેમાંની ગોકળગાય હાલે ત્યાંસુધી તે દાબડીને હલાવવી. આમ કરવાથી ચમત્કાર એ થશે કે બીજા ગામમાં રાખેલી દાબડીઓમાંની તે જ અક્ષરમાંની ગોકળગાય પણ હાલવા લાગશે! દાખલા તરીકે 'એસ' અક્ષરવાળી ગોકળગાયને હલાવવાથી બીજે ગામ રહેલી 'એસ' અક્ષરવાળી દાબડીમાંની જ ગોકળગાય હાલવા લાગશે કારણકે એ બેઉ ગોકળગાયોનું તાદાત્મ્ય થઈ રહેલું છે. એ જ પ્રમાણે 'ઇ' અક્ષરવાળી ગોકળગાયને હલાવવાથી બીજે સ્થળે પણ 'ઇ' અક્ષરવાળી દાબડીમાંની ગોકળગાય હાલવા લાગશે. એ જ પ્રમાણે 'એન' અને 'ડી' અક્ષર

વાળી પણ ગોકળગાય હાલવા લાગે એટલે સમજવું કે એક મિત્રે 'સેન્ડ' (send) શબ્દ ગોકળગાયના તારયંત્ર મારફતે રવાના કર્યો! એ જ પ્રમાણે જો એક દાબડીને તાપ ઉપર મૂકીને ગોકળગાયને મારી નાંખવામાં આવે તો બીજા ગામની એ જ અક્ષરવાળી દાબડીમાંની ગોકળગાય પણ મરી જશે! આટલેસુધી એ જંતુઓનું તાદાત્મ્ય થએલું હોય છે! તાદાત્મ્ય થવાની જે વૃત્તિ ગોકળગાયમાં રહે છે તે બીજાં કોઈ પ્રાણીઓમાં નહિ હોવાથી આવું તારયંત્ર બીજાં કોઈ પ્રાણીઓનું થઈ શકતું નથી. ગોકળગાય એકત્ર રહેવાથી એક બીજીને ભેટીને જ પડી રહે છે અને સહજમાં તે છૂટી પડી શકતી નથી. બીજાં પ્રાણીઓમાં એ ગુણ હોતો નથી. આવું તાદાત્મ્ય મેસ્મેરિઝમના પ્રયોક્તા અને પાત્રમાં જ્યારે થાય છે ત્યારે પ્રયોક્તાની ઇચ્છાને વશ પાત્ર થઈ રહે છે.

**શ્રદ્ધાની જરૂર**—તાદાત્મ્યમાં સાત્વિકપણું, પ્રેમાળપણું, શાન્તતા અને પવિત્રતા જેમ કારણીભૂત છે, તેમ શ્રદ્ધા પણ છે. શ્રદ્ધાથી પણ પુષ્કળ ચમત્કાર દેખાય છે. ત્રિકાળદર્શી આયનો કે વીંટી કે કાજળીમાં જોનાર તથા દેખાડનાર વચ્ચે તાદાત્મ્ય થયું હોય છે અને જોનારમાં શ્રદ્ધા હોય છે તેથી જ દેખાડનાર પોતાની મરજી પ્રમાણેનાં દશ્યો બતાવી શકે છે. શ્રદ્ધા નાની વયના છોકરાઓમાં વિશેષ હોય છે તેથી જોવા માટે નાની વયના છોકરાને પસંદ કરવામાં આવે છે. એ જ રીતે મંત્રો પણ સિદ્ધ થાય છે.

**વાક્સિદ્ધિ**—આ વિદ્યામાં મૂળ બે વાત છે. એક વાત હાથ ઉતારા કરીને મનુષ્યને પોતાના કબ્જામાં આણવો અને બીજી વાત વાક્સિદ્ધિ. આપણા ભાષણથી, આજ્ઞાથી કિંવા વાણીબળથી તેના મન ઉપર અમુક અસર કરવી તે વાક્સિદ્ધિ કહેવાય છે. આ ગુણ સાધુસંતમાં બહુ જ હોય છે. આ વાક્સિદ્ધિમાં કિંવા પ્રયોક્તાના પવિત્ર આશીર્વાદમાં એવો કાંઇ વિલક્ષણ ચમત્કાર છે કે તેના યોગથી કોઇથી ન કહી શકાય તેવું ભવિષ્ય પણ તે કહી શકે છે અને તે ખરૂં હોય છે. મરેલાને જીવતા કર્યાના દાખલા અને અપુત્રને પુત્ર આપ્યાના દાખલા ઈતિહાસમાં જાણીતા છે તે આ સિદ્ધિનો જ ચમત્કાર છે.

## પરિચ્છેદ ૫ મો.

## હાથ ઉતારા અથવા પાસીઝ.

**કેવી રીતે બેસવું ?**—મેસ્મેરિઝમનો પ્રયોગ કરવા માટે પહેલાં એકાન્ત શાન્ત જગ્યા પસંદ કરવી અને ત્યાં જ એ પ્રયોગ કરવાનું ઠરાવવું.

મન વ્યગ્ર થાય એવું કાંઈ પણ ત્યાં હોવું જોઈએ નહિ. પછી આપણા રોગીને કિંવા જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તે પાત્રને આપણી સામે ખુરશીપર બેસાડવો અને બીજી તેના કરતાં જરા ઉંચી ખુરશી લઇને આપણે તેની સામે એવી રીતે બેસવું કે જેથી આપણા પગ તેના પગથી બહાર પડતા રહે અને તેના પગને જરા અડકે.



કેવી રીતે બેસવું [આકૃતિ ૨૯]

**પાત્રની શ્રદ્ધા ઉત્પન્ન કરો**—આપણે તેની સાથે સંભાષણ કરવું તે ધીમેથી, શાંત અને મૃદુતાભર્યા સ્વરે કરવું. તે નાસ્તિક છે, પાખંડી છે એવી વાત મનમાં પણ લાવવી નહિ. તે ભક્તિમાન અને શ્રદ્ધાળુ માણસ છે એમ માનીને જ આગળ ચાલવું. તેનો સંશય કિંવા નાસ્તિકપણું દૂર કરવાનો યત્ન ખાસ કરવો નહિ. શાંતિ, ધીમાશ, મૃદુ સ્વભાવ અને આત્મવિશ્વાસ રાખવો એ આપણું કામ છે તે લક્ષમાં રાખવું. આપણે પાત્રને કહેવું કે આ પ્રયોગ થવામાં કાંઈ અશક્યતા જેવું છે જ નહિ તમારામાં જે આત્મશક્તિ છે તેનો જ ઉપયોગ તેમાં કરવાનો છે, પરન્તુ તે હમેશની વહેવારૂ પદ્ધતિ કરતાં કાંઇક જૂદી રીતે કરવાનો છે, વિશેષમાં તેને કહેવું કે આમાં તમારી ઇચ્છાવિરૂદ્ધ કશું કરવાનું નથી. એમ કહેવાથી તેનો તમારા પર વિશ્વાસ બેસશે અને તેનું લક્ષ તમારી તરફ લાગી રહેશે. એટલું ધ્યાનમાં રાખવું કે એ પ્રયોગના અનુભવ લેનારને એ કેમ બને છે તેની પરિપૂર્ણ માહિતી મળે ત્યાંસુધી તેના ઉપર પ્રયોગ કરવો નહિ અને એટલું પણ યાદ રાખવું કે જો તે એકદમ ઉંઘમાંથી જાગૃત થાય નહિ તો તેને જગાડવાની ખટપટમાં પણ પડવું નહિ પણ તેને સ્વસ્થ રીતે ઉંઘવા દેવો, એટલે કેટલીક વારે તે પોતાની મેળે જાગૃત થશે.

**હાથ ઉતારાની પહેલી પદ્ધતિ**—હાથ ઉતારાને કેટલાકો માર્જન

પણ કહે છે. અંગ્રેજીમાં તેને (Passes) પાસીઝ કહે છે. આ પ્રયોગમાં જરા પણ ઉતાવળ કરવી નહિ. મસ્તક હમેશાં ઠંડું રાખવું. પ્રયોગના સ્થાનમાં બહુ ગરમી કે બહુ ઠંડી હોવી ન જોઇએ. પ્રત્યેક બેઠક વખતે મન ચલવિચલ ન થાય એવી તજવીજ રાખવી. રોગીને છૂટથી—ઢીલાં ગાત્રો સાથે બેસવા કહેવું અને આપણે તેની સામે બેસવું. આપણી બેઠક તેના કરતાં કાંઇક ઉંચી રાખવી. તેના પગ આપણા બે પગની વચ્ચે આવી જાય અને આપણા પગ બહાર પડતા રહે એવી રીતે બેસવું. તેને કહેવું કે તું હવે બીજા કશાનો વિચાર મનમાં લાવીશ નહિ. હવે શું થશે, મને કેવું લાગશે, એવું પણ મનમાં લાવીશ નહિ અને ભીતિ વગેરે છોડી દેજે. આ પ્રયોગથી તને જરા પણ દુઃખ થશે નહિ. એમ કહ્યા પછી એના હાથના બેઉ અંગુઠા આપણી બે આંગળીઓની ચપટી-ઓમાં પકડવા, એવી રીતે કે આપણા અંગુઠાની અંદરની બાજુ તેના અંગુઠાની અંદરની બાજુને અડે અને પછી આપણી દૃષ્ટિ તેની તરફ લગાડવી. એ પ્રમાણે બેથી પાંચ મિનિટસુધી સ્થિર રહેવું, તેટલી વારમાં આપણા અંગુઠાની અને તેના અંગુઠાની ઉષ્ણતા એકસરખી થઇ જશે. ઉષ્ણતા એકસરખી થાય એટલે આપણા હાથ પાછા ખેંચી લેવા અને તે જમણી તથા ડાબી બાજુએ પસારવા. પછી તે એવી રીતે ફેરવવા કે અંદરની બાજુ બહાર આવે. પછી બેઉ હાથ મસ્તકપર અને બેઉ ખભા ઉપર થોડા ઉંચા ધરી રાખવા અને પછી તુરત જ ખભા ઉપર મૂકવા. ત્યાં એકાદ મિનિટસુધી હાથ મૂકી રાખીને તે હાથ ખભાના છેડાસુધી તેને થોડો થોડો સ્પર્શ કરતાં કરતાં નીચે લાવવા. એ પ્રમાણે પાંચ—છ વાર હાથ ઉતારા કરવા. દરેક વખતે હાથ થોડા ઝાડીને થોડા ઉલટા ફેરવીને પુનઃ તે મસ્તકપર ધરી રાખવા. ત્યાં એક ક્ષણભર હાથ ધરી રાખીને તે નીચે લાવવા અને લગભગ બે ઈંચનું અંતર રાખીને મ્હોંની સામેથી પેટ હેઠળની ડુંટી સુધી લાવવા. ત્યાં બે મિનિટ હાથ ધરી રાખવા. આપણા અંગુઠા ડુંટીપર રાખવા અને બાકીની આંગળીઓ પાંસળીઓની નીચે રાખવી. પછી તે હાથ ધીમે ધીમે નીચે લાવતાં પાત્રના ઘુંટણ કિંવા પગનાં તળીયાંસુધી લાવવા. પહેલો હાથ ઉતારો થઇ રહ્યો કે તુરત આપણા હાથ પુનઃ તેના મસ્તકપર લઈ જવા અને પછી બાકીના ઉતારા પણ એ જ પ્રમાણે કરવા. એમ કરતાં છતાં જો અર્ધા કલાકસુધીમાં કાંઈ જ પરિણામ ન આવે તો પછી બેઠક બંધ કરવી અને બીજે—ત્રીજે દિવસે તેવી જ બે—ત્રણ બેઠકો કરવી. એ પ્રમાણે બે—ત્રણ બેઠકો કિંવા

એક બે વધારે બેઠકો થયા પછી તેનું પરિણામ પાત્ર ઉપર થયા વિના રહેશે નહિ. આ પદ્ધતિ જરા મોડી સિદ્ધ થાય તેવી છે પણ બહુ ગુણકારી છે અને એક વાર એ પદ્ધતિથી પ્રયોગ લાગુ પડ્યો, એટલે પછી બીજી શીઘ્ર પદ્ધતિ કરતાં પણ વધારે જલ્દીથી તે અનુભવમાં આવવા લાગે છે.

**બીજી પદ્ધતિ**—અંગુઠાનું ટેરવું અને અનામિકાનું ટેરવું એ બેની વચ્ચે પાત્રનું કાંડું પકડવું એટલે આપણો અંગુઠો હથેળીની બાજુની તેની મધ્ય નાડીની ઉપર જ બરાબર આવશે. એ મધ્ય નાડીની શાખા અનામિકા અને ટચલી આંગળીની મધ્યમાં જ પ્રસરેલી હોય છે. એ પ્રમાણે તેનો હાથ પકડીને તેને આપણી તરફ નજર રાખવાનું કહેવું અને તેને એવી ભાવના મનમાં રાખવા જણાવવું કે 'હવે મારી ઉપર પ્રયોગ કરવામાં આવે છે.' આવી સ્થિતિમાં અર્ધી મિનિટ કિંવા થોડી વધારે વાર થાય એટલે તેને પોતાની આંખો બંધ કરવા કહેવું. તે પોતાની આંખો મીંચે એટલે આપણા છૂટા રહેલા બીજા હાથની આંગળીઓવડે તેની આંખોની પાંપણો દબાવવી. પછી તે હાથ તેના મસ્તકપર રાખવો અને અંગુઠો તેના કપાળ ઉપર નાકના મૂળને અડકાડીને રાખવો. બીજા હાથનો અંગુઠો મધ્યનાડી ઉપર જ રહેવા દેવો. પછી તેને ખાત્રીપૂર્વક કહેવું કે હવે તારાથી આંખો ઉઘાડી શકાશે નહિ. જો એમ કરવાથી તે ન ઉંઘવા લાગે તો તેની આંખોની પાંપણોપર બે ત્રણ વાર હાથ ફેરવવો, અને મનમાં એવી દૃઢ ઇચ્છા રાખવી કે તે નિદ્રિત થાય.

**ત્રીજી પદ્ધતિ**—પ્રયોક્તા અને પાત્ર એક બીજાની સામે બેસવું. હવે પોતા ઉપર પ્રયોગ કરવામાં આવનાર છે એવી પાત્રની પ્રતીતિ કરાવ્યા બાદ પ્રયોક્તાએ પાત્રનો ડાબો હાથ પોતાના જમણા હાથમાં અને જમણો હાથ ડાબા હાથમાં લેવો. પછી તેના કાંડાના સાંધા ઉપર મધ્યમાં જ આપણા અંગુઠાનાં ટેરવાં રાખવાં અને બાકીની આંગળીઓ પાછળ રાખવી. એમ કરવાથી પ્રયોક્તાના અંગુઠા પાત્રની મધ્યનાડીને દાબવા લાગશે. આ મધ્યનાડી મગજમાંની જ એક નાડી છે. એ નાડીનો ધર્મ મિશ્ર જ્ઞાનતંતુમાં ગતિ તથા જ્ઞાન એ બે ઉત્પન્ન કરવાનો છે. પછી જરા આગળ વધીને આપણી નજર પાત્રની ઉપર એકસરખી રીતે લગાડવી અને એ પ્રયોગ જરૂર અસર કરશે એવો વિશ્વાસ મનમાં રાખીને પાત્ર કહેવું કે 'હવે તારી આંખો મીંચ.' તે આંખો મીંચે એટલે ઉંઘ આવશે એવી ખાત્રી રાખીને એવા હાથ ઉતારા કરવા કે તેને ઉંઘ આવે

જ. પાત્રનું શરીર સ્વસ્થ જ હોવું જોઈએ અને પ્રયોક્તાનો મનમાં પ્રયોગ સિવાય બીજી કલ્પના પણ હોવી જોઈએ નહિ.

**ચોથી પદ્ધતિ**—પાત્રને આશાએશથી એક સગવડવાળી ખુરશીમાં બેસાડવું અને તેને પોતાના શરીરને તદ્દન ઢીલું તથા મનને તદ્દન શાન્ત કરવા ફરમાવવું. પાત્રનું મ્હોં ઉત્તર દિશા તરફ અથવા ઈશાન કોણ તરફ રાખવું અને પાત્ર સામે ઊભા રહીને હાથ ઉતારા કરવા. પાત્રના માથા તરફ તમારા બન્નેહાથ લઈ જઈ, ધીમે ધીમે તેના મ્હોં, ગળા અને છાતી આગળ લાવવા તથા હૃદયના ભાગ આગળ ઘણે દૂરથી હાથ રાખવો. બીજા ભાગો તરફ સહેજ નજદીકથી પણ શરીરને લાગે નહિ એમ હાથ ઉતારા કરવા. છાતીથી હાથ તરફ ને ત્યાંથી છેક પગ તરફ થઈ પગના છેડાસુધી જઈ એક ઝટકાની સાથે જાણે પગનાં તળીયાંમાંથી નીકળતા



લાંબા હાથ ઉતારા [આકૃતિ ૨૭].

કોઇ પ્રવાહી પદાર્થને તમે પકડતા હો તેમ સ્હેજ તમારાં આંગળાં વાળી, તમારા હાથ તમારી પીઠ પાછળ લઇ જઇ, ત્યાંથી તમારા માથા ઉપર થઈ પાછા પાત્રના માથાપર ખુલ્લા કરી, ફરીથી તે પ્રમાણે બીજો હાથ ઉતારો કરવો. ત્રણ ઉતારા તેવા કરવા. પછી ચોથા ઉતારામાં પાત્રના હાથનાં આંગળાં પાસે આવતાં તેને જરા હાથ લગાડવો. એવી રીતે કે જાણે તેનાં આંગળાંમાંથી કોઈ પ્રવાહી પદાર્થને કાઢી નાંખતા હોઇએ અને પગનાં આંગળાં પાસે આવતાં પણ તે જ પ્રમાણે કરવુ. એ પ્રમાણે દરેક હાથ ઉતારામાં અર્ધી મિનિટ લેવી અને એકંદરે એવા ૩૦ હાથ ઉતારા કરવા. એમ કરવાથી પાત્ર અર્ધ જાગૃત અને અર્ધ

ઉંઘમાં એવી શાન્ત હાલતમાં આવી જશે. કદાચ વધારે ઉંઘમાં પાત્ર પડી જાય તો તેને રૂમાલથી પવન નાંખીને જાગૃત કરવો. કદાચ બેશુદ્ધ થઈ જાય તોપણ ગભરાવું નહિ. "જાગૃત થાઓ" એમ કહીને રૂમાલથી પવન નાંખવાથી તે જાગૃત થશે. આને "લાંબા હાથ ઉતારા" કહે છે. આ હાથ ઉતારા સામાન્ય દર્દનાં દર્દીઓની ઉપર પ્રયોગ કરવા માટે કામ લાગે છે. દર્દી માટેના પ્રયોગમાં પાત્રને ઉંઘમાં નાંખવાની જરૂર પડતી નથી, એ જ પ્રમાણે જૂદાં જૂદાં દર્દોને માટે જૂદા જૂદા પ્રકારના હાથ ઉતારા કરવામાં આવે છે.

**પ્રયોક્તાને સામાન્ય સૂચના**—હાથ ઉતારા કરતી વખતે હાથ તદ્દન સ્વચ્છ અને સૂકા રાખવા. નખ વધેલા હોવા ન જોઈએ, બલકે ઉતારીને ટુંકા રાખવા. મોઢું સુગંધી તથા હોજરી સાફ રાખવી. કપડાં સ્વચ્છ તથા સાદાં રાખવાં. દર્દી ઉપર પ્રયોગ કરવો હોય તો પહેલાં માયાળુપણે તેની તબીયત પૂછવી, તેના દર્દની હકીકત પૂછવી, ઝાડાની કબજીઅત વિષે પૂછવું અને જેમ બને તેમ માયાળુપણે પ્રશ્નો કરીને તેનું દર્દ પીછાણી લઈને તે દર્દ પોતે મટાડશે જ એવી દર્દીમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવી. હાથ ઉતારા કરતાં જો હાથ દુઃખવા લાગે તો એક હાથ પાત્ર ઉપર મૂકીને તેને વિશ્રાન્તિ લેવા દેવી અને બીજે હાથે ઉતારા કરવા તથા હાથ અદલ-બદલ કરવા.

**પ્રયોગ સફળ થવાનાં ચિહ્નો**—મેસ્મેરિઝમનો પ્રયોગ પાત્ર ઉપર લાગુ પડવા માંડ્યો એટલે પાત્રના હાથની ગરમી ઓછી થવા લાગે છે, આંગળીઓ અને અંગુઠા ઠંડા પડવા લાગે છે અને છેવટે તો હાથ ભીંજાયલા જેવા લાગે છે. પાત્ર આપણી ઇચ્છિત સ્થિતિમાં આવ્યો, એટલે તેની આંખોની પાંપણો વિલક્ષણ રીતે મીંચાવા લાગે છે. તેની સામેથી હાથ ઉતારા કરવાથી તેની પાંપણો ચમત્કારિક દેખાવા લાગે છે. ધીમે ધીમે મીંચાઈને તે એટલી ગાઢ બંધ થઈ જાય છે કે પાત્ર તે ઉઘાડી શકતો જ નથી. કેટલાંક પાત્રો તો આંખો ખુલ્લી રાખવા છતાં નિદ્રાને વશ થઈ જાય છે, તોપણ તેની આંગળીઓનાં ટેરવાં ઠંડાં જણાવા લાગે છે, એટલે તે ઉંઘે છે એમ તુરત સમજી શકાય છે. બેઠક દર્મિયાન જ ફરીથી હાથ ઉના થવા લાગે, અથવા તો આંખો ઉંઘમાંથી ઉઘડવા લાગે, તેમ જ તે સારી પેઠે જાગૃત થાય, બેઠક એકદમ બંધ થઇ જાય તો, કિંવા શરીરમાંનો પ્રવાહ એકદમ નષ્ટ થાય તો પછી આગળ પ્રયોગ કરવાનું તમને ફાવશે નહિ. એમ સમજી લેવું. પણ નિરાશ થવાની જરૂર

નથી. બીજી બેઠક વખતે તેની ઉપર પ્રયોગ કરવાનું તમને સહેલું માલૂમ પડશે. મેસ્મેરિઝમમાં એટલું ધ્યાન રાખવાનું છે કે પ્રત્યેક પ્રયોગમાં થોડું પણ જો પરિણામ આવે તો તે ફોકટ જતું નથી. બીજા પ્રયોગ માટે તે ઉપયોગી થાય છે. આ માટે પ્રત્યેક બેઠકમાં થોડો થોડો અનુભવ લેતા જવું. આ અનુભવ ૩૦ થી ૪૦ મિનિટ કરતાં વધારે લેવો નહિ. નિખાલસ નિદ્રાની સ્થિતિ લાવવા માટે દસ, પંદર કિંવા સો બેઠકો પણ કરવી પડે છતાં નિરાશ થવું નહિ.

**પાત્રને કેવી રીતે સૂચના કરવી?**—એક અમેરિકન ગ્રંથકાર કહે છે કે પ્રયોગ કરનારે પાત્રને કેવળ હલકા સ્વરે ' તું ઉંઘી જા ' એવું કહેવું અત્યંત ઇષ્ટ છે. "તું ઉંઘ્યો, ઉંઘ્યો, બસ હવે તારાથી આંખો ઉઘડશે નહિ; હવે તને ગાઢ નિદ્રા આવી—આવી—જરૂર આવી." આવા ખાત્રીના શબ્દોની છાપ પાત્ર ઉપર પાડવાથી અસર થાય છે. પરન્તુ આધુનિક ગ્રંથકારો એવી સૂચના કરવાની હવે જરૂર માનતા નથી. એવી આજ્ઞા કરવી તે વાક્સિદ્ધિનો જ એક પ્રકાર છે. ડેલ્યૂજ નામનો ગ્રંથકાર એવી રીત સૂચવે છે કે પાત્ર આપણને જોઇએ તેવી સ્થિતિમાં આવે, એટલે તેને શાન્ત સ્વરે જે કાંઇ કહેવું હોય તે કહેવું; પણ એ બધાની પહેલાં તેને એટલું કહેવાનું ભૂલવું નહિ કે " તું અમુક વખતે જાગૃત થઇશ." એમ કહેવાનું વિસરી જવાથી મોટો ગોટાળો થાય છે; પણ તમે જો એવું કહી રાખ્યું હોય તો તમે કહેલ વખતે જ બરાબર તે જાગૃત થશે. માંદા પાત્ર ઉપર પ્રયોગ કરતાં તમારે જે કાંઈ કહેવું હોય તે અવશ્ય કહેવું જોઈએ. તેને કહેવું કે " તું હવે સાજો થયો છે—તારો રોગ ગયો છે; હવે ફરીથી એ રોગ આવવાનો નથી." વેદના થતી હોય તો તેને કહેવું કે " હવે તું જાગશે, એટલે તને કોઇ પ્રકારનું દુઃખ થશે નહિ અને ફરીથી તે કદિ ઉદ્ભવશે જ નહિ." જો પાત્ર કોઈ વ્યસનથી દુઃખ પામતો હોય તો તેના મનમાં તે માટે ભીતિ કિંવા તુચ્છકાર ઉત્પન્ન થાય તેમ કરવું અને તે વ્યસનથી તો પરાઙ્મુખ થાય એવી યુક્તિ યોજવી. દાખલા તરીકે તે દારૂબાજ હોય તો તેને કહેવું કે ' હવેથી દારૂની ગંધ જ તારાથી ખમાશે નહિ. તને તે ઉપર તિરસ્કાર આવશે. સૂગ ચડશે અને તને બકારી આવશે.' એમ કહેવાથી ફરીથી તે દારૂની સામે પણ નહિ જુએ. પાત્રમાં કોઈ ખાસ ગુણ ન હોય તો તેને ખાત્રીપૂર્વક સ્વરમાં કહેવું કે " તને જે ગુણ જોઈતો હતો તે ગુણ હવે તારામાં આવી ગયો છે." ધારો કે એક માણસને ગણિત આવડતું નથી અને તેને

ગણિત આવડે એવી તેની ઇચ્છા છે કિંવા તેને અમુક ખેલ આવડે એવી તેની ઇચ્છા છે; તો તેને કહેવું કે 'એ તું સહેલાઇથી કરી શકશે.' પછી તે ઉંઘમાંથી જાગતાં જ તમારી આજ્ઞા પ્રમાણે જ બરાબર કરશે અને તેમાં કાંઈ સંશય હશે તો તે વિસરી જશે. તેવી જ રીતે તે સત્યવક્તા કિંવા ઉત્સાહી થાય એવી તમારી ઇચ્છા હોય તો તેને તે બાબત સંબંધી યોગ્ય શબ્દોમાં સૂચના કરવાથી તેમ કરી શકાશે. વારંવાર એવી જ બેઠકો કરવાથી દરેક બેઠક વખતે થોડો થોડો ગુણ તેનામાં આપોઆપ આવતો જશે અને તેના વર્તન ઉપરથી તે ગુણ માલૂમ પડતો જશે. આવા પ્રયોગથી નઠારી ટેવોને દૂર કરી શકાય છે અને જ્ઞાનતંતુમાં થએલો બગાડો તથા અનેક પ્રકારના વિકારો પણ દૂર કરી શકાય છે, અને એ કામ એટલું ચોખ્ખું થાય છે કે એવું કામ કોઇ દીવ્ય ઔષધથી પણ થઈ શકતું નથી.

**દૂરની ખબર મંગાવવી હોય તો?**—પાત્રને યોગનિદ્રા લાવીને દૂરની ખબર મંગાવવી હોય તો પાત્રને એક સારી ખુરશીપર બેસાડવું અને આપણને જોઈએ તેવી ઉંઘ તેને આવી એટલે આપણને જોઇતી હોય તે બાતમી પૂછવાની શરૂઆત કરવી. જ્યાંની બાતમી આપણને જોઇતી હોય તે જ ઠેકાણે તેને પહેલાં રવાના કરવો. **રાજકોટથી** ખબર મંગાવવી હોય તો પ્હેલાં તેને કહેવું કે 'તું **રાજકોટ** જા.' પછી કહેવું કે ફલાણા ફલાણા ઘેર જા. પછી તે ઘરના ખૂણાખાંચા સંબંધી પ્રશ્નો તેને પૂછીને આપણી ખાત્રી કરવી કે તે ખરેખર એ જ ઘેર ગયો છે. પછી તેને જૂદી જૂદી બાબતો સંબંધી પ્રશ્નો કરવા. જો તે સ્થળનો કોઇ પદાર્થ આપણી પાસે હોય તો પાત્રને તે સ્થળે મોકલવાની પણ જરૂર નથી. પાત્રને પહેલી આજ્ઞા કર્યા પૂર્વે તેને પેલો પદાર્થ બતાવવો એટલે પાત્રને તે જ વિષયનું અધિક જ્ઞાન પ્રાપ્ત થશે. પછી તેને હરકોઇ પ્રશ્ન પૂછવામાં હરકત નથી. પાત્રને એક ગામથી બીજે ગામ મોકલવાનો અર્થ એટલો જ કે મનોગતિથી કિંવા આંતર્દૃષ્ટિથી પાત્રને અન્ય સ્થળે મોકલવો એમ સમજવાનું છે.

**રોગીની ચિકિત્સા**—રોગીની ચિકિત્સા કરવાની હોય તો રોગીને નિદ્રા લાવવાની જરૂર નથી. તેને થોડોએક પ્રયોગ કરીને તંદ્રા ઉત્પન્ન કરવી અને પછી તેના અંગમાં લક્ષણો ઉત્પન્ન કરાવવાં. યોગનિદ્રાનો પ્રયોગ સારો થતો હોય, તો તેથી પુષ્કળ ફાયદો થવાનો સંભવ છે. વૈદ્યને કિંવા ડોકટરને તેથી પુષ્કળ મદદ મળવાનો સંભવ છે.

## પરિચ્છેદ ૬ ઠો.

# હાથ ઉતારાના જૂદા જૂદા પ્રકાર.

**ટ્રીમ્યુલસ ઉતારા**—બાજુના ચિત્રમાં દર્શાવ્યા પ્રમાણે પ્રયોક્તાએ પાત્રના માથાથી ધીમે ધીમે હાથઉતારા શરૂ કરી મ્હોં, છાતી, પેટ, હાથ, કમર, પગ વગેરે ઉપર થઇ પગની પાનીસુધી લઇ જવા. દીર્ઘ હાથ ઉતારાનો જ આ એક પ્રકાર છે. એ ઉતારાનો ઉપયોગ જખમ અથવા વ્યાધિ સારા કરવા માટે ઇષ્ટ ભાગ ઉપર કરવામાં આવે છે અને તેથી તે ભાગનો વ્યાધિ નાશ પામે છે. તેને 'ટ્રીમ્યુલસ ઉતારા' કહે છે.


ટ્રીમ્યુલસ ઉતારા [આકૃતિ ૨૮].

**ડ્રૉઇંગ ઉતારા**—ડ્રૉઇંગ (Drawing-ખેંચવાના) ઉતારા બે જાતના છે. પહેલો પ્રકાર એવો છે કે ક્રિકેટ રમતાં જે પ્રમાણે અંડરહેંડ બૉલીંગ કરવામાં આવે છે, તે પ્રમાણે પ્રયોક્તા પાત્રપર કાંઈ પણ ફેંકે છે અને પછી તે પોતાનો હાથ પાછો ખેંચી લે છે, એવો આવિર્ભાવ કરવો. બીજો પ્રકાર એવો છે કે વચમાં આવેલી કોઈ પણ વસ્તુ પકડીને તે પોતાના હૃદય સાથે ધરી રાખવાનો અથવા કોઇ પણ બાજુએ ફેંકી દેવાનો આવીર્ભાવ કરવો. આ જાતના ઉતારા કરતી વેળાએ પ્રયોક્તાની ઇચ્છાશક્તિ બહુ જોરદાર હોવી જોઇએ છે. ઉતારા કરતાં પ્રયોક્તાને પાત્રની છાતી પાસે હાથ વારંવાર લઇ જવા પડે છે. દર્દનો ચસકો તત્ક્ષણ મટાડવા માટે આ ઉતારાનો ઉપયોગ અસરકારક નીવડે છે.


ડ્રૉઇંગ ઉતારા [આકૃતિ ૨૯].

**રિપેલીંગ ઉતારા**—રિપેલીંગ (Repelling-પાછા ધક્કેલનારા) ઉતારા તે ડ્રૉઇંગ ઉતારાથી ઉલટી દિશાએ કરવાના હોય છે જાણે કે કોઈ વસ્તુ આપણા હાથમાં હોય અને આપણે તેને આકાશમાં અગર હવામાં ફેંકી દેતા હોઇએ એવો આવીર્ભાવ

તેમાં કરવામાં આવે છે. પ્રયોક્તાને વારંવાર પાત્રના અંગમાંથી કાંઇ પણ ગુપ્ત વસ્તુ કાઢી લઇને હવામાં ફેંકવા જેવા હાવભાવ તેમાં કરવા પડે છે.

**રિવર્સ અથવા પ્રતિલોમિક ઉતારા**—રિવર્સ ( Reverse ) અથવા પ્રતિલોમિક હાથ ઉતારા એ યોગનિદ્રિતને જાગૃત કરવા માટે ઉપયોગમાં લેવાય છે. યોગનિદ્રા લાવવા માટેના ઉતારાને લોમિક ઉતારા કહેવામાં આવે છે. આ પ્રતિલોમિક ઉતારા પાત્રની છાતીથી મસ્તક તરફ કરવામાં આવે છે. એ ઉતારાને ડીમેસ્મેરાઇઝીંગ ( Demesmerising ) ઉતારા પણ કહે છે. તેની ક્રિયા દીર્ઘ હાથ ઉતારાથી ઉલટી હોય છે. દીર્ઘ ઉતારાનો પ્રભાવ તેથી ઉતરતો જાય છે.


રિવર્સ (પ્રતિલોમિક) ઉતારા [આકૃતિ ૩૦]

**દીર્ઘ હાથ ઉતારા**—દીર્ઘ હાથ ઉતારા અથવા વર્તુલાકાર ઉતારા અથવા લોંગ (Long) પાસીઝ સર્વ હાથ ઉતારામાં મુખ્ય છે. તેનો ઉપયોગ ઘણો વખત કરવામાં આવે છે. નિદ્રા લાવવાના કામમાં કિંવા શરીરનો કોઇ અવયવ બધીર કરવાના કામમાં તેનો ઉપયોગ થાય છે. પાસેની આકૃતિ ઉપરથી સમજાશે કે પ્રયોકતા પાત્રની સામે ઊભો રહીને પોતાના ખુલ્લા હાથ પોતાના મસ્તક પર લઇને પાત્રના મસ્તકપરથી ધીમે ધીમે ઉતારતો પગસુધી લઈ જાય છે અને પગ પાસે કાંઈ પણ ગુપ્ત વસ્તુ હોય તે હાથમાં પકડવાનો ભાવ કરીને મુઠી બંધ વાળીને તે પોતાની કમર સુધી લે છે અને પછી હાથમાંથી વસ્તુ ફેંકી દેવાનો આવીર્ભાવ કરે છે. એ પ્રમાણે પાંચથી ત્રીસ મિનિટ સુધી પ્રયોક્તાને હાથ ઉતારા કરવા પડે છે.


દીર્ઘ હાથ ઉતારા [ આકૃતિ ૩૧ ].

**હાથ ઉતારાનો પ્રાથમિક અભ્યાસ**—ઉપર જણાવ્યા મુજબ પાંચ પ્રકારના હાથ ઉતારા સમજી લઇને એકાંતમાં એક ખુરશીપર એક તકીયો રાખીને તેને જ પાત્ર સમજીને તે ઉપર હાથ ઉતારા કરવાનો પ્રાથમિક અભ્યાસ કરવો. શરૂઆતમાં થાક લાગશે, પરંતુ જેમ જેમ અભ્યાસ આગળ વધતો જશે, તેમ તેમ તેવી ટેવ પડી જવાથી થાક લાગવો બંધ થશે. થાક લાગ્યા સિવાય ઓછામાં ઓછા અર્ધો કલાક સુધી હાથ ઉતારા કરતાં આવડી જવું જોઇએ, કારણકે કેટલીક વાર પાત્રને યોગનિદ્રા આવતાં સમય લાગે છે. એવે પ્રસંગે પ્રયોક્તા પોતાની શકિતસંબંધી શંકાકુલ થઇને થાકી જાય છે, તેટલા માટે અભ્યાસ અને ટેવથી લાંબો વખત દીર્ઘ ઉતારા કરતાં થાક લાગતો નથી. આવી મહેનત રોજ કરવાની પ્રયોક્તાએ ટેવ પાડવી.

---

## પરિચ્છેદ ૭ મો.

---

# યોગનિદ્રામાંથી જાગૃત કરવાની રીતો.

**પહેલી રીત**—યોગનિદ્રા કેમ લાવવી અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણ્યા પછી પાત્રને જાગૃત કરીને પૂર્વસ્થિતિમાં શી રીતે લાવવો તે જાણવાની જરૂર છે. યોગનિદ્રા લાવતાં જેવા હાથ ઉતારા કરવામાં આવે છે તેવા જ હાથ ઉતારા પરન્તુ ઉલટી ગતિથી કરવાથી પાત્રની નિદ્રાનો ભંગ થાય છે અને મનુષ્યને જાગૃત કરતી વખતના ઉતારા માથાથી પગસુધી ન કરતાં પગથી માથાસુધી કરવા.

**બીજી રીત**—બીજી રીત એવી છે કે પાત્રને પહેલાં પૂછવું 'હવે જાગૃત થવાને તૈયાર છે કે?' એમ પૂછવાથી પાત્ર તુરત જવાબ આપશે. માત્ર આ પ્રશ્ન પૂછ્યા પૂર્વે તેને આપણા વિદ્યુતશકિતવાળા હાથનો થોડો સ્પર્શ કરવો અને ઉતારા ઉપર જણાવ્યા છે તે મુજબ કરવા. પ્રત્યેક હાથ ઉતારાને અંતે આપણી આંગળીઓ તેને લગાડવી કિંવા આપણા હાથમાંનો રૂમાલ તેની સમક્ષ હલાવીને તેને "હવે જાગો" એમ મોટેથી કહેવું. એટલું કરવાથી પણ જો તે જાગૃત ન થાય તો તેને કોઇએ જગાડવો નહિ, પણ તેની ઉંઘ પૂરી થાય ત્યાંસુધી તેને ઉંઘવા દેવો. એમ ન કરતાં વચમાં પાત્રની ઉંઘ ભાગીને કાંઇ વિરૂદ્ધ પ્રકાર બન્યો અને યોગનિદ્રાની ક્રિયાની વિરૂદ્ધનો કાંઈ બનાવ બન્યો તો ફરીથી તેને

નિદ્રા લાવવાનું કાર્ય તમારે માટે મુશ્કેલ થઈ પડશે. એ કામમાં જે તમારી નજરચૂક થઈ તો તમે સંકટમાં પડશો, તે પાત્ર તમારી વિરૂદ્ધ કાર્ય કરવા લાગશે અને તે બીલકુલ ઠેકાણે આવશે નહિ. તે પાત્રપર પણ પ્રયોગનું અનિષ્ટ પરિણામ આવશે.

**ત્રીજી રીત**—ત્રીજી રીત ફક્ત પાત્રના મસ્તકપર અથવા મ્હોંપર ફૂંક મારવાની અથવાતો તેને પંખાવડે પવન નાંખીને જગાડવાની છે. પરન્તુ એવી રીતે જાગૃત કરવામાં આવે છે તો પાત્રને આંખો ઉઘાડવામાં બહુ જ પ્રયાસ કરવો પડે છે. જો તેવું બને તો પ્રયોક્તાએ ફક્ત પોતાના અંગૂઠાનાં ટેરવાં તેના નાકના મૂળથી આંખોની પાંપણોના છેડા સુધી જરા જોરથી ઘસવાં તથા ફુંક મારતા રહેવું એટલે પાત્ર આંખે ઉઘાડવા લાગશે. પાત્રની આંખો ઉઘડે ત્યાંસુધી આ ક્રમ ચાલુ રાખવો

**ચોથી રીત**—મેસ્મેરિઝમનો પ્રયોગ કરનારા કેટલાક લોકો પોતાના પાત્રને ઉઠાડતાં તેનો હાથ પકડીને તેને મદદ કરે છે અથવા તેની સાથે ચાર ડગલાં ચાલે છે, અને તમે ખરેખર તેને યોગનિદ્રા આણી હોય કિંવા ન હોય પણ એક વાર તે તમારા કબજામાં આવ્યો એટલે તમારે તેની ઉપર ઉલટા ઉતારા કરવા. હમેશાં પોતાપર પ્રયોગ થવા દેનાર માણસ યોગનિદ્રામાં જ હોવાનો વધારે સંભવ છે અને તે વિષયનું તેને કાંઈ જ્ઞાન હોતું નથી. પ્રયોગ કરનાર અને પ્રેક્ષક બધા તેથી અનભિજ્ઞ હોય છે.

**પાંચમી રીત**—હાથ ઉતારા પૂરા કરવાની પણ એક રીત છે આપણો હાથ પાત્રના મ્હોંની તદ્દન નજીક લઈ જઇને આસ્તેથી ચોળવે અને પછી નીચેથી ઉપરસુધી ઉતારા કાઢવા તે ઉલટા હાથ ઉતારા કહેવાય છે. થોડા કે વધુ હાથ ઉતારા તેના ઉપર લાગુ ન પડે તો નીચેની સૂચના ધ્યાનમાં રાખવી. પાત્ર પ્રયોગ વિષે કાંઈ બોલે કિંવા ઉતાવળ કરે તો તે ઉપર ધ્યાન આપવું નહિ. "હું હવે કાંઈ આંકડા ગણું છું. હું એક, બે અને ત્રણ કહું, તેમાં ત્રણ બોલતાં જ તાળી બજાવીશ એટલે તું તત્કાળ જાગૃત થઈશ. કેમ તું જાગૃત થવાને તૈયાર છે ને ?" એમ પાત્રને પૂછતાં જ પાત્ર જ્યારે કહે કે "હું તૈયાર છું," ત્યાં ઉચ્ચ સ્વરે એક, બે, ત્રણ બોલીને તાળી બજાવવી. એટલે પાત્ર તુરત જાગૃત થશેઃ પરન્તુ આ પદ્ધતિથી પાત્રના જ્ઞાનતંતુને થોડો ધક્કો લાગે એટલે હમેશના પ્રયોગમાં તેનો ઉપયોગ ન કરતાં યોગનિદ્રા આવી હોય તેવા પાત્રને માટે તેવો ઉપયોગ કરવો એ ઠીક છે. અમેરિકમાં માનવામાં આવે છે કે પંખાના પવનથી પાત્રને જગાડવો એ વધારે સારૂ

છે, પરન્તુ તે રીતે પાત્રને જાગૃત થતાં કાંઇ અડચણ જણાવા લાગે તો આ કૃતિથી તેની ઉંઘ તુરત દૂર થાય છે. કેટલીક વાર એવું બને છે કે પાત્ર એ રીતે જાગૃત થતાં જ તેનું મસ્તક જડ થઈ જાય છે કિંવા માથું દુઃખવા લાગે છે; તેટલા માટે તેને જાગૃત કર્યા પહેલાં એમ કહી રાખવું સારૂં છે કે " તું હવે જાગૃત થઈશ, ત્યારે તારૂં મસ્તક સાફ થશે અને આ પ્રયોગથી તારા મસ્તકને કશો વિકાર થશે નહિ." એમ કહેવાથી ઉપર જણાવેલા પ્રકારથી થતી હાનિ દૂર થઇ જશે. ઉપર જણાવેલી રીતોમાંની જેને જે રીત ફાવે તે રીતનો ઉપયોગ પૂરી સાવચેતીથી કરવો.

## પરિચ્છેદ ૮ મો.

## પશુ–પક્ષીપર મેસ્મેરિઝમનો પ્રયોગ કરવાની રીત.

**હાથી–ઘોડા જેવાં મોટાં પ્રાણીઓ ઉપર પ્રયોગ**—મેસ્મેરિઝમનો પ્રયોગ મનુષ્યપર જ કરી શકાય છે એમ નથી, પરન્તુ હાથી, ઘોડા બળદ, બિલાડાં, કૂતરાં, પોપટ, ચકલાં વગેરે પશુપક્ષી ઉપર પણ પ્રયોગ કરી શકાય છે. મારકણો ગોધો, હઠીલો ઘોડો, માતેલો હાથી વગેરે જે બીજા ઉપાયોથી ઠેકાણે ન આવે તો તે મેસ્મેરિઝમથી ઠેકાણે આવે છે અને નરમ બને છે. કેટલાક ઘોડાને કેળવનારા લોકો આ પ્રયોગ કરી જાણે છે. એવા માણસોની નજર જ એ જાનવરપર પડે એટલે બસ; કિંવા તે એવા જાનવર ઉપર એક વાર સવારી કરે છે કે તુરત તેને વશ બની જાય છે. તોફાની ઘોડાપર તેવો પ્રયોગ કરીને એક વાર તેને ઠેકાણે આણ્યો એટલે પછી તે પોતાની ખોડને ભૂલી જાય છે. ઘોડા ઉપર પ્રયોગ કરવાની રીત એવી છે કે–તબેલો ઉઘાડીને એકદમ ઘોડા તરફ સીધા જવું અને જરા પણ ડર રાખવો નહિ. તેના ગળામાં બાંધેલું દોરડું છોડવું. તેનું માથું પાસે ને પાસે જ રાખવું. તેને તેની ઇચ્છા પ્રમાણે ચાલવા દો, ખોંખારવા દો કે ઉછળવા દો. પછી જમણા હાથે તેના મસ્તકપરની યાળ મજબૂત પકડવી અને ડાબા હાથના અંગુઠા તથા આંગળાની ચપટીમાં તેનાં નસકોરાં વચ્ચેનો પડદો મજબૂત પકડવો. એ ચપટી ગમે તેમ કરતાં પણ છોડવી નહિ. પછી ઘોડાનું મ્હોં નીચું નમાવવું અને સુમારે પાંચ મિનિટ તેના કાનપર જોરથી ઠોંસા મારવા. એમ કરતાં જ તે ઉછળવાનું કે તોફાન કરવાનું બંધ કરશે અને થરથર કમ્પતો ઊભો રહેશે. પછી તેની ખાંધપર બે–ત્રણ થપાટો ધીમે ધીમે

મારવી અને કોઇ માણસની સાથે બોલતા હોઇએ, તેની સાથે મૃદુતાથી-લાડકવાઈ વાતો કરતા હોઇએ તેમ બોલવું અને કાનથી પીઠસુધી હાથ પહોંચે ત્યાંસુધી હાથ ઉતારા કરવાની શરૂઆત કરવી. માત્ર ડાબા હાથમાંનો નસકોરાંનો પડદો છોડવો નહિ. એ જ ઘોડો જો ફરીથી તોફાન કરવા લાગે તો તે જ પ્રકારના હાથ ઉતારા ફરીથી કરવા, એટલે તે પૂર્ણ રીતે તમારા કાબૂમાં આવી જશે. પછી તેને લગામ ચડાવીને કામમાં લેવો. એક અઠવાડીયાસુધી રોજ એ પ્રમાણે કરશો એટલે તે વધારે ત્રાસ આપશે નહિ. એ જ તરેહના હાથ ઉતારા જો વધારે લાંબા કરવામાં આવશે તો તેથી ઘોડાને ઉંઘ આવવા લાગશે. ઉંઘ આવ્યા પછી તેનું નામ લઈને તેને બોલાવવાથી કિંવા રૂમાલનો છેડો તેના પરથી ઝાડવાથી તે તુરત જ જાગૃત થશે. આ પ્રયોગ સફળ કરવા માટે જાનવરનો સ્વભાવ અને તેની ખોડ વગેરે સર્વ બાબતોનો સારો અભ્યાસ હોવો જોઈએ. એ જ રીતે હાથી, બળદ વગેરે જાનવરોને પણ તેમનાં તોફાનનો અભ્યાસ કરીને મેસ્મેરિઝમદ્વારા વશ કરી શકાય છે.

**કૂતરાં-બિલાડાં વગેરે નાનાં પ્રાણીઓ ઉપર પ્રયોગ**—કૂતરાં, બિલાડાં, સસલાં વગેરે નાનાં પ્રાણીઓની પીઠ ઉપર હાથ ફેરવતાં જ તે નરમ બની જાય છે. તેની આંખોથી નાકસુધી હાથ ઉતારા કરવાથી તેને ઉંઘ આવે છે. એક વાર તેને ઉંઘ આવી એટલે તેને હરકોઈ સ્થળે ફેરવો કે તેની સામે દીવો ધરો તોપણ તેને તેની ખબર પડશે નહિ. જો એકલા હાથ ઉતારાથી તેને નિદ્રા આવે નહિ તો તેને તેની આંખો સામે એકસરખી રીતે જોઈ રહેવું એટલે તુરત જ તેને ઉંઘ આવવા લાગશે. ઉંઘમાંથી પ્રાણીને જગાડવું હોય તો રૂમાલ લઈને તેના શરીરપર થોડો પવન નાંખવો અને તેને નામ દઈને બોલાવવું એટલે તુરત ઉંઘ ઉતરવા લાગશે.

**પક્ષીઓ ઉપર પ્રયોગ**—આલ્બર્ટ મોલ એક મુરઘી ઉપરના યોગનિદ્રાના પ્રયોગની વાત કહે છે. તે કહે છે કે એક મુરઘીને જમીનપર પાડીને તેનું મસ્તક અમુક રીતે દાબી રાખ્યું; પછી જમીનપર ખડીથી એક રેષા કાઢી. રેષાનો પ્રારંભ મુરઘીની ચાંચથી કર્યો હતો. તે રેષા એટલે વર્તુળની રેષા પૂરી થતાં જ મુરઘી નિશ્ચેષ્ટ થઈ પડી ગઈ. ખરી રીતે ખડીથી કાઢેલી રેષા સાથે મુરઘીનો કાંઇ સંબંધ નહોતો, કારણકે મુરઘીને *બ્રાઇડની પદ્ધતિવડે મેસ્મેરાઇઝ કરવામાં આવી હતી. ફક્ત તેની આંખો સામે એક ચકચકિત પદાર્થ ધરી રાખ્યો હતો એટલે તે ક્ષણભર

* જુઓ પરિ. ૧૯ મો.

સ્વસ્થ ઉંઘી ગઈ. આ પ્રયોગમાં મુરઘીને હાથ લગાડવાની પણ જરૂર પડી નહોતી. એ જ રીતે બતક, કબૂતર, પોપટ વગેરે ઉપર પ્રયોગ કરી શકાય છે. પુષ્કળ પ્રયોગમાં બોલવાનો નિયમ છે, પરન્તુ બોલ્યા વિના પણ પ્રયોગ કરી શકાય છે. આવા પ્રયોગમાં પ્રયોગ કરનાર મનથી—પોતાની ઇચ્છાશકિતથી—તેની ઇચ્છાશકિત વાળીને કામ લેતો હોવાથી મનમાં જ બોલે છે અને તેથી તેનું ઈચ્છિત કાર્ય પાર પડે છે; મ્હોં-માંથી શબ્દો કાઢવાની જરૂર રહેતી નથી.

## પરિચ્છેદ ૯ મો.

# હિપ્નોટિઝમ એટલે શું ?

**હિપ્નોટિઝમ**—હિપ્નોટિઝમ એ મેસ્મેરિઝમની એક શાખા છે. મેસ્મેરિઝમનો પ્રયોગ કરનાર એનો પ્રયોગ કરી શકે છે; બીજો કોઇ તે કરી શકતો નથી. હિપ્નોટિઝમમાં રોગનિવારક શક્તિ રહેલી છે. તેમાં પાત્રને અચેતન કરીને તેની ઉપર પ્રત્યક્ષ ક્રિયા કરવામાં આવે છે. હિપ્નોટિઝમમાં કેવળ પાત્ર પાસે જ કામ કરાવવામાં આવે છે. પાત્ર ન હોય તો હિપ્નોટિઝમનો પ્રયોગ થતો નથી. મેસ્મેરિઝમની વાત તેવી નથી. તેમાં પાત્રની જરૂર જ હોય છે એમ કાંઇ નથી. મેસ્મેરિઝમનો પ્રયોગ કરનાર પોતે પોતાની શક્તિના પ્રભાવથી પોતાને જોઇએ તેવું પાત્ર બનાવી શકે છે. મેસ્મેરિઝમ કરનારો પોતાની પ્રબળ શકિતથી સર્વનો બંધમોક્ષ કરી શકે છે.

**હિપ્નોટિઝમ કરનારને સૂચનાઓ**—હિપ્નોટિઝમમાં મેસ્મેરિઝમના પાત્રના જેવા જ ગુણ ધરાવનાર પાત્ર જોઇએ છે, તોપણ નીચેની સાત બાબતો ખાસ કરીને લક્ષમાં રાખવીઃ (૧) પ્રયોગને માટે ઠરાવેલે સ્થળે ઠરાવેલે સમયે બેસવું. એકાદ બે વાર કાર્યમાં સફળતા ન મળે. તોપણ પ્રયોગ કરવાનું છોડી દેવું નહિ. (૨) લોકોના મોટા સમુદાય વચ્ચે, અશાંતિવાળે સ્થળે અને સ્વાર્થસાધનાના હેતુથી હિપ્નોટિઝમનો પ્રયોગ કરવો નહિ. (૩) ચમત્કાર બતાવવાના ઉદ્દેશથી હિપ્નોટિઝમનો પ્રયોગ કદી કરવો નહિ. પ્રયોગ એક જ દિવસે અનેક પાત્રો ઉપર કરવો નહિ; છતાં કરવો જ હોય તો પ્રયોકતાએ પોતાના હાથ સ્વચ્છ પાણીથી ધોઈ નાંખીને અને આંખોપરથા પાણીવાળો હાથ ફેરવીને શાન્તચિત્ત થયા પછી થોડી વારે પ્રયોગ કરવો. (૫) પ્રયોગના પ્રભાવથી

પાત્ર મૂર્છિત થયા પછી સાવધ ન થાય તો પ્રયોકતાએ ગભરાવું નહિ. ધૈર્યપૂર્વક સાવધ રહીને પાત્રને અચેતન ન થવા દેવા માટે પ્રકૃતિને કાર્યમાં જુંથી રાખવી. (૬) રોગપીડિત ઉપર પ્રયોગ કરવો નહિ; કરવો જ હોય તો ચેપી દર્દવાળા માણસ ઉપર તો પ્રયોગ ન જ કરવો. (૮) પ્રયોકતા કરતાં પાત્ર જો વધારે બળવાન હોય તો તેના પર પ્રયોગ કરવાથી લાભ થશે નહિ. મેસ્મેરિઝમના પ્રયોગને માટે અને અભ્યાસને માટે જે સ્થાન, સમય, મનઃસ્થિતિ વગેરે સંબંધી નિયમો કહેવામાં આવ્યા છે તે બધા હિપ્નોટિઝમમાં પણ ઉપયોગી છે.

**હિપ્નોટિઝમનો પ્રયોગ–પહેલી રીત**—જેને હિપ્નોટિઝમનો અભ્યાસ કરવો હોય, તેણે મેસ્મેરિઝમમાં દર્શાવેલા ગુણોવાળા પાત્રની પસંદગી કરીને તે પાત્રને પોતાની સન્મુખ દક્ષિણાભિમુખ બેસાડવું અને પ્રયોકતા તથા પાત્ર ઉભયે પોતાની પરસ્પર દૃષ્ટિનું સંમેલન એવી તરેહથી કરવું કે જેથી પાત્રને મૂર્છા આવવા લાગે. મૂર્છા આવે એટલે પ્રયોક્તાનું વિધાન સિદ્ધ થયું એમ સમજવું. પછી પ્રયોકતાએ પાત્રના દેહને સ્પર્શ ન કરતાં તેના મસ્તકથી પગસુધી પોતાના હાથવડે હાથ ઉતારા આસ્તે આસ્તે કરવાની શરૂઆત કરવી. કેટલીક વારે એ ઉતારા પાત્ર ઉપર પ્રભાવ પાડે છે અને તે પાત્ર પૂર્ણ મૂર્છિત થાય છે. પૂર્ણ મૂર્છા પ્રાપ્ત થયા પછી તેને પૂછવામાં આવેલી વાતોનો તથા રોગોનો પરિસ્ફોટ કરવા લાગે છે.

**બીજી રીત**—પ્રયોકતાએ પાત્રના ચિત્તને નિદ્રિત કરીને તેના માથાની નીચેના ભાગપર તિર્યક્ ભાવથી અનુલોમન કરવું એટલે પાત્રને નિદ્રા આવવા લાગે છે. એવે વખતે પ્રયોક્તાએ પાત્ર પાસેથી પોતાનું અભીષ્ટ સિદ્ધ કરી લેવું.

**ત્રીજી રીત**—પ્રયોકતાએ પાત્રને પોતાની સન્મુખ બેસાડીને બેઉએ પોતપોતાની દૃષ્ટિ એક બીજાની દૃષ્ટિમાં સરલ તથા દૃઢપણે એવી કેંદ્રીભૂત કરવી કે પાત્રને તુરત નિદ્રા આવવા લાગશે. કેટલાક પ્રયોકતાઓ આ પ્રયોગમાં પાત્રના હાથના અંગૂઠા પોતાના અંગૂઠા અને તેની પાસેની તર્જની આંગળીની વચ્ચે પકડીને ધીમે ધીમે દાબવાની શરૂઆત કરે છે. એ રીતે પાત્રને ઉંઘ આવવા લાગે એટલે તેના અંગૂઠા છોડી દઈને તેના દેહને સ્પર્શ ન કરતાં તેના મસ્તકથી પગસુધી પોતાના હાથના ઉતારા કરવા લાગે છે અને તેથી પાત્રને પૂર્ણ મૂર્છા આવ્યા બાદ પ્રયોક્તા તેને અનેક પ્રકારના પ્રશ્નો પૂછે છે. આવો પ્રયોગ કેટલાક સાધુ

ફકીરો મોરપીંછની સંમાર્જનીવડે કરે છે. મોરપીંછમાં નૈસર્ગિક આકર્ષણ શક્તિ રહેલી છે.

**હિપ્નોટિઝમમાં હાથ ઉતારા**—હિપ્નોટિઝમમાં જે હાથ ઉતારા કરવાના હોય છે તેમાં પ્રધાન પદ હાથની આંગળીને આપવામાં આવેલું છે. મેસ્મેરિઝમમાં પહેલાં દૃષ્ટિનું બળવર્ધન બહુ જ સારી રીતે કરવું પડે છે, તે પ્રમાણે હિપ્નોટિઝમમાં હાથ ઉતારા અથવા હાથનો ચઢાવ ઉતાર કરવાનું બળ વધારવું જોઈએ છે: મેસ્મેરિઝમમાં જે હાથ ઉતારાનો પ્રભાવ દર્શાવી શકતો નથી, તેને હિપ્નોટિઝમનો પ્રયોગ કરતાં કદિ આવડતું નથી. હાથ ઉતારાનો અભ્યાસ કરવા માટે સ્થળ અને કાળ નિશ્ચિત કરીને રોજ નિયમિત રીતે ઠરાવેલા પાત્રપર એવી તરેહનું સાધન કરવું કે જેથી યોગ્ય કાળે યોગ્ય સિદ્ધિ પ્રાપ્ત થવા પામે. પાત્રને આપણી સન્મુખ ઉચ્ચાસને દક્ષિણાભિમુખ બેસાડવું અને તેનું ચિત્ત એકાગ્ર કરવું. પાત્રના પગ નીચે લટકતા રખાવવા અને હાથ બેઉ બાજુએ છૂટા લટકતા રખાવવા. પછી મસ્તક ઉંચું રાખીને, છાતી બહાર કાઢીને અક્કડ બેસવા કહેવું. આપણે પાત્ર કરતાં જરા ઉચ્ચ આસને બેસવું અને પાત્રની દૃષ્ટિની સાથે આપણી દૃષ્ટિને મેળવવી. પાત્રને પગ નિશ્ચલ રાખવાનું કહીને આપણે એની આંગળીઓ આપણી આંગળીઓવડે દાબવાની શરૂઆત કરવી. દૃષ્ટિ કેવળ દૃઢ—અચળ રાખવી. આ ક્રિયા ચાલુ રહેશે એટલે પાત્રની આંખો મીંચાવા લાગશે, એટલે આપણે આપણી દૃષ્ટિનું બળ અધિક કરીને તેનું તેજ એકદમ પાત્ર ઉપર નાંખવું. પાત્રની આંખો બરાબર મીંચાય એટલે તેનાં ગાત્રો શિથિલ થઈ જશે. પાત્રને કાંઈક અચેતન અવસ્થામાં ગએલું જોતા જ પાત્રના હાથ છોડી દેવા અને એકદમ તેની સામે ઊભા થઈને, તેના દેહને સ્પર્શ કર્યા વિના, હાથને તેના દેહથી ચાર આંગળને છેટે રાખીને, ધીરે ધીરે, મસ્તકથી પગસુધી લાંબા હાથ ઉતારા કરવાની શરૂઆત કરવી. એ પ્રમાણે સાતથી વીસ વખત કરવું; માત્ર પહેલેથી જેવી સરળ અને સદૃઢ દૃષ્ટિ રાખી હોય છે તેવી જ તે કાયમ રાખવાનું વિસરવું નહિ. હાથ ઉતારા કરતી વેળાએ પોતાના આસનેથી ઉઠી ઊભા થતાં પણ દૃષ્ટિ કાયમ રાખીને જ ઉઠવું; એમ કરતાં પાત્ર અચેતન થાય એટલે કાર્ય સફળ નીવડ્યું એમ સમજવું. આ સિદ્ધિ કેવળ પાચ–દશ દિવસના **અભ્યાસથી મળતી નથી, પરન્તુ ઓછામાં ઓછા ૪૦ દિવસસુધી અભ્યાસ કરવો પડે છે અને અભ્યાસમાં કાંઈ કસર રહે તો તે લંબા-**

વવો પડે તેથી પ્રયોક્તાએ કંટાળીને અભ્યાસ છોડી દેવો નહિ.

**અનુલોમિક અને પ્રતિલોમિક હાથ ઉતારા**—એ પ્રમાણે અભ્યાસ કરતાં પ્રયોક્તા અને પાત્ર એ બેઉને યોગ્ય શક્તિની પ્રાપ્તિ થયા બાદ પ્રતિલોમિક ઉતારા કરવા. મસ્તકથી પગસુધીના ઉતારા અનુલોમિક કહેવાય છે અને પગથી મસ્તકસુધીના ઉતારા પ્રતિલોમિક અથવા ઉલટા ઉતારા કહેવાય છે. અનુલોમિક ઉતારાથી પાત્રને મૂર્ચ્છા આવે છે અને પ્રતિલોમિક ઉતરાથી મૂર્ચ્છા વળે છે. પ્રતિલોમિક ઉતારાથી પાત્ર જો ઉતાવળે સચેતનાવસ્થામાં ન આવે તોપણ પ્રયોક્તાએ ગભરાવું નહિ. એ ક્રિયા ચાલુ રાખવાથી પાત્ર સચેતનાવસ્થામાં આવ્યા વિના રહેતું નથી. અનુલોમિક અને પ્રતિલોમિક હાથ ઉતારા કરવાના નિયમો હિપ્નોટિઝમમાં એકંદરે ૧૧ છેઃ (૧) હાથ ઉતારા ધીરે ધીરે કરવા પણ ઉતાવળે કરવા નહિ. (૨) હાથ ઉતારા કરતાં પાત્રના દેહને સ્પર્શ બિલકુલ કરવો નહિ. (૩) એક મિનિટમાં આઠથી દસસુધી ઉતારા કરવા, વધારે ન કરવા. (૪) મસ્તકથી પગસુધીના અનુલોમિક ઉતારા પાત્રને મૂર્ચ્છા લાવે છે, અને (૫) પગથી મસ્તકસુધીના પ્રતિલોમિક ઉતારા મૂર્ચ્છાને વાળે છે. (૬) હાથ ઉતારા એવી રીતે કરવા જોઈએ કે જેના યોગથી મસ્તકપર તેનો સંપૂર્ણ પ્રભાવ પડે. એક વાર ડાબો અને એક વાર જમણો એવા હાથના પ્રસારેલા પંજા ઉલટાવી-સુલટાવીને બેઉ તરેહના હાથ ઉતારા કરતા જવા. (૭) હાથ ઉતારા કરતાં થાક લાગે તો પાત્રના પગના અંગૂઠાને આપણા પગના અંગૂઠા અને તેની પાસેની આંગળીની વચ્ચે પકડી રાખીને વિશ્રાન્તિ લેવી. (૮) હાથ ઉતારાથી પ્રભાવિક થએલા પાત્રના શરીરને અન્ય કોઈ સ્ત્રી પુરૂષે સ્પર્શ કરવો નહિ. (૯) પાત્રને અચેતન અવસ્થામાં એક કલાકથી વધારે વખત રાખવો નહિ. (૧૦) અનુલોમિક કે પ્રતિલોમિક હાથ ઉતારા કરતાં પ્રયોક્તાએ પોતાની ઇચ્છાશક્તિને સ્થિર રાખીને તે જેટલી બળવત્તર બની શકે તેટલી કરવી, એટલે હાથ ઉતારાનો પ્રભાવ વધારે સારો પડે છે. (૧૧) પાત્રનાં અવયવો જ્યાંસુધી ચલનવલનાદિ ક્રિયા કરવા લાગે નહિ, ત્યાંસુધી પાત્રની સ્થિતિ અચેનત છે એમ જ સમજવું. આ હાથ ઉતારા કરવાની ક્રિયા પાત્રના ચિત્તને બેશુદ્ધ કરીને જેમ કરવામાં આવે છે, તેમ આવશ્યકતાનુસાર પાત્રને ઊભું કરીને પણ કરી શકાય છે. રોગીને રોગમુક્ત કરવામાં આ ક્રિયાનો બહુ ઉપયોગ થાય છે.

## પરિચ્છેદ ૧૦ મો.

---

## મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમનો સંબંધ.

**મેસ્મેરિઝમની ચાર કલાઓ**—મેસ્મેરિઝમની કલાઓ (Phases) મુખ્યત્વે કરીને ચાર છે. (૧) મેસ્મેરિઝમના આકર્ષણથી લાવવામાં આવતી યોગનિદ્રાની પહેલી સ્થિતિને 'ઍનિમલ મૅગ્નેટિઝમ' અથવા પ્રાણાકર્ષણ કહે છે. (૨) ઈલેકટ્રો બાયોલૉજી (Electro Biology) અથવા ફ્રેનોમેસ્મેરિઝમ (Phreno–mesmerism) અથવા કપાલમોહનમાં પાત્રના મગજના જ્ઞાનતંતુનાં જૂદાં જૂદાં કેંદ્રબિંદુઓ (Nerve centres) ને મોહિત–મેસ્મેરાઈઝ કરવામાં આવે છે. (૩) ક્લૅઅરવોયન્સ (Clairvoyance) એટલે નિદ્રાભ્રમણાવસ્થા યોગનિદ્રામાં પાત્રને બહુ સારી પ્રાપ્ત થાય છે, એવી સ્થિતિમાં પાત્રની આંતર્દષ્ટિ સાબૂત રાખીને પ્રયોક્તા તેનો ઉપયોગ બહુ સારી રીતે કરી લે છે. (૪) નિસર્ગનિર્મિત ભિન્ન ભિન્ન શક્તિઓના યોગથી જેનું આકલન થાય છે તેને ટ્રાન્સ (Trance) કહેવામાં આવે છે. જે વખતે પ્રયોક્તાને પાત્રને યોગનિદ્રા લાવતાં સાવધચિત્ત રહેવું પડે છે તે વખતની સ્થિતિને એક્સટેસિસ (Ecstasis) કહે છે.

**મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમ વચ્ચેનો ભેદ**—મેસ્મેરિઝમ અને હિપ્નોટિઝમ એ બેઉ વિદ્યાને જોકે એક જ તત્ત્વ ઉપર ઘટાવવામાં આવેલી છે, તોપણ તે બેઉમાં પાત્રને યોગનિદ્રા લાવવાના પ્રકાર ભિન્ન ભિન્ન છે. હિપ્નોટિઝમમાં પાત્રનું લક્ષ્ય કોઇ પણ વસ્તુપર એકાગ્રતાથી ગુંથવીને પ્રયોક્તા પોતાના દૃષ્ટિબળના બલવત્તર સામર્થ્યથી યોગનિદ્રા લાવે છે અને મેસ્મેરિઝમનો પ્રયોક્તા ફક્ત માનસિક શક્તિના જોરથી પોતાની સમીપે રહેલા પાત્રપર પોતાની દૃષ્ટિનું આકર્ષણ ફેંકીને હાથઉતારાવડે પાત્રને યોગનિદ્રાવશ કરે છે.

**ઍનીમલ મૅગ્નેટિઝમ અથવા પ્રાણાકર્ષણ**—તેમાં પાત્રને પહેલાં યોગનિદ્રાવશ કરવામાં આવે છે, અને પછી શરીરના અવયવોનું ચૈતન્ય જાગૃત કરીને રોગી ભાગપર પ્રયોગ કરી તેને રોગમુક્ત કરવામાં આવે છે. પાત્ર યોગનિદ્રાવશ થયા પછી તેની જે પ્રથમાવસ્થા થાય છે તેને મૅગ્નેટિક સ્લીપ અથવા આકર્ષિક નિદ્રા કહેવામાં આવે છે. ત્યારપછી પાત્ર એક પછી એક એવી જૂદી જૂદી અવસ્થામાં થઈને યોગનિદ્રામાં પરિભ્રમણ

અથવા પ્રવાસ કરે છે. પાત્રને એ સ્થિતિમાં લાવવા માટે તેને પૂર્ણ મેસ્મેરાઇઝ કરવો જોઈએ અને નીચે જણાવ્યા પ્રમાણે તેની સાત રીતો છેઃ

**મેસ્મેરાઇઝ કરવાની સાત રીતો**—(૧) એક એકાન્ત જગ્યામાં પાત્રને એક ખુરશીપર બેસાડવો. તેનું શરીર અને નેત્રો ઢીલાં રાખવાનું તેને કહેવું. પછી તેના હાથમાં એક રૂપીયો દેવો. એ રૂપીયા ઉપર સીધી-એકાગ્ર દૃષ્ટિ રાખવાનું તેને કહેવું. આંખોનાં પોપચાં એકઠાં ન કરવાનું તેને ફરમાવવું. એકાગ્રતાથી પાત્રને તંદ્રા ( Drowsiness ) આવવા લાગે, એટલે ધીરા પણ નિશ્ચયાત્મક સ્વરે તેને કહેવું: "તારી આંખો હવે બહુ જ ભારે થતી જાય છે, હવે તને યોગનિદ્રા આવવા લાગે છે, હાથમાંના રૂપિયા ઉપરથી દૃષ્ટિ ખેંચી લેવી એવું તને થયા કરે છે, અહીં બધે શાન્તતા છે, તારા હાથ-પગ-મસ્તક એ શાન્ત અને ઠંડાં થતાં જાય છે, તારા હૃદયના ધબકારા ધીરે ધીરે થતા જાય છે અને તને યોગનિદ્રા લાગે છે." એમ કહીને બે સેકંડ થોભવું અને પછી શાબ્દિક સૂચના કરવાનું શરૂ કરવું. પાત્ર આંખો મીંચી જાય એટલે તેને કહેવું: "હવે તારી આંખો બરાબર મીંચ અને ઉંઘી જા. જરા પણ વખત ગુમાવીશ નહિ. તુરત જ તું યોગનિદ્રામાં નિમગ્ન થઇશ." એટલું બોલીને પાત્રને ઉંઘવા દેવું. તેને યોગનિદ્રા આવીને પાંચ મિનિટ થયા પછી તેનાથી જરા અંતરપર આપણે ઊભા રહેવું અને આપણી ઇચ્છાશક્તિના એકાગ્ર વિચાર મનમાં કરવા તથા પાત્રને લાંબો વખત નિદ્રાવશ રાખવા માટે આપણી ઇચ્છા તેના ઉપર છોડવી એટલે પાત્રને તેની નિદ્રામાં શાંતિ મળશે. પછી તેને જાગૃત કરવાને તેની પાસે જઈને તેને "બીજી વખત તું બહુ જ ઉતાવળે ઉંઘમાં પડીશ, બીજી વાર તારા હાથમાં રૂપિયો પડતાં જ તું નિદ્રાવશ થઈશ," એમ કહીને એક રૂમાલવડે પાત્રના મ્હોં પર પવન નાંખવો એટલે તે જાગશે. પહેલે દિવસે એ પ્રમાણે પાત્રને નિદ્રામાં લાવીને તેની ઉપર આપણું સ્વામિત્વ સ્થાપિત કરવું.



દાંતનો ડાકટર અને દર્દી.
[ આકૃતિ ૩૨ ].

પછી બીજે દિવસે અથવા બીજે કોઇ પ્રસંગે એ જ રીતિથી તેને નિદ્રા

લાવીને બીજી કોઈ પણ શાબ્દિક સૂચના કરવી. દાંતના ડાક્ટરો દર્દીની આંખો ઉપર રૂપીયો કિંવા કાંઈ ચળકતી વસ્તુ ટાંગીને તે ઉપર તેની દૃષ્ટિ એકાગ્ર કરાવે છે અને પછી દર્દી ઉંઘમાં પડતાં સૂચનાવડે તેનું મ્હોં ઉઘડાવી દાંત ખેંચવાનું કે બીજું કાંઇ ઓપરેશન કરે છે કે જેથી દર્દીને બહુ દર્દ થતું નથી. [જુઓ આકૃતિ ૩૨]. (૨) બીજી રીત એવી છે કે હાથમાં રૂપિયો આપવાને બદલે પેન્સીલ અથવા કોઈ ચમકદાર વસ્તુ, ચાંદીનાં બટન કિંવા બીજી કોઇ નાની વસ્તુ પાત્રની દૃષ્ટિ સમક્ષ તેના નાકના મૂળથી ત્રણ ઈંચના અંતરપર રાખવી અને તે વસ્તુપર સરળ એકાગ્ર દૃષ્ટિ રાખવાનું પાત્રને કહેવું. પાત્રને નિદ્રા આવવા લાગતાં જ પહેલી રીતિમાં કહ્યા પ્રમાણે બાકીનો બધો વિધિ કરવો. (૩) ત્રીજો પ્રકાર એ છે કે પાત્રના મસ્તકપર પ્રયોક્તાએ પોતાનો એક હાથ રાખીને બીજા હાથની બે આંગળીઓ તેનાં નેત્રોની સામે ગોળ ગોળ ફેરવવી. પાત્રને માત્ર પોતાની દૃષ્ટિ સરલ, એકાગ્ર અને પલકારા માર્યા વિના પેલી આંગળીઓ તરફજ લગાડી રાખવા કહેવું. એમ કરવાથી પાત્રને ચક્કર આવવા લાગશે અને ઘેન આવશે. ઘેન ચઢ્યા પછીનો બધો વિધિ પહેલી રીતમાં દર્શાવ્યા મુજબ કરવો. (૪) પાત્રને શાન્ત ચિત્તે બેસાડીને તેની સામે પ્રયોક્તાએ બેસવું, અને પાત્રની દૃષ્ટિની સાથે પોતાની દૃષ્ટિ મેળવવી. પછી પ્રયોકતાએ પોતાની મનોવાસનાથી એવી ઈચ્છા પ્રેરિત કરવી કે "હવે તું ઉંઘી જા." આ રીત મેસ્મેરિઝમની છે. જો કોઈ આ રીતનો સારો અભ્યાસ કરે છે તો તે પોતાના દૃષ્ટિબળથી મોટાં કાર્યો કરી શકે છે. અરીસાવડે નેત્રશક્તિ કેળવી શકાય છે.* આ બાબતમાં ચિત્તની માત્ર એકાગ્રતા


આંગળીઓ ગોળ ફેરવવી [આકૃતિ ૩૩].

* જુઓ ખંડ ૨ જો, પરિ. ૫ મો.

બરાબર રાખવી પડે છે. કેટલીક વાર પ્રયોક્તા કરતાં પાત્રની દૃષ્ટિ વધારે સતેજ હોય છે. એવે વખતે પ્રયોક્તાએ ગભરાવું નહિ પણ પાત્રની બે ભ્રમરની વચ્ચે પોતાની નજરને દૃઢ ચોંટી રાખવી અને પાત્રને પોતાની આંખોની સામે જોઈ રહેવા કહેવું એટલે પાત્ર યોગનિદ્રામગ્ન થવા લાગશે. પછી પહેલી રીતિમાં કહ્યા પ્રમાણે સૂચનાઓ વગેરે કરવું. (૫) પાંચમી રીતમાં પાત્રને પોતાનાં ગાત્રો ઢીલાં કરીને બેસવાનું કહેવું અને પછી પ્રયોક્તાએ તેના મસ્તકથી પગસુધી લાંબા હાથઉતારા* કરવા. દરેક ચાર ઉતારા થયા પછી પાંચમો ઉતારો મોઢાથી છાતી અને હાથ-સુધી લાવીને હાથનાં આંગળાં આગળ પૂરો કરી ફરીથી ચાર દીર્ઘ ઉતારા ચાલુ કરવા. એમ કરવાથી પાંચથી ત્રીસ મિનિટમાં પાત્ર તદ્દન બેભાન થશે, પછી તેને સૂચના કરવી. આવી રીતથી પાત્ર જે ઉંઘમાં પડે છે તે અતિ-સૂક્ષ્મ પ્રકારની ઉંઘ હોય છે અને મેસ્મેરિઝમની ચાર સ્થિતિમાંની કોઇ પણ સ્થિતિમાં માત્ર એક જ સૂચનાથી તેને પાડી શકાય છે.

(૬) છઠ્ઠો પ્રકાર એવો છે કે પ્રયોક્તાએ પાત્રની સામે ઊભા રહીને પાત્રનું માથું બેઉ હાથમાં બેઉ કાનની બાજુએથી પકડીને ખૂબ ધુણાવવું—હલાવવું, એટલે પાત્રને ફેર આવશે અને તે બેશુદ્ધ બનશે. પછી પહેલી રીતમાં દર્શાવ્યા પ્રમાણે સૂચનાઓ કરવી. પાત્રનું માથું હલાવ્યા પહેલાં બે ત્રણ મિનિટસુધી પાત્રને કાંઇ ચળકતી ચીજ એકાગ્ર દૃષ્ટિથી જોવા આપવી. (૭) સાતમા પ્રકારમાં વિજળીક પ્રવાહનો ઉપયોગ કરવામાં આવે છે. તેને માટે, અમેરિકામાં 'હિપ્નોટિક બૉલ્સ' કિંવા તેના જેવા બીજા કાંઈ પદાર્થો મળે છે કે જેમાં વિજળીક પ્રવાહ હોય છે. તે પદાર્થ પાત્રના મસ્ત-



માથું ધુણાવવું [આકૃતિ ૩૪].

* જુઓ આકૃતિ ૨૭.

કના જ્ઞાનતંતુને લગાડવાથી તે તુરત બેભાન થાય છે. પણ આ રીતિ પસંદ કરવા જેવી નથી કારણકે તેથી પાત્રના જ્ઞાનતંતુને નુકસાન થાય છે અને જો પાત્ર નબળું હોય છે તો વિજળીનો ઝાટકો તેને બહુ નુકસાન કરે છે કિંવા કોઈ વાર મૃત્યુ પણ લાવે છે. જો પાંચ દસ પાત્રોને એકી સાથે હિપ્નોટાઇઝ કરવાના હોય છે તો તે માટે સોમ્નોસ્કોપ(Somnoscope)નામનું એક યંત્ર વપરાય છે, અને તે જરા પણ નુકસાન કરતું નથી. એ યંત્ર બાજુમાં દર્શાવેલા ચિત્ર મુજબનું હોય છે અને તે વિલાયતમાં વેચાતું મળી શકે છે. એ યંત્ર હાથે પણ બનાવી શકાય તેવું છે. ગ્રામોફોનનું સાંચા કામ જેમ ગોળ ફરે છે તેવા સાંચાપર શંકુના આકારમાં ત્રણ આરસીઓ ગોઠવવી. સંચો ફરતો જશે એટલે એ આરસીઓ પણ ગોળ ગોળ ફરશે. પાંચ દસ પાત્રોને અર્ધ ચંદ્રાકૃતિમાં બેસાડીને એક નજરે તાકી રહેવા કહેવું. એમ કરવાથી પાત્રો એક પછી એક ઘેનમાં પડવા લાગશે અને કેટલાક તો સૂચના વિના પણ નિદ્રાવશ થઈ જશે. હિપ્નોટિક નિદ્રા લાવવાની બીજી અનેક રીતો છે પણ આ રીત સરળ અને મુખ્ય છે.



સોમ્નોસ્કોપ [ આકૃતિ ૩૫ ].

પ્રયોક્તાએ પાત્રને કરવાની સૂચના ઉપર પણ ફતેહનો ઘણો આધાર રહે છે. આ સૂચના કેવી રીતે કરવી તે માટે આગળ એક ખાસ પરિચ્છેદ આપવામાં આવેલો છે.

**ઇલેકટ્રો બાયોલૉજી અથવા કપાલમોહન**—મનુષ્યના મગજમાં જૂદી જૂદી શકિતઓ રહેલી છે તે 'મસ્તકવિદ્યા'ના અભ્યાસીથી અજાણ્યું નથી. પાત્રની ઇંદ્રિયોને કાબૂમાં લીધા પછી પ્રયોક્તા પાત્રના મસ્તકમાં રહેલાં જૂદાં જૂદાં શકિતસ્થાનો અથવા નર્વસેંટર્સ ( Nerve-centres) ને ઉશ્કેરીને પાત્રને અમુક વિશેષ શક્તિવાળો બનાવી શકે છે. ખાસ કરીને જે જે સ્થાન ખામીવાળું હોય તેને ઉશ્કેરીને પૂરી શક્તિવાળું કરવું એ પ્રયોકતાનું કામ છે. આ સંબંધી વિશેષ સમજૂતી એક જૂદા પરિચ્છેદમાં આગળ આપવામાં આવી છે.

**ક્લૅરવોયન્સ અથવા આંતર્દૃષ્ટિ**—ક્લૅરવોયન્સને આંતર્દૃષ્ટિ પણ કહેવામાં આવે છે. બીજી સ્થિતિમાંથી પસાર થયા પછી પાત્ર ત્રીજી સ્થિતિમાં દાખલ થાય છે. જૂદા જૂદા પ્રયોગોમાંથી પસાર થવાથી પાત્રની કેટલીક માનસિક છૂપી શક્તિઓ ખીલે છે જેથી તે નિદ્રાભ્રમણ જેવી હાલતમાં આવે છે, તેની આંતર્દૃષ્ટિ ખુલે છે અને તે અદ્ભુત ચીજો જુએ છે, સમજે છે તથા તેનું વર્ણન કરે છે. આ સ્થિતિ પાત્રને સૂક્ષ્મ ભુવનમાં લઈ જાય છે. આ સંબંધી વિશેષ સમજુતી આગળ જૂદા પરિચ્છેદમાં આપવામાં આવી છે.

**ટ્રાન્સ અથવા જડ સ્થિતિ અથવા તન્મયાવસ્થા**—આ પાત્રની ચોથી અવસ્થા છે. તે સ્થિતિમાં પાત્રની મહાત્મિક શક્તિઓ ઉત્પન્ન થાય છે. આગળ વધેલું પાત્ર આ હાલતમાં–દિવસોના દિવસો અને મહિનાના મહિનાસુધી પડી રહે છે જેને યોગવિદ્યામાં જડ સ્થિતિ અથવા તન્મયાવસ્થા કહે છે. આ સંબંધી પણ વિશેષ સમજુતી આગળ આપી છે.

---

## પરિચ્છેદ ૧૧ મો.

---

## સૂચના કેવી રીતે કરવી ?

**સૂચના એટલે શું ?**—જેના તરફથી ઐચ્છિક ક્રિયા કરાવી લેવાની હોય. તેના મનમાં તે ઐચ્છિક ક્રિયાની ભાવના ઉત્પન્ન કરવી, એટલે સૂચના (Suggestion) કરવી. સૂચનાથી ક્રિયા થાય છે તે માત્ર તજ્જન્ય કલ્પનાનું પરિણામ છે. એટલે સૂચનાનો અર્થ ભાવી પરિણામનું ચિહ્ન એ પ્રમાણે કરવામાં હરકત નથી. સૌ ઉપર સૂચનાનો અમલ એક સરખો થતો નથી. મનની એક પ્રકારની વિશેષ સ્થિતિ થયા વિના સૂચનાનું પરિણામ થતું નથી. એ પ્રકારની સ્થિતિ ઉપર સૂચનાનું પરિણામ થાય છે. મેન્ટલ ઇન્સર્શન (Mental Insertion) અથવા માનસ શૈથિલ્ય અને માનસાતિક્ષોભણ શૈથિલ્ય, એ બેમાંની પહેલી સ્થિતિમાં અંતઃકરણ એટલું સુસ્ત થાય છે કે વિવેકશક્તિ બધીર થાય છે અને તેથી સૂચનાનો પ્રતિકાર અથવા નિગ્રહ કરી શકાતો નથી. એ સ્થિતિમાં ઇચ્છાસ્વાતંત્ર્ય નષ્ટ થવાથી સૂચના ખરી છે કે ખોટી, અને યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર કરવાની પ્રવૃત્તિ થતી નથી. કદાચ પ્રવૃત્તિ થાય છે તો પ્રતિકાર કરી શકાતો નથી. બીજી સ્થિતિમાં કોઇ પણ ક્ષુલ્લક કારણથી અંતઃકરણને બહુ જ ક્ષોભ થાય છે. આ સ્થિતિ કેટલાક રોગોમાં

જેવી થાય છે તેવી જ લગભગ હોય છે. કોમળ મનવાળાની, ઉતાવળા સ્વભાવવાળાની કિંવા ભોળા માણસની સ્થિતિ એવી જ હોય છે. મોહનિદ્રામાં મન શિથિલ બને છે તેથી તેની જૂદી જૂદી અવસ્થામા સૂચનાનું સારૂં પરિણામ થાય છે. તે સિવાય નૈસર્ગિક નિદ્રામાં કિંવા માદક વસ્તુથી ઉત્પન્ન થતા કેફમાં સૂચનાનું જેવું પરિણામ થાય છે તેવું જાગૃત અવસ્થામાં પણ થાય છે. જે પાત્ર ઉપર એક માણસે લાંબો વખત મોહનિદ્રા આણી હોય છે તે પાત્ર પછી એ માણસની મનોવૃત્તિના તાબામાં એટલેસુધી આવી જાય છે કે પાત્ર જાગૃત હોય તોપણ તે જેવી સૂચના કરે છે તેવી અસર પાત્રપર થાય છે. દેહનો કોઇ ભાગ લૂલો પાડવો, સ્નાયુનું આકુંચન પ્રસારણ કરવું, વેદના ઉત્પન્ન કરવી કે દૂર કરવી, એવા પ્રયોગો જાગૃત પાત્રોપર ઘણી વાર સફળ નીવડેલા છે. પ્રાચીન કાળમાં શાપ અને આશીર્વાદનાં મોટાં પરિણામો આવતાં એવું આપણે વાંચીએ છીએ તે આખા જગતને મોહ પમાડવાની શક્તિ ધરાવનારા મહાત્માઓની સૂચનાનું જ ફળ છે.

**સૂચનાના બે પ્રકાર**—લેખી કિંવા મ્હોંની એવી બે પ્રકારની સૂચના હોય છે, તેમાંની મ્હોંની સૂચના ઉત્તમ છે. હાથમાં પદાર્થ ગ્રહણ કરીને અભિનય સાથે મ્હોંની સૂચના કરવામાં આવે તો ઇષ્ટિસિદ્ધિ બહુ ઉતાવળે થાય છે. હાથમાં કાગળનો ટુકડો લઇને " લ્યો, કેરી ખાઓ. " એવું કહેવાથી પરિણામ બરાબર આવે છે. સૂચનાનું પરિણામ મોહિત પાત્રની નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા પણ મન ઉપર થાય છે. મોહિતના કાન પાસે કાંઈ અવાજ કરીને મ્હોંથી સૂચના કરવામાં આવે કે " તું હવે ઘંટાનાદ સાંભળશે " તો પાત્ર કહે છે કે " હું દેવાલયના ઘંટના જેવો અવાજ સાંભળું છું. " મુખમાંથી શબ્દોચ્ચાર કરીને સૂચના કરવાનો નિયમ બહુ જ લાભકારક છે. સ્નાયુદ્વારા જૂદા જૂદા પ્રકારના મનોવિકાર પ્રયોક્તા જાગૃત કરી શકે છે. મોહિત પાત્રના હાથમાં પેન્સીલ આપવાથી તે લખવા લાગે છે અને સોય આપવાથી તે સીવવા લાગે છે. બેઉ હાથ તેના મ્હોંપર ધરવાથી તેની મુદ્રા દુઃખી થતી દેખાય છે. મોહિત સ્ત્રીના બેઉ હાથ તેની છાતી પાસે લઈ જવામાં આવે, તો તે હાથમાંનું બાળક સ્તન્યપાન કરે છે એવું તેને લાગે છે. તાત્પર્ય એ છે કે જે જે સ્થિતિમાં સ્નાયુને રાખવામાં આવે છે તે તે સ્થિતિના મનોવિકારની જાગૃતિ થઈને તે પ્રમાણે મોહિત પાત્ર ક્રિયા કરવા લાગે છે.

**સ્વગત સૂચના અથવા ઓટો-સજેશન**—પ્રયોક્તા મોહિત મ-

નુષ્યને-પાત્રને સૂચના કર્યા વિના પોતાની જ કલ્પનાથી કિંવા સૂચનાથી ભ્રમ ઉત્પન્ન કરી શકે છે અને તદનુરૂપ પરિણામ પણ આવે છે. આ પ્રકારને સ્વગત સૂચના અથવા ઑટોસજેશન ( Auto-suggestion ) કહે છે. ભૂતોન્માદગ્રસ્ત સ્ત્રીઓને જે પક્ષઘાત થાય છે તે તેને તેની પોતાની કલ્પનાથી જ થાય છે. આ પ્રકાર ઘેલછા લાગુ પડી હોય એવા માણસમાં જોવામાં આવે છે. તેને જે જૂદા જૂદા ભ્રમ થાય છે તે સર્વ તેની સ્વગત સૂચનાનું જ પરિણામ હોય છે. એ જ પ્રમાણે પોતાના શરીર ઉપર સારી અસર કરવાને પણ અમુક સૂચનાનું મનન કર્યા કરવું તે પણ સ્વગત સૂચનાનો જ પ્રકાર છે. તે માર્ફતે આપણી ભૂંડી ટેવો તેમ જ શરીરના જૂદા જૂદા અવયવો ઉપર આપણી આત્મિક શક્તિ લઈ જઈ શકીએ છીએ. ઑટો હીલીંગ સજેશન એટલે રોગનિવારક સ્વગત સૂચનાવડે પોતાનો રોગ પણ મટી શકે છે. જો શરીરમાં કોઈ સ્થળે દુઃખાવો થતો હોય, તો એક શાંત જગ્યામાં બેસવું અથવા બિછાનામાં સૂવું અને પછી આંખ બંધ કરી, જ્યાં દુઃખતું હોય તે તરફ આપણે આપણી માનસિક આંખથી જોતા હોઈએ તેમ આપણો વિચાર તે જગ્યા ઉપર મોકલવો અને તે વખતે મનથી વિચારવું કે “ આ જગ્યા ઉપર જે દુઃખાવો થાય છે, તે એકદમ નરમ પડી જાઓ ! ” તો તે વખતે દુઃખતા ભાગ આગળ એક વિજળીક ઝડપથી કોઈ ચીજ આવીને પસાર થઈ જતી માલૂમ પડશે અને દુઃખાવો બિલકુલ લાગશે નહિ. એમ ચાલુ ૫૦ થી ૧૦૦ વખત એવાં વિજળીક આંદોલનો તે દર્દવાળા ભાગ ઉપર વારંવાર આપ્યા કરવાથી ત્યાંનો દુઃખાવો તરત નરમ પડી જાય છે.

**મૂક સૂચના**—સ્નાયુનો ક્ષોભ કરવો એટલે કે તે સ્નાયુનો સ્પર્શ કરવાની સાથે તેનું આકુંચન થાય, એવી પ્રત્યક્ષ સૂચના કરવી તે મૂક સૂચના ( Dumb suggestion ) કહેવાય છે. મોહનિદ્રામાં જે કાંઈ જૂદા જૂદા પ્રકાર દૃષ્ટિએ પડે છે તે સર્વ મૂગી સૂચનાનાં પરિણામ હોય છે. મોહનિદ્રામાં ઉત્પન્ન થતાં પરિણામો બે ભિન્ન પ્રકારે ઉત્પન્ન થાય છે. એક શારીરિક કિંવા બાહ્ય ઇંદ્રિયના ક્ષોભથી અને બીજો માનસિક ક્ષોભથી અથવા સૂચનાથી. આ બેઉ પ્રકારમાં સરખું જ પરિણામ થાય છે.

**અજ્ઞાત સૂચના**—મોહનિદ્રામાં સર્વ ઇંદ્રિયો બહુ તીક્ષ્ણ બને છે. સૂચના થયા પૂર્વે જ જાણે કે સૂચના શી છે તે સમજી જવાયું હોય એવા ભાવથી ઇંદ્રિયોનો વ્યાપાર શરૂ થાય છે. તેથી ઘણી વાર

ચૂક થઇ જવાનો સંભવ રહે છે. આવા પ્રકારને અજ્ઞાત સૂચના ( Unconscious suggestion ) કહે છે. આ પ્રમાણે ઉત્પન્ન થતી અજ્ઞાત સૂચનાથી શુદ્ધ પ્રયોગમાં બગાડો થાય છે, માટે પ્રયોક્તાએ બહુ સાવધાન રહેવાની જરૂર છે. કેટલાક લોકો પ્રયોક્તાને ફસાવવાને તે કહે તે પ્રમાણે ખાસ ઢોંગ કરે છે; ખરી રીતે તેની ઉપર પ્રયોગનું કશું પરિણામ થતું નથી. ઢોંગ અને અજ્ઞાત સૂચના બેઉથી એકસરખાં પરિણામ આવતાં માલૂમ પડે છે માટે વસ્તુતઃ કયો પ્રકાર ચાલી રહ્યા છે તે બાબત પ્રયોક્તાએ બારીકીથી તપાસવી. ઢોંગનો નિર્ણય કરવા માટે માનસ શાસ્ત્ર, ઇંદ્રિયવિજ્ઞાન શાસ્ત્ર, રોગનિદાન વગેરે જ્ઞાન પ્રયોક્તાને હોવું જોઇએ. અંધત્વના ભ્રમની કિંવા પક્ષઘાતની સૂચના પ્રયોક્તાએ પાત્રને કરવી અને તેનું પરિણામ ખરેખરૂં આવે છે કે નહિ તે જોવાથી ઢોંગની પ્રતીતિ થઇ આવશે. આ વાત તર્કશક્તિથી જ જાણવી પડે છે.

**નિષેધ ભ્રમ**—સૂચનાનો અમલ મગજ અને જ્ઞાનતંતુ ઉપર જેમ થાય છે, તેમ ભૂખ, તરસ, રૂધિરાભિષણ, શ્વાસોચ્છ્વાસ, ઉષ્ણતા, મળમૂત્ર અને જનનેંદ્રિયો ઉપર પણ થાય છે. જે ક્રિયા ઇચ્છાને અધીન નથી એવી પણ કેટલીક ક્રિયાઓ સૂચનાદ્વારા કરી શકાય છે. વેદનાશૂન્યત્વ, બધિરતા વગેરે તો સારી રીતે કરી શકાય છે. **શાર્કો**ના એક શિષ્યે એક મનુષ્યની બાંબલી (બગલમાંનું ગુમડું ) સૂચનાથી વેદનાશૂન્ય કરીને ફોડી હતી. સૂચનાથી હરકોઇ અંગની વેદનાશકિત દૂર કરી શકાય છે. ૧૮૩૫ માં કલકત્તામાં ડો. ઇસ્ટિલે ઘણા રોગીઓને મોહનિદ્રામાં નાંખીને શસ્ત્રક્રિયા પણ કરી હતી. સૂચનાથી પાંચ જ્ઞાનેન્દ્રિયોની વેદનાશકિત પણ દૂર થઇ શકે છે, એટલે અંધત્વ, બધિરતા, રસજ્ઞાનાભાવ. સ્પર્શજ્ઞાનાભાવ અને સ્મૃત્યભાવ ઉત્પન્ન કરી શકાય છે, જે નિષેધભ્રમ કહેવાય છે. એને **શાર્કો** શક્તિનાશ કહે છે.

**નજરબંધી**—મોહનિદ્રામાં અદૃશ્ય વસ્તુ પણ સૂચનાથી દેખાવા લાગે છે. ગારૂડીઓ જે નજરબંધીના ખેલો કરે છે તે પણ આ જ શકિતથી. પ્રાચીન કાળમાં આ શકિત સર્વત્ર જાણીતી હતી. ઇંદ્રજાળના પ્રયોગો મોહનિદ્રામાં નાંખેલા મનુષ્યોને એક પ્રયોકતા પોતાની મરજીમાં આવે તેવા બતાવી શકે છે.

**રંગાન્ધત્વ**—ભૂતોન્માદગ્રસ્ત સ્ત્રીઓને આકસ્મિક વેદનાશૂન્યત્વ પ્રાપ્ત થાય છે. આ વેદનાશૂન્યત્વ અને સૂચનાજન્ય વેદના—શૂન્યત્વમાં એટલો જ ફરક રહેલો છે કે સૂચનાજન્ય વેદનાશૂન્યત્વ કાંઇ વિશિષ્ટ

વસ્તુ સંબંધે જ હોય છે અને ભૂતોન્માદમાં કોઇ કોઈ વાર રંગાન્ધત્વ (Colour-blindness) ઉત્પન્ન થાય છે અને તેથી એક કિંવા સર્વ રંગ બિલકુલ દેખાતા નથી. સૂચનાથી થતું રંગાન્ધત્વ એક જ રંગ સંબંધી હોય છે. આ પ્રકારની સ્થિતિ કોઈ કોઈ વાર રોજના વ્યવહારમાં પણ દૃષ્ટિએ પડે છે. કોઇ વાર કોઈ વસ્તુ આપણી દૃષ્ટિ સામે જ હોય છે, છતાં આપણે તેને શોધ્યા કરીએ છીએ. 'કેડે છોકરૂં અને ગામમાં શોધ્યું' એ કહેવત તો જાણીતું છે. આ પ્રકાર અને સૂચનાજન્ય અંધત્વમાં એક-સરખાપણું રહેલું છે.

**કલ્પનાજનિત પક્ષાઘાત**—વેદનાશક્તિ પ્રમાણે ગતિશક્તિનો પણ સૂચનાવડે નાશ કરી પક્ષાઘાત ઉત્પન્ન કરી શકાય છે. કલ્પનાથી દેહ ઉપર થતા જૂદી જૂદી જાતના આઘાત એ કલ્પનારૂપ સૂચનાજનિત હોય છે. તેને અંગ્રેજીમાં 'સાઇકીકલ પેરેલીસીસ' (Psychical Paralysis)-કલ્પનાજનિત પક્ષાઘાત કહે છે. સૂચનાથી અવયવનો સંપૂર્ણ પક્ષાઘાત તથા એકદેશીય-અંશતઃ પક્ષાઘાત ઉત્પન્ન કરી શકાય છે. કોઈ કોઈ વાર એક પ્રદેશનો શક્તિનાશ કરવાથી તેની નજીકના પ્રદેશનો પણ શક્તિપાત થાય છે. ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રનો એવો સિદ્ધાન્ત છે કે શરીરની જમણી બાજુના પ્રદેશપર મગજના ડાબા ભાગનો અમલ હોય છે; એટલે જમણી બાજુનો અર્ધાંગવાત થયો એટલે ડાબી બાજુના મગજના કેટલાક ભાગમાં પણ રોગ ઉદ્‌ભૂત થાય છે. જમણા હાથપર ડાબી બાજુના મગજના જે ભાગનો અમલ છે, તેની પાસે જ વાગિંદ્રિયનું સ્થાન રહેલું છે, એટલે જે વખતે જમણી બાજુનો પક્ષાઘાત થાય છે, ત્યારે વાચા બંધ થાય છે. એ જ સ્થિતિ સૂચનાથી થાય છે. સૂચનાજનિત પક્ષાઘાત ગમે તેટલો વખત રાખી શકાય છે. આ પક્ષાઘાત વારંવાર કરેલી સૂચનાથી દૂર કરી શકાય છે.

**એકદેશીય પક્ષાઘાત**—આનુષંગિક વ્યાપાર કરવાની જે શક્તિ સ્નાયુમાં રહેલી છે તેને યોજનાશક્તિ (Power of Co-ordinance) કહે છે. સૂચનાવડે આ યોજનાશક્તિનો નાશ કરવાથી તે સ્નાયુમાંની શક્તિ સ્વતંત્ર વ્યાપાર કરવાને સમર્થ રહેવા છતાં આનુષંગિક વ્યાપાર કરવાને અસમર્થ નીવડે છે. એકદેશીય પક્ષાઘાતથી એ જ સ્થિતિ થાય છે. એકદેશીય પક્ષાઘાત એટલે સ્નાયુની યોજનાશક્તિનો નાશ અને તેથી ઉત્પન્ન થતું આનુષંગિક વ્યાપાર-દૌર્બલ્ય. આ પક્ષાઘાતથી જોકે ગતિનાશ થતો નથી, તોપણ વિશિષ્ટ કાર્ય માટે જોઇતી ગતિપરંપરા નષ્ટ થાય છે. આ સિવાય પક્ષાઘાતનો એક ત્રીજો પ્રકાર છે તેને ઇચ્છાશક્તિનાશ

(Abonlia) કહે છે. એ પ્રકાર સૂચનાથી ઉત્પન્ન કરવાથી તેમાં એકદેશીય પક્ષાઘાતનાં સર્વ ચિહ્નો માલૂમ પડે છે. સૂચનાથી કેવળ શરીરપર કિંવા સ્નાયુના સ્વતંત્ર વ્યાપારપર જ અસર થાય છે એમ નહિ, પરન્તુ હસવું, રડવું, લખવું, વગેરે વ્યાપારપર પણ અસર નીપજે છે.

**કલ્પના-પરંપરા**—મનુષ્યના જૂદા જૂદા મનોવિકારનાં લક્ષણો ચહેરા પર પ્રકટે છે, અને તદનુરૂપ શરીરના આવીર્ભાવ થાય છે; એ જ સ્થિતિ મ્હોંથી શબ્દ ન કાઢતાં કેવળ સ્નાયુગત સૂચનાથી પણ ઉત્પન્ન કરી શકાય છે. સ્નાયુ અને મનનો તે ક્રિયાસંબંધે એટલો નજીકનો સંબંધ જોડાયલો હોય છે કે આપણાથી અજાણતાં પણ આપણે ક્રિયા કરતા હોઇએ એવો ભાસ થાય છે. કોઈ પણ ક્રિયા કર્યા પહેલાં અંતઃકરણમાં તેનું જ્ઞાન થાય છે. ત્યાંથી જ ઇચ્છાશકિતની પ્રેરણા થાય છે. નવીન ક્રિયા કરતાં અંતઃકરણને જ્ઞાન થઇને ઇચ્છાશક્તિની પ્રેરણા થાય ત્યાંસુધી જે કાંઈ વખત જાય છે તેનું આપણને ભાન હોય છે અને સૂચનાજનિત સ્થિતિમાં ભાન હોતું નથી એટલે તે જલ્દી થાય છે. આ પ્રમાણે કલ્પનાની પરંપરા ઉત્પન્ન થઇને તે ક્રિયા બને છે. આ સ્થિતિને કલ્પના-પરંપરા—Association of Ideas કહે છે.

**પોસ્ટહિપ્નોટિક સૂચના**—હિપ્નોટિક નિદ્રામાંથી પાત્રને જાગૃત કર્યા પહેલાં કોઇ પણ વસ્તુ જેવી કે વીંટી, પેન્સીલ, બટન અથવા કાગળનો ટુકડો પાત્રના હાથમાં આપી સૂચના કરવી કે “આ તમારા હાથમાંની ચીજ ધ્યાનથી જોઈ લ્યો. ફરીથી હું એ ચીજ, દિવસે કે રાત્રે, કોઇ પણ જગ્યાએ કોઈ પણ વખતે દેખાડું અથવા કોઈ પણ માણસની સંગાથે મોકલું, ત્યારે એ ચીજ તમે જુઓ કે હાથમાં લ્યો કે તુરત જ તમે મજબૂત હિપ્નોટિક નિદ્રામાં પડજો; યાદ રાખજો કે આ ચીજ જોતાં જ તમે ઉંઘમાં પડશો જ.”



પોસ્ટહિપ્નોટિક સૂચનાઃ ઉંઘ.
[ આકૃતિ ૩૬ ].

આ સૂચનાને પોસ્ટહિપ્નોટિક અથવા મોહનિદ્રા-પશ્ચાત્ સૂચના કહે છે.

પ્રયોક્તા જ્યાંસુધી પાત્રની પાસે હોય નહિ, ત્યાંસુધી એવી ચીજથી પાત્રને ઉંઘમાં નાંખવો નહિ, કારણકે જે વખતે સૂચનામાં કહેલી ચીજ પાત્રના જોવામાં આવે અને તે વખતે પાત્ર કોઈ સલામત જગ્યાપર ન હોય અને ઉંઘમાં પડે અને પ્રયોક્તા પણ પાસે ન હોય તો અકસ્માત્ થવાનો અને પાત્રને નુકસાન થવાનો ભય રહે છે. માટે પાત્રની સલામતીની પાકી ખાત્રી થયા સિવાય પોસ્ટ માર્ફતે અથવા પ્રયોક્તાએ દૂર રહીને પાત્રને ઉંઘમાં નાંખવો નહિ.

**ટેલિપથિક હિપ્નોટિક સૂચના**—પાત્રને જાગૃત કર્યાં પહેલા પ્રયોક્તા નીચે મુજબ સૂચના કરે છે: " તમે મારા કાબૂમાં છો. તમે જ્યાં જાઓ, જે જગ્યાએ હો, તે જગ્યાએ જ્યારે મારા વિચાર તમને પહોંચે ત્યારે તમે હિપ્નોટિક ઉંઘમાં પડજો. હું ગમે તે સ્થળેથી જ્યારે વિચારૂં અને મારા વિચારો તમારી તરફ મોકલું કે તુરત તમે ભરઉંઘમાં હો એવી રીતે ઉંઘમાં પડજો." આ સૂચનાને ટેલીપથિક હિપ્નોટિક સૂચના અથવા મોહનિદ્રામાં સંદેશવાહક સૂચના કહે છે. આ બાબતમાં પણ પાત્રની સલામતીની ખાત્રી કરવી જોઇએ.

**ક્રિયાપ્રાદુર્ભાવ અને ક્રિયાનાશ**—ક્રિયાપ્રાદુર્ભાવ અને ક્રિયાનાશ એવાં બે પરિણામ સૂચનાથી ઉત્પન્ન થાય છે એવું આ બધા વિવેચન ઉપરથી સમજાયું હોવું જોઈએ. મોહિત મનુષ્યપર-પાત્રપર સૂચનાની અસર કરવા માટે પહેલાં તેના ઇચ્છાસ્વાતંત્ર્યનો નાશ થવો જોઇએ અને સૂચના કરવાની હોય તે મ્હોંથી કરેલી હોય, મૂક સૂચના હોય કે કાંઇ વસ્તુના સ્મરણરૂપ સૂચના હોય, પરંતુ તે સ્પષ્ટ હોવી જોઈએ, કે જેથી સૂચનાનું ચિત્ર પાત્રના મગજમાં સ્પષ્ટ રીતે અલેખાઇ જાય. સૂચનાની કલ્પના એક વાર પાત્રના અંતઃકરણમાં સારી રીતે પ્રતિબિંબિત થઇ, એટલે તે કલ્પનાપરંપરાથી આનુષંગિક બનીને તદનુરૂપ સર્વ ક્રિયા બને છે.

---

## પરિચ્છેદ ૧૨ મો.

---

## કપાલમોહન અથવા ક્રેનોમેસ્મેરીઝમ.

**કપાલમોહન એટલે શું?**—ઈંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓએ એવું સપ્રયોગ સિદ્ધ કર્યું છે કે મગજનાં જૂદાં જૂદાં કાર્યોનો અમલ શરીરના જૂદા જૂદા ભાગ ઉપર થાય છે અને જૂદી જૂદી ઇંદ્રિયોનાં ઉત્પત્તિ-સ્થાનો જૂદા જૂદા ભાગોમાં હોય છે, એટલે જે ભાગમાં જે ઇંદ્રિયનું

સ્થાન હોય છે, તે ભાગનો ક્ષોભ કરવાથી તે ઇંદ્રિયનો વ્યાપાર શરૂ થાય છે અને તે ભાગનો ક્ષોભ નષ્ટ કરવાથી તે ઇંદ્રિય નિર્બળ બને છે. આ સિદ્ધાન્ત સર્વગ્રાહ્ય થએલો છે. પૂર્વે આપેલી મસ્તકવિદ્યાનો અભ્યાસ કરવાથી સમજી શકાશે કે મગજના કયા કયા ભાગમાં મનુષ્યની કેવી કેવી શક્તિઓ કેટલા પ્રમાણમાં રહેલી છે. કપાલમોહન એ એક મોહિની વિદ્યાનો જ પ્રકાર છે. કપાળપર મોહનપ્રયોગ કરીને મગજમાં રહેલી જૂદી જૂદી શક્તિઓરૂપ ઉપેંદ્રિયોનો ક્ષોભ કરવો તેનું નામ કપાલમોહન.

**કપાલમોહન કેમ કરવું?**—જેની ઉપર પ્રયોગ કરવાનો હોય તેને મોહિત કરીને ગાઢ ઉંઘમાં પડવા દેવો. પછી જે ઉપેંદ્રિયનો ક્ષોભ કરવાનો હોય, તે ઉપર ઇચ્છાશક્તિની પ્રેરણા કરવી અને તે ઉપેંદ્રિયના સ્થાનને હાથવડે સ્પર્શવું, એટલે મોહિત મનુષ્યનું લક્ષ તે સ્થાન તરફ જશે. એમ કરવાથી મગજના તે પ્રદેશમાં નાડીગત શુદ્ધ રક્તનો—તત્સ્થાનગત ઉપેન્દ્રિયના વ્યાપારનો ઉદય થશે. પ્રત્યેક સમયે એક પ્રવાહ જોરથી વહેતો જશે અને તેથી તે સ્થાનનો ક્ષોભ થશે. એ જ રીતે અધિક ઉપેંદ્રિયનો પણ ક્ષોભ કરી શકાય છે. દાખલા તરીકે અનુકરણ અને ભાષાજ્ઞાનનાં જે સ્થાનો મગજમાં રહેલાં છે તે સ્થાનોનો ક્ષોભ કરવાથી આવડતી ન હોય એવી અનેક ભાષામાં મોહિત મનુષ્ય બોલવા લાગે છે! ભાષા, નાદ અને આનંદ એ ત્રણ સ્થાનોનો ક્ષોભ કરવામાં આવે તો મોહિત પાત્ર એકાદ સુંદર ગાયન ગાઈ શકે છે. ભાષા, પૂજ્યતા અને અધ્યાત્મ એ સ્થાનોનો ક્ષોભ કરવાથી પાત્રનો ચહેરો ગંભીર બનીને તે પ્રેમથી ઇશ્વરભજન કરવા લાગી જાય છે. સંહારસ્થાનનો ક્ષોભ કરવાથી તે આવેશમાં આવીને ક્રૂર કામ કરવાને તૈયાર બની જાય છે. એ પ્રમાણે જે જે સ્થાનનો ક્ષોભ કરવામાં આવે તે તે સ્થાનના વિકાર જાગૃત થાય છે. મનુષ્યની ખોટી ટેવો અને દુર્ગુણો પણ આ રીતે દૂર કરી શકાય છે. કપાલમોહન કરવાને એટલે કે મગજનાં જૂદાં જૂદાં સ્થાનોનો ક્ષોભ કરવાને યથાયોગ્ય સૂચનાઓનો ઉપયોગ કરવામાં આવવો જોઈએ. કપાલમોહનનો પ્રયોગ જ્યારે બંધ કરવો હોય ત્યારે જે સ્થાનનો ક્ષોભ કર્યો હોય તે સ્થાન ઉપર એકસરખી રીતે ફૂંકો માર્યા કરવી એટલે મોહિત મનુષ્યનું મગજ પૂર્વવત્ સ્થિતિમાં આવવા લાગશે. પછી તેને નિદ્રામાંથી જાગૃત કરવાની રીતે જાગૃત કરવો.

## પરિચ્છેદ ૧૩ મો.

## આંતર્દષ્ટિ અથવા ક્લેઅરવોયન્સ.

**નિદ્રાની ત્રીજી અવસ્થા**—પૂર્વે જણાવ્યું છે તેમ ઍનીમલ મેગ્નેટિઝમ અથવા પ્રાણાકર્ષણ એ પાત્રની નિદ્રાની પ્રથમ અવસ્થા છે. કપાલમોહન જેમાં કરવામાં આવે છે તે નિદ્રાનો તેથી ઉંચો બીજો પ્રકાર છે. એ બીજા પ્રકારની નિદ્રામાંથી ઘણા ઉંચા પ્રકારની નિદ્રામાં જ્યારે પાત્ર આવે છે ત્યારે તે ત્રીજા પ્રકારની નિદ્રામાં દાખલ થયો લેખાય છે. આ ત્રીજા પ્રકારની નિદ્રા પાત્રને સૂક્ષ્મ ઇથરના ભુવનમાં લઇ જાય છે અને તે ન દેખેલી, ન સાંભળેલી બાબતો જુએ છે, સાંભળે છે અને વર્ણવે છે. આ રીતે તેની આંતર્દષ્ટિ ખુલે છે. માનસિક સંદેશવિદ્યાવડે મનુષ્ય વર્તમાન કાળમાં બનતા બનાવો જ જાણે છે અને આ ક્લૅઅરવોયન્સવડે પાત્ર ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળની વિગત જાણે છે અને કહે છે. ઘેલછા, હિસ્ટીરિયા અને લાંબા વખતનાં એવાં દર્દો પાત્રને આ હાલતમાં નાંખવાથી સાજાં કરી શકાય છે.

**આંતર્દષ્ટિ કેવી રીતે ઉત્પન્ન કરવી ?**—પાત્ર ઉપર વારંવાર પ્રાણાકર્ષણ અને કપાલમોહનના પ્રયોગો અજમાવ્યા પછી અને વારંવાર એવા પ્રયોગોવડે પાત્ર પ્રયોક્તાના કાબૂમાં સંપૂર્ણ રીતે આવી જાય ત્યારપછી તેનામાં આંતર્દષ્ટિ ઉત્પન્ન કરવી. પાત્રને ઉંઘમાં નાંખ્યા પછી તેની પાંચે ઈંદ્રિયને લગતા દરેક પ્રયોગ જલ્દી જલ્દી કરવા, પછી મસ્તકમાં રહેલા* ભક્તિભાવ (૧૮), અધ્યાત્મરતિ (૧૯), તર્કશક્તિ (૪૦) અને આત્મરક્ષકવૃત્તિ (૧) નો ક્ષોભ કરવો અને પછી નીચેની સૂચનાવડે પાત્રને ભરઉંઘમાં પાડવો. “ તમે પુષ્કળ તંદુરસ્તીભરેલી ઉંઘમાં પડો, અને તમારા જીવને નહિ જોએલા, નહિ જાણેલા પ્રદેશમાં ભ્રમણ કરાવો, તથા ત્યાંની બધી ચીજો જૂઓ, તંદુરસ્તી મેળવો. ચાલો આપણે સાથે ફરીએ. જુઓ, આપણે ગાડીમાં બેઠા છીએ, ગાડી ચાલી, આપણે ફલાણા મુલકમાં આવી પહોંચ્યા; જુઓ તમને શું જણાય છે ? ” આટલું કહી જવાબ માટે થોભવું, એટલે પાત્ર પ્રયોક્તાના મનમાં જે કાંઇ હશે તે જોશે અને તેનું સંપૂર્ણ વર્ણન કરશે.

**પ્રયોક્તાને સૂચના**—જો પાત્ર કોઈ ચીજનું વર્ણન પૂરેપૂરૂં ન કરે તો તે પૂરૂં કરવાને કદિ પણ દબાણ કરતા નહિ, અથવા જવાબ ન આપે

* જુઓ ખંડ ૨ જો, પરિ. ૩ જો.

તો જવાબ દબાણ કરીને કદી માંગશો નહિ. આ હાલતમાં પાત્ર અને પ્રયોક્તાના જીવ એકમેક સાથે મળેલા હોય છે. પ્રયોક્તા પોતાની પાંચ ઇંદ્રિય માર્ફતે જે કાંઈ કરે છે, તે સર્વ ચીજ પાત્ર ઉંઘમાં બંધ આંખ છતાં પોતાની ખુલેલી આંતર્દષ્ટિથી જાણે છે. પ્રયોક્તા બીજા ઓરડામાં જઈને સાકર ખાય કે લીંબુ ખાય તો તેનો મીઠો કે ખાટો રસાસ્વાદ પાત્રને ઉંઘમાં પણ થાય છે. એ હાલતમાં પાત્ર ફક્ત પ્રયોકતાને જ જુએ છે, તેનો જ અવાજ સાંભળે છે અને તે સિવાય બીજા કોઇને પણ પ્રયોકતાના કહ્યા કે પૃછયા વગર જોઇ કે જાણી શકતો નથી. એ સ્થિતિમાં પ્રયોક્તા એક લખેલો બંધ પત્ર પાત્રના હાથમાં આપે તો તે બંધ પત્ર કોનો છે, ક્યાંથી આવ્યો છે, કોણે મોકલ્યો છે તથા તેમાં શી બાબત લખેલી છે એ બધું પાત્ર જાહેર કરે છે. દર્દીનું પહેરેલું કપડું, માથાના વાળ અથવા કોઈ પહેરેલી ચીજ કે રૂમાલ પાત્રના હાથમાં આપી તે માણસ સંબંધી તેને કાંઈ સવાલ કરવામાં આવે તો તેના જવાબ તે આપે છે અને તે જવાબ ખરા જ હોય છે. જો પાત્રને કાંઈ બરાબર સમજ પડતી નથી તો તે જવાબ આપતો નથી, પણ તે વખતે તેને દબાણ કરવું નહિ. આ પ્રમાણે આંતર્દષ્ટિવાળો પાત્ર ભૂત-ભવિષ્ય પણ જાણી શકે છે. એ હાલત નિર્દોષ મનના પાત્રમાં અથવા સરળ સ્વભાવની સ્ત્રીઓમાં ઘણી તેજ હોય છે.

**સ્ફટિકપરનું ત્રાટક**—બીલોરી કાચ અથવા સ્ફટિકનો એક મોટો લંબાટો અથવા દડો હોય અને લાંબા વખતથી તેના ઉપર ત્રાટક માંડીને—સ્થિર દૃષ્ટિથી—આંખોને પલકારા મારવા દીધા વિના જોયા કરવાથી આંતર્દષ્ટિના જેવી અસર થાય છે, અને તે કાચમાં દરેક વસ્તુ દેખાય છે. ત્રિકાળદર્શી આયનાનો જ આ એક વિશિષ્ટ પ્રકાર છે. અંગ્રેજીમાં તેને 'ક્રીસ્ટલ ગેઇઝીંગ' (Crystal Gazing) કહે છે.

## પરિચ્છેદ ૧૪ મો.

## ટ્રાન્સ અથવા તન્મયાવસ્થા.

**મોહનિદ્રાની ચોથી અવસ્થા**—મોહનિદ્રાની ત્રીજી અવસ્થામાં પાત્ર લાંબો વખત રહેવાના પરિચયવાળો થયા પછી તે ચોથી અવસ્થાની સર્વોપરિ નિદ્રામાં જાય છે. તે અવસ્થામાં પાત્રમાં મહાત્મિક શક્તિઓ ઉત્પન્ન થાય છે. આ અવસ્થામાં તે કેટલીક વખત દિવસો અને મહિ-

નાઓસુધી પડી રહે છે. એ હાલતમાં દુનીયાઈ અવસ્થા છોડી દેવાનો તેને શોખ થાય છે અને કેટલીક વખત પ્રયોક્તાના ગમે તેવા હુકમો છતાં તે નાફરમાન થઇને જાગૃત અવસ્થામાં આવતો જ નથી. જોકે એવા બનાવો જવલ્લે જ બને છે, તોપણ તેથી પ્રયોકતાએ ગભરાવું જોઇએ નહિ, પણ તેને કુદરતની હાથમાં સોંપવો; માત્ર તેને એવી સૂચનાઓ કરવી કે " તમે તમારી ઇચ્છાનુસાર આનંદમાં ઉંઘ કાઢો અને તમને ગમે તેવા પ્રદેશોમાં ફરી તંદુરસ્તી સાથે પાછા ઉઠજો." આ સૂચના પછી પાત્ર કોઈ વખતે છ કલાકે અથવા વધારેમાં વધારે ત્રણ દિવસમાં કુદરતી રીતે જાગૃત થાય છે; પરન્તુ બનતાંસુધી એટલી હદસુધી પોતાના પાત્રને જવા દેવો નહિ તથા સાધારણ પ્રયોગોમાં બનતી હાલત ધ્યાનમાં રાખીને પાત્રને સંભાળવો અને તેનું યોગ્ય રીતે રક્ષણ કરવું.

**જડ સ્થિતિ**—પહેલી અવસ્થાની ઉંઘમાંથી બીજી અવસ્થાની



જડ સ્થિતિ. [ આકૃતિ ૩૭ ]

ઉંઘમાં આવવાને વખતે પાત્રની જડ સ્થિતિ થાય છે; એમાં શરીરમાં એક અવયવથી બીજા બધા અવયવો જડ કરવામાં આવે છે. ( જુઓ ઉપરનું ચિત્ર ). પાત્ર જ્યારે ભરઉંઘમાં હોય છે, ત્યારે પ્રયોકતા તેના શરીર ઉપર બે ચાર દીર્ઘ હાથ ઉતારા કરીને સૂચના કરે છે કે "તમારૂં આખું શરીર લોખંડની પેઠે જડ થઇ જાઓ, અને તે બીલકુલ વળે નહિ તેવું થાઓ." આ રીતે પાત્રનું શરીર તદ્દન જડ બની જાય છે. એ હાલત ઘણી ગંભીર છે. તે સ્થિતિમાં પાત્રને એક કે બે મિનિટથી વધારે વખત રાખવો નહિ. બનતાંસુધી એ સ્થિતિ અજમાવવી જ નહિ. ખેલાડીઓ ઘણી વાર પાત્રને આવી જડ સ્થિતિમાં લાવી તેને બે ખુરશીઓની વચ્ચે સોટાની પેઠે સુવાડે છે અને તેના શરીર ઉપર બે ત્રણ માણસોને ઊભા રાખી પ્રેક્ષકોને આશ્ચર્ય પમાડે છે. પરન્તુ એવા પ્રયોગો ઘણા

જોખમભરેલા છે. કેટલાક પાત્રો પોતાની દરરોજની રાતની કુદરતી ઉંઘમાં એમ વિચારે છે કે પોતે જડ હાલતમાં છે. એવા વિચારથી પાત્ર ખરેખર જડ હાલતમાં આવી જાય છે અને જો પ્રયોક્તા પાસે ન હોય, તો જ્યાંસુધી તે કુદરતી રીતે જાગૃત ન થાય ત્યાંસુધી તે એમ ને એમ પડી રહે છે. ઘણી વાર પાત્રો આવી સ્થિતિને લીધે લૂલા, બ્હેરા કે દીવાના પણ બની જાય છે. પૈસા કમાવા માટે આવા પ્રયોગો કરવા એ કામ તો ઘણું જ હલકું છે.

---

## પરિચ્છેદ ૧૫ મો.

---

## હિપ્નોટિઝમના પાત્ર તથા પ્રયોક્તાને સૂચનાઓ.

(૧) પ્રયોકતાએ પાત્રના મન વિરૂદ્ધ અને તેને હાનિકારક થાય એવું કાંઇ જબરદસ્તીથી તેની પાસે કરાવવું નહિ, કારણકે પાત્ર વિશ્વાસપૂર્વક પ્રયોકતાને અધીન થયો હોય છે, તો હમેશાં સાચી નિષ્ઠાથી જ કામ કરવું. વિશ્વાસઘાત કરવાથી કુદરત પાત્રના બચાવમાં કામ કરશે અને પ્રયોકતાની બદધાનત ફાવશે નહિ.

(૨) પ્રયોકતા અને પાત્રનો જીવ એક જ છે એમ સમજીને પાત્રને જરા પણ ઇજા થવા ન દેતાં પ્રયોકતાએ પોતાનું કાર્ય કરવું.

(૩) બીજાને મેસ્મેરાઇઝ-હિપ્નોટાઇઝ કરતાં પ્રયોકતા કોઈ કોઈ વાર પોતે જ તે સ્થિતિમાં આવી પડે છે, તો પ્રયોકતાએ બહુ ખબરદારીથી પ્રયોગ કરવો જોઇએ.

(૪) દુષ્ટ મનોવૃત્તિ ધારણ કરીને પ્રયોક્તાએ પ્રયોગ કરવો નહિ. પ્રયોક્તાનું અંતઃકરણ કેવું છે તે પાત્રને ખબર હોતી નથી; તો પાત્રે પોતાપર પ્રયોગ થવા દીધા પહેલાં પોતાના મનમાં એવો દૃઢ સંકલ્પ અને વિચાર કરીને પ્રયોગમાટે બેસવું કે 'પ્રયોક્તાના મનમાં જો કાંઈ દુષ્ટ વાસના ઉત્પન્ન થાય અને કોઈ રીતે મને ઇજા કરવા તે યત્ન કરે, તો પ્રભુ મારૂં રક્ષણ કરવાને મારી ગોગનિદ્રા તત્કાળ દૂર કરીને મારૂં રક્ષણ કરે.' વિષયી પ્રયોક્તાના બદહવસમાંથી પણ સ્ત્રીઓ આ જ રીતે રક્ષણ પામી શકે છે.

(૫) પ્રયોકતા પ્રયોગ કરતાં કાંઈ કારણથી ગભરાય અગર બીહે તો પાત્રની સ્થિતિ પણ તેવી જ થાય છે, કારણકે પ્રયોક્તા અને પાત્ર એ

એઉનાં અંતઃકરણો તે વખતે એક જ આકર્ષણથી બદ્ધ થએલાં હોય છે; માટે પ્રયોક્તાએ ગભરાવું અગર બ્હીવું નહિ. મન શાન્ત રાખીને સમય-સૂચકતાથી પ્રયોગ કરવો.

(૬) પ્રયોક્તાને કશું વ્યસન હોવું ન જોઇએ. તેની શ્વાસક્રિયા તદ્દન નિર્દોષ હોવી જોઇએ. પૈસાની લાલચથી પણ પ્રયોગો કરવા નહિ; માત્ર દર્દીનાં દર્દો મટાડવા કે અન્ય કોઈ પ્રકારનો પરોપકાર કરવા માટે પ્રયોગો કરવા.

(૭) પાત્ર જાગૃત થાય છે એટલે હિપ્નોટીઝમની અસર તેનામાંથી જતી રહે છે, અને જે બાબતની સૂચનાઓ કરી હોય છે તે જ બાબત તેના મનમાં રહે છે અને પ્રયોક્તાએ નીમેલા વખતે જ એ સૂચના પ્રમાણે પાત્ર કામ કરે છે. કોઈ વખતે સૂચના બરાબર નહિ થવાથી પાત્રની જાગૃત અવસ્થામાં પણ હિપ્નોટિક અસર રહે છે, માટે પ્રયોક્તાએ સૂચનાઓ બરાબર કરવી.

(૮) પાત્રને ભય લાગે એવી સૂચનાઓ કરવી નહિ કારણકે તેથી તેના જ્ઞાનતંતુઓને હાનિ થાય છે. તે જ પ્રમાણે ખરાબ ગુણોવાળા મગજના ભાગોને ક્ષોભ ઉપજાવવો નહિ. ખાસ કરીને મનુષ્યની પશુવૃત્તિનાં સ્થાનોને તો કદાપિ ઉશ્કેરવાં નહિ જ.

(૯) જો કોઈ શખ્સને તેની મરજી વિરૂદ્ધ હિપ્નોટાઇઝ કરવામાં આવ્યો હોય, તો તે સખ્સે કોઇ બીજા સારા પ્રયોક્તા પાસે જઈ પહેલા પ્રયોક્તાની સૂચનાઓ રદ કરાવવી. કોઇ પણ માણસ પોતાની મરજી વિરૂદ્ધ હિપ્નોટાઇઝ થઇ શકતો નથી. જેઓ નબળી મનઃશક્તિના હોય છે તેઓ મજબૂત શક્તિના પ્રયોક્તાને નામરજી છતાં તાબે થઈ જાય છે, તો તે વખતે પાત્રે પોતાની જીભનો છેડો તાળવા સાથે મજબૂત લગાડી મૂકવો અને મક્કમ વિચાર ધારવો કે 'હું કદાપિ નિદ્રિત થઉં નહિ;' તો તે સખ્સને કોઇ પણ હિપ્નોટાઇઝ કરી શકશે નહિ. આ રીત પાત્ર તથા પ્રયોક્તા એઉના કામની છે. કેટલીક વખતે પ્રયોક્તા પાસે એવી મજબૂત વિચારશક્તિનાં પાત્રો આવે છે કે જ્યારે પ્રયોક્તા પાત્રની આંખમાં જોતાં અને લાંબો વખત એકીદૃષ્ટે જોઇ રહેતાં તેની આંખમાં પાણી ભરાઇ આવે છે ત્યારે પાત્રને હિપ્નોટાઇઝ કરવાને બદલે પોતે પાત્રથી હિપ્નોટાઇઝ થઇ જાય છે. તેવે વખતે પ્રયોક્તા પણ પોતાની જીભને તાળવે લગાડે છે તો તે પોતાનો બચાવ કરી શકે છે અને હિપ્નોટાઇઝ થતો અટકે છે.

## પરિચ્છેદ ૧૬ મો.

# જૂદી જૂદી પ્રયોગપદ્ધતિ.

**બ્રાઇડનની પદ્ધતિ**—અન્ય કોઈ વસ્તુપર પાત્રનું ધ્યાન એકાગ્ર કરીને તેને હિપ્નોટાઇઝ કરવો એ પદ્ધતિ બ્રાઇડને શોધી કાઢેલી છે. બ્રાઇડને એવી શોધ કરી છે કે આ યોગનિદ્રા પાત્રની આંખો સામે એકાદ ચકચકિત પદાર્થ પકડી રાખીને કશું પણ ભાષણ કિંવા આજ્ઞા ન કરતાં અને આત્મરસનો પ્રત્યક્ષ પ્રવાહ તેના શરીરમાં ન છોડતાં જ મેસ્મેરિઝમની પેઠે ઉંઘ લાવી શકાય છે. આ હિપ્નોટિઝમ છે અને તે બ્રાઇડનની પદ્ધતિને નામે ઓળખાય છે. ડો બ્રાઇડનના પોતાના શબ્દો નીચે મુજબ છેઃ–કોઈ પણ એક ચકચકિત પદાર્થ લ્યો. ( હું હમેશાં મારી હથીયારોની પેટી જ લઉં છું. ) આ પેટીને હું મારા ડાબા હાથની ચપટીમાં એવી રીતે પકડી રાખું છું કે દર્દીની આંખોપર અને પાંપણોપર તેનું પ્રતિબિંબ પડે અને દર્દી પોતાની નજર તેની તરફ જ લગાવે. દર્દીએ એમ સમજવું જોઈએ કે તેણે પોતાની આંખોને પદાર્થ તરફ એકસરખી રીતે ટકાવી રાખવી જોઇએ અને તેના મનમાં માત્ર તે પદાર્થની જ કલ્પના ઘોળાતી હોવી જોઇએ. એમ કરવાથી દૃષ્ટિ પદાર્થ તરફ બાઝી રહે છે અને પહેલાં આંખમાંની કીકીઓ સંકુચિત થવા લાગે છે, અને પછી તુરત જ તે પ્રસરવા લાગે છે. વખત જતાં તે વધારે ને વધારે પ્રસરવા લાગે છે. આંખોના ડોળા ફરવા લાગે છે. આપણા જમણા હાથની પહેલી અને વચલી આગળીઓ ઉંચી કરીને તે તેની દૃષ્ટિ સમીપે પદાર્થથી તે માથાસુધી લઈ જવામાં આવે તો તેની પાંપણો મીંચાવા લાગશે અને જરા હીલચાલ કરીને પોતાની મેળે બંધ થશે. તેમ ન મીંચતાં દર્દી ડોળા હલાવવા લાગે તો તેને 'મીંચ' એમ કહેવું એટલે દર્દી આંખો મટમટાવીને મીંચશે. એ પ્રમાણે દસબાર સેકંડ થયા પછી તેના હાથ પગ થોડા ઉંચા કરવા, એટલે તે પૂરી રીતે ભાનરહિત થયો હશે તો તેના હાથ–પગ એમ ને એમ રહેશે. તેમ ન રહે તો તેને ધીરેથી કહેવું કે " તારા પગ હવે આમ પ્રસરેલા જ રહેશે અને નાડી ત્વરાથી વહેવા લાગશે, અને થોડી વારમાં તારા હાથપગ જેમના તેમ સ્થિર રહી જશે. " એ નિદ્રિત મનુષ્યપર જરા આંગળીઓ મારવી અને 'જાગૃત થા' એમ બૂમ મારવી એટલે તે જાગશે; પણ જો તે તેમ જાગે નહિ તો તેને તેમ ને તેમ સૂવા દેવો એટલે કેટલીક વારે તે પોતાની મેળે જાગશે.

**પ્રો. ડર્હનની પદ્ધતિ**—પ્રો. ડર્હનની પદ્ધતિ વળી કેવળ જૂદી જ છે. તે એકાદી તસ્બીર બતાવીને ગમે તેટલા માણસોપર એકદમ હિપ્નોટિઝમનો પ્રયોગ કરી શકે છે, કિંવા તેની સમક્ષ એકાદ અરીસો હલાવીને પ્રયોગ કરે છે અને સર્વને એકદમ હુકમ કરે છે કે "તમે તમાર સર્વ વિચાર કિંવા પોતપોતાના મત ફલાણા ફલાણા રોગીને સારો કરવા તરફ વાળો." એટલે તે રોગી ત્યાં હાજર હોય કે દસવીસ કોસ દૂર હોય, પરન્તુ એવી રીતે કેટલાક માણસોનાં મન એકીસાથે એકાગ્ર થાય અને તે સર્વનાં મન એક જ રોગી તરફ વળે તો તેનું ફળ ઘણુ સારૂં નીવડે એ સ્વાભાવિક છે.

**લામોટેસેજની પદ્ધતિ**—દર્દી ઉપર હિપ્નોટિઝમનો અમલ ચડતે હોય અને પ્રયોક્તાએ દર્દીની નજર કાચના એકાદા લોલક તરફ અથવ બીજી કોઇ ચકચકિત વસ્તુ તરફ લગાવી રાખી હોય, ત્યા જ તેને હાથ ઉતારા કરવા મંડવું અને જે કાંઈ કહેવાનું હોય તે કહેવું. લામોટેસેજની અનેક પદ્ધતિઓમાંની આ એક છે.

**લામોટેસેજની બીજી પદ્ધતિ**—ડાબા હાથનાં આંગળાં દર્દીન મસ્તકપર રાખવાં અને કપાળના મધ્ય ભાગમાં બે ભ્રમરની વચ્ચે અંગૂઠે રાખવો; પછી જમણા હાથનાં આંગળાં મસ્તકપર કપાળની મધ્યમાં રાખવ તથા કપાળપરનો ડાબા હાથનો અંગૂઠો લઈ લેવો અને રોગીના મસ્તક પરથી ભ્રમરની ઉપર રાખવો. આ અંગૂઠો લઇ લેતાં જમણા હાથને અંગૂઠો રોગીના કપાળપરથી નીચે લાવવો અને નાકની દાંડીસુધી કિંવ તેથી પણ થોડે નીચે લાવવો. એ ક્રિયા પુનઃ પુનઃ કરવી. પ્રત્યેક વખતે બેઉ અંગૂઠા હલાવવા અને પાત્રને કહેવું કે "બસ, આવી, ઉંઘ આવી ગાઢ ઉંઘ આવી ગઇ ! !" કેટલીક વાર આ ક્રિયા કર્યા પછી પ્રયોક્તાએ હાથ લઇ લઈને પાત્રના અંગને સ્પર્શ ન કરતાં ઉંઘ આવવાના હાથ ઉતારા પૂર્વે કહ્યા મુજબ કરવા. લામોટેસેજની આ બીજી પદ્ધતિ છે.

**ઉંઘમાં હિપ્નોટિઝમ**—પાત્ર ઉંઘમાં હોય ત્યારે તેને હિપ્નોટાઇઝ કરવાની આ પદ્ધતિ પણ લામોટેસેજની છે. ઉંઘેલા પાત્ર પાસે ધીમે ધીમે જવું અને તેના મ્હોંપરથી સ્પર્શ ન કરતાં થોડા હાથ ઉતારાનો પ્રારંભ મસ્તક પાસેથી કરતાં આંગળીઓ પાત્રથી પોણો ઈંચ દૂર રાખવી. પછી તેના મસ્તક પાસેથી હાથને ધીમે ધીમે નીચેની બાજુએ લેતા જવો અને ચહેરાથી હૃદયના ભાગ તરફ લાવવો અને પુનઃ પુનઃ તે જ ક્રિયા કરવી માત્ર આપણી આંગળીઓ પાત્રને અડકે નહિ એટલું ધ્યાનમાં રાખવું. ધ

ત્રણ હાથ ઉતારા થયા એટલે હલકે સ્વરે તેને કહેવું કે "ઉંઘ; ઉંઘ, ગાઢ ઉંઘમાં પડી જા." કેટલીક મિનિટબાદ આપણો હાથ ધીમેથી પાત્રના કપાળપર રાખવો અને મુગાં મુગાં હાથ ઉતારા કરવા. પછી તેને પૂર્વે કહ્યા મુજબ ફરીથી સૂચના કરવી અને કાંઈ પ્રશ્નો પૂછવા. તે ઉપરથી તેને યોગનિદ્રા લાગી કે નહિ તે માલૂમ પડશે.

**ડા. ફ્લોઅરની પદ્ધતિ**—રોગી શાન્ત થાય એટલે હમેશની રીત પ્રમાણે તેની અને આપણી દૃષ્ટે દૃષ્ટ મેળવવી અને આપણે ધીમે ધીમે ૧-૨-૩ એમ આંકડા ગણવા મંડવું. એમ કરવાથી દરેક અંકની સાથે તેની આંખો મીંચાતી જશે અને વચમાં કોઈ કોઇ વાર ઉઘડશે. તેને ઉંઘ આવવા માંડે એટલે હમેશ પ્રમાણે કાર્ય કરવું.

**દૂર રહેલા મનુષ્યપર પ્રયોગ**—કેટલેક અંતરે રહેલા મનુષ્યને નિદ્રા લાવવી હોય તો આપણે શાંત રીતે એકાન્તમાં બેસવું અને જેની ઉપર પ્રયોગ કરવાનો હોય તેની મૂર્તિ પૂર્ણ રીતે મનમાં લાવવી. તે મૂર્તિ જો બરાબર મનમાં નહિ આવે તો પ્રયોગ લાગુ પડશે નહિ. મનમાં મૂર્ત બરાબર દેખાવા લાગે એટલે એ દૃશ્ય મૂર્તિપર પ્રયોગ કરવો અને જે કાંઈ કહેવું હોય તે તેને કહેવું. આ કૃતિને એકાગ્રતાની વિશેષ આવશ્યકતા છે અને તે અભ્યાસથી સિદ્ધ થાય છે.

**પત્રદ્વારા યોગનિદ્રાનો પ્રયોગ**—આપણી જે કાંઈ આજ્ઞા હોય તે એક કાગળપર લખીને મોકલવાથી પણ આ પ્રયોગ લાગુ થાય છે. જેની ઉપર પ્રયોગ ઉતાવળે લાગુ થતો હોય, તેના ઉપર જ આ પ્રયોગ થઈ શકે છે. પાત્ર એ પત્ર ખોલીને વાંચે છે કે તુરત જ તેના ઉપર હિપ્નોટિઝમની અસર થાય છે અને તે ઉંઘમાં પડે છે. અભ્યાસવડે સર્વ કાંઈ સિદ્ધ થઈ શકે છે.

---

## પરિચ્છેદ ૧૭ મો.

---

## આત્મપ્રયોગ.

**આત્મપ્રયોગની અસર**—આત્મપ્રયોગ કિંવા આત્મસંયમનો જો અભ્યાસ કર્યો હોય તો તેથી મન એટલું પૂર્ણાવસ્થાએ પહોંચે છે કે આપણે પોતાની મેળે અનેક ચમત્કાર કરી શકીએ છીએ અને આપણો વ્યાધિ આપણી મેળે જ સારો કરી શકીએ છીએ. આત્મસંયમન કરનારો મનુષ્ય પોતાની ઇચ્છાને પોતાના તાબામાં એટલી હદસુધી લાવી

શકે છે કે 'મારે કશી ઇચ્છા કરવી નથી' એવું બોલતાંની સાથે જ તે નિર્વિકલ્પ સમાધિમાં પહોંચી જાય છે. તે એટલો દુઃખમુક્ત બને છે કે તેના શરીરમાં સોય ઘોંચવાથી પણ તેને કશી ઇજા થતી નથી. તે પોતાપર જ હિપ્નોટિઝમનો પ્રયોગ કરે છે. એક વાર ઇચ્છા તાબામાં આવી એટલે મન અને આત્મા તે ઇચ્છાનાં તાબેદાર બને છે અને શરીર પણ તેને અનુસરીને વર્તે છે. આપણે જેવી રીતે બીજાં દર્દીઓને સૂચના કરીએ છીએ તે પ્રમાણેની સૂચના આપણે આપણા પ્રત્યે કરવી જોઈએ અને આપણે કહીએ તે પ્રમાણે મન કરતું થાય ત્યાંસુધી આપણે તેનો પીછો છોડવો નહિ. એમ કરવાથી તમે માંદા હશો તો સાજા થશો, તમે દરિદ્રી હશો તો શ્રીમંત થશો અને તમે દુર્વ્યસની હશો તો વ્યસન-મુક્ત બનીને સદ્‌ગુણી બનશો.

**પ્રયોગ કેવી રીતે કરવો ?**—આત્મપ્રયોગ કરવા માટે એક શાન્ત સ્થળે જઈને સૂવું. પછી પોતાના મનમાં બોલવું: "હું હવે ઉંઘી જઉં છું. મને ગાઢ નિદ્રા આવે છે. હું એકદમ ઉંઘી જઉં છું. હું ઉંઘ્યો. હવે મારી આંખો મારાથી ખુલ્લી રખાતી નથી. હું હવે યોગનિદ્રામાં પડીશ." એ જ કલ્પના મનમાં દૃઢ કરવી. એ જ વાક્યો પુનઃ પુનઃ મનમાં ઉચ્ચારવાં અને તે પ્રયોગ તરફ જ બધું લક્ષ રોકી રાખવું. બીજી રીત એ છે કે આંખોની સામે થોડે અંતરે એક ચકચકિત પદાર્થ પકડી રાખવો અને તે તરફ એકીટસે જોઇ રહેવું, એટલે પ્રયોગ એકદમ લાગુ પડવા માંડશે. પોતાપર હિપ્નોટિઝમનો પ્રયોગ કરતાં હમેશાં એ જ પ્રમાણે કરતા રહેવું અને ઉપર જણાવ્યા મુજબ એકાગ્ર ચિત્તથી મનોગત ભાષણ કરવું. આપણને જરૂર હોય તેટલી જ આજ્ઞાઓ કરવી, એટલે એકદમ ઉંઘનો ઊભરો આવવા લાગશે. પોતે હવે ઉંઘવાની તૈયારી છે એમ લાગવા માડે એટલે 'ઉંઘ, ઉંઘ, ઉંઘ' એમ કહેવું. પોતાનો કોઈ વ્યાધિ મટાડવો હોય, કિંવા કોઇ ખોટી ટેવ છોડવી હોય તો તેનો માર્ગ આત્મપ્રયોગ કરવાનો છે. બીજો કોઈ માણસ તમને જેટલી ત્વરાથી દુઃખમુક્ત કરશે, તે કરતાં તમે પોતે તમારી જાતને વધારે ત્વરાથી દુઃખ-મુક્ત કરી શકશો. આ પ્રયોગની પાછળ ઘણી ખંતથી મંડવું જોઈએ અને જરા પણ અવિશ્વાસ રાખવો નહિ. જ્યારે તમે આ પ્રયોગનો અભ્યાસ કરો, ત્યારે મનને તમારે હુકમ કરવો કે "તારે જરા પણ ડગવું નહિ. તારે કશો સંશય ધારણ કરવો નહિ." જ્યારે તમારૂં મન બરાબર એકાગ્ર થવા લાગે, એટલે એકી સાથે બે-ત્રણ વસ્તુઓ સામે રાખીને તેની ઉપર

એકાગ્રતા કરવાનો અભ્યાસ કરવો. જો એ સિદ્ધ થશે તો તમારી કોઈ પણ ઇચ્છા પરિપૂર્ણ થયા વિના રહેશે નહિ. વધુ નહિ તો બે–ત્રણ મહિના આ એકાગ્રતા કેળવવાનો અભ્યાસ કરી જુઓ, અને પછી તેમાં શો ચમત્કાર રહેલો છે, તે તુરત તમારા ધ્યાનમાં આવશે. કેટલાક લોકો થોડા દિવસ અભ્યાસ કરે છે અને પછી તે છોડી દે છે અને પુનઃ શરૂ કરે છે. આવી રીતે કાંઈ ફળપ્રાપ્તિ થાય નહિ. વિષયની પાછળ ખંતથી મંડ્યા રહેવું જોઇએ, તે સિવાય સફળતા મળતી નથી.

**વિશેષ સૂચના**—નાનસીનો ડા. એમાઇલ એવી ભલામણ કરે છે કે આત્મનિગ્રહનો અભ્યાસ અને ચિત્તની એકાગ્રતા કરતાં જો વખત બચાવવો હોય તો એ અભ્યાસ સ્હવારે અને સાંજે કરવો, કારણકે તે વખતે માનસિક સ્થિતિ અત્યંત ગ્રાહક હોય છે. એ વખતે ઘણાખરા માણસો અર્ધનિદ્રા અને અર્ધજાગૃત સ્થિતિમાં હોય છે. આત્મપ્રયોગમાં મનને કરવાની આજ્ઞા મોટે સ્વરે બોલવાની કાંઈ જરૂર નથી, કારણકે મીંચેલી આંખોની સમક્ષ પણ એ આજ્ઞા મોટા અક્ષરે સ્પષ્ટ રૂપમાં તરવરી રહેલી જ હોય છે. હેનરી વૂડ એમ કહે છે જે આજ્ઞા કરવી હોય તે મોટા અક્ષરે છાપીને કે લખીને દૃષ્ટિની સામે રાખવી એટલે તેનો પ્રભાવ આંખો ઉપર વધારે સ્પષ્ટ પડે છે અને પછી તે મગજ ઉપર અસર કરવા લાગે છે. લેવી કહે છે કે પહેલાં શબ્દો મનમાં લાવવા, પછી તે ધીમેથી બબડવા, પછી તે આસ્તેથી ઉચ્ચારવા અને પછી મોટેથી બોલવા. છેલ્લે ઉપર જણાવ્યા પ્રમાણે જૂદા જૂદા સ્વરમાં તેની પુનરાવૃત્તિ કરવી. આ માર્ગ પણ સારો છે, કારણ કે એવી ટેવ રાખવાથી તે હરકોઈ સમયે અને હરકોઇ સ્થળે લાગુ થવાનો સંભવ છે. આમાની જે કોઇ રીત જેને સુગમ્ય લાગે તે ગ્રહણ કરીને આત્મપ્રયોગ કરવામાં કશી હરકત નથી.

**સૂચક ઉપચાર**—સૂચનાથી કિંવા આજ્ઞાથી દર્દી ઉપર ઉપચાર કરવો તે જેમ બીજાની દ્વારા થાય છે, તેમ પોતાની મેળે પણ પોતાપર ઉપચાર થઈ શકે છે. એ વિષે હેનરી હેરીસન બ્રાઇડ કહે છે કે પોતે કાંઇ ખરાબ કામ કરવું નહિ, એવી પોતાની મેળે પોતાને આજ્ઞા કરી હોય, તોપણ તે પ્રયોગ કરનારનો મૂળનો સ્વભાવ–ચોરી કરવી, જૂઠું બોલવું, દુષ્કૃત્ય કરવું–એ તરફ વળેલી ટેવ છૂટતી નથી. જ્યાંસુધી યોગનિદ્રામાં તે ગુંથાએલો હોય છે, ત્યાંસુધી એ બધું તે કબૂલ રાખે છે, પરન્તુ તે જાગૃત થઈને વ્યવહારમાં પડે છે એટલે પુનઃ પોતાની જૂની ટેવો

પ્રમાણે જ વર્તવા મંડી જાય છે. તેટલા માટે આ પ્રયોગ પુનઃ પુનઃ કરીને તે આજ્ઞા પણ પુનઃ પુનઃ કરવી જોઈએ, તે એટલેસુધી કે મનને એ વાતનો પૂરેપૂરો કંટાળો આવવા લાગે છે. **થોમસ એ. એડ**-કિન્સ કહે છે કે મેં સભામાં અને ખાનગી રીતે મળીને ૧૫૦૦૦ માણસો-પર હિપ્નોટિઝમના પ્રયોગો કરી જોયા. ગયા ૧૪ વર્ષમાં ૨૫૦૦૦ માણ-સોને મેં હિપ્નોટિઝમની સ્થિતિમાં ગએલા જોયા છે, પણ તેમાં કદિ પણ જરાએ માઠું પરિણામ નીવડેલું જોવામાં આવ્યું નથી. મેં હજાર વખત યોગનિદ્રા અનુભવી છે પરન્તુ તેથી મને જરાએ હાનિ થઈ નથી.

## પરિચ્છેદ ૧૮ મો.

## વિનોદના ચમત્કારિક પ્રયોગો.

**પ્રયોગ કરવાની તૈયારી**—યોગનિદ્રાથી અનેક સત્કાર્યો થઈ શકે છે. દર્દીનાં દર્દ મટાડી શકાય, ખરાબ ટેવો છોડાવી શકાય, દૂરની માહિતી મેળવી શકાય, પરન્તુ તેથી નિર્દોષ ચમત્કારિક પ્રયોગો પણ કરી શકાય છે. પ્રેક્ષકોમાંથી જેમની ઉપર પ્રયોગ લાગુ પડતો હોય એટલે કે જે પાત્ર તરીકે સારી પેઠે તૈયાર થએલો હોય તેને શોધી કાઢવો. તેના માથાની પાછળના ભાગપર પ્રયોક્તાએ એક હાથ રાખવો અને બીજો હાથ કપાળપર રાખવો. ડાબો હાથ પાછળ અને જમણો હાથ આગળ રાખવો. ડાબો હાથ બરાબર મગજના છેડાપર રાખીને ધીમેથી મસ્તકને બેઉ હાથ વચ્ચે દબાવીને આસ્તેથી કહેવું કે હું હાથ લઈ લઈશ એટલે તું પાછળ પડવા લાગશે. પછી કહેવું કે 'તું હવે પાછળ પડીશ—જરૂર પડીશ.' એમ કહેતાં પાછળનો હાથ ધીમે ધીમે ખેંચતા જવું એટલે તે ધીમે ધીમે તમારા ડાબા હાથપર પડવા લાગશે, અથવાતો પાત્રના બેઉ હાથ પાછળ રખાવવા અને એ જ રીતે કહેવું કે "તારા બેઉ હાથ એક ઠેકાણે બાંધેલા છે અને હવે તે તારાથી છોડાવી શકાશે નહિ." આ પ્રયોગ પાંચ—છ માણસપર એકી સાથે પણ થઇ શકે છે. એ પ્રમાણે જેની જેની ઉપર તમારો અમલ બરાબર બેસે, તેને તેને અર્ધવર્તુળમાં ફેરા ફેરવીને બેસાડવા કિંવા ઊભા કરવા; પછી ચકચકિત પદાર્થ કિંવા અરીસો તેમની સમક્ષ રાખીને તેમની પર યોગનિદ્રાનો પ્રયોગ કરવો.

**કેવા પ્રયોગો કરવા?**—આપણા પ્રયોગથી જેને નિદ્રા આવ્યા જેવું લાગે તેની દ્વારા નાના ચમત્કારો કરી બતાવવા. તેને ગાવાનું કહેવું.

નાચવાનું કહેવું, દળવાનું કહેવું, રોટલી વણવાનું કહેવું કિંવા કાંઈ વિલક્ષણ ભાષણ કરવાનું કહેવું એટલે તે તે પ્રમાણે કરશે. પછી એકથી નાસી શકાય નહિ એમ કરવું અને બીજાથી બોલી શકાય નહિ એમ કરવું. કોઇને કહેવું કે તું ખેડૂત છે, અને તેની પાસે હળ પકડાવવું, કોઇને બળદ કહીને તેને હળ સાથે જોડવા એટલે તેઓ જનાવરની જ ચેષ્ટા કરવા લાગશે. પછી તેમને બિલાડાં બનાવવાં અને એકને ઉંદર બનાવવો અને તે બધાં બિલાડાંને ઉંદરનો શિકાર કરવા કહેવું એટલે તેઓ એકદમ બનીને ઉંદરની પાછળ દોડાદોડ કરી મૂકશે! કોઇને બારીક ખાંડેલું મીઠું 'સાકર' કહીને ખાવા આપવું, કિંવા ચપટી ભરીને ક્વીનાઈન 'સાકર' કહીને આપવું એટલે તે એ ખારી કે કડવી વસ્તુને સાકર ખાવાની પેઠે આનંદપૂર્વક ખાઈ જશે. કડવી કાકડીને મીઠું આરીયું કહીને ખાવા આપશો તોપણ તે કચાકચ ખાવા લાગી જશે! ટેટી, તડબૂચ કે પપૈયાની ચીરીઓ પાત્રને ખાવા આપવી અને તે ખાવા લાગે એટલે "અલ્યા થૂંકી નાંખ, કડવું ઝેર છે, ખાતો નહિ, થૂંકી નાંખ" એમ કહેતાંની સાથે પાત્ર થૂ થૂ કરવા લાગી જશે! 'અરે વીંછી આવ્યો! જો, જો, તારી પાછળ જ છે' એમ કહેતાં જ તે પોતાની પાછળ જોવા લાગશે અને આમથી તેમ ફેરા ખાવા લાગી જશે! પછી એકને કહેવું કે વીંછી તારા જમણા પગને અંગૂઠે કરડ્યો. બીજાને કહેવું કે તારા ડાબા હાથે વીંછી ચડ્યો. એટલે તેઓ ગભરાઇને હાથ ખંખેરવા કે પગ પછાડવા મંડી જશે. વીંછી ચડ્યો હશે તે તો મોટેથી રડવા પણ લાગી જશે! ઘઉંનો આટો ચાખ્યા પછી થૂલું ખાવા આપશો તો તે પાત્ર તમારા કહ્યા મૂજબ 'સુતરફેણી' માનીને આનંદપૂર્વક ખાશે. 'અલ્યા, તારા ખેસને આગ લાગી! અરે, કોટ પણ સળગ્યો, કાઢ, કાઢ!' એમ કહેતાંની સાથે જ પાત્ર એક પછી એક કપડાં કાઢીને ફેંકવા લાગી જશે. એ જ રીતે બીજી ગમ્મત પણ કરી શકાય, પરન્તુ ધ્યાનમાં રાખવું કે તે નિર્દોષ હોવી જોઈએ.

---

## પરિચ્છેદ ૧૯ મો.

---

### પાણી, કપડું કે કાગળ મંત્રવાનો પ્રયોગ.

**પાણી મંત્રવાની રીત**—પાણી, રૂમાલ, ફ્લાનલનો ટુકડો, મફ્લર વગેરે પદાર્થોમાં મેસ્મેરિઝમનો પ્રયોગ ભરવાની પદ્ધતિથી તે મંત્રીને

તેનો ઉપયોગ કરવાથી પણ રોગનું નિવારણ કરી શકાય છે. એ પદાર્થો મંત્રીને તેનો ઉપયોગ મોહિની શક્તિની પ્રેરણા રોગીના શરીરમાં ઉતારવા માટે કરવામાં આવે છે. હાથ ઉતારાથી જેમ રોગીના શરીરપર યોગવિદ્યાની અસર થાય છે, તે જ રીતે મંત્રેલા પદાર્થની પણ અસર થાય છે. મંત્રવા માટે ઉત્તમ પદાર્થો રૂનું કાપડ, રૂમાલ, ઉનના કપડાનો ટુકડો, મફલર વગેરે છે. ઝરણનું નિર્મળ જળ મંત્રવા માટે સર્વોત્કૃષ્ટ છે. તેવું જળ ન મળે તો વાવનું, કુવાનું કે નળનું પાણી પણ ચાલી શકે. બની શકે ત્યાંસુધી ઝરણનું નિર્મળ જળ પ્રાપ્ત કરીને તેને સ્વચ્છ ગળણાથી ગાળીને એક ચોખ્ખા ગ્લાસમાં અથવા ચાંદીના ચોખ્ખા પ્યાલામાં ભરવું. પછી તે વાસણ ડાબા હાથની હથેળીમાં મૂકવું અને તે જ હાથની આંગળીઓવડે તેને મજબૂત પકડવું. પછી જમણા હાથનાં આંગળાંને સ્વચ્છ કરીને તે વાસણમાંના પાણી ઉપર ધરવા અને પોતાની ઇચ્છાશક્તિની પ્રેરણા તે પાણી પર કરવી એટલે આપણી ઇચ્છા પ્રમાણે તે જળમાં સારક, બળવર્ધક, અવષ્ટંભક, રોગનાશક વગેરે ગુણો ઉત્પન્ન થશે. તે પાણીમાં સાધારણ રીતે શામક ગુણ ઉત્પન્ન થાય છે અને તેથી દાહ, ત્રાસ, ચામડીના રોગો, દમ વગેરે અનેક રોગોથી થતો ત્રાસ ઓછો થઇને રોગીનો જીવ હુશિયારીમાં આવશે.*

**બીજી રીતો**—પાણીથી ભરેલું વાસણ લઈને તેના તળીયાથી મ્હોંસુધી બેઉ હાથ વારંવાર ઘણો વખત ફેરવવા; પછી પાછળ કહ્યા પ્રમાણે પાણી પર આંગળાં ન ધરતાં બેઉ હાથ ફેરવતાં ઇચ્છાશક્તિની અસર તે પાણીમાં દાખલ કરવા માટે મનોનિગ્રહથી મ્હોંની ફૂંકો તે પાણી ઉપર મારવી. ફૂંક મારતી વખતે થૂંક પાણીમાં ન પડવા દેવાની ખબરદારી રાખવી. પછી હાથનો અંગુઠો પાણીમાં ડુબાવીને કેટલીકવાર તે પાણીને અંગૂઠાથી હલાવવું; કિંવા એક હાથમાં પાણીનું વાસણ પકડીને ઇચ્છાશક્તિની પ્રેરણા કરતાં બીજા હાથથી પાણી બીજા વાસણમાં રેડવું એટલે તેમાં મેસ્મેરિઝમની શક્તિ દાખલ થાય છે. એ કરતાં પણ વધારે સારી રીત એ છે કે એક બાટલીમાં પાણી ભરીને તે બાટલીને આપણા ખોળામાં મૂકવી અને તેના મ્હોં પાસે આપણું મ્હોં લાવીને તે પાણીમાં ફૂંક મારવી. ફૂંક મારતી વખતે બાટલીપર બેઉ હાથથી હાથ ઉતારા કરવા. આ રીતે મંત્રેલા પાણીમાં મોહક શક્તિ બહુ જ ઉત્પન્ન થાય છે. એક ગ્લાસ ભરીને પાણી મંત્રતાં એક મિનિટ થાય છે અને તાંબડી

* જુઓ આકૃતિ ૨૨.

જેટલું પાણી મંત્રતાં ત્રણ–ચાર મિનિટ થાય છે. સ્વચ્છ પાણી ન મળે તો સાકરનો ટુકડો પણ હાથમાં પકડીને તેના ઉપર ફૂંક મારી મંત્રવાથી તેમાં શક્તિ દાખલ થઇ શકે છે.

**એક અનુભવસિદ્ધ પ્રયોગ**—નાભિકમળ ઉપર ચાર આંગળ દૂર અને બેઉ પગના ઢીંચણમાં એક દર્દીને સાત વર્ષથી ગજકર્ણનું દર્દ લાગુ પડેલું હતું. અનેક ઓસડવેસડ કર્યા છતાં રોગ દૂર થયો નહિ, પણ માત્ર ૩ દિવસ મંત્રેલા પાણીના પ્રયોગથી દર્દીનો રોગ ગયો તે ગયો જ. પ્રયોક્તાએ નીચે મુજબ પ્રયોગ કર્યો હતોઃ મ્હોંસુધી શીતળ જળથી ભરેલી એક તપેલીમાં પ્રયોક્તાએ પોતાનો ડાબો હાથ ડુબાવ્યો અને પછી મ્હોંથી કાંઈ સ્વગત મંત્ર ભણ્યો. એક મિનિટ પછી તેણે એ પાણીને ન્હાવાના પાણીમાં મિશ્રિત કરી તેથી સ્નાન કરવાનું દર્દીને કહ્યું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી રોગ દૂર થયો.

**બીજા પદાર્થો મંત્રવાની રીત**—એ ઉપરાંત લોખંડની સાંકળી, સોનાની વીંટી, કાચની બંગડી, હરકોઈ ધાતુની સળીઓ, લોહચુંબકના ટુકડા વગેરેને પણ હાથ ઉતારાવડે મંત્રીને તેનો ઉપયોગ દર્દીના શરીરપર યોગ્ય રીતે કરવાથી દર્દી રોગમુક્ત થાય છે. એ વસ્તુમાં ભરેલી શક્તિ રોગીના શરીરમાં ઉતરે છે અને રોગને દૂર કરે છે. **શાકો** અને તેના શિષ્યોએ આવા પ્રયોગોવડે સારી પ્રસિદ્ધિ મેળવી છે. સ્નાયુનું આકુંચન અથવા પક્ષાઘાતથી થતી સૂચનાઓનાં લક્ષણો લોહચુંબકના મંત્રેલા દાંડાથી પણ થાય છે એવું સિદ્ધ થયું છે. પ્રયોક્તા અને દર્દીનો મેળાપ જો થઈ શકે તેમ ન હોય, તો દૂરથી પણ આ પ્રયોગ થઇ શકે છે. એવે વખતે મંત્રેલો કાગળ, કાપડ, વગેરે પદાર્થો વાપરવા પડે છે, અને તેની દર્દીપર સારી અસર થાય છે. માત્ર આ દૂરનો પ્રયોગ કર્યા પહેલાં રોગી અને પ્રયોક્તાનો મેળાપ એક વાર થવો જોઈએ અને પરસ્પર ચિત્તનો સંયોગ થવો આવશ્યક છે.

**કપડું મંત્રવાની રીત**—રૂમાલ, મફલર, રેશમી વસ્ત્ર, કાગળ, સોનું, ચાંદી, લોખંડ વગેરે ધાતુનાં પૂતળાં, વીંટીઓ, કંઠી વગેરે વસ્તુઓ મંત્રવાની હોય તો તેની ઉપર હાથ ઉતારા કરીને તે ઉપર ફૂંક મારવી. કમરપટા, મોજાં, જખમ ઉપર બાંધવાના પાટા, રૂમાલ વગેરે વસ્તુઓ પણ એજ રીતે મંત્રાય છે. અનાજ ઉપર અરૂચિ થઈ હોય તેવાને ચોખા મંત્રીને ખવરાવવાની પણ એ જ રીત છે. બધા પદાર્થોમાં પાણી

મંત્રીને તેનો ઉપયોગ કરવાની રીત વધારે સારી છે કેમકે પાણી પીવાથી રૂધિરાભિસરણ બરાબર થાય છે અને રોગવાળા ભાગનું શમન થાય છે. પેટનું દર્દ હોય છે તો એ જ પાણીથી બે ચાર દસ્ત થાય છે અને રોગનું શમન થાય છે.



કપડું મંત્રવાની રીત [ આકૃતિ ૩૮ ]

**સ્ત્રીજાતિની નૈસર્ગિક શક્તિ**—સ્ત્રીઓનું અંતઃકરણ બહુ કોમળ હોય છે અને તેઓ બહુ માયાળુ હોય છે તેથી તેઓને હાથે રોગીની શુશ્રૂષા સારી થાય છે. તે ઉપરાંત સ્ત્રીઓમાં મોહકત્વ રહેલું છે, તેથી તેમનામાં બીજાનું મન મોહિત કરવાની અથવા આકર્ષિત કરવાની શક્તિ નૈસર્ગિક રીતે પુરૂષો કરતાં વિશેષ હોય છે. એટલે જો સ્ત્રીઓ આ શક્તિ કેળવે તો પુરૂષો કરતાં તેઓ વધારે યશસ્વી થાય.

---

## પરિચ્છેદ ૨૦ મો.

---

# મેસ્મેરિઝમથી દર્દીને સાજા કરવા વિષે.

**પ્રયોગની પ્રાથમિક તૈયારી**—જે સ્થળે રોગી ઉપર પ્રયોગ કરવાનો હોય તે સ્થળની ગરમી ૬૦ ડીગ્રી ફેરનહીટ જેટલી હોવી જોઇએ. પવનનો સપાટો એ સ્થળની અંદર થઈને પસાર થવો જોઇએ નહિ. રોગીના શરીરપર કાંઈ ભારે કપડાં હોય તો તે ઉતરાવી નાંખવાં. પુરૂષના શરીરને ડગલો કે અંગરખું હોય તો તે ઉતરાવી નાંખવું અને પહેરણ, ધોતીયું વગેરે રહેવા દેવું. સ્ત્રી દર્દી હોય અને તેનાં કપડાં ઓછા વજનનાં તથા ઢીલાં હોય તો હરકત નથી. દર્દીને આરામખુરશીપર બેસાડવો અને તેના ઘુંટણ આપણા ઘુંટણની વચ્ચે રખાવવા. આપણે તેના

કરતાં સહેજ ઉંચે આસને તેની સામે બેસવું. કદાચ દર્દીની સામે ઊભા રહેવું પડે તોપણ હરકત નથી. રોગીને પોતાનું મન સ્થિર કરવાને કહેવું અને મનમાં કશો વિચાર નહિ લાવવાની સૂચના કરવી. પ્રયોગ પંદરેક મિનિટ કિંવા થોડી વધુ મિનિટ કરવો પડે તો કરવો.

**હાથ ઉતારા સંબંધી સૂચના**—હાથ ઉતારા કરવાથી રોગીને સારૂં લાગવા માંડશે. એ હાથ ઉતારા આંગળાંથી કરવા. આંગળાં થોડાં પસારીને ઉતારા કરવા. એવી રીતે હાથ ઉતારા કરવા કે જેથી રોગીના શરીરને કિંવા વસ્ત્રોને સ્પર્શ થઈ ન જાય. આંગળાં જરા અડકે કિંવા શરીરથી એક ઇંચ જેટલે દૂર રહે અને ઉતારો થાય તોપણ હરકત નથી. બનતાંસુધી ન અડકે તો સારૂં. હાથ ઉતારા કરવાથી આપણા શરીર-માંનો આત્મરસ નીકળવા લાગે છે અને આંગળાંનાં ટેરવાંમાંથી બહાર પડે છેઃ તે રસ દર્દીના શરીરમાંના દૂષિત આત્મરસને બહાર કાઢી નાંખી-ને તેના દુઃખતા ભાગને સારો કરે છે. તમે એક હાથ ઉતારો કરો અને દૂષિત આત્મરસ તમારા આંગળાંમાં આવે, તે તુરત જ તમારે પાછો નીચોવી નાંખવો જોઈએ. તે માટે પ્રત્યેક ઉતારો પૂરો થતાં આંગળાંને જમીન તરફ ઝીડકી નાંખવાં. પછી બીજો ઉતારો કરતાં આપણા હાથ થોડા તીરકસ કરવા અને તે પુનઃ જ્યાંથી ઉતારાનો પ્રારંભ કર્યો હોય તે ઠેકાણે રોગીની પાસે લાવવાં. હાથ ઉતારા હળવેથી કરવા. ઉતારા જૂદા જૂદા પ્રકારના હોય છે. ઉપરથી નીચેના ઉતારા ( મસ્તકથી પેટ-સુધી અને પેટથી મસ્તકસુધી ), નીચેથી ઉપરના ઉતારા ( પગથી પેટ-સુધીના ઉતારા), આડા ઉતારા (એક હાથથી બીજા હાથ તરફના ઉતારા—ડાબા ખભાથી જમણા ખભાસુધી અને જમણાથી ડાબા ખભાસુધીના ઉતારા અથવા જમણાથી ડાબા અને ડાબાથી જમણા ઘુંટણસુધીના ઉતારા ). સર્વ પ્રકારના વિકારોમાં મસ્તકથી પેટસુધીના ઉતારા કામે લાગે છે અને દરેક ઉતારો પૂરો થતાં હાથ ફેરવીને જમીનપર ઝીડકા-રવો. પછી પુનઃ પહેલા પ્રમાણે ઉતારા ચાલુ કરવા. આથી દર્દીને સારૂં લાગવા માંડશે અને દુઃખની વેદના ઓછી થશે. આવા પ્રયોગથી પંદ-રેક મિનિટસુધી તમારા અને દર્દીના આત્મરસનો સંસર્ગ થશે અને એ દૂષિત સંસર્ગ દૂર કરવો જોઈએ; તે માટે ખાલી મૂઠી ઉઘાડીને જમીન તરફ લઈ જઇને આખો હાથ ઝીડકી નાંખવો. એ જ રીતે જમણો હાથ પણ ઝીડકી નાંખવો. પંદર મિનિટમાં આ પ્રમાણે દરેક હાથ દસ–બાર વખત તો ઝીડકી નાંખવો જોઇએ. પ્રયોગ પૂરો થયા પછી હાથને સારી પેઠે ધોઇ નાંખવા, એટલે સંસર્ગજન્ય દોષ દૂર થશે.

**દર્દની પ્રયોક્તાપર અસર**—રોગીના શરીરથી હાથ દૂર રાખીને ઉતારા કરતા છતાં પ્રયોક્તાનો હાથ દર્દીના રોગગ્રસ્ત ભાગપરથી પસાર થતાં આંગળાંનાં ટેરવાંમાં અથવા હથેળીમાં શીતતા, ઉષ્ણતા, શૂળ અ-થવા બધિરતા–એ ચાર લક્ષણો ભાસમાન થાય છે અને તે ઉપરથી કઇ ઇંદ્રિયમાં કયો રોગ છે તે માલૂમ પડે છે. રોગીના શરીરમાંની જે ઇંદ્રિયો બગડેલી હોય છે, તે જ પ્રયોક્તાની ઇંદ્રિયોને કળતર, દાહ વગેરે લક્ષ-ણોનો અનુભવ થાય છે. કોઈ કોઈ વાર તો તે ઇંદ્રિયની નજીકની બીજી ઇંદ્રિયમાં પણ વેદના થાય છે. આવે સમયે ખરેખર કઇ ઇંદ્રિયમાં રોગ છે તે નિશ્ચિત કરવા માટે પહેલાં ધીમે ધીમે રોગીની પાસે જવું અને પછી પાછળ હઠવું. એમ કરવાથી વેદના પહેલાં તીવ્ર થાય છે અને પછી તે કમી થતાં જે ભાગમાં રોગ હોય છે તે જ ભાગમાં કાયમ રહે છે. રોગીનું યકૃત (લીવર) બગડેલું હોય છે, તો તેની ડાબી બાજૂએ જે બરોલ (સ્પ્લીન) હોય છે તે સ્થળે કોઇ કોઇવાર પ્રયોક્તાના શરીરમાં વેદના થાય છે; તેટલા માટે ખરો રોગ ક્યાં છે તે શોધી કાઢવાને પ્રયો-ક્તાને રોગીની પાસે જવું પડે છે અને ત્યારે જ રોગનું ખરૂં સ્થળ તેના જાણવામાં આવે છે. કોઇ વાર તેથી ઉલટો પ્રકાર પણ અનુભવાય છે. રોગી-ના ડાબા પડખામાં રોગ હોય છે તો પ્રયોક્તાના જમણા પડખામાં દુઃખવા લાગે છે. આમ થવાનું કારણ એ છે કે રોગીના શરીરમાંથી પ્રયોક્તાના શરીરમાં આકર્ષક દ્રવ્યનો પ્રવાહ વહે છે અને બહુધા તે નિય-મિત દિશાએ નિયમિત ઈંદ્રિયોમાં જઇને ત્યાં સ્થિર થાય છે. આ પ્રવાહ શરીરમાં વહેતાં જે વિકાર થાય છે, તે નવાસવા પ્રયોક્તાના સમજવામાં આવતો નથી. ઘણા પ્રયોગો કર્યા બાદ અનુભવથી તે વિકારનો બોધ થાય છે અને તે ઉપરથી રોગનિદાન અને ચિકિત્સા કરવામાં વિશેષ સાહાય્ય મળે છે.

**ઠંડી ફૂંક અને ગરમ ફૂંક**—દર્દીમાં કોઇ કોઇ સ્થળે ઠંડી ફૂંક અને ગરમ ફૂંકનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. શ્વાસને રોકી રાખીને–કુંભક કરીને મગજને શાન્તિ તથા જ્ઞાનતંતુઓને ઠંડક આપવા કેટલાક ફીટ દૂર રહીને પ્રયોક્તા ધીમે ધીમે ફૂંક મારે છે તે ઠંડી ફૂંક કહેવાય છે. આ ફૂંક સામાન્ય રીતે દર્દ મટાડવાના કામમાં આવતી નથી, પરન્તુ પ્રયોગ કરી રહ્યા પછી દર્દીના ગભરાયલા જીવને શાન્ત કરવાને કપાળ તથા આંખની પાંપણો ઉપર ફૂંક મારવામાં આવે છે. છતાં કેટલાંક દર્દો માટે પણ આ ફૂંકનો ઉપયોગ થાય છે અને તે દર્દના ઉપચાર માટેની વિગતોમાં દર્શાવેલું છે. ગરમ ફૂંક બહુ ઉપયોગી છે. દર્દીના દર્દવાળા

અવયવને પહેલાં પાણીથી સાફ કરી તે ઉપર ગરમ કપડાનો કકડો મૂકી પ્રયોક્તાએ કુંભક કરીને ગરમ કપડા ઉપર પોતાનું મોઢું રાખી જોરથી એકસરખું ફૂંકવા માંડવું. શ્વાસ નાક વાટે લઇને મોઢા વાટે એક સરખી રીતે ફૂંક માર્યા કરવી. આ ગરમ ફૂંક કહેવાય છે.

**લક્ષણો ઉપરથી રોગનિદાન**—જૂદા જૂદા પ્રકારના વિકારના ભાસ ઉપરથી પ્રયોક્તાએ રોગીના રોગનું નિદાન કેવી રીતે કરવું તેનાં મુખ્ય આઠ લક્ષણો છેઃ (૧) રોગીના પેટમાં જીવડાં હોય છે તો પ્રયોક્તાનાં આંગળાંને ચુંટીઓ ખણવા જેવો ભાસ થાય છે. (૨) રોગીના શરીરનો કોઇ ભાગ જો સણકા નાંખતો હોય અને દુઃખતો હોય તો પ્રયોક્તાનો હાથ જડ થઇને સૂજ્યા જેવો લાગે છે. (૩) જ્ઞાનતંતુની શક્તિ નષ્ટ થએલી હોય છે તો પ્રયોક્તાનું કાંડું અને આંગળાં ગળી ગયા જેવો ભાસ થાય છે. (૪) રોગીનું પેટ તથા ફેફસાં કફવિકારાદિ થઇને બગડ્યાં હોય છે તો પ્રયોક્તાનાં આંગળાં અકડાઈ જાય છે અથવા આંગળાંપર સૂતળીનો ટુકડો મજબૂત રીતે બાંધ્યો હોય એવો ભાસ થાય છે. (૫) પ્રયોક્તાનાં આંગળાંમાં બધિરતા ઉત્પન્ન થાય તો જાણવું કે રોગીનું રૂધિરાભિસરણ મંદ થયું છે. (૬) આંગળાંના ટેરવાંમાં સુયા ઘોંચવા જેવું ભાસવાથી એમ સમજવું કે રોગીનું રક્ત દૂષિત થયું છે. (૭) ઉષ્ણતાનો ભાસ થઇને પેટમાં આગ લાગવા જેવું જણાય તો રોગીને ઇંદ્રિયદાહનો વિકાર થયો છે એમ સમજવું. (૮) પ્રયોક્તાની જે ઇંદ્રિયોને શીનતાનો ભાસ થાય તે જ રોગીની ઈંદ્રિયોમાં અવરોધ, વૃદ્ધિ અથવા મંદતા આવી છે એમ સમજવું. આ પ્રયોગો મનુષ્યો ઉપર કરી શકાય છે, તેમ જાનવરોપર પણ કરી શકાય છે.

---

## પરિચ્છેદ ૨૧ મો.

---

## જૂદા જૂદા રોગો અને તેપરના પ્રયોગો.

**રોગોના પ્રકાર**—રોગ ત્રણ પ્રકારના છે. (૧) તીવ્ર ( acute ), (૨) સૌમ્ય (sub-acute) અને (૩) વિલંબી (chronic). જે રોગનાં લક્ષણો ભયંકર હોય છે અને થોડા વખતમાં જ રોગનો અંત થાય છે કિંવા રોગોપશમ થાય છે તે તીવ્ર રોગ કહેવાય છે. નવજ્વર, ફેફસાંનો દાહ, મરકી, ગ્રંથિક સન્નિપાત વગેરે રોગ તીવ્ર છે. જેનાં લક્ષણો પહેલેથી

સૌમ્ય હોય છે અને જેથી ઉતાવળે પ્રાણનાશ ન થતાં હળવે હળવે ઉત્પન્ન થાય છે, તે સૌમ્ય રોગ કહેવાય છે. ઉધરસ, સળેખમ, વગેરે રોગો એવા કહેવાય છે. ક્ષય, મધુમેહ, ઉપદંશ એ વિલંબી અને જીર્ણ રોગ કહેવાય છે. વિલંબી અને તીવ્ર રોગ નિયમિત કાળે ઉત્પન્ન થતા હોય, તો તે રોગોની પાળી ચુકવવા માટે અને તે લંબાવવા માટે મોહ-નિદ્રા ઉત્પન્ન થાય ત્યાંસુધી હાથ ઉતારા કરવા. તે જ પ્રમાણે માનસિક રોગમાં પણ નિદ્રા આવે તેમ કરવું. નિદ્રા લાવવા માટે દર્દીને બિછાના પર કિંવા કૅાચપર સુવાડીને માથાથી પગસુધી હાથઉતારા કરવા અને તેથી તેનાપર શી અસર થાય છે તે જોવું. રોગીને જો શાન્તિ મળતી હશે તો તે પુનઃ પ્રયોગ કરાવવાની ઉતાવળ કરશે અને તેથી અર્ધોથી વધુ કામ પતી જવા પામશે. જેને પ્રયોગથી ત્રાસ થતો હોય તેનાપર પ્રયોગ કરવો નહિ. પ્રયોગ બે પ્રકારે કરવા. શરીરના કોઈ એક ભાગપર પ્રયોગ કરવો અથવા આખા શરીરપર હાથઉતારા કરવા. પહેલાને 'સ્થાનિક પ્રયોગ' અને બીજાને 'સર્વાંગપ્રયોગ' કહે છે. શરીરના કોઈ એક ભાગમાં રોગ થાય છે તેને સ્થાનિક રોગ કહે છે. સોજો, ગુમડું, વગેરે સ્થાનિક રોગ છે. જખમ, અકસ્માત્‌થી થતો રોગ, દાહ, આમવાત, વાત-રક્ત, સંધીવા, કર્ણશૂળ, કળતર, આધાશીશી વગેરે સ્થાનિક રોગો તે ભાગ ઉપરથી હાથઉતારા કરવાથી શાન્ત થાય છે. આ પ્રયોગ દિવસમાં એક કિંવા બે વાર કરવો. પાંચથી પચીસ મિનિટસુધી એ પ્રયોગ કરી શકાય છે. રોગ જો બહુ જ તીવ્ર હોય અને વેદના બહુ થતી હોય તો પાંચે આંગળીઓ એક દિશાએ ધરીને તે ભાગપર કેટલીક વારસુધી ધરી રાખવી અને તે જ ભાગપર હાથ ઉતારા કરવા, પરન્તુ તે ભાગને સ્પર્શ માત્ર કરવો નહિ. જો તે ભાગ પ્રયોગથી બહુ અક્કડ કિંવા જડ થઇ જાય તો ત્યાં હળવે હળવે ફૂંક મારવી કિંવા તે ઉપર ઉલટા હાથ ઉતારા કરવા, અથવા હળવે સ્પર્શ કરીને થાપટો મારવી. કોઇ કોઈ વાર બીજા ભાગને સ્પર્શ કરીને કિંવા મૃદુ ઘર્ષણ કરીને હાથઉતારા કરવાથી પણ ફાયદો થાય છે.

**ટાઢીયો તાવ**—ટાઢ વાઇને તાવ આવવા જેવું થાય કે તુરત પ્રયોગ શરૂ કરવાથી ટાઢ તાબડતોબ બંધ થાય છે. તાવ ભરાયા પછી પણ પ્ર-યોગ ચાલુ રાખવાથી દાહ શાન્ત થાય છે. પ્રથમ ખભાથી લાંબા ઉતારા કરવા; પછી પેટ ઉપર થોડી વાર હાથ રાખીને નીચે પગસુધી હાથ ઉતારા કરીને હાથ ઝીડકારવા. તાવ ન હોય તે દિવસે પણ પ્રયોગ કરવો. ત્રણ થી છ વારસુધી પ્રયોગ કરવાથી તાવ હઠી જાય છે. તાવ ઉતર્યા પછી

મંત્રેલું પાણી કેટલાક દિવસ પીવા આપવાથી તાવ ફરીથી આવતો નથી.

**ઉનો તાવ**—ઉના અને જોરવાળા તાવમાં બાજુએ દર્શાવેલા ચિત્ર મુજબ માથાપર વર્તુળાકારના હાથઉતારા કરવા અને તે વખતે ઇચ્છાશક્તિથી ઠંડકનો જોરદાર વિચાર કરવો. તાવમાં બેશુદ્ધિ અને સન્નિપાત હોય તો થોડા લાંબા હાથ ઉતારા અને બરડાની કરોડ ઉપર ઉતરતા થોડા ઉતારા કરવા. જો હૃદય ઘણું જોરમાં ચાલતું હોય તો હૃદય ઉપર જમણો હાથ મૂકીને મનોગત રીતે "હૃદય કુદરતી ધીમી ગતિએ ચાલો" એવા વિચારનો દૃઢ પ્રવાહ છોડવો, જેથી ધબકારા નરમ પડશે અને તાવ જતો રહેશે. કેટલીક વાર પ્રયોગ શરૂ કરતાં જ સાધારણ તાવ જતો રહે છે અને ફરીથી આવતો નથી. કેટલીક વખતે પ્રયોગ દરમ્યાન તાવ અર્ધો કે એક ડીગ્રી વધે છે અને પછી પરસેવો થઈને એકદમ તાવ ઉતરી જાય છે. પ્રયોક્તાએ પહેલાં સાધારણ તાવના દર્દીઓને રોગમુક્ત કર્યા પછી ગંભીર દર્દોને હાથમાં લેવાં.



વર્તુળાકાર હાથઉતારા [ આકૃતિ ૩૯ ]

**જીર્ણ જ્વર**—શરીરના કોઈ ભાગમાં વ્રણ થયો હોય અને તેમાં પરૂ થવાથી અથવા જ્ઞાનતંતુ બગડવાથી જીર્ણ જ્વર લાગુ પડ્યો હોય, તો જ્યાંસુધી એ મૂળ કારણનો નાશ થતો નથી ત્યાંસુધી તાવ ઉતરતો નથી; પરન્તુ બીજા કોઇ કારણથી જીર્ણ જ્વર લાગુ પડચો હોય, તો તે આ પ્રકારના પ્રયોગથી દૂર થાય છે.

**મસ્તકશૂળ**—(૧) માથાપર ફૂંકો મારવાથી રક્ત નીચે ઉતરે છે. માથાપર થોડી વાર હાથ રાખીને પછી કેટલીક વારસુધી પગસુધી લાંબા હાથ ઉતારા કરવા. રોગીને બેસાડીને તેની પાછળ આપણે ઊભા રહેવું અને તેના કપાળપર બેઉ હાથ રાખીને તે હળવે હળવે કપાળપરથી માથાની પાછળની બાજુએ લાવવા. હાથ ઉતારા કરતી વખતે કાન,

માથું અને માથાની પાછલી બાજુએ ધીમે ધીમે હાથનો દાબ દેવો અને હાથ પાછળ લીધા પછી તે ઝીડકારી નાંખવા. એ પ્રમાણે પાંચ-દસ મિનિટ કરવાથી માથું દુ:ખતું મટે છે. (૨) કોઇ કોઈ વાર પિત્તથી માથું દુ:ખવા લાગ છે, તે ઉપર પણ આ પ્રયોગ જ સારૂં કામ કરે છે. રોગીને પ્રયોગગૃહમાં લઈ જઇને ખુરશીપર બેસાડવો. પછી તેને આંખો બંધ કરવાનું કહી ચિત્તની એકાગ્રતા કરવા સૂચના કરવી. પછી પ્રયોક્તાએ દર્દીની પાછળ ઉભા રહીને પોતાની બેઉ હથેળીથી દર્દીની આંખો દાબી રાખી, હાથની આંગળીઓથી કપાળ ચોળીને માથાની પાછલી બાજુ તરફ ઉતારા કરવા અને પ્રત્યેક ઉતારો પૂરો થતાં જમીન તરફ હાથ ઝીડકારવો. (૩) વાતજન્ય મસ્તકશૂળ પણ હાથ ઉતારા કરવાથી દૂર થાય છે. આ હાથ ઉતારા માથાની ઉપર ચારે બાજુએ કરવા અને હાથ માથાથી થોડી ઇંચ દૂર રાખવા. માથાની આસપાસ પ્રયોગ કરતાં કરતાં નીચે ઉતરતાં જવું. એ પ્રમાણે પાંચ મિનિટ કર્યા પછી હાથ ફૂટ-દોઢ ફૂટના અંતરપર લઇને હાથ ઉતારા કરવા એટલે માથું દુ:ખતું બંધ થશે. એ પ્રમાણે કરવાથી માથું દુ:ખતું બંધ ન થાય તો માથાની પાછળની બાજુએ અને માથાને સ્પર્શ કરીને હાથ ઉતારા કરવા અને દુ:ખતા ભાગપર ધીમે ધીમે ફૂંકો મારવી. આ બધું મોહનિદ્રામાં દર્દીને નાંખ્યા પછી જ કરવાનું છે. (૪) જો કદી મસ્તકશૂળ ઘણું જૂનું હોય અથવા પછાડ વાગવાથી માથાના દુ:ખાવાનો રોગ લાગુ પડ્યો હોય તો તે રોગ મટતાં વધારે વખત થાય છે, અને પાત્રને નિદ્રામાં નાખીને તેને મોટેથી સૂચના કરવી પડે છે કે ‘ હવે તારૂં મસ્તકશૂળ મટી ગયું. ’



આધાશીશી ઉતારવાથી રીત [આકૃતિ ૪૦]

**આધાશીશી**-દુ:ખતા ભાગપર માત્ર હાથ ઉતારા કરવા. તેથી જો આધાશીશી ન ઉતરે તો આખા શરીરપર હાથ ઉતારા કરીને દુ:ખતા ભાગને સ્પર્શ ન કરતાં હાથ

ઉતારા કરવા. એટલું કરવાથી પણ જો માથું ન ઉતરે તો મોહનિદ્રામાં દર્દી હોય ત્યારે જ દુઃખતા ભાગનો સ્પર્શ કરીને હાથ ઉતારા કરવા. દાંતની પીડા પણ આ પ્રકારના પ્રયોગથી જ દૂર થાય છે.

**ક્ષયરોગ**—(૧) આ રોગ ત્રીજી સ્થિતિમાં હોય તો મટી શકતો નથી પરન્તુ જો પહેલી–બીજી સ્થિતિમાં હોય તો મોટા પ્રયત્ને મટી શકે છે. બાજુના ચિત્રમાં દર્શાવ્યા મુજબ દર્દીને આરામખુર્શીમાં બેસાડવો અને તેને તદ્દન શાન્ત તથા ઢીલા અવયવે બેસવા કહેવું. તેના દર્દની હાલત અગાઉથી પૂછી રાખવી અને તે ધ્યાનમાં રાખીને યોગ્ય સૂચનાઓ કરવી. દર્દીને શાન્ત બેસાડયા પછી પ્રયોક્તાએ પોતાનો જમણો હાથ દર્દીનાં ફેફસાંની નળી ઉપર મૂકવો અને શાન્ત રીતે લાંબો શ્વાસ ખેંચી, તે શ્વાસને રોકી, માનસિક સૂચન



ક્ષયરોગ તથા છાતીનાં દર્દો મટાડવાની રીત [ આકૃતિ ૪૧ ]

કરવું અથવા વિચારશક્તિથી મનમાં એમ વિચારવું કે કુદરતનું ચૈતન્ય મારા હાથ માર્ફતે દર્દીના શરીરમાં દાખલ થઈ તેનાં ફેફસાં, શ્વાસની નળી તથા હૃદય અને છાતીની દરેક રગમાં ફરતું થાય. એ પ્રમાણે ચાલુ ૩૦ મિનિટ ઈચ્છાશક્તિનો પ્રવાહ ફેફસાંમાં ઉતારવો અને તેથી દર્દીને ફેફસાંમાં તેમજ છાતીમાં ગરમી થવા લાગશે, એટલે જાણવું કે ધારેલી અસર થવા લાગી છે. એ પ્રમાણે ફેફસાંના ખવાઈ ગએલા ભાગ આગળ ચૈતન્યને આકર્ષવા પછી રૂધિરાભિસરણને હૃદય તરફથી જમણા હાથના ઉતારાવડે માથાના ડાબા ભાગ ઉપરથી લઇ જઈ જમણા ભાગ ઉપર થઇને જમણા હાથ તરફના ફેફસામાં દોડાવવું તથા તે વખતે ફેફસાં, હૃદય તથા છાતીનાં બધાં અવયવોમાં લોહીનો ફેલાવો દરેક વ્યાધિને ધોઇ નાંખતો હોય એવો મનમાં વિચાર કરવો તથા દર્દની જગ્યા ઉપર કામ કરતી નાશકારક શક્તિની કાલ્પનિક મૂર્તિ ચિત્તવૃત્તિમાં ઊભી કરીને મનોવાસનાથી તંદુરસ્તીના

વિચાર માર્ફતે જીવનશક્તિ મોકલી તે નાશકારક શકિતને નાબૂદ થવા માટે મજબૂત ઇચ્છાશક્તિનો પ્રવાહ મોકલવો. એમ દિવસમાં બે વખત ચૈતન્ય અને લોહીનો ફેલાવો દર્દમાં દાખલ થવાથી ફેફસાં તે જ વખતથી તંદુરસ્ત થવા માંડશે. ક્ષયરોગમાં પગ ઠંડા રહે છે માટે રૂધિરાભિસરણ બરાબર કરવું. ફેફસાં ઉપર આવીને ઠરી જતું લોહી વિખેરી નાંખવું. તાવ આવતો હોય તો તાવનો ઉપચાર પણ કરવો. ઉધરસ બંધ કરવામાં, લોહીનો ફેલાવો કરવામાં, શરીરમાં સૂકી હવા જેવી અસર દાખલ કરવામાં, લોહી પડતું અટકાવવામાં, બળખાનું પ્રમાણ ઓછું કરવામાં, પરસેવો ઓછો કરી તાવ ઉતારવામાં આ ઉપચારપદ્ધતિ સારૂં કામ કરે છે. માત્ર ઉપચાર ઘણી ખંતથી કરવો જોઇએ. (૨) બીજી રીત એ છે કે દર્દીને સામે બેસાડવો અને તેનો એક હાથ આપણા હાથમાં લઇને હાથ ઉતારા કરવા. છાતીપર આડા હાથઉતારા સારી અસર કરે છે. જ્યાં દુઃખતું હોય ત્યાં ધીમી ફૂંક મારવી.

**ફેફસાંનો વરમ અથવા ન્યુમોનીયા**—આમાં પણ ઉપર પ્રમાણે મોહનિદ્રા આવે ત્યાસુધી પ્રયોગ કરવો. આડા હાથ ઉતારા વધારે પ્રમાણમાં કરવા. પ્રયોક્તાએ પોતાના બેઉ હાથ એક તરફ કરીને રોગીની છાતીના મધ્ય ભાગમાં લાવવા અને પછી છૂટા કરવા. આ દર્દમાં ફેફસાં ઉપર લોહીનો ભરાવો બહુ હોય છે, માટે લોહીના ફેલાવાને બરાબર કરી શરીરના નીચલા ભાગ તરફ લઇ જવો એટલે ફેફસાંપરથી લોહીનો ભાર ઓછો થશે. એ માટે દીર્ઘ હાથ ઉતારા સારૂં કામ કરે છે. દર્દનું જોર વધારે હોય તો દિવસમાં ત્રણ વખત એ પ્રમાણે કરવું. છેવટે આંગળીઓ છાતી તરફ લઈ જઇને હાથ હલાવવો, એટલે પ્રયોક્તાનાં આંગળાંમાંથી જીવનપ્રવાહ રોગીની છાતીમાં પ્રવેશ કરશે અને રોગી હુશિયારીમાં આવશે. પ્રયોક્તાની શક્તિ શ્વાસ લેવામાં વધારે કેળવાઈ હોય અને તે સારી રીતે કુંભક કરી શકતો હોય તો આ દર્દમાં તે વધારે ગુણકારક થઈ શકે છે.

**દમ અને હાંફણ**—આ દર્દ જો દર્દી પોતે સ્વગત સૂચના કરવાની ટેવવાળો હોય તો જલ્દી મટે છે. પ્રયોક્તાએ દર્દીને મ્હોંની સૂચનાઓ તથા માનસિક સૂચનાઓ કરવી જોઈએ. ઉંઘ ન આવતી હોય તો ઉંઘ લાવવાની ક્રિયા કરવી. છાતીનાં ઉપર જણાવેલાં દર્દો માટે કરવામાં આવતી બધી ક્રિયા આ દર્દમાં ઉપયોગી છે. જો દમ બહુ જૂનો હોય તો લાંબો વખત ક્રિયા ચાલુ રાખવી.

**ઉંઘ ન આવવાનું દર્દ**—દર્દીને રાત્રે ઉંઘ ન આવતી હોય તો તેના ઉપર નીચે પ્રમાણે પ્રયોગ કરવો. દર્દીને ખુરશીમાં શાન્ત બેસાડવો, પછી તેના માથાની ઉપર એકથી દસ ઇંચ ઉંચે બન્ને હાથોને રાખી વર્તુળાકાર હાથ ઉતારા કરવા, અને હાથનાં આંગળાં તે ઉતારા કરતી વખતે માથા તરફ લટકતાં જ રાખવાં કે જેથી વિચાર માર્ફત ફેંકેલું ચૈતન્ય આંગળાંના છેડા માર્ફત દર્દીના માથામાં દાખલ થશે અને ઉતારા કરતી વખતે પ્રયોક્તાએ પોતાનો શ્વાસ સહેજ રોકીને વિચાર એકાગ્ર કરીને ફેંકવો તથા દર્દીને મોઢેથી સૂચના કરવી કે આજે તમને ઉંઘ જરૂર આવશે અને શાન્તિ મળશે. એ પ્રમાણે ચાલુ ૧૫ મિનિટસુધી પ્રયોગ કરવો. જોકે કોઇ વખત દર્દી પ્રયોગ વખતે ઉંઘમાં પડે છે અને નથી પણ પડતો, તોપણ તે રાત્રે તેને થોડી ઉંઘ અને શાન્તિ તો જરૂર મળે છે. એ પ્રમાણે દસ-બાર દિવસ પ્રયોગ કરવાથી દર્દ સારૂં થાય છે. પેટની કબજીયાત દૂર કરવી એ પણ ઉંઘ આવવામાં મદદગાર નીવડે છે.

**શકિતપાત**—અકસ્માત્ અથવા બીજા કોઈ કારણથી જ્યારે બહુ જ રકતસ્રાવ થાય છે અને મનુષ્ય મરણોન્મુખ બની જાય છે, ત્યારે એક સ્વચ્છ રૂમાલ લઇને તેને ચોવડો કરવો અને તે હૃદયપ્રદેશ ઉપર રાખવો; પછી તે ઉપર હળવે હળવે ફૂંક મારવી. તે રૂમાલ મ્હોંમાંના બાફથી ગરમ થાય, ત્યાંસુધી તેમ કરવું. આ કૃતિથી થોડી વારમાં જ નાડી સુધરવા લાગશે, ગ્લાનિ ઓછી થશે, આંખોએ અંધારા આવતાં અથવા કાનમાં અવાજ થતા અટકશે, તથા રોગીમાં હુશીયારી આવશે. પછી તેને થોડી ગરમ કાફી પાવી અને પુનઃ પૂર્વવત્ કરવું.

**આમવાત અને વાતરકત**—આ બેઉ રોગ રકતદોષથી થાય છે. તે શીઘ્ર અને વિલંબી હોય છે. તે રોગોમાં શરીરના સાંધા સૂજી જાય છે અને અસહ્ય વેદના થાય છે. આ બેઉ રોગમાં ફક્ત સૂજેલા સાંધા-પર હાથ ઉતારા કરવા એટલું જ બસ છે; પણ રોગ જો તીવ્ર હોય, તો આખા શરીરે હાથ ઉતારા કરીને મોહનિદ્રા લાવવી. હાથ ઉતારા અધોગામી કરવા અને તે દૂરથી કરવા. કોઇ કોઈવાર અર્ધો કલાક પ્રયોગ કરવાથી સણકા બંધ થાય છે, રોગીને શાન્તિ મળે છે અને સુખે ઉંઘ આવે છે. બેઉ રોગ ઘણું કરીને એક જ પ્રકારના પ્રયોગથી સારા થાય છે. એ ઉપરાંત પાર્શ્વશૂળ, કટિશૂળ અથવા ગૃધ્રસી અને નિતંબશૂળ તેમજ શરીરના કોઇ પણ ભાગને લચક અથવા બીજા પ્રકારનો દુઃખાવો લાગુ પડ્યો હોય તો તે તે ભાગપર સ્થાનિક પ્રયોગ કરવો. ગૃધ્રસીના રોગીને

મોહનિદ્રા પ્રાપ્ત થયા પછી તેને ઉભા કરીને તેની પીઠે ગર્દનથી કમર-સુધી હાથ ઉતારા કરવા કિંવા એ પ્રકાર તેને નિદ્રા આવ્યા પૂર્વે કરવો.

**લકવો, ગૃધ્રસી અને સંધીવા**—આ દર્દો જેને હોય તેને ગુરદાને લગતાં દર્દો જેવો ઉપચાર કરવો કારણકે ઘણું કરીને એ દર્દો ગુરદાના (Kidney) બગાડાથી થાય છે. દર્દીને બિછાનાપર ઉલટો સુવાડી, તેના ગુરદાપર હાથ મૂકી, ખૂબ એકાગ્રતાથી સાજો થવાનો ચાલુ વિચાર કરવો તથા ગુરદાને સહેજ મસળવો. લોહીનો ફેલાવો કરવાનો ઉપચાર પણ તેમાં લાભ કરે છે. બીજી રીત એ છે કે દર્દીના ગુરદાને તથા ક-રોડને ખૂબ ચોળવાં, ગરમ કપડું મૂકી ગરમ ફૂંક મારવી તથા ચાલુ ધીમા ધીમા હાથ ઉતારા ગરદનથી માંડીને આખી કરોડ ઉપર કરવા. ડુંટી ઉપર પણ ગરમ ફૂંક મારવી. સૂજેલા ભાગ ઉપરથી લોહીને વિખેરી નાંખવાનો ઉપચાર કરવો. ઝાડાની કબજીયાત દૂર કરવાનો ઉપ-ચાર પણ કરવો અને હાથ ઉતારા કરતી વખતે મજબૂત ઇચ્છાશક્તિ—દર્દ મટાડવાની ભાવના સાથેનો વિચાર છોડવો.

**રક્તપિત્ત**—આ રોગ રક્તદોષથી થાય છે અને જો રોગ જૂનો થયો હોય છે તો તે મટાડતાં બહુ મુશ્કેલી પડે છે. આત્માકર્ષણના પ્ર-યોગથી તેમાં બહુ ફાયદો થાય છે અને તેના યોગથી બીજા ઔષધોપ-ચાર પણ સારી રીતે લાગુ પડે છે.

**વિસ્ફોટકનો જ્વર**—વિસ્ફોટક, ઓરી, શીતળા વગેરેનો જ્વર પણ મેસ્મેરિઝમના પ્રયોગથી ઉતરે છે. શરીરમાં રહેલો દોષ બહાર કાઢ-વાની ભાવના સાથે પ્રયોગ કરવો.

**ગુમડાં, વ્રણ અને ચાંદાં**—ગુમડાંને પકવી નાંખવા માટે તે ઉપર ગોળ હાથ ઉતારા જમણા હાથે કરવા અને વારંવાર ગરમ ફૂંક મારવી. લોહીના ફેલાવાને નિયમિત કરવો અને તે સાથે હોજરી તથા ગુરદાને નિયમિત રાખવાનો ઉપચાર પણ કરવો. જો ઉપદંશ અથવા ગંડમાળાનો વ્રણ હોય તો તે મટે ત્યાંસુધી ખંતથી લાંબા દિવસ પ્રયોગ કરવો પડે છે.

**હૃદ્રોગ**—હૃદયના ઘટકાવયવનો જો ક્ષય થયો હોય અને તેથી હૃદ્રોગ લાગુ પડ્યો હોય તો તે આ ચિકિત્સાથી સારો થશે નહિ, પરન્તુ **ચસકો**, કળતર, હેડકી શ્વાસ વગેરે જે ત્રાસદાયક લક્ષણો જોવામાં આવે છે તે આ પ્રયોગથી ઓછાં થાય છે. આવી સ્થિતિમાં પ્રયોગ બહુ સાવધાનતાથી કરવો જોઈએ, કારણકે આત્માકર્ષણના પ્રયોગથી હૃદયની ગતિ વધે છે અને રૂધિરાભિસરણ જોરથી થવા લાગે છે. આ

કારણથી અશકત થએલા હૃદય ઉપર જોર પડવાથી અકસ્માત્ હૃદય બંધ પડી જવાનો સંભવ છે. આવી સ્થિતિમાં એકાએક પ્રયોગ કરવો એ બહુ જોખમભરેલું છે. આવી સ્થિતિમાં આખા શરીરે ઉતારા કરવા અને મોહનિદ્રા લાવ્યા બાદ મસ્તકપર અને હૃદયપ્રદેશપર ફૂંકો મારવી. પ્રયોગ કરતાં જો દર્દીને હેડકી આવવા લાગે તો પ્રયોગ બંધ કરવો.

**જઠરરોગ અને અજીર્ણ**—(૧) હાથ ઉતારા કરવાથી મોહનિદ્રા આવે, એટલે જઠરપ્રદેશ ઉપર આડા અને ઉભા હાથ ઉતારા કરવા અને શક્તિ પ્રેરેલું પાણી વારંવાર દર્દીને પીવા આપવું. પ્રત્યેક બેઠક વખતે એ પ્રમાણે જ કરવું. કપાલમોહનનો પ્રયોગ પણ કરી જોવો. આ પ્રયોગ મગજના ક્ષુધા–સ્થાનપર કરવો એટલે રોગીને તુરત જ તૃષા લાગશે. એ વખતે થોડું અન્ન અને થોડું પાણી દર્દીને આપવું. એ બધું દર્દી મોહનિદ્રામાં હોય ત્યારે જ કરવું, એટલે તેને એક–બે કલાક ઉંઘ આવશે અને તે જાગશે તેટલી વારસુધીમાં ખાધેલું બધું તેને પચી જશે. આ પ્રયોગ કરતાં મગજમાંના ક્ષુધા સ્થાનને વધારે ક્ષોભ ન થાય એવી ખબરદારી રાખવી. એ સ્થાન ઉપર આંગળાંનું દબાણ કરવાથી ક્ષુધા ઉત્પન્ન થશે. તે દાબ માફકસર દેવો એટલે સાધારણ ભૂખ ઉઘડશે. રોગીને ખાવા માટે આપવાનું અન્ન હાથ ઉતારાથી મંત્રીને–પ્રેરીને આપવું. આ હાથ ઉતારા ઉપરાંત માથાથી પીઠની કરોડ ઉપર અને છાતીથી પેટ સુધી પણ હાથ ઉતારા કરવા. (૨) ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દર્દીને ઊભું રાખી તેના બેઉ હાથ પ્રયોકતાએ પોતાના હાથમાં પડખેથી પકડવા. પછી તેને દર્દીના માથા



જઠરરોગ, અજીર્ણ વગેરે પેટનાં દર્દો મટાડવાની રીત. [આકૃતિ ૪૨]

તરફ ઉંચા લઈ જવા અને આસ્તે આસ્તે દર્દીના પેટ તરફ નીચે ઉતારી પેટમાં ડુંટી આગળ ચારે હાથ નરમાશથી દાબેલા રાખી ત્રીસ સેંકડસુધી માનસિક આંદોલનવડે 'તંદુરસ્ત,' 'મજબૂત' એ જ વિચાર ચાલુ મોકલવો. એ રીતે વીસથી પચીસ વખત ચાલુ કર્યા કરવું. અજીર્ણનું ભારે દર્દ પણ તેથી ૧૫ દિવસમાં મટે છે. રોજ એ પ્રમાણે ઉપચાર કરવો જોઇએ.

**ઉધરરોગ**—ઉદરના કેટલાક રોગ સ્વતંત્ર થાય છે અને કેટલાક જઠરવિકારથી થાય છે. પેટમાં શૂળ આવતું હોય તો મોહનિદ્રા લાવીને બીજા ભાગપર હાથ ઉતારા કરવા. પેટશૂળ અને જઠરનો દાહ થવાથી શૂળ ઉત્પન્ન થયું હોય તો પેટપર હાથ રાખવો અને પછી હાથ ઉતારા કરવા.

**યકૃતનો વિકાર**—કલેજાની ગતિ ઉપર મનુષ્યની તંદુરસ્તીનો મોટો આધાર છે. જો તે ગતિ મંદ હોય તો તેથી ખોરાક બરાબર પચતો નથી અને કબજીયાત થાય છે. તે ઉપર સોજો ચડે છે ત્યારે તેમાંથી પાંડુરોગ જલોદર વગેરે વિકારો થાય છે. આ વિકારપર સ્થાનિક પ્રયોગ કરવો અને મોહનિદ્રા લાવવી. પછી પાછળ કહ્યા પ્રમાણે મગજમાંના ક્ષુધાસ્થાનને ક્ષોભ ઉપજાવવાના પ્રયોગની શરૂઆત કરવી.

**મૂત્રપિંડ અથવા ગુરદાનાં દર્દો**—(૧) આ દર્દોમાં સર્વાંગપ્રયોગ કરીને વિકૃત ભાગપર પણ પ્રયોગ કરવો. વિકૃત ભાગપર કેટલીક વાર હાથ રાખીને પછી હાથ ઉતારા કરવા. તે ભાગપર આંગળાંનાં ટેરવાં ધરી રાખીને આડા તથા ઊભા હાથ ઉતારા કરવા તથા તે ભાગપર ફૂંક મારવી. દરમ્યાન મંત્રેલું પાણી પીવા આપવું. રોગ બહાર પાડવા માટે એ પાણીમાં સૌમ્ય રેચક વિચારથી મંત્રેલું પાણી આપવું. મૂત્રનળીના રોગથી પિસાબનો અવરોધ થયો હોય અને ઈંદ્રિયના ધટકા-



મૂત્રપિંડનાં દર્દો મટાડવાની રીત [આકૃતિ ૪૭]

વમવનો ક્ષય થયો હોય તો આ પ્રયોગથી ઇંદ્રિય ઉપર તેની શક્તિ કરતાં વધારે કાર્ય કરવાનો બોજો પડશે અને અકસ્માત્ શક્તિપાત થશે, માટે કુશળ વૈદ્યની સલાહ લઇને પ્રયોગની દિશા ઠરાવવી. (૨)જો મીઠી પીસાબનું દર્દ હોય તો ગુરદાને સહેજ ચોળવા, ને પછી ઉપરના ચિત્રમાં દર્શાવ્યા પ્રમાણે ઉતારા કરીને માનસિક વિચારો છોડવા. દર્દીને મોઢેથી સૂચના કરવી કે આજે તમને રાત્રે પંદર વખત પેસાબ ન થતાં ૧૨ વખત થશે; એમ રોજ રોજ પિસાબ ઓછો થતો જવાનું સૂચન કરી છેવટે એક વખતપર આવી અટકવું. આ ઉપચારમાં ગુરદાને ખૂબ મસળ્યા પછી તે ઉપર હાથ મૂકીને તેમ જ હાથ દૂર રાખીને વર્તુળાકાર હાથ ઉતારા કરી તંદુરસ્ત થવાનું સૂચન મનોપાસનાથી દૃઢ રીતે કર્યા કરવું જોઇએ. મીઠી પિસાબ અથવા મધુપ્રમેહનું દર્દ એ રીતે પાંચ–છ ઉપચાર રોજ અર્ધો કલાક કરવાથી મટે છે.

**મરડો અને અતિસાર**—પેટમાં જમણી બાજુ કલેજું, ડાબી બાજુ બરોલ તથા વચમાં નાનાં મોટાં આંતરડાં અને ઉપર હોજરી એવી રીતે ગોઠવાયલાં છે. એ અવયવો ખોરાક પાચન કરવાનું કામ કરે છે, તેથી એ અવયવો ઉપર સરખી રીતે ચાલુ કુંડાળામાં 'હાથ ફેરવ્યાથી માંહે ગરમી ઉત્પન્ન થાય છે, જેથી કલેજા માંહેનું પિત્ત આંતરડાંમાં પડે છે તેમ જ ખોરાક પાચન કરી તેનો કુચો મળદ્વાર તરફ ખેંચી જાય છે અને ઝાડો લાવે છે. આ રીતે ઝાડો લાવવા અને ખોરાક પચાવવા માટે જમણો જ હાથ જમણી તરફથી ડાબી તરફ ગોળ ગોળ ફેરવવો. એથી ઉલટી રીતે જો હાથ ગોળ ગોળ ફેરવવામાં આવે તો અતિસાર અને મરડો મટી શકે છે. અતિસાર માટે હાથ ઉલટી રીતે ફેરવવો અને મરડા માટે બરડા ઉપર મળદ્વારથી ઉપર ચડતા હાથ ઉતારા કરવા તથા પેટ ઉપર અને મળદ્વાર ઉપર હાથ મૂકી મનોવાસનાથી મજબૂત ચૈતન્યપ્રવાહ તંદુરસ્તીની મનોગત સૂચના સાથે છોડવો. મસા પણ એવી જ રીતે મળદ્વાર ઉપર ઉલટા હાથ ઉતારા કરવાથી અને લોહીના ફેલાવાને સમતોલ કરવાથી સાજા થાય છે.

**લોહીનો ફેલાવો**—મનુષ્યના દરેક દર્દ વખતે લોહીના ફેલાવાને સમતોલ કરવાની સૌથી પહેલી જરૂર છે. નીચેના ચિત્રમાં બતાવ્યા મુજબ માથાથી પગસુધી લાંબા ધીમા હાથ ઉતારા ચાલુ કર્યા કરવા. ૨૦–૩૦ ઉતારા કરવાથી દર્દીના શરીરના છેડા કે હાથનાં આંગળાં, પગના છેડા, વગેરેમાં લોહીનો પ્રવાહ દોડતો દર્દીને માલૂમ પડશે અને

જો પગ તથા હાથ ઠંડા હશે તો તે તરફ લોહી દોડવાથી ગરમ થશે. પ્રયોક્તાનો વિચારપ્રવાહ જેટલો મજબૂત હશે, તેટલી મજબૂત અસર તે



લોહીનો ફેલાવો સમતોલ કરવાની રીત [ આકૃતિ ૪૪ ]

કરી શકશે. એવી જ રીતે જો આંખ સૂજેલી હોય, કાનમાં અવાજ આવતા હોય, માથું ગરમ હોય, પગ ઠંડા રહે, માથું દુઃખે, ચક્કર આવે તથા જે જગ્યાએ લોહી ઘણા પ્રમાણમાં હોય તે જગ્યાપરથી એવી રીતે ઉતારા કરવાથી જેમ ચાહીએ તેમ એક જગ્યાથી બીજી જગ્યાપર અને એક નસમાંથી બીજી નસમાં ચૈતન્ય અને લોહી વધતું ઓછું દોડાવી શકાય છે.

**જ્ઞાનતંતુના રોગો**—( વાતરોગ )-કલ્પનાજન્ય અથવા કાલ્પનિક રોગ ઉપર આ ચિકિત્સા બહુ સારૂં કામ કરે છે, પરન્તુ જે રોગોમાં જ્ઞાનતંતુના ઘટકાવયવનો નાશ થયો હોય, એવો રોગ આ ચિકિત્સાથી સારો થતો નથી, માત્ર તેથી થતો ત્રાસ ઓછો થાય છે. સ્નાયુમાં ઉત્પન્ન થતો કંપ, કળતર, બધિરતા, ખાલી ચડવી એવા વિકારો તે તે ભાગોપર પ્રયોગ કરવાથી અને સર્વાંગપ્રયોગ કરવાથી સારા થાય છે. કપાલમોહનના પ્રયોગથી પણ ઘણા રોગો સારા થાય છે. દર્દીને મોહનિદ્રા ઉત્પન્ન કરવી અને પછી મસ્તકવિદ્યામાં જણાવેલાં જૂદાં જૂદાં સ્થાનોનો ક્ષોભ ઉત્પન્ન કરવો. દાખલા તરીકે જો દર્દીને ફક્ત ઉદાસીનતા પ્રાપ્ત થઇ હોય તો આનંદ, આશા અને નિશ્ચય એ સ્થાનોનો ક્ષોભ ઉત્પન્ન કરવો, એટલે તેથી આનંદાવસ્થા ઉત્પન્ન થશે અને ઉદાસીનતા દૂર થશે. એ સિવાય જ્ઞાનતંતુની દુર્બળતાથી જો વાતવિકાર થયો હોય તો લાંબા હાથ ઉતારા કરીને રોગીને મોહનિદ્રા લાવવી. તે કેટલીક વારે જાગૃત

થયા પછી તેનામાં હુશિયારી આવશે. તે જાગે ત્યાંસુધી તેને પ્રયોક્તાએ છોડી જવો નહિ. જેને અતિશય માનસિક શ્રમ કરવાની ટેવ છે તે જો પૂરતો શારીરિક વ્યાયામ લે નહિ, તો તેને આવો વિકાર ઘણી વાર થાય છે. માથું દુઃખવું, નિદ્રાનાશ, ચેન ન પડવું, અગ્નિમાંદ્ય, ગ્લાનિ, હાથ પગનું બધિર થઈ જવું એ લક્ષણો માથાથી પગસુધી ધીરે ધીરે ઉતારા કરવાથી કમી થાય છે અને નિદ્રાનાશ તાબડતોબ દૂર થાય છે.

**ઘેલછા**—આ રોગ જન્મનો હોય કિંવા મગજની વૃદ્ધિ બરાબર નહિ થવાથી લાગુ પડ્યો હોય તો ચિકિત્સાથી તે સારો થતો નથી. અતિશય દુઃખ, અનેક સંકટો અથવા કાંઇ આકસ્મિક આઘાતથી જો મગજ બગડ્યું હોય અને ઘેલછા લાગુ પડી હોય તો તે પ્રયોગથી દૂર થાય છે. ઘેલછાથી જો દર્દી બહુ મસ્તી, ખૂમાખૂમ કિંવા મારામારી કરવા લાગે તો તેને મોહનિદ્રાવસ્થા પ્રાપ્ત થાય ત્યાંસુધી તેના પર પ્રયોગ કરવો. તેમ કરવાથી તે ધીરે ધીરે શાન્ત થશે. આ અવસ્થામાં મોહનિદ્રા ઉત્પન્ન થવામાં જોકે બહુ જ ત્રાસ પડે છે, તોપણ તે ઉત્પન્ન કરવાનો યત્ન તો કરવો જ પડે છે. એક વાર રોગીને ઉંઘ આવી એટલે તેને ત્રણ ચાર કલાક ઉંઘવા જ દેવો. જરૂર જણાય તો આઠ કલાકસુધી ઉંઘવા દેવો; માત્ર તેની પાસે કોઇએ બેસી રહેવું જોઇએ. કેટલાક વખતસુધી એવી રીતનો ઉપચાર કરવાથી તેનું ચિત્ત સાવધાન બનતું જશે.

**અપસ્માર-ફેફરૂં-(હિસ્ટીરિયા)**—આ ઉપર મોહનિદ્રાનો પ્રયોગ બહુ સારૂં કામ કરે છે. એક વાર પ્રયોગ શરૂ કર્યા પછી તે એકદમ બંધ કરવો નહિ. કોઈ વાર પહેલી જ બેઠકમાં સારૂં પરિણામ જણાઈ આવે છે. કદાચ વધારે પ્રયોગ કરવો પડે તોપણ નિરાશ થવું નહિ. કોઈ વાર મહિનો બે મહિના રહીને ફરીથી દર્દનાં ચિહ્નો જણાવા લાગે છે. તે માટે કેટલાક દિવસ રોજ પ્રયોગ કરવો, પછી એકાંતરે કરવો, પછી ત્રણ ચાર દિવસે એક વાર અને છેલ્લે અઠવાડીએ પંદર દિવસે એક વાર કરવો. પ્રયોગ શરૂ કર્યા પછી રોજ ત્રણ વાર મંત્રેલું પાણી પીવા આપવું અને પ્રયોગ બંધ કર્યા પછી પણ કાંઇ કાંઇ દેતા રહેવું. આ દર્દ હિસ્ટીરિયાને નામે સ્ત્રીઓમાં બહુ જાણીતું હોય છે અને પુરૂષો કરતાં સ્ત્રીઓને તે વધારે થાય છે. પુરૂષને અજીર્ણ અને હોજરીના બગાડાથી તે મુખ્યત્વે કરીને થાય છે અને સ્ત્રીઓને ગર્ભાશય તથા છૂપા ભાગના બગાડાને લીધે થાય છે. દર્દીને મોહનિદ્રામાં નાંખ્યા પછી તે તે ભાગના સ્થાનિક

પ્રયોગો હાથ ઉતારાથી કરવા અને લોહીનો ફેલાવો સમતોલ કરીને લાંબા હાથ ઉતારા માથાથી પગસુધી અને બરડાની કરોડ ઉપર પણ કરવા.

**ભૂતોન્માદ**—ભૂતોન્માદ પણ જ્ઞાનતંતુની નિર્બળતાનો જ એક રોગ છે. હિસ્ટીરિયાના જેવા પ્રયોગથી તે દૂર થાય છે. સ્ત્રીઓને પુરૂષો કરતાં જલ્દી ઠેકાણે લાવી શકાય છે.

**સ્ત્રીઓનાં ગુપ્ત દર્દો**—રજોદર્શનનું ઓછું અથવા વધારે થવું, પેઢા માંહેલા ભાગ ઉપર સોજો આવવો, ગર્ભાશયમાં અડચણ થવી વગેરે ઘણી જાતનાં સ્ત્રીઓનાં દર્દો ઉપર આ ઉપચાર લાભ કરે છે. સ્ત્રીઓનાં યોનિનાં દર્દોમાં દર્દીને ઊભું રાખીને દૂરથી હાથ ઉતારા કરવાથી તેમજ તે અવયવ ઉપર ખુદ સ્ત્રી દર્દીને પોતાનો જમણો હાથ મુકાવી તે હાથ ઉપર પ્રયોક્તાએ પોતાનો હાથ મૂકવો. દર્દીએ તેમજ પ્રયોક્તાએ બન્ને જણે એકી વખતે દર્દ સાજું થવાનો દૃઢ વિચાર તે જગ્યાપર છોડવો, જેની બેવડી અસરથી ફાયદો થાય છે. ઋતુનું લોહી બહુ જતું હોય તો એ અવયવ ઉપર દૂરથી ઉલટા અને ચડતા હાથ ઉતારા કરવા. ખાસ કરીને હોજરી તથા લોહીના ફેલાવાનો ઉપચાર પણ કરવો.

**ગર્ભવતી સ્ત્રીપર પ્રયોગ**—ગર્ભવતી સ્ત્રી ઉપર પ્રયોગ કરી શકાય છે. કાંઈ કારણથી અકાળે પ્રસૂતિ થવાનો સંભવ ઉત્પન્ન થાય, તો તે આ પ્રયોગથી બંધ થાય છે, અને પ્રસૂતિસમયે આવતા વેગનો ત્રાસ થતો નથી, તેમજ જોર ઓછું કરવું પડે છે અને જલ્દી છૂટકો થાય છે. પ્રસૂતિ પછી અકસ્માત્ સ્તનમાં દૂધ આવતું બંધ થાય તો તે ભાગ પર હાથ ઉતારા કરવાથી દૂધ આવે છે. બાળકનો જન્મ થયા પછી તે કેવળ દુર્બળ હોય તો તેનાથી શ્વાસોચ્છ્વાસ લઈ શકાતા નથી અને બાળક મરણ પામે છે. એવે વખતે તેની છાતીપર ધીમેથી ઘર્ષણ કરવું, હાથ ઉતારા કરવા અને ફૂંકો મારવી એટલે બાળક મરતું બચે છે.

**પક્ષઘાત**—પક્ષઘાત મટાડવા માટે કરોડ ઉપર હાથ ઉતારા કરીને ધીમેથી ઘર્ષણ કરવું. સર્વાંગમોહન પ્રયોગ કરવો. અર્ધાંગવાયુ થયો હોય તો ઉલટી બાજુના મગજપર હાથ ઉતારા કરવા. ત્યાંથી ભુજાપર થઈને હાથપર અને પછી પગસુધી એકસરખા ઉતારા કરવા. એક જ અવયવ લૂલો અથવા બધિર થયો હોય તો તેને સ્પર્શ કરીને મૂળથી છેડાસુધી હાથ ઉતારા કરવા. જરૂર જણાય તો પ્રયોક્તાએ બેઉ હાથે હાથ ઉતારા કરવા. થાક લાગે તો પ્રયોગ તુરત બંધ કરવો.

**મૂગાપણું**—જન્મથી બહેરો હોય છે તે જ મૂગો રહે છે. તેની શ્રવણેન્દ્રિય સુધારતાં બહુ જ શ્રમ લેવો પડે છે. ઘણા મહિનાસુધી ચાલુ પ્રયોગ કરવાથી તે ઇંદ્રિયો પોતાનાં યોગ્ય કામો બજાવવા લાગે છે. વાગિંદ્રિયના ઘટકાવયવનો નાશ ન થતાં જો કેવળ આકસ્મિક ભયશોકાદિ પ્રબળ મનોવિકારથી તે ભાગનો પક્ષઘાત થયાથી મૂગાપણું પ્રાપ્ત થયું હોય તો આ ચિકિત્સાથી તે દર્દ સારૂં થાય છે. એ રોગપર પ્રયોગ કરતાં પ્રથમ સર્વાંગપ્રયોગ કરીને વાગિંદ્રિય સામે તર્જની આંગળીઓનાં ટેરવાં ધરી રાખવાં. કપાલમોહનનો પ્રયોગ કરીને 'અનુકરણ' તથા 'ભાષા'એ સ્થાનોનો ક્ષોભ કરવો. કાનની પાસે ધીમેથી બોલવું અગર ગાવું એટલે દર્દી બોલવાનો પ્રયત્ન કરવા લાગશે. એમ કરવાથી થોડા દિવસમાં બહેરાપણું તથા મૂગાપણું દૂર થશે. જન્મથી મૂગા હોય તેમના પર વર્ષ–બે વર્ષ પ્રયોગો કરવા પડે છે. પહેલાં મોહનિદ્રા આવે ત્યાંસુધી હાથ ઉતારા કરીને પછી કાન પાસે ક, ખ, ગ, એવા સાદા અક્ષરો બોલવા. તે જાગૃત થયા પછી તે જ અક્ષરો ઉચ્ચારવા. અક્ષરો તે ઉચ્ચારવા લાગે એટલે બીજા અક્ષરો બોલવા. આ પ્રમાણે ક્રમેક્રમે બધા અક્ષરો શીખવવા. એ જ પ્રયોગની પુનરાવૃત્તિથી તે ભાષા સમજવા લાગશે.

**બહેરાપણું અને કર્ણરોગ**—કર્ણેન્દ્રિયમાં જો કાંઈ ગંભીર ઇજા હોય છે તો આ પ્રયોગ કામ લાગતો નથી, પરન્તુ કાનના દર્દથી ધીમે ધીમે બહેરાપણું આવતું જતું હોય તો તે મટી શકે છે. પહેલાં કાનપર હાથ ઉતારા કરવા, પછી બેઉ હાથની તર્જની આંગળીઓનાં ટેરવાં કાનના છીદ્ર સામે અર્ધા ઇંચના અંતર પર ધરવાં અને બાકીની આંગળીઓ તથા અંગૂઠા વાળી દેવાં. કાનમાં ફૂંકો મારવી. એ પ્રમાણે દરેક બેઠકમાં વીસથી ત્રીસ મિનિટસુધી કરવું. ધીમે ધીમે બેઉ હાથ કાન પાસે લાંબા કરવા અને આંગળીઓ કાન સામે એકી સાથે ધરવી. કાનમાં અવાજ થવા, કાન ફૂટીને પરૂ વહેવું વગેરે સર્વ વિકાર તેથી સુધરે છે.

**આંખનાં દર્દો**—આંખો આવવી, આંખો સૂજી જવી, આંખો ગળવી વગેરે આંખનાં દર્દો આ ચિકિત્સાથી મટે છે. મોતીયો મટતો નથી. નવાં પડેલાં ફૂલાં પણ સારાં થાય છે. અશક્તિથી આવેલું દૃષ્ટિનું ઝાંખાપણું પણ મટે છે. પ્રયોક્તાએ રોગીની આંખો તરફ સ્થિર દૃષ્ટિથી જોવું. આંખોની પાછલી બાજુએ માથાપર હાથ ઉતારા કરવા, કારણકે નાનું મગજ તે સ્થળે છે અને તે જ સ્થળ નેત્રોનું સ્થાન છે એવો કેટલાકનો અભિપ્રાય છે. આ ઉતારા માથાને સ્પર્શ કરીને કરવા. આંખોપર પ્રયોગ

કરનારે પોતાના હાથ મંત્રેલા પાણીથી ભીંજવીને પ્રયોગ કરવો અને તે જ પાણીથી રોગીને આંખો ધોવા સૂચના કરવી, હાથ ઉતારા નીચે મુજબ કરવા; આંખો સામે તર્જની એક ઇંચને અંતરે રાખવી, કિંવા પાંચે આંગળીઓ એકઠી કરીને તેનાં ટેરવાં આંખો સામે ધરવાં અથવા અંગૂઠો આંખો સામે રાખીને કાન ઉપર બીજી આંગળીઓ રાખવી. આંખોપર મૃદુ ઘર્ષણ પણ કરવું પરન્તુ તે બહુ સાવધાનતાથી કરવું. ઘર્ષણથી આંખોને ત્રાસ થવા લાગે તો તે બંધ કરવું.

**લૂ લગાવી**—ઉતાવળથી લાંબા હાથ ઉતારા માથાથી ઉતરતા બરડાપર તેમ જ શરીર ઉપર કરવાથી તથા હોજરીને લગતો ઉપચાર કરવાથી અને લોહીના ફેલાવાને સમતોલ કરવાથી દર્દ નરમ પડે છે.

**બરોલ વધવી**—આ અવયવ શરીરના ડાબા હાથ તરફ નીચલા ભાગમાં છેલ્લી પાંસળીના હેઠળ આવેલું છે. તાવવાળા દર્દીને તથા પિશાબના રોગીઓને એ અવયવ તકલીફ આપે છે. ગુરદા અને લોહીના ફેલાવા તથા પાચનશક્તિના ઉપચારો કરવા તથા બરોલને આસ્તે આસ્તે ચોળવી.

**દાંતનાં દર્દો**—જેના દાંત અથવા દાઢ દુઃખતાં હોય તેને ખુરશી પર આરામથી બેસાડવો અને આંખો મીંચી દેવા કહેવું. પછી જે સ્થળે દુઃખાવો હોય તે સ્થળથી જરા ઉપર હાથ ઉતારા કરવા માંડવા. નીચેની દાઢ દુઃખતી હોય તો મ્હોંની બેઉ બાજુએ હાથ ઉતારા કરતાં હાથ નીચે હડપચી સુધી લાવવા અને પછી હાથને ઝીડકારી નાંખવા. એ પ્રમાણે દસ મિનિટસુધી કર્યા પછી ગરમ ફુંકનો ઉપયોગ કરવો. જે બાજુના દાંત દુઃખતા હોય તે બાજુના કાન ઉપર અને જો આગળના દાંત દુઃખતા હોય તો બેઉ કાન પર ગરમ ફુંકો મારવી. એ પ્રમાણે ચાર ફુંકો માર્યા પછી નીચેના જડબા ઉપર દસ હાથ ઉતારા કરવા. પછી જે બાજુના દાંત દુખતા હોય તે બાજુના જડબાના ભાગ પર જમણા હાથની હથેળી એકાદ મિનિટ રાખવી અને તે વખતે પ્રયોક્તાએ પોતાની પ્રાણશક્તિનો ઉપયોગ કરીને હથેળીમાં કંપ ઉત્પન્ન કરવો. પછી રોગીને કહેવું કે “ અત્યંત ઉંડો દીર્ઘ શ્વાસ નાકથી પેટમાં લ્યો અને પછી બને તેટલી ત્વરાથી મુખથી શ્વાસ છોડો.” એ પ્રમાણે ત્રણ વાર શ્વાસ–નિઃશ્વાસની ક્રિયા કરાવવી. પછી તેની સમીપે ઉભા રહીને તેને આંખો ઉઘાડવા કહેવું. તે આંખો ઉઘાડે કે તુરત તેના નાકના મૂળ તરફ સ્થિર દૃષ્ટિથી જોઈ નિશ્ચયાત્મક સ્વરે કહેવું “ હવે તમારા દાંત દુઃખતા નથી.” જો રોગી કહે કે “ દુઃખે છે ” તો પ્રયો-

ક્તાએ ચહેરાપર આશ્ચર્ય દર્શાવવું અને પુનઃ એ જ પ્રમાણે પ્રયોગ કરવો. બીજા પ્રયોગથી તો જરૂર દાંતનું દર્દ ઓછું જણાયા વિના રહે નહિ. દાંતમાં જંતુઓ હોય તો તે દૂર કરવાની સલાહ આપવી.

**કંપ**—દર્દીને ઉંધો સુવાડવો અને આંખો મીંચી દેવા કહેવું. ડોકની પાછલી બાજુથી પગના તળીયાસુધી હાથ ઉતારા કરવા અને હાથ ઝીડકારવા. એ મુજબ દસ મિનિટસુધી હાથ ઉતારા કર્યા પછી તેને ચત્તો સુવાડવો અને તેના કપાળથી માંડીને મ્હોં, છાતી, પેટ, વગેરે અવયવોપર થઈ આખા શરીરપર હાથ ઉતારા કરવા. એ મુજબ દસ મિનિટ કર્યા પછી તેના હૃદય ઉપર ગરમ ફુંકો મારવી અને તેને ઉંધો સુવાડીને તેના મગજના પાછલા ભાગ પર તથા પીઠ પર ગરમ ફુંકો મારવી. પછી તેને ચત્તો સુવાડીને "તમારા શરીરમાંથી કંપ દૂર થાય છે," "તમને હવે સારૂં જણાય છે," એવી સૂચના યોગ્ય રીતે કરવી. પછી દીર્ઘ શ્વાસ લેવરાવવો અને ત્વરાથી નિઃશ્વાસ મુકાવવો, એ પ્રમાણે ત્રણ વાર કરાવવું. પછી એક, બે, ને ત્રણ કહી આંખો ઉઘાડવા કહેવું. તે આંખો ઉઘાડે એટલે તેના નાકના મૂળ તરફ જોઈને તે તરફ તર્જની આંગળી કરી નિશ્ચયદર્શક સ્વરે કહેવુંઃ "હવે તો સારૂં લાગતું જ હશે."

**ગભરામણ**—દર્દીને સુવાડીને તેને આંખો મીંચી દેવા કહેવું, પછી 'કંપ'ના દર્દમાં સૂચવ્યા પ્રમાણે આખા શરીરે સાદા અને કંપયુક્ત હાથ ઉતારા કરવા. પછી દર્દીને અતિશય નિશ્ચયાત્મક સ્વરે કહેવુંઃ "તમે આંખો ઉઘાડશો એટલે તમને આરામ લાગશે. તમારી ગભરામણ મટી જશે. રોજ રાત્રે તમને ઉત્તમ ઉંઘ આવશે. તમને કશી બ્હીક લાગશે નહિ. રોજ તમને વધારે ને વધારે આરામ જણાતો જશે." પછી દીર્ઘ શ્વાસ લેવરાવીને ત્વરિત નિઃશ્વાસ મુકાવવો. એ પ્રમાણે ત્રણ ચાર શ્વાસ-નિઃશ્વાસ થયા પછી એક-બે-ને ત્રણ બોલતાં આંખો ઉઘડાવવી. તે આંખો ઉઘાડે એટલે તેના નાકના મૂળ તરફ દૃષ્ટિ કરીને તર્જની આંગળી તેની સામે ધરી નિશ્ચયાત્મક સ્વરે કહેવુંઃ "કેમ હવે સારૂં લાગે છેને ?"

**અત્યંત ઋતુસ્રાવ**—રજોદર્શનમાં જે સ્ત્રીને ઘણું લોહી વહેતું હોય તેને હાથ ઉતારાથી સારો લાભ થઈ શકે છે. સ્ત્રીને ચત્તી સુવાડીને આંખો મીંચાવવી. તેની ડાબી બાજુએ તેના પગનાં તળીયાં તરફ પ્રયોક્તાનું મ્હોં રહે એ રીતે ઊભાં રહેવું કિંવા બેસવું. પછી તેના નીચેના

અવયવ ઉપર બેઉ હાથ જોરથી દાબી રાખવા અને અર્ધી મિનિટ હાથમાં કંપ ઉત્પન્ન કરવો. પછી હાથનો દાબ ઢીલો કરવો અને હાથ ઉપર લેતાં પેટના નીચેના ભાગસુધી હાથ ઉતારા કરવા. પેટના જે ભાગની નીચે ગર્ભાશય રહેલું છે તે ભાગપર દૃષ્ટિની એકાગ્રતા કરવી અને ઇચ્છાશક્તિનું જોર કરીને મનમાં બોલવું: "આ સ્રાવ અટકવો જ જોઈએ," "ગર્ભાશયમાં સર્વ સ્નાયૂનો સંકોચ થવો જોઇએ," "આ દર્દ મટવું જોઈએ." હાથ ઉતારા પંદર મિનિટ કરવા, અને તે કરતાં ઉપર કહેલી સૂચનાઓ ઉપર ઇચ્છાશક્તિની એકાગ્રતા કરવી. પછી સ્ત્રીના નીચેના અવયવથી ગર્ભાશયના ભાગસુધી પેટ ઉપર ચાર ઠંડી ફુંકો મારવી. પછી તેના કપાળ પર જમણો હાથ રાખીને ઉપર કહેલી સૂચના ઉતાવળેથી તથા નિશ્ચયાત્મક સ્વરથી છ વાર બોલવી અને સ્ત્રીને કહેવું કે "હવે હું તમને આંખો ઉઘાડવાનું કહીશ એટલે તમારૂં દર્દ દૂર થશે...તમારૂં દર્દ ઉતાવળે મટી જશે. દીર્ઘ શ્વાસની ક્રિયા સ્ત્રી પાસે કરાવવી નહિ. પછી એક–બે–ને ત્રણ બોલી તેને આંખો ઉઘાડવા કહેવું અને તે આંખો ઉઘાડે એટલે તેના નાકના મૂળ તરફ દૃષ્ટિ કરીને તર્જની આંગળી ઉંચી કરી નિશ્ચયદર્શક સ્વરે કહેવું કે "હવે તમને સારૂં થવું જોઇએ." કાંઇ હીલચાલ ન કરતાં બને તેટલો વધારે વખત ચત્તા પટી રહેવાનું તેને કહેવું. આ વ્યાધિમાં સ્ત્રીનું શરીર તદ્દન ઉઘાડું કરાવીને ઉપચાર કરવાથી વધારે ત્વરાથી લાભ થશે. તે શક્ય ન હોય અને આડું વસ્ત્ર રાખીને ઉપચાર કરવાનો હોય તો ઠંડી ફુંકનો ઉપયોગ માત્ર કરવો નહિ. બાકીનો બધો ઉપચાર કરવો.

**કંઠમાળ**—કંઠમાળ અથવા ગલગંડના દર્દમાં દર્દીને એવી રીતે સુવાડવો કે જેથી પ્રયોક્તાનો હાથ દર્દના ભાગને અડકી શકે. કંઠમાળની ઉપર ૬ ઇંચ અને નીચે ૬ ઈંચ એ બધા ભાગ ઉપર હાથ ઉતારા કરીને દરેક ઉતારા પછી હાથ ઝીડકારવા. વીસ મિનિટસુધી હાથ ઉતારા કર્યા પછી કંઠમાળ ઉપર પાંચ છ ગરમ ફૂંક મારવી. પછી વીસ કંપ યુક્ત હાથ ઉતારા કરવા અને તે પૂરા થતાં કંઠમાળપર જમણો હાથ મૂકવો તથા દર્દી પાસે દીર્ઘ શ્વાસ અને ત્વરિત નિઃશ્વાસ ચાર વાર કરાવવા. તેના પ્રત્યેક નિઃશ્વાસ વખતે પ્રયોક્તાએ પોતાનો હાથ એકદમ નીચે ઉતારીને ઝીડકારવો. પછી તેના કપાળ પર જમણો હાથ મૂકીને દર્દીને સૂચના કરવી કે "જ્યારે હું તમને આંખો ઉઘાડવાનું કહીશ, ત્યારે તમારૂં દર્દ ઓછું થઈ જશે;" "હવેથી તમારી કંઠમાળ નાની થતી જશે;" "તમને સારી પેઠે આરામ થતો જશે." પછી તેને આંખો

ઉઘાડવા કહેવું અને નિશ્ચયદર્શક સ્વરે પૂછવું કે "તમારૂં દર્દ હવે સારી પેઠે ઓછું થઇ ગયું છે ને?"

**કેન્સર**—આ દર્દ ઉપર ઉપચાર કરતાં મુખ્ય બાબત એ ધ્યાનમાં રાખવી કે રોગીના અંગને સ્પર્શ ન કરતાં તેના શરીરથી અર્ધા ઈંચના અંતરે હાથ રાખીને હાથ ઉતારા કરવા અને ગરમ ફૂંકને બદલે ઠંડી ફુંકનો ઉપયોગ કરવો. બાકીનો બધો ઉપચાર કંઠમાળની પેઠે જ કરવો. આ દર્દ ઘણું ગંભીર હોય છે એટલે ઘણી કાળજીથી વર્તવું અને દર્દીની અવસ્થા અત્યંત ગંભીર હોય તો તે વિષયના અભ્યાસી ડોકટરની પણ મદદ જરૂર લેવી.

**બીડીનું વ્યસન**—દારૂ, બીડી, ચાહ, કોકેન ઈત્યાદિનાં ખોટાં વ્યસન તથા કેટલીક જાતની કુટેવો આ ઉપચારપદ્ધતિથી મટી શકે છે. મોહનિદ્રા લાવ્યા પછી કિંવા મોહનિદ્રા લાવ્યા વિના પણ ઉપચાર થઈ શકે છે. ધારો કે એક માણસને બીડી પીવાનું વ્યસન છે. તો તેને પહેલાં તે વ્યસનનું દુષ્પરિણામ સારી પેઠે સમજાવવું. પછી તેને આંખો મીંચવાનું કહીને પ્રયોક્તાએ પોતાનો જમણો હાથ તેના કપાળ પર રાખી તેની વ્યસનયુક્તતાપર પોતાની ઈચ્છાશક્તિથી કેટલોક વખત એકાગ્રતા કરવી. પછી તેને કહેવું: "હવે હું તમને આંખો ઉઘાડવાનું કહીશ કે તુરત તમારી બીડી પીવાની ઇચ્છા બહુ જ ઓછી થઈ જશે. બીડી પીવાની તલપ તમને બીલકુલ થશે નહિ. રોજ હું તમારી ઉપર ઉપચાર કરીશ એટલે તમે બીડીઓ પીવાનું ઓછું કરતા જશો અને તેના કેફની તમારા શરીરને બિલકુલ જરૂર જણાશે નહિ. બીડી છોડતાં તમને જરા પણ મુશ્કેલી પડશે નહિ. પછી તો બીડીની ગંધ આવતાં જ તમારૂં માથું ભ્રમવા લાગશે અને બીડી પીવા ઉપર તમને એવો કંટાળો આવશે કે તમને બીડી પીવાનું કહેવામાં આવતાં તમારા પેટમાં ગભરામણ થવા લાગશે." આ સૂચનાનો અનેક વાર ઉચ્ચાર કરવાથી એ વ્યસન ઓછું થતું જશે.

**ચાહનું વ્યસન**—એવી જ રીતે ચાહનું વ્યસન દૂર કરવું હોય તો ચાહનાં નુકસાનો તેને સારી રીતે સમજાવવાં, પછી તેને ખુરશી પર બેસાડીને આંખો મીંચાવવી અને પ્રયોક્તાએ જમણો હાથ તેના કપાળ પર રાખી અત્યંત એકાગ્ર ચિત્તથી મનમાં એવી સૂચના કરવી કે "તમારૂં આ વ્યસન જવું જ જોઇએ." પછી તેને સંબોધીને એવી સૂચના કરવી કે "હવે તમારી આંખો ઉઘાડવાનું હું કહીશ એટલે તમારી ચાહ

પીવાની ઇચ્છા નાશ પામશે અને એ ઉત્તેજક વસ્તુની તમને બિલકુલ જરૂર રહેશે નહિ. ચાહ ઉપર તમને તદ્દન કંટાળો આવશે. કોઇ તમને ચાહ પીવા આપે તો તમે તેને સાફ ના કહી દેજો. તમને તેની જરૂર જ નથી. રોજ રોજ તમને તે વધારે ને વધારે ત્યાજ્ય માલૂમ પડવા લાગશે." આ સૂચના આઠ-દસ વાર કરવી.

**દારૂનું વ્યસન**—દારૂનું વ્યસન દૂર કરવાને પણ એવા જ પ્રકારની સૂચનાઓ કરવી. માત્ર તે વ્યસન દૂર થઈ જાય ત્યાંસુધી દારૂ પીનાર ઉપર રોજ ઉપચાર કરવાની જરૂર છે. એ જ રીતે અફીણ, ગાંજો વગેરે પદાર્થોના વ્યસનનો ઉપચાર પણ કરી શકાય છે.

**કુટેવો**—આ ઉપચારપદ્ધતિથી અનેક જાતની કુટેવો પણ મટાડી શકાય છે. ધારો કે એક માણસને આંગળીઓના દાંત કરડી ખાવાની કુટેવ છે. તો તે માણસને ખુરશીપર બેસાડવો અને આંખો મીંચાવવી. પછી તેના કપાળપર જમણો હાથ મૂકીને એકાગ્ર ચિત્તથી ઉચ્ચ સ્વરે સૂચના કરવી કે "હવે તમને હું આંખો ઉઘાડવાનું કહીશ, એટલે નખ કરડી ખાવાની તમારી ટેવ દૂર થઈ જશે. નખ કરડવાની તમને ઇચ્છા જ નહિ થાય. તમારી તે ઇચ્છા દૂર થઈ ગઈ છે. એક-બે-ત્રણ, આંખો ઉઘાડો." તે આંખો ઉઘાડે એટલે તેના નાકના મૂળ તરફ સ્થિર દૃષ્ટિ કરીને નિશ્ચયદર્શક સ્વરે કહેવું: "કેમ, તમારી એ ટેવ નાબૂદ થઇ ગઈને?"



## ખંડ ૬ ઠો

# પ્રેતાવાહનવિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ.

## પરિચ્છેદ ૧ લો.

### ભૂત-પ્રેત એટલે શું ?

ભૂત-પ્રેત શું જગતમાં સાચાં છે ? કોઇ ભૂત-પ્રેત વિષેની માન્યતાને મનુષ્યના મનનો ભ્રમ કહે છે, જ્યારે કોઇ તેનું અસ્તિત્વ જગતમાં રહેલું છે એવું કહે છે. હિંદુસ્તાનમાં જ ભૂત-પ્રેતની માન્યતા છે એમ નહિ, પરન્તુ અરબસ્તાન, ચીન, યુરોપ અને અમેરિકા જેવા દેશોમાં પણ ભૂત-પ્રેતના અસ્તિત્વને માનવામાં આવે છે અને તે સંબંધી સેંકડો પુસ્તકો લખાયાં છે, એટલું જ નહિ પણ ભૂતોને બોલાવવાના સાચા પ્રયોગો કરી બતાવનારા વિદ્વાનો પણ રહેલા છે. આમ હોવા છતાં ભૂતવિદ્યામાં રહેલા ચમત્કારને કારણે કેટલાક ધૂતારાઓ પણ એ વિદ્યાને નામે લોકોને ભરમાવે છે અને પૈસા ધૂતી ખાય છે. યુરોપ અને અમેરિકામાં પણ એવા ધૂતારા છે ખરા; પરન્તુ તે ઉપરથી ભૂત-પ્રેતનું અસ્તિત્વ સિદ્ધ થવામાં કે પ્રેતાવાહન વિદ્યાના સત્ય સંબંધે કશી હરકત આવતી નથી.

**ભૂત-પ્રેત ખરાં છે**—આપણાં આર્ય શાસ્ત્રો તો ભૂતોને માને છે જ. જાણીતા થીઓસોફીસ્ટ મી. લેડબિટરે "ધી અધર સાઇડ ઓફ ડેથ" (મૃત્યુને પેલે પાર) એ નામનું પુસ્તક લખ્યું છે, તેમાં તે જણાવે છે કે માણસ પોતાનો દેહ છોડી દે છે એટલે એક ડગલો ઉતારીને ફેંકી દે છે અને તે ડગલા સિવાયનાં બીજાં વસ્ત્રોથી પોતાનું કામ ચલાવે છે. આ ડગલા સિવાયની મનુષ્યના જીવની સ્થિતિ તે તેનો પ્રેત-દેહ છે. થીઓસોફીનો મત પણ તે જ છે. 'ગરૂડ પુરાણ'માં પણ મનુષ્યના પ્રેતદેહની જ વાત આવે છે. મનુષ્યના ચાર દેહ છેઃ (૧) સ્થૂળ દેહ, (૨) સૂક્ષ્મ દેહ, (૩) કારણ દેહ, (૪) મહાકારણ દેહ.

**સ્થૂળ દેહ**—ચર્મચક્ષુથી જે મનુષ્યનો દેહ દેખાય છે તે પંચતત્ત્વનો બનેલો સ્થૂળ દ્રવ્યરૂપ દેહ એ સ્થૂળ દેહ કહેવાય છે.

**સૂક્ષ્મ દેહ**—લિંગદેહ કિંવા વાસનાત્મક દેહ કહેતાં તેજોરૂપ, અંગૂઠાના પ્રમાણનો, જડ ઇંદ્રિયથી રહિત, આ સર્વ દેહની સાથે ઉદ્‌ભૂત કિંવા અનુદ્‌ભૂત તેજઃપ્રતિમા ધારણ કરનારો, મન, બુદ્ધિ, દશ ઇંદ્રિયોની શક્તિ અને પંચ પ્રાણ જેને છે અને જે જીવંતપણે આ જડ શરીરમાં રહે છે અને શરીરનો ત્યાગ થયા પછી જે સ્વતંત્ર સ્વરૂપી થાય છે તેને સૂક્ષ્મ દેહ કહે છે. સ્વપ્નમાં મનુષ્યનો જે દેહ સ્વતંત્રપણે વ્યવહાર કરે છે તે જ આ સૂક્ષ્મ દેહ છે.

**કારણ દેહ**—કારણ દેહને આકાર નથી. અરૂપ કહેતાં પોતાના સ્વરૂપ વિષે અજ્ઞાન હોઇને બાકી બધું જ્ઞાન અનુદ્‌ભૂત સ્થિતિમાં જેમાં ભરેલું હોય છે, તે કારણ દેહ કહેવાય છે.

**મહાકારણ દેહ**—સર્વજ્ઞાનમય, જ્ઞાનરૂપ દેહ તુર્યાવસ્થામાં અનુભવમાં આવનારો તે મહાકારણ દેહ છે. આ ચારે દેહ એકની અંદર એક રહીને એકબીજાની સહાયથી સર્વ વ્યાપાર કરે છે.

**પ્રેત એટલે શું?**—જે વિદેહ ચૈતન્યશક્તિને જ કોઈ વિદ્યુત્ શરીર, કોઈ માનસિક વિદ્યુત્ શરીર, કોઈ તેજઃશરીર, કોઈ વાયુરૂપ શરીર (ઈથેરીક બૉડી) એ પ્રમાણે જૂદાં જૂદાં નામોથી ઓળખે છે તે સર્વ નામોનો અર્થ તે 'વાસનાત્મક–લિંગદેહ' થાય છે અને તેને જ વિશિષ્ટ અવસ્થામાં પ્રેત, પિશાચ કિંવા ભૂતને નામે લોકો વ્યવહારમાં ઓળખે છે.

**પ્રેતાવસ્થા કેવી રીતે પ્રાપ્ત થાય છે?**—મનુષ્ય મરવા લાગે છે એટલે ધીમે ધીમે તેની નાડીઓ બંધ પડવા લાગે છે, શરીર ઠંડું થવા લાગે છે અને પ્રાણ–ચૈતન્ય જવા લાગે છે એટલું જ માત્ર સાધારણ માણસ સમજે છે, પરન્તુ મરણની ક્રિયા વખતે તે કરતાં કેવળ જૂદો જ પ્રકાર ચાલી રહ્યો હોય છે. સ્થૂળ દેહને છોડીને સૂક્ષ્મ, વાસનાત્મક કિંવા લિંગદેહ છૂટો પડે છે, પરન્તુ વિશિષ્ટ પરિસ્થિતિમાં આ વાયુરૂપ દેહ પહેલાં આ શરીરમાંથી જોકે છૂટો પડે છે તોપણ તુરતાતુરત તે પોતાનો સંબંધ છોડતો નથી પરન્તુ તેને ચોંટીને રહે છે. કેટલીક વાર તો આ દેહ તેને ફરીને અંદર આવી રહેવા માટે નિરૂપયોગી થયો હોય છે–મુડદું બની ગયો હોય છે-તોપણ તેથી અલિપ્ત થઇને દૂર જવાનું તેને બહુ કઠણ માલૂમ પડે છે! એવે વખતે તે સૂક્ષ્મ દેહ–આ સ્થૂળ દેહ જેવી જ બરાબર પ્રતિમાના સૂક્ષ્મ તેજરૂપ દેહ તે મુડદાની આસપાસ પોતાની ભૂમિકામાં ભ્રમણ કરે છે. લિંગદેહ કિંવા સૂક્ષ્મ દેહ બહાર નીકળ્યા

પછી પણ મનુષ્યનું એ સ્થૂળ શરીર તે લિંગદેહને અંદર આવીને રહેવા સરખું-સુસ્થિતિમાં જણાય છે અને સૂક્ષ્મ દેહને અંદર આવવા માટેનાં દ્વાર બંધ થએલાં હોતાં નથી અને સ્થૂળની સાથેનો લિંગદેહનો સંબંધ-તંતુ તૂટેલો હોતો નથી, તો એ લિંગદેહ પુનઃ સ્થૂળ શરીરમાં પ્રવેશ કરે છે અને દેહમાં ચેતના લાવે છેઃ એવે વખતે લોકો 'ગએલો જીવ પાછો આવ્યો' એવું કહે છે. જ્યારે એ સ્થૂળ દેહનો નાશ થાય છે એટલે કે દેહને બાળવામાં કે દાટવામાં આવે છે ત્યારે લિંગદેહનો સંબંધસૂત્ર તૂટે છે અને તે જ વખતે એ સૂક્ષ્મ શરીરનો પણ અંત આવે છે, અને તે સાથે તેમાંથી પ્રાણદેહ બહાર નીકળે છે. સ્થૂળ મનુષ્યના સરખો જ આબેહૂબ પ્રતિમાવાળો સૂક્ષ્મ દેહ આકાશ તત્ત્વના જગત્‌માં પ્રાણરહિત થઈને પડેલો હોય છે. તેમાંથી કામ વેગળો થતાં પ્રાણ પણ લય પામે છે. એ રીતે સ્થૂળ, સૂક્ષ્મ અને પ્રાણ એ ત્રણે દેહોનો સંબંધ છૂટતાં વાસનાત્મક દેહ, જેને કામમાનસ દેહ કહે છે તે કામલોકમાં શરીર ધારણ કરીને રહે છે. આ કામલોકમાંનું શરીર કેવળ હલકું પાતળું અને સૂક્ષ્મ દ્રવ્યોનું બનેલું હોય છે અને તે સ્વેચ્છા મુજબ આકાર ધારણ કરી શકે છે. ભૂલોકમાંનાં દ્રવ્યો જૂદાં અને આ લોકમાંનાં દ્રવ્યો જૂદાં હોવાથી આ ભૂલોકમાંના મનુષ્યો અને આ દેહધારી પ્રેતો કેવળ પાસે હોવા છતાં કાંઈ વિશિષ્ટ અવસ્થા સિવાય એકબીજાને મળી શકતાં નથી. સાધારણ માણસના કામરૂપમાં વિશેષ જોર હોય છે, કારણકે અધોમાનસ અને કામ એકબીજામાં ગુંથાઈ રહેલાં હોવાથી એ કામરૂપને ભૂલોકમાંના આમ ઇષ્ટ વગેરેના તેના સંબંધી મનોવિકારથી પુષ્ટતા મળે છે. એ પ્રમાણે અપ્રત્યક્ષ કિંવા પ્રત્યક્ષ મનોવિકારથી કામલોકમાં આ રૂપ ઘણો વખત રહે છે; તેને જ ભૂત-પિશાચ કહે છે.

**જૂદાં જૂદાં ભુવનોનું સ્પષ્ટીકરણ**—આપણી આ પૃથ્વીમાં ઘન દ્રવ્યથી ભરેલું જગત્ છે. આ ઘનદ્રવ્યના જગત્‌માં પણ એક પાતળા દ્રવ્યનું જગત્ છે. તે સિવાય એક વાયુનું જગત્ છે. તે જ રીતે પ્રકાશનું એક સ્વતંત્ર રાજ્ય અને તેનું ભુવન છે. વિદ્યુત્‌નું પણ એક સામ્રાજ્ય છે અને તેનો કારભાર સ્વતંત્ર રીતે ચાલી રહેલો છે. સ્થૂળ દૃષ્ટિને આ બધાં જગત્ દેખાતાં નથી. એક વસ્તુમાં જે રીતે સ્પર્શજ્ઞેય સૃષ્ટિ છે, તેથી ઠંડું-ઉનું સમજાય છે, તે રીતે તેમાં બીજી પણ વિવિધ સૃષ્ટિ છે. રસનેંદ્રિયથી જાણવામાં આવતી રસસૃષ્ટિ પણ તેમાં છે, ગંધસૃષ્ટિ પણ તેમાં છે, નાદસૃષ્ટિ પણ તેમાં છે અને રંગાકારની સૃષ્ટિ પણ તેમાં છે;

તે જ રીતે મનુષ્યના પિંડમાં અને બ્રહ્માંડમાં એક જ ભૂમિકાને વ્યાપીને, એક કરતાં એક શ્રેષ્ઠ, સૂક્ષ્મ અને ઉચ્ચ એવી જૂદી જૂદી સૃષ્ટિઓ કિંવા ભુવનો રહેલાં છે અને અંતરિંદ્રિય યોગી લોકો જ એ બધાં ભુવનોને એકીસાથે જોઇ જાણી શકે છે. આ ભૂલોક અથવા પૃથ્વીની સાથે સ્થૂળ દેહનો સંબંધ છે, ભુવર્લોકની સાથે સૂક્ષ્મ દેહનો સંબંધ છે, તેજોલોક (એસ્ટ્રલ પ્લેન)ની સાથે પ્રાણ દેહનો સંબંધ છે, વાસના દેહ સાથે કામલોકનો સંબંધ છે અને દેવલોક સાથે માનસ દેહનો સંબંધ છે. આ ઉપરથી સમજાશે કે ભૂત–પિશાચ એ કામલોકના નિવાસી છે અને એ કામલોક પણ આ જગત્‌માં જ વ્યાપી રહેલું છે, પરન્તુ જેમ કાન ગંધને પારખી શકતો નથી પરન્તુ ગંધને પારખવા માટે બીજી વિશિષ્ટ શક્તિ મનુષ્યે પ્રાપ્ત કરવી જોઇએ, તેવી રીતે વાસનાદેહની વિશિષ્ટતા પ્રાપ્ત થયા વિના મનુષ્ય કામલોકમાં વ્યાપી રહેલા ભૂત–પ્રેતને જોઈ શકતો નથી, જોકે એ ભૂતો પોતાની પાસે પણ રહેલાં હોય છે! આ કામલોકમાં પૃથ્વી ઉપરના જીવોની પેઠે અનેક પ્રકારના કામમાનસ જીવોની વસતી છે. આ કામમાનસ લોકના જીવો એટલે ભૂત–પિશાચોના દેહ જ વાસનામય હોય છે અને તેમાં અનેક પ્રકારની હલકી–ઉંચી વાસનાઓ રહેલી હોય છે. વિષયભોગનાં સાધનરૂપ જે સ્થૂળ ઇંદ્રિયો છે તે સ્થૂળ દેહની સાથે નષ્ટ થઇ હોવાથી કોમળ–સરળ–ભોળા નિર્બળ મનના મનુષ્યના શરીરમાં તેઓ દાખલ થાય છે અને પોતાની વિષયવાસના તૃપ્ત કરી લે છે!

**ભૂત–પ્રેતનો પૃથ્વી સાથે વ્યવહાર**—કામલોકના જીવોની વાસનારહિત શાન્ત સ્થિતિમાં પણ પૃથ્વીપરના ઇષ્ટ મિત્રોની વાસનાનું અને સુખદુઃખનું આકર્ષણ થાય છે. તે લહરિ જો જોરદાર અને વેગવાન હોય છે તો તેના ધક્કાથી કામદેહ જાગૃત થાય છે. તેને ભૂલોકમાં જન્મનું સ્મરણ થાય છે અને તેને એવી વાસના થાય છે કે એકાદ વખત પોતાના સૂક્ષ્મ દેહમાં દાખલ થઈ પોતાનું રૂપ ધારણ કરી કિંવા બીજા કોઈના નાંખી દીધેલા સૂક્ષ્મ શરીરમાં પેસીને તેનું રૂપ ધરીને કિંવા સ્થૂળ શરીરમાં (પૃથ્વીપરના માણસના) પેસીને કાંઈ બોલું તો સારૂં; અથવા એ રીતે સ્થૂળ ક્રિયાદ્વારા મારા મનોવિકાર દર્શાવું તો સારૂં. આપ્તજનોના દુઃખના વિકાર કે મરેલાને સંભારીને વિલાપ કરવાના પ્રકાર મૃત જીવને આ પ્રમાણે જાગૃત કરીને તેની ઇહિલોકની વાસનાને પ્રદીપ્ત કરે છે અને તેથી કામલોકમાંથી ઉંચે ચડવાનો એટલે કે વધારે સારા લોકમાં-દેવલોકમાં જવાનો તેનો માર્ગ કુંઠિત થાય છે, તેની ગતિ

મંદ બને છે અને તેનું વસ્તુતઃ અકલ્યાણ જ થાય છે; તેટલા કારણથી મરેલાને સંભારીને બહુ વિલાપ કરવો એ તેનું અકલ્યાણ કરવા બરાબર છે એવું આર્ય શાસ્ત્રોમાં કહેલું છે. ભૂતો બકરાં બિલાડાં કે કૂતરાના રૂપમાં, દર્શન દે છે, તે પણ તે તે જીવોના સૂક્ષ્મ દેહમાં દાખલ થઈ, હલકી વાસનાને તૃપ્ત કરવાનો જ તેમનો ઉદ્યમ હોય છે. કામલોકમાં આ સ્થિતિમાં લાંબો કાળ ગયા પછી એ જીવને સુષુપ્તાવસ્થા આવે છે અને જો પૃથ્વીપર રહેતા લોકોની આકર્ષક અને ઉત્તેજક વાસનાથી કામદેહની કામલોકમાંની નિદ્રાસ્થિતિનો ભંગ થતો નથી તો પછી કામદેહનું ધીરે ધીરે મરણ થાય છે, અને નહિતો તે પુનઃ પુનઃ જાગૃત થઈને વાસનાઓથી ઘેરાએલો જ રહે છે; વાસનાબદ્ધ પ્રેતોની સ્થાપના કરવાનો લોકોમાં રિવાજ છે, અને તેવાં પ્રેતોને વારંવાર બોલાવવાના યત્નોથી તેઓ જાગૃત રહ્યા કરે છે, તથા જો તેમને લાંબો કાળ બોલાવવામાં આવતા નથી તો તેઓ દેવલોકમાં ચાલ્યા જાય છે અને તેથી આવાહન કર્યાં છતાં આવતા નથી એ બધું આ સ્થિતિને આભારી છે. ભૂત-પ્રેતનો પૃથ્વી સાથેનો આ બધો વહેવાર જેમ બને તેમ છોડાવવો તેમાં જ એ આત્માઓનું કલ્યાણ રહેલું છે.

## પરિચ્છેદ ૨ જો.

### ભૂત-પ્રેતના પ્રકાર.

**કામલોકમાં રહેતાં ભૂત-પ્રેત**—જેવી રીતે આ લોકમાં મનુષ્યોની વસતી છે, તેવી રીતે કામલોકમાં ભૂત-પ્રેતની વસતી છે અને એ લોકની વ્યવસ્થા કરવા માટે દૈવી કારભારીઓ છે, જેમને દેવતા કહેવામાં આવે છે. એ ભૂત-પ્રેતોમાં (૧) કામદેવ, (૨) રૂપદેવ, (૩) દેવદૂત અને (૪) દેવરાજ એ ઉચ્ચ વર્ગનાં ભૂતો અથવા દેવતાઓ છે. તેથી હલકા વર્ગના ભૂતોમાં (૫) ખનિજ તથા (૬) વનસ્પતિનાં કામશરીરો અને (૭) પશુઓનાં કામશરીરો રહેલાં છે. તે કરતાં જરા ઉપરના વર્ગમાં (૮) મરણ પામેલા મનુષ્યનાં નિર્જીવ થઈને પડેલાં સૂક્ષ્મ દેહનાં કવચ, (૯) કામશરીરનાં શબ, (૧૦) પૃથ્વીમાંથી આવેલા વિકારોથી ( માનસિક વિષયકારોથી ) સજીવ થએલા કામકવચો, (૧૧) કામવાસનામાં છાયારૂપો, (૧૨) કામમાનસનાં પ્રતિબિંબરૂપો, (૧૩) મરેલાંનાં કામમાનસ રૂપો (પિશાચો), (૧૪) સાધારણ માર્ગમાં રહેલાં

નિદ્રાસ્થ કામશરીરો, (૧૫) લોભી, સ્વાર્થી, વિષયાસક્ત ઈત્યાદિનાં ભયાનક સ્વરૂપો, (૧૬) આકસ્મિક હત્યાથી અથવા આત્મહત્યાથી મરેલાં મનુષ્યોનાં ભયાનક સ્વરૂપો, (૧૭) ચેટક અને જાદૂ કરનારા લોકોનાં વિલક્ષણ સ્વરૂપો, (૧૮) યોગ્ય અભ્યાસથી ઉંચે જવાને તૈયાર થઇ રહેલા ગુરૂના હુકમની રાહ જોતા શિષ્યો, (૧૯) અને કામલોકમાંના યોગ્ય રહીશોને ઉંચે લઈ જવા માટે ઉપરના લોકમાંથી આવેલા મહાત્માઓ, સિધ્ધો વગેરે આ પૃથ્વીમાં મરણ પામેલામાંના હોય છે. તે ઉપરાંત પૃથ્વીપરનાં મનુષ્યોએ ઉત્પન્ન કરેલાં કામરૂપો પણ કામલોકમાં છે. (૨૦) સાધારણ મનુષ્યો ન સમજી શકે તેમ પોતાની કલ્પનાથી ઉત્પન્ન કરેલાં રૂપો, (૨૧) અજ્ઞાન અને જંગલી માંત્રિકોએ ઉત્પન્ન કરેલાં ચિત્રવિચિત્ર રૂપો, (૨૨) મંત્રાકૃતિરૂપો, (૨૩) યંત્રાકૃતિરૂપો, (૨૪) જ્ઞાનરૂપો અને આશીર્વાદરૂપો, (૨૫) અને સાધુ કિંવા સત્પુરૂષોનો છળ કરવાથી તેમના ક્રોધમાંથી ઉત્પન્ન થએલાં ભયાનક રૂપો ઇત્યાદિ ભૂલોકમાંના દેહધારીઓએ નિર્માણ કરેલાં રૂપો છે. તે ઉપરાંત ભૂલોક એટલે આ પૃથ્વીમાં સ્થૂળ દેહે રહેવા છતાં આ કામલોકમાં લિંગદેહથી આવતાં સ્વરૂપો ગણતાં (૨૬) સાધારણ લોકો પોતાની થોડી અથવા પૂરી બેશુદ્ધિની સ્થિતિમાં, કિંવા નિદ્રિત સ્થિતિમાં અથવા માંદગીની સ્થિતિમાં કવચિત્ કામલોકમાં લિંગદેહવડે કેટલોક વખત આવે છે તે રૂપો, (૨૭) કૃત્રિમ સાધનોની સહાયથી ઇંદ્રિયોને ઉત્તેજકતા આપીને કિંવા પિશાચો સાથે સંબંધ રાખીને કામલોકમાં આવે છે તે લિંગદેહ, (૨૮) ભૂલોકની જાગૃતિમાં જ આ લોકસુધી સૂક્ષ્મ દેહે આવીને પાછા જવાનું સામર્થ્ય જન્મતઃ જ પ્રાપ્ત થયું હોય એવા અધિકારી લોકો, (૨૯) પોતાના સૂક્ષ્મ રૂપને જૂદું કરીને ઉપર લઈ આવનારા નવશિખાઉ તપસ્વીઓ અને (૩૦) પોતાની માનસિક શક્તિથી કામદ્રવ્યનું માયાવી સ્વરૂપ ધારણ કરનારા યોગી, ઇત્યાદિ ભૂલોકમાં જીવતા હોવા છતાં કામલોકમાં દૃષ્ટિએ પડે છે. જેઓએ ગૂઢ શક્તિનો અનેક વાર અનુભવ લીધો છે, તપાસ કરી છે, વિચાર કર્યો છે, એવા શોધકોએ કામલોકમાંનાં ભૂત–પ્રેતોની માહિતી એ પ્રમાણે આપી છે. સાધારણ મનુષ્યો તે અનુભવી શકતાં નથી.

**ભૂત કિંવા પિશાચ**—કામલોકમાંનાં બધાં સાધારણ રૂપોને ભૂત કે પિશાચ તરીકે સામાન્ય રીતે ઓળખવામાં આવે છે તેઓ શક્તિમાં અને આધકારમાં ઉતરતાં હોય છે. તે સ્વતંત્ર હોતાં નથી. તેઓ કાંઈ પણ શુષ્ક પદાર્થની ઈચ્છા પૂર્ણ કરી લેવા માટે માણસોને પીડા ઉપજાવે છે.

માંદા પાડે છે અને તેઓ તીખા પદાર્થો, ઠંડી ભાખરી, ઈંડાં વગેરે પદાર્થો બલિદાનરૂપે આપવાથી ચાલ્યાં જાય છે.

**રાક્ષસ**—ભૂતોમાંના અધિક શક્તિમાન્ વર્ગમાં રાક્ષસ રહેલો છે. રાક્ષસોનાં સ્વરૂપો ભયાનક અને કાળાં હોય છે. તેઓ ઘણે ભાગે મોટાં ઝાડોપર, વગડાના ઉજ્જડ ભાગમાં રહે છે અને તેની ઇચ્છા બહુ મોટી હોય છે. તે દાટેલા પૈસા ઉપર પણ રહે છે.

**બ્રહ્મરાક્ષસ**—એ રાત્રિએ કે દિવસે ગમે ત્યારે મનુષ્યના જેવું રૂપ ધારણ કરીને મોટા વિસ્તીર્ણ મકાનમાં એક ખૂણાના ભાગમાં, કિંવા ઘણા દિવસ નિર્જન રહેલા મકાનમાં, કિંવા જૂના પીપળાના વૃક્ષપર બેસીને સ્નાન સંધ્યા કરે છે અને પાઠ કરે છે. તે કોઇને બહુ હરકત કરતો નથી.

**મુંજ**—એ બ્રહ્મચારી છોકરાનાં સ્વરૂપનો અને લંગોટી વાળનારો હોય છે તેમ જ પીપળાપર રહેનારા ભૂતવર્ગમાંનો છે.

**પિતર**—આ ભૂતોની નાની જાત છે અને તે હમેશાં એકઠી ફરે છે. તેઓ બહુધા પોતામાંના કોઇના હિત અર્થે થોડો-ઘણો ત્રાસ આપે છે તેમ જ બહુધા કલ્યાણ પણ કરે છે.

**વીર**—એ ભૂત બહુ શૂરા હોય છે અને સિપાઈને વેશે ઢાલ તરવાર લઈને ફરે છે.

**બીર**—બીર નામે ઓળખાતાં ભૂતો બહુ શક્તિમાન્ હોય છે અને તેઓ સત્તાધારી અધિકારીઓના સેવક હોય છે.

**વેતાળ**—આ બીરોનો અધિકારી અને ભૂતોનો સેનાપતિ હોય છે. તેની પાસે બધાં ભૂતોને રોજ હાજરી આપવી પડે છે.

એ પ્રમાણે પુરૂષવર્ગમાંનાં મુખ્ય ભૂતો છે. સ્ત્રીવર્ગમાંનાં મુખ્ય ભૂતોની માહિતી નીચે મુજબ છેઃ-

**ચૂડેલ**—ચૂડેલ એ સ્ત્રીનું ભૂત છે. તે બહુ દુષ્ટ હોય છે. તે માણસોને સુંદર રૂપો બતાવીને ઠગે છે અને બાળકોને પીડા ઉપજાવે છે.

**ડાકિણી અને શાકિણી**—એ ભયંકર જાતિની નિર્દય સ્ત્રીઓમાંની હોય છે. તે પ્રેતો અને મરેલાં બાળકોને ખાય છે. ડાકિણી કરતાં શાકિણી જરા ઉંચા પંક્તિની હોય છે.

**જક્ષિણી**—એ બહુધા વૃદ્ધ સ્ત્રીના રૂપમાં ભમે છે. તેના વાળ સફેદ રંગના અને વિખરાયલા હોય છે. સારા માણસોને તે કલ્યાણકારક સાધન આપે છે.

એ ઉપરાંત પીર, ખવીસ, જીન વગેરે પુરૂષભૂતોના અને વંત્રી,

મેલડી, જળદેવી, માવડી, માત્રી વગેરે સ્ત્રીભૂતોના પણ પ્રકાર હોય છે. તે બધાં રાત્રે ફરે છે. નિર્જન સ્થળે, ખરે બપોરે, સંધ્યાકાળે, મધરાત્રે અંધારામાં તેઓ નાના પ્રકારના સ્વરૂપે દેખાય છે, અને પશુ પક્ષીનાં રૂપો પણ ધારણ કરે છે. એકલા માણસને તેઓ પકડે છે, ભય બતાવે છે અને ખાસ કરીને અમાસ કે પૂર્ણિમાને દિવસે તેઓ જૂદા જૂદા ચાળા–ચેષ્ટા કરે છે, રડે છે, બૂમાબૂમ કરે છે. તેઓ માણસોનાં શરીરમાં દાખલ થાય છે, છાતીપર ચડી બેસે છે અને અંગમાં આવીને ધૂણે છે. તેમનો પડછાયો પડતો નથી અને તે વાયુરૂપ હોય છે. બધાં ભૂતો મરેલાં માણસોનાં જ થાય છે.

**સાધારણ અને વિશિષ્ટ ભૂતો**—દરેક માણસ મરીને ભૂત થાય છે, પરન્તુ જેઓ સામાન્ય વાસનાવાળાં હોય છે તેઓ થોડું ભ્રમણ કરે છે, તથા ઓછી વાસનાવાળાં ભ્રમતાં નથી અને જેઓની કાંઈ વિશિષ્ટ વાસના હોય છે તેઓ ઉપર જણાવેલાં વિશિષ્ટ દુષ્ટાદુષ્ટ સ્વરૂપો ધારણ કરે છે. પૈસાવાળા કિંવા લોભી માણસો રાક્ષસ થાય છે. વિદ્યાના અભિમાનવાળો માણસ મરીને બ્રહ્મરાક્ષસ થાય છે. વાસનાવાળો બ્રહ્મચારી મરીને મુંજ થાય છે. બાળકો ઉપર પ્રેમ રાખનારો સદાચારી કુટુંબી પિતર થાય છે. લડાઇમાં મરેલો માણસ વીર થાય છે. વિષયાસક્ત સ્ત્રી ચૂડેલ થાય છે. દુષ્ટ સ્ત્રી ડાકિની થાય છે. દેવદૂત પણ એ જ વર્ગમાંનો હોય છે. વેતાળ સેનાપતિ ઉપર હનુમાન અથવા બજરંગ પ્રધાન હોય છે. એ સર્વનો અધિકારી સ્મશાનવાસી શંકર હોય છે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## ભૂત-પ્રેતનું આવાહન કરવાની રીત.

**આવાહન કરવાની યોગ્યતા**—મનુષ્યને થતો અનુભવ તેની જ્ઞાનેંદ્રિયપર અને તે જ્ઞાનેન્દ્રિયના સામર્થ્યપર અવલંબી રહેલો છે, છતાં તેમાંએ અભ્યાસની જરૂર રહે છે. ઇંદ્રિયોને પણ કેળવી શકાય છે અને તેની શક્તિ વધારી શકાય છે, મનુષ્યની એક ઇંદ્રિય કામ કરવાને અસમર્થ બને છે એટલે તેમાંની શક્તિ બીજી ઇંદ્રિયમાં દાખલ થઈને એ ઇંદ્રિયના સામર્થ્યમાં વધારો કરે છે. આંધળાની સ્પર્શેંદ્રિય અને ઘ્રાણેંદ્રિય કેટલી પ્રબળ હોય છે તે સૌ કોઈ જાણે છે. એ જ નિયમ પ્રમાણે બાહ્ય જ્ઞાનેંદ્રિયોની શક્તિ ઉત્તેજિત કરવા માટે એકાદી બાહ્ય જ્ઞાનેંદ્રિ-

યની ક્રિયાને તાળું દઇને બાકીની ઇંદ્રિયોની શક્તિ વધારે ઉત્તેજિત કરવાથી બાહ્ય વિષયજ્ઞાન ઓછું થાય છે અને સૂક્ષ્મેંદ્રિયની (બાહ્ય જ્ઞાનેંદ્રિયને ક્રિયાસામર્થ્ય આપનારા અને જ્ઞાન ગ્રહણ કરનારા જ્ઞાનતંતુપિંડની) શક્તિ વધીને અતીંદ્રિય જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ શક્તિ કેળવવાનો માર્ગ પ્રાણાયામ, ચિત્તવૃત્તિની એકાગ્રતા, દૃષ્ટિની સ્થિરતા, ઇચ્છાબળની વૃદ્ધિ, વિચારનિક્ષેપણની શક્તિ વગેરેમાં રહેલી છે અને તે માટે માનસવિદ્યા, માનસિક સંદેશવિદ્યા તથા મોહિની વિદ્યા જે આ પહેલાંના ખંડોમાં આપેલી છે તેનો અભ્યાસ કરી તેમાં આગળ વધવું. એવી રીતે શક્તિ કેળવવાથી મનુષ્યને અતીંદ્રિય જ્ઞાન ઉત્પન્ન થાય છે અને કામલોકમાંનાં ભૂતોને પોતાની ઇચ્છાના બળે જ આકર્ષવાની, તેમનું કલ્યાણ કરવાની તથા તેમની દ્વારા પોતાનું ઇહિલોકનું કલ્યાણ કરવાને તેમને વશ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. એ જ માર્ગે અર્થાત્ યોગવિદ્યાને માર્ગે જ ભૂતોનું આવાહન કરવાની યોગ્યતા પણ આવે છે.

**આવાહન કરવા માટેનું મંડળ**—પિશાચશક્તિના આકર્ષણ માટે એક મંડળ બનાવવું પડે છે. અંગ્રેજીમાં તેને સીઆંસ (seance) અને પ્રાકૃત સમાજમાં તેને બેઠક કહે છે. એ મંડળમાંના કોઈ એકના શરીરમાં તે પિશાચનો પ્રવેશ થવા જેવું અને તે રીતે ચમત્કાર બતાવવા જેવું અનુકૂળપણું ઉત્પન્ન કરવું પડે છે. એ કાર્ય માટે કેટલાક મનુષ્યો વિશેષ અનુકૂળ હોય છે અને કેટલાકો પ્રયત્નવડે યોગ્ય અનુકૂળ સ્થિતિમાં આવે છે, જ્યારે કેટલાકોને અનુકૂળ સ્થિતિમાં લાવવા માટે બહુ શ્રમ કરવો પડે છે. કોઈ પણ રીતે અનુકૂળ સ્થિતિમાં આવેલાને અંગ્રેજીમાં મીડિયમ્ (મધ્યસ્થ), સાધારણ લોકોમાં પોઠીયો (વાહન) અથવા ભૂઓ અને શાસ્ત્રીય ભાષામાં આવેશ્ય કહે છે. આ પ્રયોગ માટે મંડળ પાંચથી આઠ માણસનું બનાવવું અને તે માણસોમાં કોઈ એવો ન હોવો જોઇએ કે જેના ઉપર આપણો વિશ્વાસ ન હોય, એટલું જ નહિ પણ કશી લુચ્ચાઈ ન કરે તેવો તે આપણો મિત્ર હોવો જોઈએ, કિંવા વધારે ખાત્રીને માટે આપણા કુટુંબમાંના તે બધા હોવા જોઈએ. પ્રયોગ જોવાનો નિર્ણય કર્યા પછી બધી મંડળીએ ઓછામાં ઓછા ૧૧ દિવસ તો પ્રયોગનો અનુભવ લેવાનો નિશ્ચય કરવો જોઈએ, અને તે દર્મિયાન અનુભવ મળી જાય તો વળી વધારે સારૂં. મંડળ માટે પસંદ કરવામાં આવેલા માણસોમાં અર્ધોઅર્ધ એટલે પાંચમાં ત્રણ અથવા આઠમાં ચાર ઋણ પ્રકૃતિના (નેગેટીવ) શાન્ત સ્વભાવના, ખાસ કરીને કુંટડા, નાજૂક,

સુપુષ્ટ ( રાજસ્, તામસ્ પ્રકૃતિના ) હોવા જોઇએ: એવા માણસોમાં સ્ત્રીઓ અથવા છોકરીઓ ચાલી શકે; અને બાકીના ધન પ્રકૃતિના (પૉઝીટીવ) એટલે રૂવાબદાર, ગંભીર, હઠવાળા સ્વભાવના અને જોરદાર હોવા જોઇએ. મંડળ કરવા માટેનું સ્થળ શાન્ત, ચારે પાસથી બાંધેલું હોવું જોઇએ. તે સ્થળે પોતાનાં જ માણસો લેખાય એવા બીજા ચાર–પાંચ જણ સ્વસ્થ બેસી રહે તો કશી હરકત નથી. એ બેઠેલા માણસોથી જરા આઘે મંડળ માટેની જગ્યા કરવી. એ જગ્યામાં પ્રકાશ બહુ થોડો અને ઝાંખો હોવો જોઇએ. પછી એ જગ્યાની વચ્ચે એક ખાલી ગાગર અથવા એક હલકો ચાર પાયાનો બાજઠ અથવા ત્રણ પાયાનું હલકું ગોળ મેજ જેના પાયા મજબૂત હોય અને નીચે જડેલા આડા લાકડાથી મજબૂત કરેલા હોય તેવું ખુલ્લું રાખવું અને તેની આસપાસ સૌએ સ્વસ્થતા તથા સગવડથી બેસવું. બેસતાં જરા પણ ઘોંઘાટ ગરબડ ન થાય. એક ઋણપ્રકૃતિનો અને એક ધનપ્રકૃતિનો માણસ એવી રીતે ગોળાકારે બેસવું. એ પ્રમાણે વર્તુળાકારે મેજની આસપાસ બેઠા પછી સૌએ પોતાની હથેળીઓ મેજની પીઠ ઉપર મૂકવી. હથેળીઓ



આવાહન કરવા માટેનું મંડળ. ( પહેલી રીત ) [ આકૃતિ ૪૫ ]

અને મેજની પીઠ વચ્ચે જરા પણ પોલાણ રહેવું ન જોઈએ પણ હથેળીઓ ચાપટ મૂકવી અને એમ મૂકવાથી દરેકનો ડાબા હાથનો અંગૂઠો જમણા હાથના અંગૂઠાને અડકતો રહેશે અને જમણા હાથની ટચલી આંગળી જમણી બાજુએ બેઠેલા માણસની ડાબા હાથની ટચલી આંગળીને અડકશે તથા ડાબા હાથની ટચલી આંગળી ડાબી બાજુએ બેઠેલા માણસના જમણા હાથની ટચલી આંગળીને અડકતી રહેશે. અથવાતો એકબીજાની ટચલી આંગળીઓ નહિ અડકતાં વચ્ચે થોડું અંતર રહેશે તોપણ ચાલશે. અથવા બીજી રીત એવી છે કે દરેકે પોતાનો ડાબો હાથ ખુલ્લો મેજ ઉપર મૂકવો અને તે ડાબા હાથ ઉપર ડાબી બાજુએ બેઠેલાનો જમણો હાથ ઉંધો ચાપટ-ચાર આંગળાં ઉપર બરાબર બીજાનાં ચાર આંગળાં બેસી રહે એ રીતે-રાખવો; એટલે પ્રત્યેકનો જમણો હાથ તેની બાજુએ જમણી બાજુએ બેઠેલા ઇસમના ડાબા હાથ પર ઉંધો આવશે. આ બે પદ્ધતિઓમાંની કોઈ પણ એક પદ્ધતિથી હાથ રાખીને બેઠા પછી આપણને શો અનુભવ મળે છે,



આવાહન કરવા માટેનું મંડળ ( બીજી રીત )
[ આકૃતિ ૪૬ ]

ક્યારે અનુભવ થાય છે એવું મનમાં લાવીને, અધીરાઇ રાખીને, ચિત્તને એ બાજુએ જ ગુંથી રાખવું જોઇએ નહિ, પરન્તુ મનને આનંદ થાય એવું મજેદાર સંભાષણ ધીરે ધીરે ચાલુ રાખવું. એ સંભાષણ અથવા વાતચીતમાં વાદવિવાદ, ઇર્ષ્યા, ટંટો, કિંવા કલહ ઉત્પન્ન થાય એવો

પ્રસંગ ન જોઈએ, પરન્તુ એકબીજાના મનની પ્રેમાળ એકતાનતામાં વિરોધ આવે નહિ એવી સાદી રીતે સંભાષણ કરવું. મંડળમાંના કોઈ માણસના મનમાં કાંઇ શંકા આવે, તેથી કાંઇ અનુભવ આવવામાં હરકત આવતી નથી, પરન્તુ જોરદાર ઇચ્છાશક્તિનો માણુસ જો પોતાના મનનો નિશ્ચય દૃઢ રીતે વિરૂદ્ધ કરીને બેસે અને તેવો જ મનોનિગ્રહ રાખે, તો મંડળ અનુકૂળ થવામાં તેમજ અનુભવ મળવામાં વિલંબ લાગે, કિંવા પૈશાચિક વ્યવહારમાં પ્રતિબંધ થાય અથવાતો ચાલુ કાર્યમાં કાંઈ પણ વિલંબ ઉત્પન્ન થાય. થોડી વારે વાતચીતથી કંટાળો કિંવા નીરસતા આવવા લાગે તો બાજુએ જોવા બેઠેલામાંથી કોઇએ મંજુલ વાદ્ય બજાવવાનું શરૂ કરવું, કિંવા મૃદુ સ્વરે ગાયન ગાવું. આ પ્રયોગ કરતાં જરા પણ ઉતાવળાપણું કે અધીરાઈ રાખવી જોઇએ નહિ, પરંતુ ધીમાશ રાખવી જોઇએ. એક કલાક એ પ્રમાણે બેઠક ચલાવીને તે પૂરી કરવી અને પછી બીજે દિવસે તે જ પ્રમાણે, તે જ જગ્યાએ, તે જ મંડળે અને તે જ સમયે એક કલાકની બેઠક કરવી. એ પ્રમાણે અગીઆર બેઠક થતાંસુધી કાર્ય ચાલુ રાખવું.

**નિષ્ફળતા મળે તો શું કરવું?**—જો સાત બેઠકમાં કાંઈ પણ જોવામાં આવે નહિ, તો પ્રયોગમાં ક્યાં અને શાની ચૂક થાય છે તે બારીકાઇથી તપાસીને ચૂક દૂર કરવી. ઉપર જણાવ્યા પ્રમાણે મંડળ બરાબર બનાવ્યું છે કે નહિ, પોતે બરાબર બેઠા છીએ કે નહિ, પરિસ્થિતિ બરાબર છે કે નહિ અને બેઠા પછી પોતે બરાબર વર્તીએ છીએ કે નહિ તેની તપાસ કરવી. અનુકૂળ ન જણાય તેવા માણસોને મંડળમાંથી દૂર કરવા અને તેને બદલે તેવી જ ( ઋણ કે ધન ) પ્રકૃતિનાં મનુષ્યોને મંડળમાં દાખલ કરવાં. પછી મંડળનું કામ ફરી આગળ ચલાવવું. જો કાંઇ દોષ કે ન્યૂનતા માલૂમ પડે નહિ, છતાં પિશાચનો અનુભવ થાય નહિ તો પહેલું બધું મંડળ બદલીને પુનઃ બીજું મંડળ બનાવવું. તેમાં પહેલી વારનાં કેટલાંક મનુષ્યો અને બીજી વારનાં કેટલાંક મનુષ્યો લેવાં, અને તેમને એક ઋણ ને એક ધન એવા અનુક્રમે બેસાડવાં. બાર વર્ષ ઉપરની વયના છોકરા–છોકરીઓ, કિંવા સ્ત્રીઓ અને પુરૂષો, અથવા ઋણ અને ધન પ્રકૃતિની સ્ત્રીઓ અગર ઋણ અને ધન પ્રકૃતિના પુરૂષો એમાંથી કોઇ પણ પ્રતિનું મંડળ બનાવવાથી કામ ચાલી શકે છે; પરન્તુ એકલી સ્ત્રીઓના કિંવા એકલા પુરૂષોના મંડળ કરતાં સ્ત્રી પુરૂષ મિશ્રિત મંડળમાં અદૃષ્ટ વ્યક્તિનો વ્યવહાર ઉતાવળે થાય છે.

**પિશાચના પરિચયની નિશાની**—મંડળમાંનાં મનુષ્યોની એકત્ર સમક્રિયાના યોગથી પિશાચના વ્યવહારનો માર્ગ મોકળો થાય છે અને તે આપણી સાથે સંબંધ રાખવાને તૈયાર થયાની પહેલી નિશાની એ છે કે હાથપર થઈને ઠંડો પવન વાતો હોય એવો અનુભવ થાય છે. મેજમાં અથવા ગાગરમાં કિંવા હાથ નીચેની વસ્તુમાં અંદરથી ચલન આવ્યું હોય કિંવા કાંઇ સ્ફુરણ થયું હોય એવો અનુભવ થાય છે, કિંવા મંડળમાંના માણસમાંના કોઇનો હાથ આપોઆપ પોતાની ઇચ્છા વિરૂદ્ધ અચકાયો છે એવો તેને ભાસ થાય છે. પહેલાં તો આ ચિહ્નો એટલાં સૂક્ષ્મ હોય છે કે આ માત્ર મનની જ કલ્પના છે, કિંવા માત્ર ભાસ છે એવો સંશય આવે છે, પછી ધીમે ધીમે તેનું સ્પષ્ટપણું વધતું જાય છે, અને પ્રત્યક્ષ અનુભવ થવા લાગે છે. સારી પેઠે સ્પષ્ટતા આવતાં મેજ હાલવા લાગે તો હાથનો દાબ તેના પૃષ્ટભાગપર કેવળ હલકો અને માફકસરનો રાખવો. ફક્ત હથેળીઓ બરાબર મેજને સ્પર્શ કરે અને તે ઉપરથી છૂટી જાય નહિ એટલો સાધારણ સ્પર્શ રાખવો. તે મેજની અગર વસ્તુની ગતિને પોતા તરફથી મદદ મળતી નથી એવી પોતાની ખાત્રી થાય એટલા પુરતો હાથનો દાબ હલકો રાખવો. પોતાના દાબથી તેને ગતિ મળતી નથી કિંવા તેની ગતિનો પ્રતિબંધ પણ થતો નથી એટલી ખાત્રી માટે જોઈતો દાબ રાખવો. તેમાં ગતિ ઉત્પન્ન થતાં પોતાની હથેળીઓ સ્પર્શ કરતા ભાગને છોડી દે નહિ તે માટે કાળજી રાખવી; કારણકે જો તે મેજમાં જોરદાર ગતિ ઉત્પન્ન થઈ નહિ હોય તો બધા હાથ છૂટા થતાં અત્યારસુધીનો શ્રમ વ્યર્થ જશે અને પુનઃ તેટલી ગતિ આવતાં કેટલોક વખત લાગશે. આવી ગતિ જ્યારે વારંવાર ઉત્પન્ન થવાથી જોરદાર થાય છે, ત્યારે આ રીતે ભાસતી ગતિ આપણા જ્ઞાનતંતુમાંની નથી અગર આપણા સ્નાયુમાંની નથી કિંવા આપણા મનને લગતો ભ્રમ નથી, પણ આ બીજા વિદેહ ચૈતન્યશક્તિસંચારનો જ ખેલ છે, એવી ખાત્રી કરી લેવા માટે તે બહુ જોરદાર થતાંસુધી ધીરજ રાખીને પછી આગળ અનુભવ જોવો. મેજને હાથનો સ્પર્શ ન કરતાં સૌ પોતાની હથેળીઓ તે વસ્તુ ઉપર કાંઇક ઉંચે ધરી રાખશે તોપણ તે મેજની કિંવા બીજી કોઈ હાથનીચેની વસ્તુની ( ગાગરની ) ગતિ ચાલતી જ માલૂમ પડશે, તો તેમ કરી જોવું; પરન્તુ શરૂઆતથી જ એવી ગતિ ઉત્પન્ન થવાનો ચમત્કાર જોવા માટે હાથ ઉંચા કરી જોવા નહિ.

**પિશાચ સાથે વાતચીત કેવી રીતે કરવી?**—આપણા શરીરની શક્તિ સિવાય બીજી કોઇ અદૃશ્ય શક્તિ આ સ્થળે હોવી જોઈએ: એવી પૂર્ણ ખાત્રી થયા પછી એ અદૃશ્ય શક્તિની સાથે–પિશાચ કિંવા ભૂતની સાથે આપણે કઇ રીતે વાતચીત શરૂ કરવી તે નક્કી કરવું જોઇએ. આપણા મનની વાત કિંવા આપણી ભાષા તે પિશાચ સમજતું હોય, તોપણ તેનું કથન આપણા સમજવામાં આવે તે માટેની કોઈ પદ્ધતિ ઠરાવી રાખવી જોઇએ, અને તે પદ્ધતિથી વહેવાર જોડવો જોઈએ. આટલા માટે મંડળમાંના એક હુશિયાર માણસે મંડળના આગેવાનનું કામ માથે લઇને મંડળને પોતાના તાબામાં રાખવું જોઈએ. એ આગેવાને ધીરે ધીરે, શાંતિથી અને ધીમાશથી તે પિશાચની સાથે વાતચીતની શરૂઆત કરવી. તેને પૂછવું કે આ મંડળ તો બરાબર છે ને? આ પ્રમાણે ચાલુ વિષય સંબંધી વાતચીતની શરૂઆત થતાં પિશાચ મેજના પાયાવડે ઠક કરીને અવાજ કરશે, અથવા બીજી કોઈ વસ્તુપર ટીચકી મારીને અવાજ કરશે. મેજના પાયાનો અવાજ તે કરવા લાગે તો મેજપરના હાથ માફકસરના દબાણવાળા હશે તો જ તે ઉંચકીને તેનો અવાજ કરશે. પિશાચની સાથે એવો સંકેત કરવો કે હકારમાં જવાબ માટે તે એક ઠોક મારે અને નકાર માટે બે ઠોક મારે, કિંવા એવી જ રીતે બીજી કોઈ જાતનો સંકેત ઠરાવવો. પહેલા પ્રશ્નનો જવાબ મળે કે મંડળ બરાબર છે તો બીજો પ્રશ્ન પૂછવો અને જો મંડળ બરાબર ન હોય તો તેને પૂછીને મંડળ બરાબર કરી લેવું. નંબર એકનો માણસ ચમનલાલ બરાબર છે કે નહિ, એમ પૂછતાં જો તે બરાબર હોય તો રહેવા દેવો અને બરાબર ન હોય તો તેને કાઢીને બીજાને દાખલ કરવો. એ પ્રમાણે દરેક જણને માટે પ્રશ્નો પૂછી જોવા અને તેની સૂચના મુજબ વ્યવસ્થા કરવી. અમુક માણસ અમુક નંબરે ન જોઇતો હોય તો જે ઠેકાણે તે જોઇતો હોય તે ઠેકાણાને માટે જેટલામો તે નંબર હોય તેટલા ઠોક માંગવા. એ પ્રમાણે મંડળને બરાબર દુરસ્ત કર્યા પછી એ પિશાચ કોણ છે અને શું છે તે પૂછવું. તું સ્ત્રી છે, પુરૂષ છે, બ્રાહ્મણ છે, અમારા કુટુંબમાંનો છે, એવી રીતે પ્રશ્નો પૂછવાથી જે ઉત્તરો મળે તે ઉપરથી તેની સ્થિતિ સમજવામાં આવશે. આ મંડળમાંથી કોના શરીરમાં તું પ્રવેશ કરીશ, મધ્યસ્થ કોણ છે, તું કોની પાસે રહીશ એ પણ પૂછી જોવું. ઠોકની દ્વારા આ સંભાષણ ચાલુ હોય, ત્યારે એકાદ ઠોક કોઈ વાર કોઈ ખૂણામાં કે બાજુમાં થવા લાગે, ત્યારે તેને કહેવું કે અમારા

મેજ ઉપર બરાબર સંભળાય એવી રીતે અવાજ આપ. જો પિશાચનો વિચાર તમારી સાથે સારી રીતે વાતચીત કરવાનો હશે તો વચમાં કાંઇ ગોટાળો ઉત્પન્ન થતાં ધીમેથી તે પોતે જ તે દૂર કરશે અને વાતચીત કરશે; પરન્તુ તમે તેને ત્રાસ થાય એવી રીતે ઉતાવળ કરશો, કિંવા તેના ઉપર તમે બહુ બોજો નાંખશો તો તે વાત કરતો અટકી જશે, માટે તેમ કરવું નહિ. જો એ શાન્ત પિશાચ હોય અને તમારી સાથે વાત કરવાને તે તૈયાર છે એવી તમારી ખાત્રી થાય તો પછી વાત કરવાની બીજી કોઈ ભાષા ઠરાવવીઃ દાખલા તરીકે બારાખડીના મેળના અક્ષરોના ઠોક ઠરાવીને તે એ કબૂલ રાખે તો તેને તેનું નામ પૂછવું અને એ પ્રમાણે તેની સાથે વાતચીત કરવી.

**તોફાની ભૂત**—તે મંડળમાં કાંઇ પણ તોફાન કે જબરદસ્તી કરવાનો પિશાચનો ઉદ્દેશ માલૂમ પડે તો તેને એવી વિનતિ કરવી કે અહીં પિશાચવિદ્યામાં (મંત્રાદિમાં) પ્રવીણ કોઈ માણસ નથી માટે તારે કાંઇ તોફાન કરવું નહિ કિંવા એવો માણસ આવી પહોંચે તે પહેલાં તારે કાંઇ કરવું નહિ. આ વિનતિને જો પિશાચ માન ન આપે અને કોઇ માણસના શરીરમાં પ્રવેશ કરીને તેને ત્રાસ આપવાનો કિંવા તોફાન કરવાનો યત્ન કરે, તો જો દિવસ હોય તો બારણાં ખોલી નાંખવાં અને રાત હોય તો દીવો કરીને કિંવા દીવો મોટો કરીને પ્રકાશ વધારવો અને મંડળ વિખેરી નાંખવું. અનનુભવી માણસોને ભૂતના તોફાનથી બહુ ત્રાસ થાય છે માટે એવો અનુભવ લેવો નહિ. શાન્ત સંભાષણ કરનાર પિશાચ હોય તો જે કાંઈ અનુભવ મળે તેની વિચારથી અને કસોટીથી પરીક્ષા કરી જોવી. પિશાચના કથન વિષે થોડી ઘણી ખાત્રી થઈ હોય તોપણ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો નહિ કારણકે ભૂતોમાં પણ લુચ્ચા, ઢોંગી, ઠગારા અને સ્વાર્થી હોય છે; તેટલા માટે ભૂત કહે કે હું અમુક માણસ છું કિંવા અમુક સાધુ કે મહાત્મા છું તો તેપરથી ફસાઇ જવું નહિ. આ પ્રયોગોમાં પોતાની સારાસાર વિચારશક્તિનો ત્યાગ કરવો જ નહિ. કેવળ બાળચેષ્ટાથી કિંવા કુતૂહલ જોવાની દૃષ્ટિથી પ્રયોગ કરવો નહિ પણ સત્યજ્ઞાન મેળવવાનો અનુભવ લેવા માટે જ કરવો.

**પિશાચ સંબંધી શાસ્ત્રીય નિયમો**—પ્રયોગની શરૂઆતમાં અંધકારની આવશ્યકતા હોય છે. પિશાચશક્તિનો સ્થૂળની સાથે સંબંધ થયા સિવાય તેના ચમત્કારનો અનુભવ થતો નથી. મીડિયમ અથવા મધ્યસ્થ ભૂવાદ્વારા સંબંધ જલ્દીથી થવા પામે છે. પ્રયોગના કાર્ય માટે

એકજીવ થએલા મિત્રમંડળના યોગથી જ પિશાચશક્તિ ઉત્તેજિત, આકર્ષિત કિંવા કાર્યકર્તૃક થાય છે અને તેનો સંબંધ આ જગત્ સાથે જોડાવાની અનુકૂળતા ઉત્પન્ન થાય છે. જોરાવર મનઃશક્તિના કિંવા ઇચ્છાશક્તિના સામર્થ્યથી આ પૈશાચિક શક્તિને વશ કરી શકાય છે.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## પ્રેતાવાહન કરનારને ચેતવણી અને સૂચના.

**સ્થળ સંબંધી સૂચના**—પ્રયોગ કરવા માટેનું સ્થળ શાન્ત, એકાન્ત, બદઓ વિનાનું, પવિત્ર હોવું જોઈએ. વળી સ્થાન સુંદર, રમણીય, ચારે બાજુથી બંધ કરેલું, આપણા કાર્યમાં કોઈ તરફથી હરકત ન થવા પામે તેવું, વાળી ઝાડીને સાફ કરેલું હોવું જોઇએ. પ્રયોગ વેળાએ અગરબત્તીનો અગર ગુગળનો ધૂપ કરવો કે જેથી સ્થાન વિશેષ શુદ્ધ બને અને પ્રેતના આકર્ષણની અનુકૂળતા પ્રાપ્ત થાય.

**સમય સંબંધી સૂચના**—પ્રયોગ માટે રાત્રિનો સમય વધારે સારો છે, તે પણ રાત્રિના દસથી બે વાગ્યાસુધીનો. સાંજના ત્રણથી રાતના દસ વાગ્યાસુધીનો સમય મધ્યમ છે. બપોરે બાર વાગ્યાનો સમય સારો છે. રાત્રીના બે વાગ્યાથી દિવસના બાર વાગતાંસુધીનો સમય શરૂઆતની કાર્યસિદ્ધિમાં વિલંબ કરનારો તથા નિરૂપયોગી છે.

**મંડળની યોગ્યતા તથા શુદ્ધતા**—પૂર્વે કહેલા નિયમ પ્રમાણે ચાર કરતાં વધુ માણસોનું મંડળ બનાવવું. મંડળની જગ્યાને મર્યાદિત કરવી અને મંડળ સિવાયના બીજા માણસો તેને સ્પર્શે નહિ એટલી ખબરદારી રાખવી. મંડળની જગ્યાની અંદર કોઇને આવવા દેવો નહિ અને મંડળ બનાવ્યા પછી મંડળમાંના માણસે અન્ય કોઇનો સ્પર્શ કરવો નહિ.

**આસન સંબંધી સૂચના**—બેસવાને માટે જો ખુરસીઓ પસંદ કરવામાં આવે, તો વચમાંનું મેજ તેના પ્રમાણમાં ઉંચું હોવું જોઇએ. જો નીચે બેસવાનું હોય તો બાજઠ, ત્રિપાઇ કે ગાગર ઇત્યાદિ વસ્તુ મંડળની વચ્ચે રાખવી. આ કામ માટે ત્રણ અથવા ચાર પાયાનું ગોળ ટેબલ હોય તો વધારે સારૂં. વળી એ ટેબલની સપાટીની સાથે મળી જાય અને સૌની હથેળીની વચ્ચે નીચે આવે એવી રીતે એક લોખંડનો તાર તેમાં સજજડ બેસાડેલો હોય તો તે બહુ ઉપયોગી થઈ પડે છે.

**પ્રકાશ સંબંધી સૂચના**—બેસવા પહેલાં દિવસ હોય તો બારણાં બંધ કરીને અંધારૂં કરવું; રાત હોય તો બારણાં બંધ કરીને દીવો ધીમો કરવો કિંવા હોલવી નાંખવો; પરન્તુ પાસે મીણબત્તી, દિવાસળી, પાણીનો લોટો અને બજાવવા માટે શંખ, ઝાંઝ અથવા ખંજરી એમાંનું કાંઈ રાખવું.

**પિશાચનું આકર્ષણ**—પછી મંડળમાં સૌએ સ્વસ્થતાથી અને શાન્તતાથી એકાગ્ર મન કરીને પિશાચનું આકર્ષણ ( આવાહન) કરવાની શરૂઆત કરવી. અદૃષ્ટ શક્તિનું આકર્ષણ કરવાની ઇચ્છા કરીને કોઈ મૃત મનુષ્યનું ધ્યાન કરવામાં હરકત નથી, પરન્તુ તેમ કરતાં દરેક જણ જૂદી જૂદી વ્યક્તિ મનમાં ધારણ કરે તો તેથી કાર્ય સરતું નથી. તેટલા માટે કશી ભીતિ કે ચિંતા કર્યા વિના એક જ યોગ્ય વ્યક્તિનું ધ્યાન કરવું એટલે સૌની એકરૂપ ઇચ્છાશક્તિના કેંદ્રીભૂત જોરવાળા ધ્યાન-પ્રવાહથી તે અદૃષ્ટ વ્યક્તિનું આકર્ષણ થવા પામશે.

**મંડળના આગેવાનને સૂચના**—એ પ્રમાણે શરૂઆત કર્યા પછી કોઇ વ્યક્તિનો અભિનિવેશ–આગમન થવાનાં ચિહ્નો દેખાવા લાગે તો, એટલે કોઇનો શ્વાસ લાંબો ચાલવા લાગે કિંવા હાથમાં કંપ આવવા લાગે કિંવા હાથ હેઠળની વસ્તુમાં સારી પેઠે ગતિ માલૂમ પડે તો મંડળના હુશીયાર પ્રમુખ અથવા આગેવાને મંડળનો સંબંધ તોડયા વિના પોતાની બાજુના માણસનો હાથ પોતાના ખભા ઉપર રખાવીને પછી પોતાના બેઉ હાથ ઉપાડી લઇ હાથવડે દીવો મંદ હોય તો જરા સતેજ કરવો અથવા ન હોય તો દીવાસળી સળગાવીને દીવો કરવો. પછી હાથ જેમના તેમ કરીને, સ્વસ્થપણે બેસીને અથવા સાધારણ વાતચીત-માં થોડો વખત ગાળીને અદૃષ્ટ શક્તિનો વધતો જતો સંબંધ જોરદાર થવા દેવો અને પછી પ્રશ્ન પૂછવાની શરૂઆત કરવી.

**પ્રશ્નો સંબંધી સૂચના**—હાથ હેઠળની વસ્તુમાં ચલન કિંવા કંપ આવે એટલે સમજવું કે તે દ્વારા અદૃષ્ટ વ્યક્તિ સાંકેતિક સંભાષણ શરૂ કરવાની ઇચ્છા દર્શાવે છે કિંવા મંડળમાંના કોઇની સાથે સંબંધ રાખીને સંભાષણ કરવાની ઇચ્છા તે દર્શાવશે. તે વખતે મંડળમાંના ધૈર્યશીલ, નીતિમાન્ અને સદાચારી મનુષ્યે પ્રમુખ કિંવા આગેવાન બનીને પ્રશ્ન પૂછ-વાની શરૂઆત કરવી. તેના સિવાય બીજા કોઇએ વચ્ચે બોલવું નહિ. બીજાએ પણ પોતાના પ્રશ્નો આગેવાનની મારફત જ પૂછવા. પૂછનારે કોઈ પણ બાબતમાં ઉતાવળ કરવી નહિ, કિંવા ઉતાવળાપણું કરવું

નહિ, પણ શાન્તતાથી, સભ્યતાથી અને મધુરી નમ્ર ભાષામાં પ્રશ્ન કરીને ઠોકવડે જવાબો મેળવવા. જો કોઇના શરીરમાં પિશાચ દાખલ થાય અને આવેશ બતાવે અને મંડળ ગભરાય તેવું ન હોય તો પહેલાં જેને પિશાચે મધ્યસ્થ કિંવા આવેશ્ય તરીકે સ્વીકાર્યો હોય તેના હાથમાં પેનસીલ આપવી. તે વખતે તેને કહેવું કે આપ કોણ છો અને અહીં કયે સ્થળે આવ્યા છો ? તેનો જવાબ ઠોકથી અથવા ભાષણથી કિંવા પેન્સીલવડે લખીને આપવાની કૃપા કરો. પછી તે ઉત્તર આપે ત્યાંસુધી શાન્તિથી રાહ જોવી. પહેલાં એક બીજાની મૈત્રી જામે તેટલા માટે સાદા પ્રશ્નોત્તરો કરીને સારી રીતે સંબંધ જોડવો. એટલે પછી અનેક તરેહના ગુંચવણવાળા પ્રશ્નો પણ પૂછીને તેના જવાબ ઠોકથી કિંવા સંભાષણથી કિંવા લેખનથી મેળવી શકાશે.

**ભયમાંથી બચવા વિષે સૂચના**—ભૂત શાંત અને કોઇ સજ્જનનું હોય તો સારૂં; તેની દ્વારા મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે; પરન્તુ આકર્ષણશક્તિથી જો કોઇ દુષ્ટ ભૂત ખેંચાઈ આવ્યું, તો તે આવેશિતને કિંવા મંડળમાંના કોઈને અગર સર્વને કાંઇ પણ ત્રાસ દેવાની શરૂઆત કરે છે. એવે વખતે એક બે વખત તેને શાંતિથી તોફાન નહિ કરવાની વિનતિ કે સૂચના કરવી, પણ તેનો ત્રાસ દૂર થાય નહિ, તો તે અદષ્ટ વ્યક્તિને નસાડવાનો યત્ન કરવો જોઇએ. તેટલા માટે પ્રમુખે દીવાનો પ્રકાશ વધારવો, તેથી તે નાસે નહિ તો મંડળનો સંબંધ તોડી નાંખવો, આવેશિત મનુષ્યના કાન આગળ શંખ ફૂંકવો કિંવા ઝાંઝ બજાવવી, અને પછી આહ્લાદકારક પ્રભુસ્મરણ કરીને લોટામાંનું ઠંડું પાણી તેની આંખે છાંટવું. આમ કરવાથી બધો ભય દૂર થશે.

**ભૂતને ચાળે ચડવા પહેલાં ચેતવણી**—ભૂતને પ્રશ્નો પૂછતાં કોઈ પ્રશ્નોના જવાબ આવતાં વાર થાય તો તે પ્રશ્નો છોડી દેવા. તેના ઉપર જબરદસ્તી કરવી નહિ અને તેની મશ્કરી પણ કરવી નહિ. પુનઃ એ રીતે ૨–૪ બેઠક કરવી. ઉત્તર આવવા લાગે તોપણ ૪–૫ બેઠકસુધી ગુંચવણવાળા પ્રશ્નો કરવા નહિ અને પૂરી ખાત્રીવાળો જોરદાર સંબંધ સંધાયા પહેલાં બનતાંસુધી વધારે પ્રેક્ષકોને દાખલ કરવા નહિ. મંડળને થએલો ભૂતનો અનુભવ કિંવા પરિચય એ મનોભ્રમનો નથી, કલ્પનાનો નથી પરન્તુ તે અદશ્ય શક્તિનો જ છે તેવી ખાત્રી થયા પછી ભૂતની પાછળ વધારે લાગવું નહિ. ભૂતને ચાળે ચડવાનો હેતુ હમેશાં

પિશાચનું આવાહન કરવાનો કે તેની પાસે કામો કરાવવાનો હોવો જોઈએ નહિ કારણકે તેથી ભૂતનું તેમજ આવાહકનું અકલ્યાણજ થાય છે.

## પરિચ્છેદ ૫ મો.

## પિશાચશક્તિના ચમત્કારો.

**પિશાચશક્તિમાં રહેલી વિશેષતા**—જગતમાં ચમત્કારો અનેક રીતે કરી બતાવાય છે. એ ચમત્કારોમાં ઢોંગ, લુચ્ચાઈ, હાથચાલાકી, જાદૂ, શરીરમાંનું વિદ્યુત્તત્ત્વ, જ્ઞાનતંતુનો વિકાર, મગજના સામર્થ્યનું ઉત્તેજન, હિપ્નોટિઝમ, મેસ્મેરિઝમ ઈત્યાદિ તત્ત્વો હોય છે, પરન્તુ એ બધી શક્તિઓના તત્ત્વથી કાંઈક નિરાળું જ તત્ત્વ પિશાચશક્તિમાં રહેલું છે અને તે સાચું છે.

**પિશાચશક્તિની અદ્ભુતતા**—કોઈ આવેશ્ય અથવા મધ્યસ્થદ્વારા પિશાચનો જે બુદ્ધિપ્રભાવ જોવામાં આવે છે તે મનુષ્યની બુદ્ધિથી આગળ પડતી ક્રિયા છે એવું નક્કી થયું છે. આવેશ્યના હાથથી દૃશ્ય લેખનસાધનની સહાયથી લખાએલા લેખ લખનાર આવેશિત માણસને આવડતી ન હોય તેવી ભાષામાં કિંવા લિપિમાં લખાએલા મળી આવેલા છે. કોઇ કોઈ વાર મંડળમાં કોઇને ખબર ન હોય એવા કોઈ ગહન વિષયપર પણ લેખ લખાએલા છે. કેટલીક વાર બંધ પેટીમાં માત્ર કાગળ—પેન્સીલ રાખવાથી પેન્સીલવડે લખાએલા લેખો જોવામાં આવ્યા છે, અને કેટલીક વાર લેખનસાહિત્યો વિના લખાએલા લેખો પણ જણાયા છે. કોઇ કોઈ વાર જૂદી જૂદી જાતનાં વાદિત્રોનાં સ્વર એવાં વાદિત્રોનું દર્શન પણ થયા સિવાય સાંભળવામાં આવે છે અને કોઇ કોઈ વાર દ્વાર બંધ હોવા છતાં કોઈ બહારના પદાર્થો અંદર આવેલા જોવામાં આવે છે. આ ઉપરથી પિશાચની અદૃશ્ય શક્તિમાં અદ્ભુત સામર્થ્ય રહેલું માલૂમ પડી આવે છે અને તેવા પ્રયોગો અનેક મનુષ્યોએ પોતાને હાથે કરેલા છે.

**પિશાચ અંધકારમાં જ કેમ દેખાય છે?**—બધી વસ્તુઓ પ્રકાશમાં દેખાય છે છતાં પિશાચ અંધકારમાં જ કેમ દેખાય છે? કોઈ પણ પદાર્થનું સ્પષ્ટ દર્શન થવાને માટે તે પદાર્થ સ્વજાતીય પદાર્થ ઉપર હોય તો તે બરાબર દેખાતો નથી. લાલ કાગળ ઉપર લાલ રંગથી ચિત્રેલું ચિત્ર બરાબર દેખાતું નથી; તે માટે તેની આજુબાજુની ભૂમિકા વિજાતીય હોય તો તે બરાબર દેખાય છે. દીવો દિવસના પ્રકાશમાં કેવો

દેખાય છે? આરંભમાં આકાષત થઇને આકાર ધરનાર પૈશાચિક દ્રવ્ય કેવળ સૂક્ષ્મ તેજોરૂપ હોય છે, તેથી તેના સ્પષ્ટ દર્શન માટે અંધકાર જ આવશ્યક હોય છે. તેનું તે રૂપ જેમ જેમ ઘન થવા લાગે છે, તેમ તેમ અંધકાર ઓછો હોય તોપણ તે દેખાય છે, પરન્તુ પ્રયોગના પ્રારંભમાં પિશાચ ઘન સ્વરૂપ ધારણ કરી શકતું નથી તેથી તે માટે અંધકારની જરૂર પડે છે. પિશાચ ઘનાકાર ધારણ કરે છે અને તેના શરીરમાં નાદ કિંવા શબ્દચમત્કાર દર્શાવવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય તે માટે પણ અંધકારની જ આવશ્યકતા રહે છે. ફોટો બરાબર ઉઠે તે માટે જેમ કેમેરામાં અને કાચ ધોવા માટેના ઓરડામાં અંધકારની કિંવા લાલ બત્તીના ઝાંખા પ્રકાશની જરૂર પડે છે તેમ પિશાચની પ્રતિમાને માટે પણ અંધકારની જરૂર પડે છે.

**મધ્યસ્થ (મીડિયમ) કોણ બની શકે?**—પ્રયોગાનુભવ જોનારાઓની સાથે આ શક્તિનો સંબંધ માનસિક તેજદ્વારા થાય છે અને તે સંબંધ ઉતાવળે થવામાટે છાયારૂપ અને પ્રતિબિંબરૂપ તેનું દર્શન અને માનસિક તલ્લીનતાથી એ આવરણ વધારે યોગ્ય બને છે. જે મનુષ્યનું એ માનસિક શકિતનું આવરણ સ્વાભાવિકપણે જ વિશેષ યોગ્ય હોવાથી તેના લિંગશરીરની સાથે સંબંધ ઉતાવળે જોડાય છે તે મનુષ્ય મધ્યસ્થ (મીડિયમ) અથવા આવેશ્ય બની શકે છે. એક જીવની અથવા એક વિચારની મિત્રમંડળી એકત્ર સંબંધ રાખીને બેઠી હોય તો સર્વના માનસિક આવરણના સંમેલનથી લિંગશરીરધારી પિશાચનો સ્થૂલની સાથે સંબંધ થવાયોગ્ય સામર્થ્યવાળી માનસિક શકિતનું મંડળ બને છે, અને તેથી જ પૈશાચિક શકિતનો અનુભવ જોવામાં આવે છે. પિશાચોને જોકે સર્વ સૃષ્ટિશાસ્ત્રનું જ્ઞાન હોય છે અને તે પ્રમાણે તેમને ઉતાવળે પરિણામ આણવાનું સામર્થ્ય હોય છે, તોપણ સૌને તે ઉપયોગમાં લેવા યોગ્ય સાધનો ઉપલબ્ધ નહિ હોવાથી તે કવચિત્ પ્રાપ્ત થાય છે.

**ભૂત પત્થર કેવી રીતે ફેંકે છે?**—દ્વાર બંધ હોવા છતાં ભૂત અંદર પત્થર, ફળ કિંવા બીજા પદાર્થો ફેંકે છે તે કેવી રીતે? (૧) કેટલીક વાર આવી ચીજો બંધ દ્વારવાળા મકાનમાં પડતી દેખાય છે પરન્તુ ખરેખરી ઘનાકારની વસ્તુ દેખાતી નથી. માત્ર જોનારના નેત્ર ઉપર તેવી વસ્તુની પ્રતિમા જ ઉત્પન્ન કરવામાં આવી હોય છે, અગર બાહ્ય પ્રકાશલહરિમાં તેવો ફરક થવાથી આંખોપર પ્રતિમા પડેલી હોય છે. (૨) પણ જ્યારે કોઇ વસ્તુ અંદર ખરેખર આવી હોય છે અને તે વસ્તુ સૌને

જગત્‌માંની વસ્તુઓ પ્રમાણે કાયમ દેખાય છે, ત્યારે તે સ્થળના વાતાવરણમાંથી રજકણનું આકર્ષણ કરીને બનાવેલી હોય છે. જેમ વૃક્ષમાં ઑક્સીજન, કાર્બન ઈત્યાદિ વાયુનું આકર્ષણ થવાથી તેનાં કણોનું સંમેલન થઇને એ ઘટક દ્રવ્યો ફળના રૂપમાં એકત્ર થવાથી અમુક કાળે સ્થૂળ ફળ બંધાએલું વૃક્ષ ઉપર દેખાય છે, તે પ્રમાણે બધી ક્રિયા અતિત્વરાથી પોતાના જીવન રાસાયનિક જ્ઞાનથી વૃક્ષ સિવાય કરીને વાતાવરણમાંનાં તત્ત્વો મેળવી ફળ બનાવી ભૂત ફળ, પત્થર કિંવા બીજા પદાર્થો ફેંકે છે. (૩) તે ઉપરાંત બહારનાં ખરાં ફળો કિંવા વસ્તુઓ ભૂત અંદર નાંખે છે. દ્વાર ઉઘડે તે જોવાને નેત્રને જેટલો કાળ જોઇએ તે કરતાં પણ અતિસૂક્ષ્મ કાળમાં દ્વાર ઉઘાડીને વસ્તુ અંદર નાંખવા ભૂત સમર્થ હોવાથી આપણી આંખોને તો દ્વાર ઉઘડયાનું ભાન થતું જ નથી અને વસ્તુઓ અંદર પડે છે.

**બંધ પેટીમાંથી વસ્તુઓ બહાર કાઢવા વિષે**—એક બંધ તીજોરી કે લોખંડની પેટીમાંથી વસ્તુઓ બહાર કાઢવાનું ભૂતોનું સામર્થ્ય હોય છે. તે કાર્ય ભૂત કેવી રીતે કરે છે? ધાતુના પતરાનાં કણોમાંથી સ્નેહાકર્ષણ દૂર કરીને તે કણ છૂટાં પાડી તે દ્વારા વસ્તુ બહાર કાઢી પુનઃ તે કણ જેમનાં તેમ જોડીને તે તેમ કરી શકે છે. અથવાતો વિદ્યુત્‌શક્તિની મદદથી પેટીનો કાંઈ ભાગ તોડી, વસ્તુ બહાર કાઢી, તે ભાગ પાછો તે જ શક્તિથી જેમ ને તેમ કરી શકે છે. અથવા અંતર્જ્ઞાનદષ્ટિથી ચતુર્થ પરિમાણ (ફોર્થ ડાયમેન્શન) દ્વારા ક્રિયા કરે છે. દરેક વસ્તુને લંબાઈ પહોળાઈ અને જાડાઈ હોય છે, પરન્તુ તે ઉપરાંત આંખોથી ન દેખાતું એક ચોથું પરિમાણ પણ હોય છે. કાચની બાટલીમાંથી સૂક્ષ્મ વાયુ પણ બહાર આવી જઈ શકતો નથી, છતાં પ્રકાશનાં કિરણો સર્વ બાજુથી આવજા કરે છે. આ પ્રકાશ જવા આવવાના સ્થૂળ ઉદાહરણ પ્રમાણે જ જે દ્વારેથી પદાર્થમાં પ્રતિબંધક સ્થિતિ જ રહેતી નથી તેને ચતુર્થ પરિમાણ કહે છે. આ પરિમાણના દ્વારમાંથી વસ્તુને લાવવા યોગ્ય સ્વરૂપ આપીને તે બહાર લાવી પછી મૂળના સ્વરૂપે એકાદી વસ્તુ પિશાચ બહાર લાવી શકે છે.

**પિશાચદર્શન**—(૧) કેટલીક વાર પિશાચનું સ્થૂળ સ્વરૂપમાં દર્શન થાય છે, તે વખતે તે પિશાચાકૃતિની પાછળના પદાર્થો તેમાંથી પારદર્શક પ્રમાણે પરંતુ અસ્પષ્ટ દેખાય છે. (૨) દીવાના પ્રકાશથી કિંવા દિવસના પ્રકાશથી તેનો પડછાયો પડતો દેખાતો નથી. કવચિત્ તે

અસ્પષ્ટ ભાસમય જ ઉત્પન્ન થાય છે. (૩) જેમ જડ દેહ પૃથ્વીને અડકેલો દેખાય છે તેમ તે દેખાતો નથી પરન્તુ પૃથ્વીને અડકયા સિવાય તે અધ્ધવચ્ચ દેખાવ દે છે, તે ઉપરથી જણાય છે કે તેને પ્રત્યક્ષ સ્થૂલતા કિંવા જાડાઇ નથી, છતાં કોઈ વાર તે સ્થૂલ રૂપે દેખાય છે ખરાં. આ બધાં સ્વરૂપો તે કેવી રીતે ધારણ કરે છે તે નીચે જણાવેલું છે.

**પિશાચ કેવી રીતે સ્વરૂપ ધારણ કરે છે?**—(૧) સ્થૂલ પ્રકાશમાં ફેરફાર કરીને પોતાના આકાર જેટલા ભાગના પ્રકાશાકારમાં આંદોલન ઉત્પન્ન કરીને અરીસામાંના પ્રતિબિંબ સરખો પ્રકાશાકાર પિશાચ દર્શાવે છે, ત્યારે તે આકૃતિ વિશિષ્ટ ઠેકાણે દેખાય છે. (૨) જોનારના નેત્ર ઉપર સંસ્કાર કરીને પણ તે આકાર દર્શાવે છે, ત્યારે આકૃતિ કોઈ વિશિષ્ટ સ્થળે ન દેખાતાં જ્યાં જ્યાં નજર ફેરવીએ ત્યાં ત્યાં તે સામે જ ઊભેલી દેખાય છે. (૩) પોતાના સૂક્ષ્મ દેહને એકત્ર કરીને કિંવા જેનું સ્વરૂપ બતાવવાનું હોય તેના સૂક્ષ્મ દેહના બાકી રહેલા કોશ એકત્ર કરીને તે સ્વરૂપ દર્શાવે છે. (૪) પોતાના કામરૂપને જ ગમે તે આકાર આપીને તે આકાર તે દર્શાવે છે. આ પ્રમાણે તે સ્વરૂપ દર્શાવે છે પરન્તુ તેમાં જડ સૃષ્ટિદ્રવ્યનો અભાવ હોય છે, તેથી પાર્થિવ વસ્તુના સૃષ્ટ નિયમ પ્રમાણે એ રૂપો સ્થૂલ દેહપરીક્ષામાં બરાબર હોતાં નથી, તેથી તેને પ્રત્યક્ષ દેહધારિત્વ હોઇ શકતું નથી; તોપણ કોઇ કોઇ વાર જડ સ્વરૂપ પણ તે ધારણ કરે છે. (૫) ઉપર જણાવેલા પોતાના કામરૂપને બદલે આ જડ વાતાવરણમાંથી ચુંબકનાં અને વિદ્યુતનાં કણ એક સ્થળે એકત્ર કરીને તેને રાસાયનિક કૃતિથી ઘનાકાર આપીને અને તેમાં મરજી મુજબ ફેરફાર કરીને તે જડ દેહ બનાવે છે. તોપણ તેનાથી પૂર્ણ સ્થૂલ દેહ પ્રમાણેનાં દ્રવ્યોથી યુક્ત જડ દેહ ધારણ કરી શકાતો નથી. કોઇ જ વાર તેના દેહમાં સૂક્ષ્મ દ્રવ્યનું પ્રમાણ વધારે હોય છે.

**ભૂતને કોણ જોઈ શકે?**—આ પાંચ રીતોમાંની કોઇ પણ રીતથી પિશાચ પોતાનો દેહાકાર બતાવી શકે છે; પણ તે જેને બતાવવો હોય તેના શરીરની સાથે એ શક્તિનો સંબંધ થઈને તેના સ્થૂલ દેહમાંનાં પરમાણુ આકર્ષિત કરીને ધારણ કર્યા સિવાય તે આકાર બતાવી શકતું નથી; એટલે જે મનુષ્યના શરીરમાં મગજમાંના સૂક્ષ્મ તેજ ઉપર એ પિશાચશક્તિનું આકર્ષણ થતું નથી, તે મનુષ્યને પિશાચ પોતાનું સ્વરૂપ બતાવવાને સમર્થ થતું નથી. તે જ કારણથી ઘણી વાર એક જણને ભૂત દેખાય છે અને તેની પાસે ઊભેલા બીજાને તે દેખાતું નથી.



The Busy Life Beyond Death નામના મી. જ્હોન લૉબ-કૃત પુસ્તકમાંથી આ બેઉ ભૂતોનાં ચિત્રો લીધાં છે. મી. જ્હોન લૉબની સાથે તેના પ્રેતમંડળના એક પ્રેતનો ફોટો લેવામાં આવેલો આ ચિત્રમાં જોવામાં આવે છે.

[ આકૃતિ ૪૭ ]

આ ચિત્ર મી. જ્હોન લૉબે એ પ્રેતની પરવાનગીથી પોતાના પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યું છે. તે પ્રેત પ્રેતસૃષ્ટિ સંબંધી શોધખોળો કરવામાં મી જ્હોન લૉબને સારી સહાય કરે છે એમ તે પોતાના પુસ્તકમાં જણાવે છે.

( પૃષ્ઠ ૨૧૧ )



[ આકૃતિ ૪૮ ]

**ભૂતોના ફોટોગ્રાફ**—ભૂત જ્યારે સ્થૂલ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેને ચર્મચક્ષુથી જોઇ શકાય છે અને તેના ફોટોગ્રાફ પાડી શકાય છે. ભૂત મનુષ્યની દૃષ્ટિને ન દેખાય તોપણ તેનો ફોટો કેમેરાથી પડે છે. આ સાથે આપેલા ભૂતોના ફોટોગ્રાફ એક અંગ્રેજી પુસ્તકમાંથી લીધા છે. મી. જ્હોન લૉબ જે પિશાચવિદ્યામાં નિપુણ ગણાય છે તેને માટે એ ફોટોગ્રાફો મી. બોર્સનેલે દિવસના ખુલ્લા પ્રકાશમાં લીધા હતા. એવા સંખ્યાબંધ ફોટોગ્રાફોની મૂળ નકલો મી. જ્હોન લૉબ પાસે છે.

## પરિચ્છેદ ૬ ઠો.

## ભૂતોને વશ કરવા વિષે.

**વશ થતાં ભૂતો**—ભૂતોને જો વશ કરવામાં આવે તો તેથી ભૂતો તેના માલેક કે ઉપરીનું કામ પોતાની શક્તિ પ્રમાણે કરે છે એ વાત અસત્ય તો નથી. પૂર્વે કહ્યું તેમ ભૂતોની શક્તિ આપણી પૃથ્વીના પ્રમાણમાં ઘણી છે અને એ શક્તિથી તે અનેકવિધ ચમત્કાર કરી શકે છે. એટલે તે જેને વશ થાય છે તેની સેવા ભૂતો બજાવે છે અને તેને અનેક ઐહિક લાભો કરી આપે છે; પરન્તુ એવા ફાયદાથી લોભાઈને ભૂતોની પાછળ પડવામાં તો કોઇએ સાર કાઢ્યો નથી. ભૂતોને કામદેહ હોય છે અને તેઓ કામની તૃપ્તિ માટે ભ્રમે છે. પૃથ્વીબદ્ધ ભૂતો (Earthbound Spirits) સ્થૂલ ભોગો માટે હવાતીયાં મારતાં કંગાલ દશામાં ભટકે છે અને જો તેમની વાસના પૂરી થાય એવું સ્થાન તેમને કોઈ મળી આવે છે તો ત્યાં તે ઘુસી જાય છે અને પછી મનુષ્યોને પીડા કરીને પોતાની વાસનાની તૃપ્તિ કરે છે. આવાં ભ્રમતાં હલકી વૃત્તિનાં ભૂતોને જો કોઈ પિશાચસાધક મળે છે તો એ સાધક તેમની સ્થૂળ વાસનાઓની તૃપ્તિ માટે બલિદાન વગેરે સાધનો અર્પે છે અને ભૂતો તેમને વશ થઈને રહી સાધક જે ઇષ્ટાનિષ્ટ કાર્યો બજાવવાનું ફરમાવે છે તે યથાશક્તિ બજાવે છે.

**મંત્રાધીન ભૂતો**—પિશાચો મંત્રાધીન હોય છે એ સત્ય છે. પૂર્વે જણાવ્યું છે તેમ મંત્ર-યંત્રાદિનાં કામસ્વરૂપ પણ કામદેહમાં ઉત્પન્ન થાય છે અને એ મંત્ર-યંત્રાદિ જો પૂરાં બળવાન હોય, એક બળવાન ઇચ્છાશક્તિવાળા મનુષ્યદ્વારા પ્રયોગ કરવામાં આવ્યો હોય, તો જ તે મંત્ર-યંત્રાદિનું બળવાન કામસ્વરૂપ ઘડાય છે અને તે કામલોકમાંથી

પિશાચને ધકકેલી કિંવા આકર્ષીને સાધકની સમીપે હાજર કરે છે. સાધકની જેવી એકતાનતા મંત્રાદિમાં થાય છે તેના પ્રમાણમાં પિશાચનું આકર્ષણ પણ થાય છે. નિર્બળ મનવાળાઓ ગમે તેવી સ્થિતિમાં માત્ર મંત્ર બોલી જાય તેથી કાંઇ ભૂત આકર્ષિત થતું નથી પરંતુ એ મંત્રોચ્ચાર અને મંત્રપ્રતિનું સાધકનું ધ્યાન બળવાન જોઇએ; અને ત્યારે જ તેની અસર થાય. આ માટે પણ પૂર્વે માનસિક આકર્ષણવિદ્યા, માનસિક સંદેશવિદ્યા અને મોહિની વિદ્યામાં કહ્યા મુજબ વિચારશક્તિ, ઇચ્છાશક્તિ, આકર્ષણશક્તિ વગેરે આંતર્ શક્તિઓને કેળવવી જોઈએ.

**હમેશનો સંબંધ હાનિકારક છે**—પરન્તુ કોઈ પણ પિશાચની સાથે હમેશનો સંબંધ બાંધવો તે અતિશય ઘાતક છે, કારણકે પૈશાચિક પ્રયોગોની પાછળ લાગનારાઓનું વર્ચસ્વ ધીમે ધીમે નષ્ટ થઇ જઇને છેવટે તે પિશાચ જ તેને પોતાનો તાબેદાર બનાવે છે. પિશાચસાધકો જગત્માં પોતાની ઉત્તરાવસ્થામાં અત્યંત પીડિત થાય છે તેનું કારણ એ છે કે એ અવસ્થામાં પિશાચ ઉપરનો તેનો અંકુશ ઢીલો પડે છે અને તે વખતે પિશાચ સાધકને વશ કરી લઈ તેની શક્તિઓનું શોષણ કરે છે. વળી પિશાચ પોતાના સાધકદ્વારા પોતાની નીચ વાસનાઓ જે આ જગત્માં અતૃપ્ત રહી હોય છે તે તૃપ્ત કરી લેવાનો યત્ન કરે છે અને તેથી તે બીજાઓને પોતાના સપાટામાં લઇને પોતાની નીચ વાસનાઓનો ભોગ બનાવી છેવટે ભ્રષ્ટ, પતિત અને દુરાચારી બનાવે છે. આ જગત્માં કોઇ સ્થૂળ વિષયનો ઉપભોગ તેનાથી સ્થૂળ દેહધારી મનુષ્યનો સંબંધ કર્યા વિના થઈ શકતો નથી, તેટલા માટે પોતાને લાયક ઘરાક શોધીને તેને પોતાના ઉપયોગમાં લેવા માટે તે એકસરખો પ્રયત્ન કરે છે.

**બ્હીવાની જરૂર નથી**—આમ હોવા છતાં કોઇએ પિશાચથી બ્હીવાની જરૂર નથી. પુષ્કળ મનુષ્યોનાં માનસિક આવરણોની દૃઢતાથી તેને માટે વાસનાદ્વારા પ્રવેશ કરવો એ અશક્ય બને છે; અને વાસનાદ્વારા પ્રવેશ કરવાનાં કાંઇ દ્વારો તેને માટે ખુલ્લાં હોય તોપણ વિશિષ્ટ વાસના સિવાય તે મનુષ્યના સ્થૂળ દેહની સાથે સંબંધ કરીને તેને યાતના કિંવા ત્રાસ દેવાનું સહેલું બનતું નથી. જેની સાથે પૂર્વનો જ તેવો કાંઇ સંબંધ બંધાયો હોય છે, અગર જે પોતાની મેળે તેવો સંબંધ બંધાવા દે છે અથવા બંધાવી લે છે અને વળી તે સંબંધ ઘણો વખત ચાલે છે; કિંવા જે દુષ્ટ મનુષ્ય પિશાચને સ્વાધીન કરીને પોતાની ઇચ્છાશક્તિના જોરથી હલકી ઇચ્છાશક્તિના માણસને તે પિશાચને અધીન કરી દે

છે, તે મનુષ્યને જ તે પિશાચ ત્રાસ આપી શકે છે. આ સિવાય જો કોઈ વાર માણસ કાંઈ પૈશાચિક ચમત્કાર જુએ, કિંવા પિશાચની આકૃતિ દેખાય, કિંવા કાંઇ ભયંકર દેખાવ નજરે પડે અથવા ભાષણ ચમત્કાર સાંભળવામાં આવે, તોપણ જ્યાંસુધી તે મનુષ્યના મનનુ સ્થૈર્ય કાયમ હોય ત્યાંસુધી પિશાચથી તે ઉપર કાંઇ જ અનિષ્ટ પરિણામ નિપજાવી શકાતું નથી, એવો માનસ શાસ્ત્રનો સિદ્ધાંત છે.

**ભૂતને શી હાનિ થાય છે?**—પિશાચને વશ કરીને તેની પાસેથી કામ લેવું તેમાં એઉને નુકસાન થવા પામે છે. સાધકની ઉન્નતિ તો તેથી નથી જ થતી અને તે છેવટે અવનતિમાં જ સબડે છે; કોઇને પ્રારંભમાં કદાચ કાંઈ ઐહિક ફાયદા દેખાય, તોપણ છેવટે તે પુષ્કળ દિવસના પિશાચશક્તિના સાહચર્યથી તે શક્તિના તાબામાં જઇને પોતાનું ઐહિક અને આમુષ્મિક અકલ્યાણ જ કરે છે; વિશેષમાં ખુદ એ પિશાચનું પણ તેથી અકલ્યાણ થાય છે. વારંવાર સ્થૂળ ભોગો તરફ તેને આકર્ષવાથી તે પૃથ્વીબદ્ધ રહે છે અને કામલોકમાં તેના આત્માની ઉન્નતિ થતી નથી–તે ઉંચે ચઢી શકતું નથી. કેટલાકો પોતાને ઘેર ભૂતોનાં સ્થાનક કરીને તેમની સ્થાપના કરે છે પરન્તુ તેથી ભૂતોનું કલ્યાણ નહિ પણ અકલ્યાણ થાય છે. કદાચ કોઇ પોતાનો કુટુંબી ભૂત થાય અને તેને પ્રબળ વાસનાને લીધે સ્થાપિત થવાની ઇચ્છા થાય. તોપણ તેનું યોગ્ય ઉપદેશ, ઉપચાર કે ક્રિયાવડે સાંત્વન કરવું પરન્તુ બને ત્યાંસુધી તેની સ્થાપના કરવાને અધીરા થવું નહિ.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## ભૂવા અને ધૂણનારા : તેમના ઢોંગ.

**ધૂણતા ભૂવા**—પ્રેતવિદ્યાને નામે ઢોંગ–ધુતારાવેડા પણ પુષ્કળ ચાલે છે; માટે તેવા ઢોંગી લોકોથી સાવધ રહેવું. ગામડામાં દેવીના માંડવા નાંખીને હલકા લોકોમાં ભૂવા ધૂણે છે, બૈરાં ધૂણે છે, તેમાં મોટે ભાગે ઢોંગ જ હોય છે, અને અજ્ઞાન લોકોમાંના કેટલાક એ ઢોંગને સમજવા છતાં દેવી કે માતાનું કૂડું પડશે એવી બીકથી તે બધું ચાલવા દે છે. ભૂવાના કે ધૂણનારાના ઢોંગ પકડવા માટે એ માણસને થોડો કૌવચનો રસ કોઇ જગ્યાએ છાનોમાનો–જ્યારે તે હોકારા કરવાની કે ધૂણવાની ધૂનમાં હોય ત્યારે ચોપડી દેવો; એમ કરવાથી એ ભાગમાં

તેને અગન બળવા લાગશે અને તે ખજાવાળવા લાગશે, એટલે તેને ઢોંગ બરાબર કરવાનું ભાન રહેશે નહિ અને તે પકડાઈ જશે.

**એક રમુજી દૃષ્ટાંત**—એક બાઇ એવી ઉસ્તાદ હતી કે તે ધૂણીને તેનાં કુટુંબીઓને બહુ ત્રાસ આપતી પણ કોઈથી પકડાતી નહિ. એક જાદૂગરે તેને પુષ્કળ બીતિ દેખાડવાનો યત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો. છેવટે તે જાદૂગરે એ બાઈના શરીરમાંના ભૂતને ઉદ્દેશીને કહ્યું: "તું આ પોઠીયાને છોડી જતું નથી, તો તને અથવા જો પોઠીયો ઢોંગ કરતો હશે તો તેને મારા મંત્રસામર્થ્યથી બાળી નાંખીશ." એમ કહીને તેણે એક મોટો કાકડો સળગાવી તેની સામે ધર્યો. જાદુગરે પોતાના મ્હોંમાં તેલ અને રેકટીફાઇડ સ્પીરીટનો કોગળો ભરી તે પેલા બળતા કાકડા તરફ ઉડાડ્યો એટલે તેનો કેટલોક ભાગ કાકડા ઉપર અને બીજો ભાગ તે સ્ત્રીનાં કપડાંપર પડ્યો. તે સાથે તે સ્ત્રીનાં કપડાં અને પગપર પીળા રંગની જ્વાળા દેખાવા લાગી. આથી તે સ્ત્રી ગભરાઈ અને તે સમજી કે મંત્રથી જ આગ લાગી અને "હું જઉં છું, હું જઉં છું" એમ કહેતી જમીનપર ઢળી પડી. કપડાં હોલવી નાંખવામાં આવ્યાં અને બાઇનો ઢોંગ પકડાઇ ગયો. (સ્પીરીટની જ્વાળાથી કાંઇ બળતું નથી એમ કાંઈ નથી. આંગળી સ્પીરીટમાં બોળીને સળગાવવાથી જ્યાં-સુધી ચામડીપર સ્પીરીટ હોય છે ત્યાંસુધી તે બળે છે પરન્તુ સ્પીરીટ ઉડી જતાં જ્વાળા હોલવાઈ જાય છે; છતાં જો સ્પીરીટનું પ્રમાણ વધારે હોય છે તો તેથી ચામડી દાઝવા લાગે છે; માટે ઢોંગીને ભય પમાડવાનું કાર્ય પૂરૂં થતાં જ જ્વાળા ઉપર રાખ નાંખીને હોલવી નાંખવી.)

**જ્ઞાનતંતુનો ઉન્માદ**—કેટલીક સ્ત્રીઓ અમાસ અને પૂનમને દિવસે ધૂણવા લાગે છે. આમાં જેમ ખરો પૈશાચિક ત્રાસ હોતો નથી તેમ તે કેવળ ઢોંગ પણ હોતો નથી. અમાસ અને પૂનમને દિવસે જેમ દરી-યામાં ભરતી ઓટ થાય છે તેમ જગતની દરેક વસ્તુના વાતાવરણમાં વિશિષ્ટ ફેરફાર થઇ જાય છે. એ ફેરફાર મનુષ્યના જ્ઞાનતંતૂપર અસર કરે છે. જેમ ચોથીઓ તાવ બરાબર ચોથે દિવસે આવે છે, આધાશીશી બરાબર અમુક વખતે જ રોજ ચડે છે, તેમ આ જ્ઞાનતંતુનો ઉન્માદ પણ પૂનમ અને અમાસને દિવસે જ અથવા ચોક્કસ દિવસોને નિયમિત અંતરે જ બને છે. કોઈના જ્ઞાનતંતુ અમુક ઝાંઝ, પખાજ કે ડાખલાનો અવાજ સાંભળીને ઉત્તેજિત થાય છે, કોઇના જ્ઞાનતંતુ અમુક જાતના ધૂપની ગંધ—ગુગળની કે લોબાનની—આવતાં ઉત્તેજિત થાય છે અને તેનું શરીર

કંપી ઉઠે છે. આ જેમ ખરો ભૂતોન્માદ નથી તેમ ઢોંગ પણ નથી. ભૂવા અને ધૂણનારામાંના સાચા થોડા હોય છે અને પૈશાચિક અત્યાચારના જે બનાવો લોકો માને છે તેમાંથી સેંકડે નેવુ ઢોંગના, શારીરિક કારણથી જન્મેલા, માનસિક કારણથી જન્મેલા અને જ્ઞાનતંતુના વિકારના પરિણામરૂપ હોય છે.

## પરિચ્છેદ ૮ મો.

## ભૂતના વળગાડનો ભ્રમ.

**લાક્ષણિક ભ્રમ**--આપણા લોકોમાં પૈશાચિક ત્રાસ અથવા ભૂતના વળગાડનો વહેમ એટલો બધો વ્યાપી ગએલો છે કે કોઇ બાળક અકસ્માત માંદું પડે તો કહેશે કે એને કોઇની નજર લાગી છે કે એને ભૂત વળગ્યું છે! કોઈ સ્ત્રીને હીસ્ટીરિયાનું દર્દ થયું હોય તો કહેશે કે એને ચૂડેલ વળગી છે; પરન્તુ આ બધા શારીરિક વિકારો હોય છે. શરીરમાં તાવ બહુ આવ્યો હોય અને મગજ ઉપર ગરમી ચડી ગઇ હોય તો માણસને ભ્રમ ઉત્પન્ન થાય છે, અને એવા ભ્રમને પણ કેટલાક લોકો પૈશાચિક ત્રાસ માને છે. રોગી જો ભ્રમમાં પ્રશ્નોના ઉત્તર બરાબર પણ ધીરે ધીરે આપે તો તે સુસ્તી, જડતા (લેથરજી) છે. ઉત્તર પૂરતી જ તેનામાં જાગૃત આવે તો તે નિદ્રાભ્રમ (સોમનોલન્સી) છે. મોટેથી હાક મારીને કિંવા હલાવીને જાગૃતિમાં આણવામાં આવે તેને તંદ્રા (સ્ટૂપર) કહેવામાં આવે છે. હલાવવાથી પણ જાગે નહિ તે બેશુદ્ધિ (કૉમા) છે અને થોડી વાર શુદ્ધિ ચાલી જાય ત્યારે તે મૂર્છા (ફેંટીંગ) છે. આ સ્થિતિ જ્ઞાનતંતુના બગાડાથી થાય છે. જ્યારે અસંબદ્ધ પ્રલાપ, વિચિત્ર કલ્પના અને વિલક્ષણ ઇંદ્રિયક્રિયા કોઈ કરે ત્યારે તેને ભ્રમ (ડિલિરિયમ) થયો કહેવાય છે. જ્યારે દર્દી હીલચાલ ન કરતાં પોતાનાં મનમાં જ બડબડ કર્યાં કરે ત્યારે તેને આત્મગત વિચારભ્રમ (ટૅારપિડ ડિલિરિયમ) કહે છે. બિછાનામાં પડીને તે જ્યારે મોટેથી બડબડે છે ત્યારે તેને સાદો ભ્રમ ( સિંપલ ડિલિરિયમ ) કહે છે. દર્દીને બિછાનામાં જોરથી દાબી રાખવો પડે તો તેને ઉત્તાન ભ્રમ ( ફ્રિરિયસ ડિલિરિયમ ) કહે છે.

**બાલગ્રહ**—બાળકોને તાણ કે આંચકી આવે ત્યારે પણ તેને શારીરિક દર્દ સમજવું. તે કાઇ પૈશાચિક ત્રાસ હોતો નથી. બાળકને મસ્તકપર ગરમી ચડી જવાથી તે એકદમ આંખોના ડોળા ફેરવી નાંખે

છે અને આંચકી ખાવા લાગે છે. દાંત આવતી વખતે જ્ઞાનતંતુપર માઠી અસર થતી હોવાથી પણ બાળકોને આંચકી આવે છે. પછાડ વાગવાથી પણ તેમ જ થાય છે. બાળકોની પાચનક્રિયા બરાબર ન થવાથી યકૃત બરાબર કામ કરતું ન હોવાથી પણ બાળકને નજર લાગવાનો ભ્રમ ઘણાને થાય છે કારણકે તે વખતે બાળક દુબળું પડવા લાગે છે. માબાપની અશક્ત પ્રકૃતિથી અને ખાસ કરીને પુરૂષના અશક્ત વીર્યથી ઉત્પન્ન થએલાં બાળકોનાં મગજ અને જ્ઞાનતંતુમાં આવો વિકાર ઉત્પન્ન થાય છે. બાળક પજવતું હોય ત્યારે માતાના હૃદયમાં ત્રાસ, દ્વેષ, ગાળ દેવાની વૃત્તિ ઇત્યાદિ તરેહના વિકાર ઉત્પન્ન થાય છે અને એ વિચાર-ક્રિયાના સંસ્કારથી દૂષિત થએલું દૂધ બાળકના કોમળ મગજ ઉપર ખરાબ પરિણામ નીપજાવે છે અને બાળકને પીડે છે. બાળકની તબી-યત સંબંધી માબાપની ચિંતાના વિચારો પણ બાળકને ત્રાસ આપનારા થાય છે. આ બધાં કારણો સમજીને તેને પૈશાચિક ત્રાસ ન સમજતાં યોગ્ય શારીરિક તથા માનસિક ઉપચારો જ કરવા.

**હીસ્ટીરિયા**—પુરૂષ કે સ્ત્રીને હીસ્ટીરિયા થાય છે ત્યારે તો તેને ભૂતોન્માદ સમજનારા માણસો ઘણા હોય છે; પરન્તુ આ દર્દનો વિકાર સ્ત્રીઓના ગર્ભાશયમાંથી, મગજમાંથી અને મનોવાસનામાંથી ઉત્પન્ન થએલો હોય છે.* તેટલા માટે શરીરને લગતાં દર્દોના તથા મેસ્મેરિઝ-મના ઉપાયોથી એ દર્દ મટાડવું.

**બેશુદ્ધિ**—એકદમ ચકરી આવવાથી બેશુદ્ધ થઇને પડવું, વાઈ આવવી, લુક લાગવી, વગેરે દર્દો પણ પૈશાચિક નથી. એવે વખતે આમોનીયા સુંઘાડવાથી કે નવસારચૂનાના મિશ્રણથી નીકળતા બાફનો ઉચ્છ્વાસ દર્દીને લેવા દેવાથી કિંવા ઠંડા પાણીનો મગજપર છંટકાવ કર-વાથી દર્દી શુદ્ધિમાં આવે છે.

**ગાંડપણ**—ગાંડપણ એ પણ મગજનો જ એક વિકાર છે. મગજની વૃદ્ધિ બરાબર થયા પછી તેમાં બગાડો થવાથી ગાંડપણ લાગુ પડે છે, તેમજ મૂળથી મગજની વૃદ્ધિ બરાબર નહિ થવાથી પણ ઘેલછા આવે છે. તે મટાડવા માટે માનસિક અને શારીરિક ઉપચારો કરવા.

**ભ્રામક વિકાર**—જે વિકાર પિશાચના ન હોવા છતાં પૈશાચિક હશે એવો સંશય માત્ર ઉત્પન્ન કરે તે માનસિક ભ્રમવિકાર કહેવાય છે.

* જુઓ ખંડ ૫, પરિ. ૨૧ મો.

તેની અસર મગજપર, જ્ઞાનતંતુપર, અને શરીરપર લાંબો વખત ચાલુ રહે, તો તે તે ઠેકાણે બગાડો કરીને ખાસ કરીને ચહેરા ઉપર સોજાના જેવા રૂપમાં દેખાઇ આવે છે. માટે યોગ્ય ઉપચાર કરવો. આ પ્રકારનો મગજનો બગાડો વંશપરંપરા ઉતરે છે. ગાંડા માણસની સોબતથી તેનું અનુકરણ કરવાની ટેવ પડી જવાને લીધે પણ મનમાં ભ્રામક વિચાર પ્રવેશ કરે છે. કોઇની ખોડની નક્કલ કરવાની ટેવથી, કોઇના ચાળા પાડતાં તોતડું બોલવાની ટેવથી, ભૂત આવ્યું હોય તેમ ખોટું ધૂણવાની ટેવથી, તે ટેવના સંસ્કારથી આગળ જતાં તે ખરૂં છે એવો ભ્રમ ઉત્પન્ન થાય છે. સારા સશક્ત માણસોને પણ કોઇ વિશિષ્ટ પરિસ્થિતિમાં એક પછી એક કલ્પના આવવા લાગે છે અને તેની અસર મન ઉપર થવાથી ભૂત પિશાચ સંબંધી કલ્પનાનુભવનો ભ્રમ પેદા થાય છે. મેસ્મેરિઝમ કે હિપ્નોટિઝમ વિદ્યાનો પ્રયોગ કોઈ ઉપર કરતાં જો તેને ક્ષણિક પૈશાચિક ભ્રમ ઉત્પન્ન કર્યો હોય તો તે ભ્રમ પ્રયોક્તાના અજ્ઞાનથી કે ભૂલથી કોઇ વાર વધુ વખત રહી જવાથી પણ એ પ્રકારનો ભ્રમ થાય છે. આવા ભ્રામક વિચાર ખુલ્લી હવામાં કસરત કરવાથી અને મગજના જ્ઞાનતંતુ સુદૃઢ કરવાના અન્ય ઉપચારો કરવાથી મટે છે; પરન્તુ તેમાં પૈશાચિક ત્રાસ હોવાની ભ્રમણા કદિ કરવી નહિ.

## પરિચ્છેદ ૯ મો.

## ભૂતનો સાચો વળગાડ.

**પૈશાચિક ત્રાસના પ્રકાર**—જે વિકાર કે ત્રાસનું પરીક્ષણ કર્યા પછી માલૂમ પડે કે તેમાં શારીરિક વિકાર, માનસિક વિકાર, લુચ્ચાઇ વગેરે પ્રકારો રહેલા નથી અને જેનું અદ્ભુતપણું મર્યાદા બહાર રહેલું માલૂમ પડે, તેને પૈશાચિક શક્તિનો ત્રાસ સમજવો. આવો સાચો પૈશાચિક ત્રાસ જોકે કોઇ જ વાર જણાય છે; તોપણ તે ઉત્પન્ન થવામાં કોઈ પણ વ્યક્તિની સાથે પૈશાચિક શક્તિનો સંબંધ થવો જોઈએ છે. આ સંબંધ બે પ્રકારનો છે: (૧) કૃત્રિમ (૨) સ્વાભાવિક.

**કૃત્રિમ સંબંધ**—પૈશાચિક ત્રાસ ઉત્પન્ન થવાનું જાણી-બૂઝીને આપણી કાંઈ કૃતિ કારણરૂપ થઈ હોય, તો તે સંબંધને કૃત્રિમ તરેહથી બંધાએલો પૈશાચિક સંબંધ કહે છે. (૧) મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ વગેરે વિદ્યાઓનો પ્રયોગ કરતાં પાત્ર અંતર્જ્ઞાનદૃષ્ટિની અવસ્થામાં કિંવા તેથી

વધારે આગળની અવસ્થામાં ગયો હોય, તો તે સ્થિતિમાં કોઇ વાર તેની સાથે પિશાચશક્તિનો સંબંધ બંધાય છે. (૨) પિશાચશક્તિનો અનુભવ લેવાનો પ્રયોગ કરતાં કોઈ અશક્ત માનસ પ્રકૃતિના મધ્યસ્થ–મીડિયમની સાથે પિશાચશક્તિનો સંબંધ જોડાય છે. (૩) આધ્યત્મિક શાસ્ત્રમાંની ઉચ્ચ તરેહની શક્તિના અનુભવ માટે પ્રયત્ન કરતાં એટલે માનસ, મંત્ર, ઉપાસના, યોગ ઇત્યાદિક પ્રયોગો કરતાં વિશિષ્ટ તરેહની શારીરિક અને માનસિક ઉત્તેજકતા પ્રાપ્ત થાય છે. એવે વખતે યોગ્ય સાવધાનતા રાખી ન હોય, તો પિશાચશક્તિનો સંબંધ જોડાય છે.

**સ્વાભાવિક સંબંધ**—પિશાચશાસ્ત્રના નિયમ મુજબ આપણી સાથે પિશાચનો સંબંધ જોડાવા સરખી શારીરિક અને માનસિક સ્થિતિ બનવાથી આકસ્મિક યોગાયોગથી જે આપોઆપ સંબંધ બંધાય છે તે સ્વાભાવિક સંબંધ કહેવાય છે. (૧) જ્યારે હમેશની નિદ્રા કરતાં કોઈ વાર ખાસ જૂદી જ જાતની ગાઢ નિદ્રા આવે છે, ત્યારે આપણી માનસિક સ્થિતિ પિશાચશક્તિના સંબંધને યોગ્ય બને છે. આવે વખતે કોઈ વાર તે શક્તિનો સંબંધ જોડાવાથી સ્વપ્નમાં ભીતિદાયક દેખાવોથી અને કૃત્યોથી ત્રાસ ઉત્પન્ન થાય છે. (૨) જાગૃતિમાં થતો સ્વાભાવિક સંબંધ હમેશાં માનસિક ક્ષીણતાથી થાય છે. અતિ હાસ્યથી, અતિશય રડવાથી, હર્ષાતિશય થવાથી અથવા એવા જ કોઇ કારણથી વૃત્તિની ઉત્તેજકતાનો અતિરેક થાય છે, ત્યારે માનસિક ક્ષીણતા આવવાની શરૂઆત થાય છેઃ તેવે વખતે પૈશાચિક શક્તિના સ્થાનમાં એકલા જવાથી પિશાચ પ્રવેશ કરી શકે છે. વિકારમાંથી સાજા થતાં આવેલી અશકતતા, ભીતિ, ઉદાસીનતા, ઇત્યાદિ કારણોથી જ્યારે વૃત્તિવિલીનતાની સ્થિતિ આવીને માનસિક ક્ષીણતા નિર્માણ થાય છે ત્યારે પૈશાચિક સ્થાને એકલા જવાથી તે વળગે છે. કોઇનું દ્રવ્ય, વૃત્તિ, પ્રાણ ઇત્યાદિ હરણ કરવાની કલ્પના મગજમાં જન્મીને જ્યારે તદ્રૂપ થઈ જવાય છે ત્યારે પણ મન નિર્બળ બને છે; ત્યારે જે કોઈ વ્યક્તિ એવા જ કોઇના કૃત્યથી પ્રાણત્યાગ કરીને વિદેહ ચૈતન્ય સ્વરૂપમાં રહેલી હોય કિંવા પૂર્વજન્મમાં તેનું હરણ કરનારની સાથે તેને પોતાનો સંબંધ બાંધવાનું સાધન મળતું ન હોય, તો તે સંબંધી વસ્તુમાત્રને તે ધારણ કરી રહેલી હોઈને એવી વસ્તુ માત્રથી સંબંધ થતાં તે પિશાચશક્તિનો સંબંધ બંધાય છે.

**પૈશાચિક સંબંધથી થતો ત્રાસ**—આ પ્રકારે કૃત્રિમ કે સ્વાભાવિક સંબંધ બંધાવાથી શારીરિક, માનસિક, ઉભયમિશ્ર અને અચેતન

ચેતનાત્મક ત્રાસ થાય છે. શારીરિક ત્રાસમાં શરીર અથવા ઈંદ્રિયની વેદના, મારવું, બાંધવું, બાળવું વગેરે યાતનાનો સમાવેશ થાય છે. માનસિક ત્રાસમાં વિલક્ષણ શબ્દોનું અંતરીક્ષમાંથી શ્રવણ, વિલક્ષણ રૂપદર્શન વગેરેનો સમાવેશ થાય છે. ઉભયમિશ્ર–એઉ પ્રકારનો ત્રાસ સાથે પણ થાય છે. અચેતન ચેતનાત્મક. ત્રાસ એટલે ઘરમાંની કોઈ જણસોની હીલચાલ, ભાંગ–ફોડ, માર–પછાડ, વગેરે વસ્તુઓનો નાશ–નુકસાન થાય છે.

**ભૂતના સાચા વળગાડના ઉપાયો**—ભૂતનો સાચો વળગાડ હોય કિંવા ખરો પૈશાચિક ત્રાસ હોય તો (૧) વાસનાપૂર્તિ, (૨) સંબંધમાર્ગાવરોધ, (૩) સંબંધનાશ અને (૪) પિશાચદેહમુક્તિ એ માર્ગોવડે તેના ત્રાસમાંથી છૂટવું. (૧) જો કાંઈ થોડી ઇંદ્રિયવિષયક વાસના કિંવા ઇચ્છા પૂર્ણ કરી લેવા માટે પિશાચનો વળગાડ પેઠો હોય તો તેની વાસનાપૂર્તિ કરવી એટલે કે બલિદાનથી અને જીવતૃપ્તિથી તેને તૃપ્ત કરવો. જેને ત્રાસ થતો હોય તેના શરીરપરથી ખાવા પીવાની વસ્તુઓ, અન્ન કિંવા બીજી કાંઈ વસ્તુઓ ઉતારીને કોઇ ખાસ ઠેકાણે મૂકી આવવું તેને બલિદાન કે ઉતાર કહે છે. કેળાં, લીંબુ વગેરે ફળ, મોદકના લાડુ કિંવા કોઈ હલકું ભૂત હોય તો ગાંજો, ઇંડાં, દારૂ વગેરે પદાર્થો પણ માંગે છે. ઉતારવાની ચીજો ત્રણ વાર ઉતારવી અને ત્રણે વાર જેના પરથી ઉતારી હોય તેની દૃષ્ટિ સામે એક એક ક્ષણ રાખવી. તેના શરીરમાંનું પિશાચ એ પદાર્થમાં આકર્ષિત થઇને આવે છે, એવી ભાવના તે ઉતારા વખતે રાખવી. ઉતાર મૂક્યા પછી હાથ પગ અને આંખો ધોયા પછી ઘરમાં પેસવું. જીવતૃપ્તિ કરવાની રીત એવી છે કે કુમાર. કુમારી, બ્રહ્મચારી, વિધવા, ગોસાંઇ, બ્રાહ્મણ અથવા પશુને અન્નદાનથી તૃપ્ત કરવું. એ જીવતૃપ્તિ કરતી વખતે તે તે વ્યક્તિમાં અદૃષ્ટ શક્તિ આવીને પોતે તૃપ્ત થાય છે એવી ભાવના રાખવી. (૨) જે માનસિક આવરણની વિશિષ્ટ કોમળતાથી પિશાચનો ત્રાસ થાય છે તે કોમળતા, અશક્તતા દૂર કરવાથી તે સંબંધનો માર્ગ બંધ થાય છે તેને સંબંધમાર્ગાવરોધ કહે છે. આ ઉપાય બે રીતે થાય છે–તંત્રશાસ્ત્રીય રીતે અને માનસિક દૃઢતાવાળા પવિત્રાચરણી મનુષ્યની માનસિક શક્તિની સહાય, સૂચના, આજ્ઞા કિંવા આશીર્વાદ લેવાની રીતે. તંત્રશાસ્ત્રીય રીતોમાં સર્વગંધવિલેપન, વચાદિ ધૂપ, બેલતુલસીગઢ જલસિંચન, અષ્ટમંગલઘૃતપ્રાશન ઇત્યાદિ ઉપચારો રહેલા છે. કેસર, કાળો અગર, કપૂર (વિશુદ્ધ–બજારૂ નહિ ) શુદ્ધ કસ્તુરી, ઉંચું ચંદન એ પદાર્થો સમાન વજને

લઇને બનાવેલા ગંધને સર્વગંધ કહે છે. તંત્રશાસ્ત્રીઓ આ ગંધને ઉપયોગમાં લે છે. બીજી રીતમાં શાંતિપાઠ સરખી ધર્મોપાધ્યાયોએ કરેલી પ્રાર્થના અથવા સ્તોત્રપાઠનો સમાવેશ થાય છે. જ્યારે પિશાચનો સંબંધ થવાનાં કારણો હોય છે ત્યારે એકલા માર્ગાવરોધથી પતી જતું નથી પણ પિશાચના સંબંધનો નાશ કરવો પડે છે. (૩) કૃત્રિમ સંબંધ મેસ્મેરિઝમ કરતાં કે પિશાચવિદ્યાના પ્રયોગો કરતાં બંધાય છે અને એવો સંબધ તોડવાની રીતો એ વિષય ઉપરના વિવેચનમાં બતાવી છે. સ્વાભાવિક સંબંધનાશ અનેક રીતે થાય છે. પિશાચને પ્રિય એવી કોઈ વસ્તુ કિંવા દ્રવ્યના યોગથી આપણને ત્રાસ થતો હોય તો તે વસ્તુનો ત્યાગ કરવો કિંવા તેનું દાન કરવું. સ્થૂલ પંચભૂતાત્મક શરીરપર અને સૂક્ષ્મ ચૈતન્યભૂતાત્મક શરીરપર વિશિષ્ટ સ્થૂલ કાર્યના આદિ પરમાણુનો સમુચ્ચય કરીને ઇષ્ટ પરિણામ નિપજાવનાર રેષાકૃતિનો–યંત્રનો-ઉપયોગ કરવો અથવા યંત્રને ધારણ કરવો. વિશિષ્ટ વર્ણરચનાના તાલબદ્ધ સંસ્કારલહરિથી વાયુ અને પ્રાણ એ દ્રવ્યોમાં વિશિષ્ટાકાર નિર્માણ કરીને તેને યોગે ઇષ્ટ કાર્ય નીપજાવનાર શબ્દોચ્ચારનો–મંત્રોચ્ચારનો ઉપયોગ કરવો. માનસ દ્રવ્યમાં સામર્થ્યવાન દેવતા નિર્માણ કરીને તે વડે ઇષ્ટ પરિણામ નીપજાવવું. સર્વવ્યાપી અધ્યાત્મશક્તિસામર્થ્યમાંનું જોર અંતરાત્મા પાસેથી લઇને ઇષ્ટ કાર્ય પાર પાડવું. આ ઉપરાંત તેમાંના એકથી વધારે ઉપાયોનો એકી સાથે ઉપયોગ પણ કરી શકાય. ભૂતનો સંબંધ તોડવા માટે એ ૬ માર્ગો ઉપયોગમાં લેવાય છે. આ સંબંધનાશ મંત્રીને અથવા દાટીને કરવામાં આવે છે. જેના શરીરમાં ભૂત દાખલ થવાથી પીડા થતી હોય ( અભિનિવેશિત ), અને જેના શરીરમાં ભૂત આવીને તેને ધુણાવતું હોય (આવેશિત) અને જે સ્થળે ભૂતનો નિવાસ હોય, તે બધાને ભૂતના વળગાડથી મુકત કરવા માટે સંબંધમાર્ગાવરોધનો ઉપચાર કરીને, યંત્રનો વિચાર કરીને અને મંત્રોવડે પ્રતિબંધક સંસ્કાર ફેંકતા રહીને એ રીતે યંત્ર–મંત્રની શક્તિ જોડીને–એ યંત્રને ધારણ કરવો કિંવા ભૂતપીડિત સ્થળે રાખવો કિંવા તે મનુષ્ય અગર તે સ્થળ ઉપર મંત્રેલા પાણીનું સિંચન કરવું. જૂદી જૂદી જાત, પંથ અને ધર્મમાં આ વિધિમાં કાંઈ ફેરફાર માલૂમ પડે છે; પરન્તુ તેની રચના સામાન્ય રીતે એક જ તત્ત્વ ઉપર અવલંબી રહેલી છે. આધિવ્યાધિહરણને માટે પંચકોણ યંત્ર, આઠ પાંખડીનું કમળ અગર સ્વસ્તિક એ શુભ યંત્રો છે. એ યંત્રો કિંવા બીજા સારા યંત્રો શોધીને ભૂમિ, કાગળ કે ભોજપત્રપર

કેસર, કસ્તુરી કે ગોરોચનથી દોરીને તે પર પિશાચવ્યાધિગ્રસ્તનું નામ, વ્યાધિનિરાકરણનો હેતુ સ્પષ્ટ લખીને યંત્રપૂત કરવી. એટલાથી ન પતે તો તે ઉપર મંત્રોચ્ચાર સંસ્કાર કરવો, અગર લીંબુ, પાણી વગેરે પદાર્થો મંત્રી આપવા. મંત્રરચનામાં બહુધા ધાર્મિક ગ્રંથમાંની શબ્દરચનાનો ઉપયોગ કરવામાં આવે છે, એવું બાયબલ, કુરાન, વેદમંત્રો અને તંત્રગ્રંથોમાંનાં કવચો ઉપરથી જણાય છે. આ કરતાં વધારે મુશ્કેલ પ્રસંગે જપાનુષ્ઠાન અને પુરશ્ચરણથી કોઈ સમર્થ દેવતા નિર્માણ કરીને અને ઉપાસનાના નિયમથી તે દેવતાકારમાં સૃષ્ટિમાં કાર્ય કરતી સામર્થ્યવાન સર્વવ્યાપી ઇશ્વિરશક્તિમાંનું પ્રાણતેજ સંમિલિત થઇ રહે એવી એકનિષ્ઠા ધારણ કરીને કોઇ મંત્રપર અગર વસ્તુપર દેવતાની સ્થાપના કરીને પિશાચનો સંબંધ તોડવામાં આવે છે. આ ઉપાયો કરતાં છતાં પિશાચનો સંબંધ તૂટે નહિ, કિંવા ફરી ફરીને બંધાય તો પિશાચને બાંધી રાખવાનો ઉપાય કરવો. આ ઉપાય નીચે પ્રમાણે કરવો.



પંચકોણ યંત્ર [આકૃતિ ૪૯].

આવેશિત કિંવા અભિનિવેશિત મનુષ્યપર જેનું વર્ચસ્વ બેઠું હોય એવા હિપ્નોટિસ્ટે, પિશાચવિદ્યા જાણનાર ભૂવાએ, માનસશાસ્ત્રવેત્તાએ અથવા સિદ્ધ મંત્રશાસ્ત્રવેત્તાએ જ ભૂતને બાંધવા તૈયાર થવું. એક શીશીમાં તુળસી જેવી પવિત્ર વનસ્પતિના સ્પર્શથી પવિત્ર કરેલું જળ લઈને તેમાં સુવાસિક પદાર્થો–સર્વગંધાદિ નાંખવા, અને પછી તે શીશી આવેશિતની સમક્ષ ધરીને તેમાં તેના મુખ કે નાકવાટે ધીરે ધીરે ઉચ્છ્વાસ છોડવાનું કહેવું. એ વખતે ' આ ઉચ્છ્વાસની સાથે ભૂત શીશીમાં જાય ' એવી તે ભૂતને સાદા સ્પષ્ટ શબ્દોથી અગર મંત્રોચ્ચારથી આજ્ઞા કરવી અને મનની ધારણાના જોરથી તે ઉચ્છ્વાસની સાથે તે શીશીમાં દાખલ કરૂં છું એવું ધ્યાન કરવું. એ પ્રમાણે ત્રણ ઉચ્છ્વાસ છોડાવવા, પછી તેને મજબૂત બુચ મારવો અને પાણી જરા પણ બહાર ઝમે નહિ એવો બંદોબસ્ત કરવો. આવેશિત એ શીશીમાં ઉચ્છ્વાસ છોડવાની ના કહે તેવી સ્થિતિ હોય તો તેના શરીરપરથી હાથવડે માર્જન આવર્જન ( આકર્ષક હાથ ઉતારા ) શીશીના મ્હોંસુધી, ઉપર દર્શાવેલા શબ્દોચ્ચારથી–

મંત્રોચ્ચારથી અને ભાવનાથી કરીને ખૂચ મારવો. પછી એ શીશીપર યંત્રાકૃતિની કિંવા દેવતાના નામના અક્ષરની મુદ્રા મારવી–સીલ કરવો અને તે જ દેવતાના આવાહનમંત્રથી પ્રતિષ્ઠાપના કરી શીશીનું મ્હોં બાંધવું. પછી તે શીશી ફૂટે નહિ એવા સ્થળે જમીનમાં ઉંડી દાટી દેવી. સાધારણ ત્રાસમાં એ જ રીતે જમીનપર ઉચ્છ્વાસ છોડાવીને તે ઠેકાણે ઉપર પ્રમાણેની ભાવના સાથે ખીલો ઠોકવાની રીત છે. (૪) આવા બધા ઉપાયોથી પણ એ પિશાચનો સંબંધ તૂટી શકે નહિ તો તેનો છેલ્લો ઉપાય પિશાચદેહમોચન કરવાનો છે; જીવાત્મા ઉન્નત દેહની અવસ્થામાં જતાં જતાં જે કારણોથી તે વચમાં પિશાચદેહમાં અટકી રહ્યો હોય તે કારણો દૂર કરવાના ઉપાયો યોજીને તેની પિશાચદેહમાંથી મુક્તિ કરવી જોઈએ. પિંડદાનમુક્તિ ( શ્રાદ્ધ ) કરવી એટલે કે તીર્થ-સ્થળે જઈને મુક્તતાનો વિધિ કરી દેહમુક્તિની ભાવનાથી ચોખાનો કે બીજો કોઇ જાતનો પિંડ મૂકવો. જે પ્રકારના પુણ્યથી પિશાચદેહમાંનો જીવાત્મા ઉચ્ચ ભુવનમાં પહોંચવાને સમર્થ બને તે પ્રકારનું પુણ્ય શાસ્ત્રમાં કહેલી રીતે કરવું. આવેશિત મનુષ્ય પાસે શારીરિક અને માનસિક દોષ હરણ થાય એ રીતે તેની પાસે ઉપાસના, જપ, તપ, સેવા ઇત્યાદિ કરાવવી કે જેથી પિશાચની મુક્તિ થાય, તેને તપાચરણમુક્તિ કહે છે. તપ, યોગ, ભક્તિ કિંવા વિશ્વપ્રેમ એ માર્ગે જેણે પુષ્કળ અધ્યાત્મશક્તિ ધારણ કરેલી હોય એવા મહાત્માના દર્શન–સ્પર્શથી પિશાચ કામકોપમાંથી મુક્તિ મેળવે છે, તેના વાસનાદેહનો નિપાત થાય છે અને તે સદ્‌ગતિ પામે છે. તે મુક્તિને અધ્યાત્મબળમુક્તિ કહે છે. આ પ્રમાણે સાચા ભૂતનો વળગાડ દૂર કરવાના ચડતા–ઉતરતા અનેક પ્રયોગસિદ્ધ માર્ગો રહેલા છે.

**પ્રેતાવાહનવિદ્યાનો નિષ્કર્ષ**—આ વિદ્યાનો નિષ્કર્ષ એ છે કે જેઓ ઇહલોકમાં અધમ વાસનાઓ સેવે છે, અધમ જીવન જીવે છે, દુષ્ટ માર્ગોમાં રચ્યાપચ્યા રહે છે તેઓ મરીને કામલોકમાં અતૃપ્ત વાસના સાથે જાય છે અને પછી તે વાસનાપૂર્તિ કરવાને પૃથ્વીમાં ભ્રમે છે, કુતૂહલ કરે છે, અન્યને પીડે છે અને પોતાના આત્માની ઉન્નતિના માર્ગમાં પોતાની મેળે જ અવરોધ કરે છે. માટે આ લોકમાં જીવન એવું જીવી જાણવું કે જેથી પરલોકમાં જતી વેળાએ અધમ વાસનાઓનાં જાળાં આત્માની આસપાસ બંધાએલાં જ ન રહે.

## ખંડ ૭ મો

# ત્રિકાળ-દર્શન-વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### ત્રિકાળદર્શક સાહિત્યો.

**ત્રિકાળજ્ઞાન**—ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ જાણવાની ઇચ્છા કોને ન હોય ? ત્રણે કાળનું જ્ઞાન પ્રાપ્ત કરવાને મનુષ્ય અનેક વિદ્યાઓની શોધખોળમાં પડે છે અને જ્યારે પોતે તેવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડે છે ત્યારે ત્રિકાળજ્ઞાનીઓની સેવા કરી, તેમને ધન આપી, તેમની ઇચ્છાઓ પૂરીને પણ ત્રિકાળની વાતો જાણવા મથે છે. કોઇ ત્રિકાળજ્ઞાન મેળવવાને પ્રેતાવાહનવિદ્યાનો ઉપયોગ કરે છે, કોઇ તે માટે ચિત્રવિચિત્ર મંત્રોનો ઉપયોગ કરે છે, અને કોઇ અધ્યાત્મશક્તિ કેળવીને તે દ્વારા ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત કરે છે. એવું જ્ઞાન પ્રાપ્ત કરવાના માર્ગો કઠીન છે ખરા પરન્તુ અપ્રાપ્ય તો નથી જ; છતાં બીજી વિદ્યાના ચમત્કારો પણ ત્રિકાળજ્ઞાનને નામે અજ્ઞાન લોકોમાં ચાલ્યા જાય છે.

**ત્રિકાળદર્શક સાહિત્યો**—મુસલમાનોમાં માલાચલન, હજરત બોલાવવા એ બે મુખ્ય રીતોથી પ્રેતાવાહન કરી ત્રિકાળની વાત જાણવામાં આવે છે. હિંદુઓમાં પાત્રાંદોલન, કાજળી, અંજન, ત્રિકાળદર્શક આયનો, કર્ણપિશાચ ઇત્યાદિ પદ્ધતિઓ પ્રચલિત છે. પાશ્ચાત્ય દેશોમાં ક્રિસ્ટલ ગેઝીંગ (મણિનિધ્યાન), ટેબલ ટીપીંગ, પ્લેંચેટ ઇત્યાદિ જાતિના પ્રયોગો જાણીતા છે. એ બધા પ્રેતાવાહનદ્વારા ત્રિકાળ જાણવાની પદ્ધતિને અનુસરે છે. અધ્યાત્મશક્તિ-વિચારશક્તિ કેળવીને ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત કરવું તે યોગવિદ્યામાંહેની એક મુખ્ય સિદ્ધિ છે.

**માલાચલન**—જપ કરવાની માળા ખીંટીપર ભેરવી લટકતી રાખીને ફકીર કિંવા કોઈ વૃદ્ધ સાત્વિક મુસલમાન તેના પર આંગળી રાખી, એકાગ્ર મન કરીને કોઈ મૃત મનુષ્ય અથવા પીરનું સ્મરણ કરી

માળાનું ચલન કરવાની માંગણી કરે છે. તેમાં પૂછેલા પ્રશ્નનો ઉત્તર કારમાં હોય તો પૂર્વપશ્ચિમ ચલન અને નકારમાં હોય તો ઉત્તર દક્ષિણ લન આપો એમ તે કહે છે; એવી સંકેતભાષાથી તે ત્રણે કાળની વાતો તાવાહનની રીતે જાણે છે. બીજી રીતે પ્રેતાવાહન કરનાર કરતાં આવી ાયા સાધનારમાં આધ્યાત્મિક સામર્થ્ય વિશેષ હોવાની જરૂર છે.

**હજરત બોલાવવા**—બાળકના અંગૂઠાના નખ ઉપર કાજળ લ-ાવી તેમાં પિશાચને બોલાવી ત્રિકાળની વાતો જાણવામાં આવે છે.

**પાત્રાંદોલન**—જેમનાં લગ્ન થયાં ન હોય એવી કુંવારી છોકરીઓ ને નાના છોકરા આઠથી બાર વર્ષસુધીના જોઇને તેમને ન્હવરાવવા થા એક પત્રાવળીપર ચોખા પાથરી તે ઉપર પાણી ભરેલી ગાગર મૂકી ની આસપાસ એક બાજુએ ત્રણ છોકરીઓ અને બીજી બાજુએ પાંચ કરા અગર પાંચ છોકરીઓ અને ત્રણ છોકરા એવી વિષમ સંખ્યાથી સાડવા. પૂર્વે મરણ પામેલા નામાંકિત વૃદ્ધ પૂર્વજોને અગર કોઈ સાધુ પુરૂષ કંવા દેવતાની પ્રાર્થના કરીને તે ગાગરપર ચોખા નાંખીને ગાગરના મધ્ય ાગને તેમની ફક્ત આંગળીઓ અડાડીને બેસવા કહેવું. પ્રશ્નના હકારમાં કે કારમાં જવાબને માટે એ વાસણ જમણી બાજુએ કે ડાબી બાજુએ ડોલે વી સંકેતભાષા ઠરાવવી. તે ઉપરથી ત્રિકાળ સંબંધી પ્રશ્નોના ઉત્તરો મળે છે.

**કાજળી**—હાથમાં કાજળ લગાવીને અથવા થાળીમાં કાજળ લગા-ને કાજળી કરી તેમાં નાની વયનાં બાળકોને દેવતાઓ બતાવી તે વતાને પ્રશ્નો પૂછી ત્રિકાળ સંબંધી જવાબો મેળવી શકાય છે.

**અંજન**—ઉલૂક, મયૂર, કાક ઇત્યાદિ કલ્પમાં કહેલી જૂદી જૂદી દ્ધતિથી તૈયાર કરેલું કાજળ હાથે લગાડીને ભોળા હૃદયના માણસને માં જોવાનું કહીને તે ઠેકાણે દેખાતી અદૃષ્ટ વ્યક્તિ પાસેથી પ્રશ્નોના ત્તરો મેળવી કિંવા તેમાંનો દેખાવ જોઇને ત્રણે કાળની વાત જાણવી.

**ત્રિકાળદર્શી આયનો**—કાળા આયનાની સામે દીવો મૂકી તેમાં ાની વયના છોકરાને જૂદા જૂદા દેખાવો બતાવી ભૂત, વર્તમાન, ભવિ-યની વાતો જાણવી.

**કર્ણપિશાચ**—કોઈ અજ્ઞાત વાત કિંવા હકીકત આપણે પૂછી હોય ને પિશાચ આવીને આપણા કાનમાં તેનો જવાબ આપી જાય તે. શાચને કાંઈ ખાસ સાધનોથી પોતાને વશ કરવાથી તેમ બની શકે છે.

**પિશાચવશીકરણ**—મુડદાને દાટેલું કાઢીને તે ઉપર કાંઈ વિશિષ્ટ ધિયુક્ત સંસ્કાર કરીને અગર બીજાં સાધનોથી આપણી ઇચ્છા હોય

ત્યારે તે આપણી પાસે આવે તથા આપણે માંગીએ તે પદાર્થ લાવી આપે અગર આપણું કામ કરે. એ માટે પિશાચને વશ કરવામાં આવે છે તોપણ ત્રણે કાળની વાત જાણી શકાય છે.

**ક્રિસ્ટલ ગેઝીંગ**—કાજળી અને ત્રિકાળદર્શી આયના પ્રમાણે કાચના બનાવટી ગોળામાં પિશાચદર્શન કરાવવું અને તેની પાસેથી ત્રણે કાળની વાત જાણવી તે.

**ટેબલ ટીપીંગ**—ત્રણ પાયાના ગોળ મેજની આસપાસ પ્રેતાવાહનની પેઠે મંડળ કરીને પ્રેતને બોલાવી તેની સાથે ટેબલના પાયાના ઠોકવડે વાતચીત કરી માહિતી મેળવવી તે.

**પ્લચેટ**—પ્લેંચેટ નામનું એક સાદું યંત્ર છે. તે કાગળ ઉપર સવાલના જવાબ લખીને ત્રણે કાળની માહિતી આપે છે. હજરત, કાજળી, આયનો અને પ્લેંચેટના વિશેષ વિવેચન માટે જૂદા પરિચ્છેદો આપ્યા છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## હજરત બોલાવવાની વિદ્યા.

**હજરત ભરવાની રીત**—આ મુસલમાની ઇલ્મ છે. એક સુંદર સફેદ પહોળી રકાબીની વચમાં કપુરના કાજળનું નાની બેઆની જેવડું ટપકું કરવું અને તે ટપકા ઉપર દીવેલનું ટપકું પાડવું. પછી તે રકાબીની સામે દૃષ્ટિ રાખીને પલાંઠી વાળી બેસવું અને એકાગ્ર દૃષ્ટિથી પેલા કાળા ટપકામાં જોવું. એકાગ્ર દૃષ્ટિમાં જેમ વધારે સ્થિરતા હશે તેમ તેમાં વધારે જલ્દીથી ચમત્કાર દેખાવા લાગશે. દૃષ્ટિ સ્થિર હોવા છતાં જો જોનારનું મન ચલવિચલ હશે તો દેખાવામાં વિલંબ થશે. આ પ્રયોગ ત્રાટક મુદ્રાનો છે. જેણે દૃષ્ટિને સ્થિર રાખવાની કેળવણી લીધી હશે તેને આ પ્રયોગમાં મુશ્કેલી જણાશે નહિ. નાની વયના નિર્દોષ અને સરલચિત્ત છોકરા–છોકરીઓને હજરતમાં ઉતાવળે ચમત્કાર દેખાય છે. જોતાં જોતાં નજર ફેરવવી નહિ કારણકે તેમ કરવાથી પ્રયોગ નિષ્ફળ જશે. આ પ્રયોગ વખતે ઝાઝા માણસોને બેસવા દેવાં નહિ; માત્ર જેનું કામ હોય તે, પ્રયોગ કરનાર અને પ્રયોગ કરાવનાર એ ત્રણ ચાર માણસોને બેસાડવાં. તે બધાને આ વિદ્યામાં શ્રદ્ધા હોવી જોઈએ. બહુ અજવાળાવાળી જગ્યા પણ ન જોઇએ.

**હજરતને કેવી રીતે બોલાવવા?**—એ પ્રમાણે ગોઠવણ કરીને પેલી રકાબીમાંના ટપકાપર જોઈ રહેનારને પૂછવું કે તને તેની અંદર કોઈ સપાટ મેદાન જેવું દેખાય છે? જો તે ના કહે તો હજી થોડી વાર તેને દૃષ્ટિ એમ ને એમ રાખવા દેવી. બરાબર મેદાન દેખાવા લાગે અને જોનાર હા કહે એટલે તેને કહેવું કે હવે એમ કહે કે ભંગી આવીને સાવરણીથી જમીન સાફ કરી જાય. એ પ્રમાણે જોનાર બોલશે એટલે તુરત અંદર ભંગી આવતો અને મેદાન સાફ કરતો દેખાશે. તે વખતે જોનારને પૂછવામાં આવશે કે ભંગીએ ટોપી ઓઢી છે કે ફેંટો બાંધ્યો છે, તેણે શરીરે કાંઈ પહેર્યું છે કે ઉઘાડો છે, તો તેના જવાબ પણ જોનાર બરાબર આપશે. ભંગી જમીન સાફ કરી જાય એટલે ભીસ્તીને પાણી છાંટવા બોલાવવો. પ્રયોગ કરનાર જોનારને એ પ્રમાણે ભીસ્તીને બોલાવવાનું કહેશે અને જોનાર એ માણસ ભીસ્તીને બોલાવશે એટલે ભીસ્તી પખાલ સાથે આવીને પાણી છાંટી જશે. ભીસ્તી જાય એટલે હમાલ ગાલીચા બિછાવશે, વચમાં સિંહાસન મૂકશે અને ફરતી ખુરશીઓ ગોઠવશે. એ પ્રમાણે જોનાર પાસે બધું બોલાવવું એટલે પેલા ટપકાની અંદર એ બધો દેખાવ રજુ થતો જણાશે. એ પ્રમાણે કચેરીની બધી ગોઠવણ થઇ રહે એટલે પૂછવું કે "હવે દરબાર ભરાય છે કે?" એમ પૂછતાંની સાથે જોનાર અંદર દેખશે કે આસનો ઉપર નાના મોટા દેવો, પીરો, ઓલીયા વગેરે આવીને ટપોટપ બેસે છે. પછી ચોપદાર નેકી પોકારતો આવે છે અને હજરત સાહેબ સિંહાસન ઉપર આવીને બેસે છે, અને એ બધું પેલો જોનાર જોઈને કહે છે.

**હજરતને પૂછી માહિતી મેળવવા વિષે**—એ પ્રમાણે બધો દેખાવ થાય ત્યારે જ સમજવું કે પ્રશ્નો પૂછવાથી બરાબર જવાબ મેળવી શકાશે. પ્રયોગ કરનારે પૂછનારની પાસેથી પ્રશ્નની વિગત જાણતા રહીને જોનારની પાસે હજરતને સવાલ પુછાવવા કે 'હજરત સાહેબ! ફલાણી વાતનું પરિણામ કેવું આવશે?' સવાલનો જવાબ તુરત ન મળે તો એ જ સવાલ થોડી વાર રહીને ફરીથી પૂછવો. એ જવાબ મળે એટલે ધીરેથી બીજો સવાલ પૂછવો કે 'મારી કંઠી ચોરાઈ છે તે જે લઈ ગયું હોય તેને હાજર કરો.' તુરત જ ચોરની આકૃતિ રજુ થશે અને એ માણસની આકૃતિપરથી તેના દેખાવનું વર્ણન જોનાર કરી બતાવશે. 'અમુક માણસ અત્યારે ક્યાં છે ને શું કરે છે?' એવા સવાલો પૂછવા. 'ફલાણાનો રોગ મટશે કે નહિ, અથવા ક્યારે મટશે?' 'કોઈને ભૂતનો વળગાડ

છે કે નહિ ?' 'કોણ વળગ્યું છે ?' 'તેને બોલાવીને હવે જતા રહેવા ફરમાવો' ઈત્યાદિ પ્રશ્નો પૂછીને તેના જવાબો મેળવી શકાય છે. મરનાર માણસને બોલાવીને તેની સાથે વાતચીત કરવી હોય તોપણ તે હજરત માર્ફત બની શકે છે. મરી ગએલા માણસે કોઈ વસ્તુ ક્યાંય મૂકી હોય અથવા ધન દાટ્યું હોય અને તે જડતું ન હોય, તો તે સંબંધી પ્રશ્નો હજરત માર્ફતે મરેલા માણસને બોલાવીને પૂછી શકાય છે.

**જવાબો વિષે ખાત્રી કરવી**—આ પ્રમાણે પૂછાતા બધા પ્રશ્નોના જવાબ ખરા મળે છે કે નહિ તેની ખાત્રી કરવી, કારણકે કોઈના જવાબ ખરા મળે છે અને કોઇના ખોટા પણ મળે છે એવું અનુભવપરથી માલૂમ પડયું છે. 'પાસેના ઓરડામાં કેટલા માણસો બેઠા છે' એવો સહેલો અને તુરતમાં ખાત્રી કરી લેવાય તેવો પ્રશ્ન પૂછી જોવો એટલે ખરી-ખોટી વાતની ખબર પડશે. જવાબ સાચા ન હોય તો હજરતની સામે પંદરેક મિનિટ શાંત દૃષ્ટિથી જોનારને જોવા દેવું અને પછી ફરી પ્રશ્નો પૂછવા.

**મનોવિજ્ઞાનનો પ્રકાર**—કેટલાક માને છે કે આ રીતે મનુષ્ય માત્રના સૂક્ષ્મ દેહને અથવા મરેલા માણસના ભૂતને બોલાવીને તેની માર્ફત વાત જાણી શકાય છે, પરન્તુ વસ્તુતઃ આ મનોવિજ્ઞાનનો પ્રકાર છે. પ્રયોગ કરનારની ઇચ્છાશક્તિ દૃઢ હોય છે અને જોનાર સરલ ચિત્તનો અથવા નાની વયનો પસંદ કરવામાં આવે છે એટલે પ્રયોગ કરનારની વિચારશક્તિથી જોનારનું મન આકર્ષાયલું રહે છે અને એ પ્રમાણે જેમ મેસ્મેરિઝમમાં પાત્રનું મન પ્રયોક્તાને વશ થાય છે તેમ આમાં જોનારનું મન પ્રયોગ કરનારને વશ થઇને રહે છે અને તેથી પ્રયોગ કરનાર જેવું ઇચ્છે છે તેવા દેખાવો જોનાર પેલી રકાબીમાંના ટપકામાં જુએ છે. પ્રશ્ન પૂછવામાં આવે છે તેમાં જ જવાબ આપવાને લગતી સૂચનાનું તત્ત્વ રહેલું હોય છે. આ રીતે પ્રયોગ કરનારના મનની ઇચ્છા મુજબની જ વાત તેમાં દેખાય છે. જો પ્રયોગ કરનાર ચતુર હોય છે તો જવાબો વધારે સાચા પડે છે અને સાધારણ હોય છે તો અર્ધા સાચા અર્ધા જૂઠા પડે છે. જે દિશાએ પ્રયોગ કરનારની ચાંચ ડૂબી શકે નહિ તેવો પ્રશ્ન જો કરવામાં આવે છે તો તેનો જવાબ અવશ્ય ખોટો આવે છે. હજરત ભરવાનો હુન્નર ખરો છે પરન્તુ તે વડે જે માહિતી મેળવવામાં આવે છે તેમાં બહુ વિશ્વાસ રાખવો જોઇતો નથી કારણકે માનસિક વિચારોની પ્રતિમાઓ સિવાય બીજી કાંઈ સાચી અદ્ભુત વાતો કોઈવાર જોવામાં આવેલી સાંભળી નથી.

---

## પરિચ્છેદ ૩ જો.

### કાજળી.

**કાજળી બનાવવાની રીત**—પ્રયોગ કરનાર પોતાની હથેળીમાં કપૂરનું કાજળ લગાવે છે અને તે ઉપર તેલ ચોપડે છે એટલે એ કાજળનો પટ ચળકે છે. કપૂરનું કાજળ ઠંડું હોય છે અને બીજા પ્રકારનું કાજળ ગરમ હોય છે. જોનારને તે કાજળ ઉપર સ્થિર દૃષ્ટિ રાખવાની હોય છે તેથી જો બીજું કાજળ હોય છે તો તેમાંની ગરમીને લીધે જોનારની આંખોની નસો ખેંચાય છે અને નુકસાન થાય છે. એ પ્રમાણે કર્યા પછી જોવા માટે નાની વયના છોકરાને કે છોકરીને બેસાડવા અને એ કાજળી ઉપર સ્થિર દૃષ્ટિથી જોવા કહેવું.

**કાજળી જોવાની રીત**—માણસ જ્યારે એક જ વસ્તુ તરફ દૃષ્ટિને એકાગ્ર રાખી રહે છે અને આંખોને મીંચાવા દેતો નથી, ત્યારે તેની દૃષ્ટિ તે વસ્તુપર સ્થિર થતાં બીજી વસ્તુઓ ઉપરથી પાછી ફરે છે. એ રીતે ધીમે ધીમે તેને ઉંઘ આવવા જેવું થાય છે અને એ માનસિક નિર્બળતાની અવસ્થામાં પ્રયોગ કરનારના મનની છાપ જોનારના મન ઉપર પડે છે અને તેના મનની પ્રતિમાઓ દેખાય છે. આ રીતે કાજળીમાં સ્થિર જોઈ રહેવાથી અને હજરતમાં જેવો વિધિ કરવામાં આવે છે તેવો વિધિ કરવાથી અદ્દ્ભુત દૃશ્યો દેખાય છે. આ દૃશ્યો જ્યારે મનુષ્યની કલ્પનામાં આવી ન શકે તેવાં અદ્દ્ભુત હોય છે ત્યારે તેમાં દેવતાઇ સંબંધ જોડાએલો લોકો માનવા લાગે છે. કાજળી જોવાની, પ્રશ્નો પૂછવાની અને બીજી બધી રીત હજરત બોલાવવાની રીત મુજબ જ હોય છે. કાજળીમાં જોનાર જો જોતાં થાકી જાય તો પ્રયોગ લંબાવવો નહિ. પ્રયોગ કરવાનું સ્થળ સ્વચ્છ, ધૂપથી સુવાસિત કરેલું, શાન્ત, એકાન્ત હોય તો તે વધારે ઇચ્છવાજોગ છે. જો પ્રયોગ કરનાર પરમ યોગી કે પાક ફકીર હોય છે તો કાજળીમાં જોઇને પૂછવામાં આવતા સવાલોના જવાબો કેટલેક અંશે ખરા પડે છે.

## પરિચ્છેદ ૪ થો.

### ત્રિકાળદર્શી આયનો.

**આયનો બનાવવાની રીત**—કપુરની મેશને દિવેલમાં કાલવીને એક સ્વચ્છ કાચના ટુકડાપર તેનો થર એવી રીતે કરવો કે જેથી બીજી

બાજુએ લીસોટા ન દેખાતાં એકસરખી કાળાશ દેખાય. એ કાચને ફ્રેમમાં મઢીને તેનો આયનો તૈયાર કરવો. સાધારણ આયનામાં જે સ્થળે કલાઈ કરવામાં આવે છે, તે સ્થળે આ આયનામાં કાજળ લગાવવાનું હોય છે. મેશ દીવેલમાં ન ચોપડવી હોય તો ગુંદરના પાણીમાં કાલવીને પણ ચોપડી શકાય છે જેથી તે તુરત સુકાઇ જાય.

**આયનો જોવાનીં રીત**—આ દર્પણને જોનારની દૃષ્ટિ સામે મૂકવું અને દીવો એવી રીતે મૂકવો કે જેથી દીવાની જ્યોત એ દર્પણની બરાબર મધ્યમાં જ પડે. પછી જોનારને એ જ્યોતના પ્રતિબિંબની સામે એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહેવા કહેવું. આજુબાજુએ આંખ ફેરવવી નહિ કે આંખો ઉઘાડ–મીંચ કરવી નહિ. જોનાર સમજણો અને બાર વર્ષની ઉમરની આસપાસનો હોવો જોઈએ. સરલ હૃદયની સ્ત્રી પણ તે જોઈ શકે છે. આસપાસ બહુ માણસોએ બેસવું નહિ અને થોડા બેઠા હોય તેમણે ઘોંઘાટ કરવો નહિ કે જેથી જોનારનું ચિત્ત વિક્ષિપ્ત થવા પામે નહિ. જોનાર આયનામાં દીવાની જ્યોતના પ્રતિબિંબ સામે પંદરેક મિનિટ જુએ; ત્યારપછી પ્રશ્નો પૂછવાની શરૂઆત કરવી.

**પ્રશ્નો પૂછવાની રીત**—આમાં પણ પ્રશ્નો પૂછવાની રીત હજરત બોલવામાં વપરાતી રીતના જેવી જ છે. તેમાં પણ જોનારને મેદાન જેવું દૃશ્ય દેખાય, એટલે એક જણ વાળીઝાડીને સાફ કરનાર દેખાશે, પછી પાણી છાંટનાર આવશે, ગાલીચા પાથરનાર આવશે, આસનો અને સિંહાસન મુકાશે, સ્તુતિપાઠકો આવશે, દેવ–દેવતાઓ આવશે અને છેલ્લે ગણપતિ મહારાજ પધારશે, અને તે સંબંધી જોનારને પ્રશ્નો પૂછવામાં આવશે એટલે તે એ પ્રકારના જવાબો આપ્યા કરશે. પછી કોઇ ચોરી થઇ હોય તો તે **સંબંધી**, રોગીનો રોગ મટવા **સંબંધી**, ભૂત, પ્રેતને બોલાવવા **સંબંધી**, ભૂતના વળગાડ **સંબંધી**, વળગેલી ચૂડેલને બોલાવી તેને બાળી મેલવા **સંબંધી** એવા એવા પ્રશ્નો પૂછવાથી તે બધાના જવાબો મળે છે. જવાબ સાચા ખોટા હોવા વિષે પહેલાં ખાત્રી કરી જોવી અને વધુ સવાલો પૂછી જવાબ મેળવવા. જોનાર શ્રદ્ધાળુ જોઇએ અને પ્રયોગ કરનાર પૃચ્છક દૃઢ મનોબળવાળો તથા અનુભવી જોઇએ.

**ત્રિકાળદર્શી વીંટી**—ત્રિકાળદર્શી આયનાની પેઠે ત્રિકાળદર્શી વીંટી બનાવી શકાય છે. સફેદ સ્ફટિકનું નંગ લઇને તેને વીંટીમાં બેસાડતાં પહેલાં નીચે કપૂરનું કાજળ અથવા શ્મશાનમાંનો કોયલો અને કાળાસાપની કાંચળીની રાખ ગુંદરમાં કાલવીને ભરી દેવું અને ઉપર નંગ

બેસાડવું એટલે સફેદ નંગ કાળું દેખાશે. કેટલાકો વીંટીમાં નંગ જડતી વખતે તે ઉપર ચમેલીના તેલનું ટીપું મૂકે છે અને તે ઉપર નીચેનો મંત્ર ભણીને પછી નંગ બેસાડે છેઃ **ॐ ह्रीं श्मशानवासिनि महाकालिके आगच्छ आगच्छ अवतर अवतर पितृन् दर्शय दर्शय ह्रीं स्वाहा ॥** મંત્ર ભણવાની રીતે નંગ બેસાડવું હોય તો ખાસ શનિવારનો દિવસ પસંદ કરવો. આ વીંટી હાથે પહેરવામાં હરકત નથી. જ્યારે તેનો ઉપયોગ કરવો હોય ત્યારે વીંટીના નંગ તરફ એકી દષ્ટે જોતા એક છોકરાને કે સ્ત્રીને બેસાડવાં અને કાળા નંગમાં સફેદ ભાગ દેખાવા લાગે એટલે ત્રિકાળદર્શી આયનાની પેઠે પ્રશ્નો પૂછીને જવાબો મેળવવા.

## પરિચ્છેદ ૫ મો.

## પ્લેંચેટની પદ્ધતિ.

**પ્લેંચેટની બનાવટ—** પ્રેતાવાહનદ્વારા ત્રણે કાળની વાત જાણવાની આ પદ્ધતિ છે. પ્રેતાવાહનવિદ્યામાં જેવી રીતે મેજના પાયાના અવાજથી ભૂત જવાબ આપે છે, તેમ આમાં પ્લેંચેટ કાગળ ઉપર લખીને જવાબ આપે છે અને એ જવાબમાં ભૂતની શક્તિના પ્રમાણમાં ત્રિકાળની વાત હોય છે. પ્લેંચેટનાં પાટીયાં યુરોપના દેશોમાંથી તૈયાર બનાવેલાં આવે છે અને તે સાગ કિંવા ઓકનાં બનાવેલાં હોય છે. તેવાં પાટીયાં આ દેશમાં બનાવવાં હોય તોપણ બની શકે. તેનો આકાર ત્રિકોણાકાર હોય છે પરન્તુ તેના ખૂણા ગોળ હોય છે. તેની નીચે બે સીપનાં બટનનાં જેવાં અને જેવડાં પૈડાં હોય છે અને તે પૈડાં જડી લીધેલાં નહિ પણ હરકોઈ દિશામાં ફરી શકે તેવાં (જેમ પલંગના પાયાની નીચેની ગરગડીઓ હરકોઈ દિશાએ ફરી શકે છે તેવાં ગોળ) હોય છે. સાંકડા ખૂણાને મોખરે એક ગોળ કાણું હોય છે અને તેમાં અણી કાઢેલી પેન્સીલ ખોસવામાં આવી હોય છે. પાછળ બે પૈડાં અને આગળ પેન્સીલનો નીચેનો ભાગ એ ત્રણના ટેકા ઉપર પ્લેંચેટ એકસરખું ઊભું રહે છે.



પ્લેંચેટ [ આકૃતિ ૫૦ ].

**પ્લેંચેટને વાપરવાની પદ્ધતિ**—એક સુંવાળા ટેબલપર, અથવા આરસના લીસા ટેબલપર અથવા છોબંધ જમીનપર એક કોરો કાગળ પાથરીને તેના ઉપર આ પ્લેંચેટના પાટીયાને મૂકવું. પ્લેંચેટ પાસેથી જવાબ મેળવવા ઇચ્છિનારા બે મનુષ્યોએ પાટીયા ઉપર પોતાના બેઉ હાથનાં આંગળાં ચિત્રમાં દર્શાવ્યા મુજબ મૂકવાં અને દૃઢ સંકલ્પપૂર્વક ભાવના ધારવી કે આ પાટીયામાં અદૃષ્ટ ત્રિકાળદર્શક શક્તિ ધીમે ધીમે પ્રવેશ કરે છે. પ્રયોગ કરનારાઓનાં મન શાન્ત અને શ્રદ્ધાયુક્ત હોવાં જોઇએ. વાતાવરણમાં ખળભળાટ થાય તેવો કોઇ જાતનો ઘોંઘાટ કે તોફાન નજીકમાં થવાં ન જોઈએ. દસથી પંદર મિનિટ એ પ્રમાણે શાન્તિથી બેસી રહ્યા પછી પાટીયું તેની મેળે ચલિત થઇ ચાલવા લાગશે. પ્લેંચેટ ચાલવા લાગે એટલે ઉપરનાં આંગળાં તદ્દન પોચાં રાખવાં પણ જરાએ ઉચકવાં નહિ. પ્લેંચેટ થોડું ચાલે એટલે પછી પ્રશ્નો પૂછવાનું શરૂ કરવું.

**પ્રશ્નો પૂછવાની રીત**—“ મિસ્ટર પ્લેંચેટ ! કૃપા કરીને કહો કે મારા મિત્રનો રોગ મટશે કે નહિ ? ગુજરાતીમાં જવાબ આપશો. ” આ પ્રમાણે વિનયપુરઃસર પ્રશ્ન કરવાથી પ્લેંચેટ કાગળ ઉપર ચાલતાં ‘હા’ કે ‘ના’નો જવાબ લખશે. ધીમે ધીમે તેની ગતિ વધવા લાગશે અને તમે જે સવાલનો જવાબ જે ભાષામાં માંગશો તે જ ભાષામાં તમને જવાબ મળશે. પ્લેંચેટમાં કઇ અદૃષ્ટ શક્તિનો પ્રવેશ થયો છે તે સંબંધી સવાલ પૂછવાથી પ્લેંચેટની મરજી હશે તો તે વિષે પણ તે જવાબ આપશે. ઉપરાઉપરી બહુ પ્રશ્નો પૂછીને તેને પજવવું નહિ. ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળ સંબંધી સવાલોના જવાબો તે આપી શકે છે પણ તેણે આપેલા બધા જવાબો હમેશાં ખરા પડતા માલૂમ પડ્યા નથી. પ્રેતાવાહનદ્વારા ત્રિકાળ જાણવાની જ આ પદ્ધતિ છે. પ્લેંચેટની શોધ અમેરિકા દેશે કરી છે. હિંદુસ્તાનમાં પણ આવાં તૈયાર પાટીયાં વેચાતાં મળે છે અને તેની કીંમત થોડી હોય છે.

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

## વિચારશક્તિદ્વારા ત્રિકાળજ્ઞાનની પ્રાપ્તિ.

**વિચારશક્તિદ્વારા ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણવાની વિદ્યા**—આ વિદ્યાને અંગ્રેજીમાં સાઇકોમેટ્રી (Psychometry) કહે છે. એ શક્તિવડે એક મનુષ્ય પોતાના મનને એક ચીજના સમાગમમાં લાવે

છે, તે ચીજ તે પોતાના હાથમાં પકડે છે, અથવાતો તે ચીજની આસપાસના કિરણમંડળ (ઑારા Aura)માં પોતાના ચિત્તને દાખલ કરે છે અને એમ કર્યા પછી જે જે લાગણી અને અસરો તેના મનપર થાય છે; તે તે લાગણીઓના આધારે તે તેની ખાસીયત વગેરેનું વર્ણન આપે છે. કેટલીક વાર આ શક્તિ આંતરૂ દષ્ટિથી ગેબી વસ્તુઓ જોવાની (ક્લૅઅરવોયન્સ) અને ગેબી અવાજો સાંભળવાની શક્તિ (કલેઅરઑાડીઅન્ટ) અથવા માનસસંદેશની શક્તિ ધરાવનાર માણસમાં જોવામાં આવે છે, જેથી સ્વાદ અને સ્પર્શશક્તિ બહુ ખીલે છે. અપંગ મનુષ્યોમાં સામાન્ય રીતેજ આ શક્તિનો અંશ જોવામાં આવે છે. જ્ઞાનતંતુઓની સંવેદનશક્તિ અપંગ મનુષ્યોમાં તીવ્ર હોય છે અને તેથી તેઓની વિચારશક્તિમાં પણ વિશેષતા હોય છે.

**શક્તિને કેવી રીતે કેળવવી?**—આ શક્તિ કેળવવાના ઉમેદવારે પોતાની સ્પર્શશક્તિને ખીલવવી જોઇએ કે જેથી કોઈ પણ ચીજને અડકતાં તે તેનું વર્ણન કરી શકે. આ શક્તિને કેળવવાને થોડી નાની જણસો જેવી કે કપડાના ટુકડા, ફલાલીન, છીંટ, રેશમ, ઊન, જાતજાતના પથરા, કોયલો, ખરબચડા અને લીસા કાંકરા, ઝાડની છાલો વગેરે પાસે રાખવી. પહેલાં એક ચીજને હાથમાં લેવી અને તે બરાબર તપાસવી; એમ ઘણી ચીજોનું અવલોકન કર્યા કરવું અને પછી કોઇ પણ જણસ જોયા વિના આંખ બંધ રાખીને ઉઘાડવી; પછી તે શું ચીજ છે તેનો વિચાર કરવો. ધારીએ કે તે છાલ છે, તો તે કયા ઝાડની છે; કયાં તેની ઉત્પત્તિ થઈ, તેની વિશેષતા શી, વગેરે જેટલું બને તેટલું વિચારીને મનન કરવું. એ જ પ્રમાણે પત્થર, કોયલા, સોનું, રૂપું, તાંબું ઇત્યાદિ વસ્તુઓ હાથમાં લઈને અખ્તરા કરવા. દરેક ચીજ તપાસવાનો મહાવરો રાખવો કારણકે હરકોઇ ચીજ કોઈ તમારા હાથમાં લાવીને મૂકશે અને તે વખતે તમારે તે તપાસીને જવાબ આપવો પડશે. એ મુજબ કપડાં, રેશમ, ઊન વગેરે ઉપર શક્તિ અજમાવવી. જેમ ચીજોની સંખ્યા વધારે થતી જશે, તેમ શક્તિ સારી રીતે ખીલતી જશે. જો તમે કાંઇ અજબ જેવી અસર જુઓ તો તે માટેની નોંધ તમારી ડાયરીમાં કરી લેવી. જો સંગ્રહસ્થાન કે પ્રદર્શનમાં તમો એવી ચીજો જુઓ તો તે સાથે તમારે અખ્તરા કરી જોવા. ચીતારા, વાદ્ય બજાવનારા, વાઢકાપ કરનારા ડાકટરો, ઘડીયાળી, ઝવેરી, કોતરકામ કરનારા, હજામો, દલાલો, પીંજારા, રૂ કાંતનારા એવા માણસોમાં આ શક્તિ ખીલેલી હોય છે. બેઉ હાથે વસ્તુઓ પારખવાની શક્તિ કેળવવી જોઇએ.

**બંધ કાગળ ઉપરના અખ્તરા**—જે બંધ થએલા કાગળો ટપાલમાં આપણાપર આવે, તે હાથમાં લઈ, ઉઘાડ્યા વિના તે ઉપર એકચિત્ત થઇ, તે કાગળ આપણાપર શું અસર આત્મિક પ્રભાવથી ઉપજાવે છે તે જોવું. એમ બેઉ હાથે હમેશાં અખ્તરા કરવાનું ચાલુ રાખવું. એમ કરતાં કેટલીક વખતે તે કાગળ હાથમાં લેતાં જ ખુશાલી કે દિલગીરી કે ગુસ્સાની લાગણી ઓચિંતી થઇ આવશે, તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે તે કાગળમાં લખેલા સમાચાર સારા છે કે માઠા છે અને એ પ્રમાણે કાગળ ખોલ્યા વિના તેની મતલબ જાણી શકાય છે. આ બાબતના અખ્તરા શાન્ત સ્થળે–એકાન્તમાં કરવા. આ શકિત કેળવાઇ જતાં હરકોઇ વસ્તુ હાથમાં લઈને તમે તેનું ત્રિકાળ વૃત્તાંત જાણી શકશો.

**અસર અને તેની સમજ**:—એક ચીજ હાથમાં લઈ તેની મનપર થતી અસર નીચેની વિગતપરથી સમજવી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખુશાલીની અસર થાય તો તે વસ્તુમાં | | | તંદુરસ્તીના સમાચાર સમજવા. | | |
| ધિક્કાર | ,, | ,, | અસ્વચ્છતાના | ,, | ,, |
| વૈરવૃત્તિ | ,, | ,, | અણબનાવ, કુસંપ | ,, | ,, |
| મોજ | ,, | ,, | આશાજનકતા | ,, | ,, |
| ઠપકાપાત્ર | ,, | ,, | અદેખાઈ, અંટસ | ,, | ,, |
| ઉંઘ | ,, | ,, | અજીર્ણતા કિંવા શરમાળપણા ,, | | |
| નાહિંમત | ,, | ,, | અસ્વચ્છ લોહી | ,, | ,, |
| દિલગીરી | ,, | ,, | કાળજાની પીડા | ,, | ,, |
| સ્વપ્ન | ,, | ,, | તર્ક કરનાર | ,, | ,, |
| હેરાન | ,, | ,, | બેચેની, અનિદ્રા | ,, | ,, |
| નાસીપાસી | ,, | ,, | ઇચ્છા કરવી, ફાંફાં મારવાં ,, | | |
| બીક | ,, | ,, | કજીયાખોરી | ,, | ,, |
| ઉદાસી | ,, | ,, | કાંઈ માઠો પ્રસંગ | ,, | ,, |
| નિસાસો નાંખવાની | | ,, | લોભ | ,, | ,, |
| સાંધા દુઃખવાની ,, | | ,, | લકવો, સંધીવા | ,, | ,, |
| જાંગ–કમર દુઃખવાની | | ,, | લકવો, સંધીવા | ,, | ,, |
| માથું દુઃખવાની ,, | | ,, | મગજનું નબળું પડવું, મેદ ,, | | |
| પેટમાં દુઃખવાની ,, | | ,, | અજીર્ણ | ,, | ,, |
| છાતીમાં ચુંક આવવાની ,, | | | ચાંદુ, ફોલ્લો | ,, | ,, |
| શરીરપર સોજા આવવા જેવી ,, | | | ગુમડાં | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| શરીરે ગરમી | „ | તાવના સમાચાર સમજવા. | | |
| શ્વાસ લેવા ડચકાં ભરવાં | | ફેફસાંનાં દરદ | „ | „ |
| માથામાં બેચેની | „ | નબળાઇ, શરમાળપણું | | „ |
| ચીડ ચડવાની „ | „ | ઉછાંછળાપણું | „ | „ |
| અણગમતું લાગવાની „ | | મેલું, ગંદું | „ | „ |
| વિચારવંત „ | „ | પ્રેમઘેલછા | „ | „ |
| દિલસોજી „ | „ | નિમકહલાલી | „ | „ |
| મ્હોં ફીકકું પડવાની „ | | પોતાનું કે પોતાના પ્રિયજનનું મોત. | | |
| બગાસું ખાવાની | „ | સમજ નહિ પડવાથી સામો માણુસ આપણું આકર્ષણ કરે છે અથવા બેઉ જણ એક બીજા ઉપર ખેંચાણ કરે છે એમ સમજવું. | | |

ઉપર જણાવેલી અસરો જ્યારે કોઈ ચીજ કે કાગળ કે માણુસનો સ્પર્શ કરતાં થાય ત્યારે સમજવું કે તેમાં અસરની સાથે બતાવેલો સારો કે નરસો ગુણ રહેલો છે. એક બંધ કાગળ હાથમાં લેતાં મોજની અસર થાય તો સમજવું કે તે કાગળમાં કાંઈ આશાજનક સમાચાર છે.

**કેળવણી કેમ ચાલુ રાખવી ?**—એક પત્ર કે વસ્તુ પહેલાં જમણા હાથમાં પકડો. જો કાંઈ અસર માલૂમ પડે, પણ તે ઉપર જણાવેલા કોઠામાંની ન હોય તો જાણવું કે તે ધણી અથવા ચીજ ધીમે ધીમે તમારા સમાગમમાં આવે છે, કારણકે તે માણુસ લખતી વખતે બહુ જ ઉતાવળો થયો હશે, પણ તે ઉપરથી તેની ખાસીયત કે તંદુરસ્તી ધીમે ધીમે માલૂમ પડશે. જો તે અસર ખુશાલીવાળી હોય તો સમજવું કે તે તંદુરસ્તીમાં હશે પણ ઉલટી અસર થાય તો સમજવું કે તે નબળી તંદુરસ્તીવાળો હશે, આ રીતે પારખનાર માણુસ પોતાની શકિતથી દરેક બાબતની ઉત્પત્તિ શોધી કાઢે છે. લગભગ દરેક ચીજપરથી અસર ને ઉત્પત્તિ શોધી કઢાય છે. અમેરિકા અને યુરોપમાં ચકિત કરી નાંખે તેવા સાઇકોમેટ્રીસ્ટો પડેલા છે. નીચેની ચીજોથી એ શક્તિ ખીલવવાની શરૂઆત કરવી સારી છે; એક પત્ર, બાલનો ઝુમખો, કૉલર, ખમીસ, નેકટાઈ, ઘડીયાળ, છેડો, બટન, ઘડીયાળની ચાવી, વીંટી, ચપ્પુ, નખ વગેરે. જે અસરો તમને લાગે તે માટે હમેશાં ખરૂં જણાવી દેવું. કોઇ ચીજ પકડતાંની સાથે જન્મ, લગ્ન, મરણ, અકસ્માત્, માંદગી, વગેરે સારી માઠી સ્થિતિ જણાય તોપણ તે ધાસ્તી વિના કહેવી.

**સાઇકોમેટ્રીસ્ટ થવાની રીત**—પોતાની મસ્તકવિદ્યા મુજબની વિશિષ્ટ શક્તિનો ખ્યાલ રાખીને ચોક્કસ રીતે આ શક્તિને કેળવવાનો જે માણસ અભ્યાસ કરશે તે વધારે આગળ વધીને ચમત્કારિક પરિણામો નીપજાવી શકશે. દાખલા તરીકે જેનામાં વિત્તૈષણાની શક્તિ ખીલેલી હોય તે માણસ ચોરાયલી ચીજ કે ધન ચોક્કસાઈથી શોધી કાઢશે. જેની સ્થળજ્ઞાનશક્તિ અને દેશાભિમાનવૃત્તિ ખીલેલી હશે તે માણસ પાણીની તંગીવાળા પ્રદેશમાં કયાં ખોદવાથી પુષ્કળ મીઠું પાણી નીકળશે તે જમીનની પરીક્ષા કરીને કહી શકશે. આવા અખ્તરા કરવા માટે રાતનો વખત સારો છે. આશરે એક કલાકસુધી અખ્તરા કરવા. પહેલાં બીજી ચીજો માર્ફતે અજમાયશ કરવી અને ત્યારપછી પત્રોના અખ્તરા કરવા. તમે તમારા મન ઉપર એકાગ્રતાથી પૂરતો કાબૂ મેળવી શકશો. દરેક અખ્તરો અજમાવતાં શાન્ત રહેવું અને ચીજ ઘણી અલગ પકડવી જેથી વિજળીની માફક લાગણીઓ થવા માંડશે. દરદ પારખવામાં ફક્ત જમણે હાથે દરદીના વાળ પકડીને જોવું કે શી અસર થાય છે. તરત તમને તમારા પોતાના શરીરના કોઇ ભાગમાં દુઃખાવો માલૂમ પડશે, જે ઉપરથી દર્દ કયા ભાગને લગતું છે તે જાણી શકાશે. વળી કેટલીક વખતે તે ઉપર શું શું ઉપાયો લેવા તે માટે તમને તમારા મનમાં સૂચના થશે. જો સાઇકોમેટ્રીસ્ટની આંતરૂદૃષ્ટિ ખુલેલી હોય અથવાતો તે ટ્રાન્સ અથવા સમાધિ દશામાં જઈ શકતો હોય તો તે પૂરો ત્રિકાળજ્ઞાની બને છે.

**આ વિદ્યાનો ઉપયોગ**—આ વિદ્યાથી આપણે આપણી પોતાની શક્તિ અને ચાલચલગત સમજી શકીએ છીએ, અને તે ઉપરાંત વેપાર કે સટ્ટો કરવામાં લાભ છે કે નહિ, કોઈની સાથે ધંધામાં ભાગીદાર થવું કે નહિ, અમુક દસ્તાવેજો કે વીલ ખરાં છે કે ખોટાં, મિત્રો સાચા છે કે દુશ્મનો છે, વગેરે માલૂમ પડે છે. ધન ચોરાઇ ગયું હોય છે તો તેનો પત્તો મળે છે. કોઈ વેળા પ્રેમની બાબતમાં, વિવાહ, કોર્ટ–દરબાર, મરણ, પૈસા સંબંધી બાબતોમાં આ વિદ્યા ઉપયોગી નીવડે છે. દુઃખ દર્દો જાણ્યા પછી ઉપચાર કરતી વખતે જે ઉપચાર મનમાં સ્વયંભૂ રીતે આવે તે વૈદ્ય કે ડાકટરની સલાહ લીધા વિના કરવો નહિ.

એ રીતે ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત કરવાની કૃત્રિમ તથા કુદરતી રીતો આપવામાં આવી છે.




ખંડ ૮ મો

# મંત્રવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### મંત્રોમાં રહેલી શક્તિ.

**મંત્ર અને વિજ્ઞાનનો સંબંધ**—મંત્ર પણ મનોવિજ્ઞાનનો જ એક વિષય છે. અમુક નિયમ પ્રમાણે ગોઠવેલા અને અમુક રીતે ઉચ્ચારાતા સ્વરોની એક નિશ્ચિત યોજના એ 'મંત્ર' કહેવાય છે. એ પ્રત્યેક સ્વરમાં 'ધ્રુજરી' અથવા 'આંદોલન' ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે—અર્થાત્ મંત્રનું પ્રત્યેક પદ સ્વરના એક આંદોલનરૂપ છે. મંત્રોમાં જે નિયમ પ્રમાણે સ્વરની રચના કરેલી હોય છે તે પ્રમાણે ઉચ્ચાર કરવાથી ચોક્કસ પ્રકારનાં નિયમિત આંદોલનો ઉત્પન્ન થાય છે અને એ આંદોલનો ધીમે ધીમે આપણા શરીરના જૂદા જૂદા કોષોપર નિયંતાપણું ભોગવે છે, એટલે કોષો નિયમિત અને અવિસંવાદી બને છે. શરીરના શુદ્ધ બનેલા કોષોવડે એક ભક્ત મંત્રોચ્ચારથી પોતાની ભક્તિની વસ્તુ ઇષ્ટદેવનું ધ્યાન પોતાની તરફ આકર્ષવાને સમર્થ બને છે. જેને દેવોનું આવાહન કહે છે તે એ જ છે. એ પ્રમાણે મંત્રોચ્ચાર જાપ કરનારના પોતાના ઉપર અસર કરે છે અને તેની આત્મશક્તિમાં વધારો કરે છે.

**સ્વરનાં આંદોલનોનાં દૃશ્ય પરિણામો**—સ્વરવિદ્યાને લગતાં પુસ્તકોમાં વર્ણવેલા પ્રયોગોપરથી જણાય છે કે અમુક પ્રકારના વાદિત્રથી ઉત્પન્ન થતા સ્વરોથી ચોક્કસ પ્રકારના ભૂમીતિના જેવા આકારો બારીક રેતીમાં થાય છે અને વળી તેમાં જણાવવામાં આવ્યું છે કે નિયમિત આંદોલનોવડે ભૂમીતિના નિયમિત આકારો ઉત્પન્ન કરી શકાય છે. સંગીત સંબંધી આર્ય ગ્રંથોમાં વિવિધ રાગરાગિણીઓના ખાસ આકારો જણાવેલા છે અને એ આકારોનું વર્ણન પણ આપવામાં આવેલું છે. સ્વરનાં આંદોલનોના આકારની વાતને મીસીસ **વોટ્સ** હુગ્સ નામની એક બાઇના પ્રયોગોથી ટેકો મળે છે. લોર્ડ **લીટ**નની ઓરડીમાં થોડાક પસંદ કરેલા ગૃહસ્થોની સમક્ષ મીસીસ **વોટ્સ** હુગ્સે પ્રયોગો સહિત એક

ભાષણ આપ્યું હતું. મીસીસ હુગ્સ 'એઇડોફોન' નામનું એક સાદું વાદિત્ર વગાડે છે અને તે વાદિત્રને એક નળી તથા વળી શકે તેવી ધમણ છે. તેથી તેને માલૂમ પડે છે કે વાદિત્રમાંથી નીકળતા દરેક સ્વરની સાથે તે ધમણ ઉપર રાખેલી રેતીમાં ફેરફાર થાય છે. ભાષણના આરંભમાં જ તેણે તે ધમણ ઉપર ઝીણી રેતી મૂકી હતી અને તેથી વાદિત્ર વગાડવાથી ઉત્પન્ન થતાં આંદોલનો અથવા ધ્રુજરીઓથી અમુક જગ્યામાંની રેતી નાના આકારરૂપે ગોઠવાઇ જતી. તે ભાષણ વખતે જે જૂદા જૂદા આકારો થયા હતા તેની નોંધ લેનાર જણાવે છે કે તે વખતે તારાના, સર્પના, ચક્રના અને બીજા આંખને આનંદ આપે તેવા નવા નવા આકારો નજરે પડચા હતા. એક વખત જ્યારે મીસીસ હુગ્સ અમુક સ્વર ગાતી હતી, ત્યારે 'ડેઇઝી' નામનું એક ફૂલ તે રેતીના આકારમાં દેખાઈને અદૃશ્ય થઇ ગયું હતું. તે જ ફૂલનો આકાર ફરીથી લાવવાને એક અઠવાડીયાસુધી ગાઇને તેણે મહેનત કરી ત્યારે થયું અને તે વખતે તેણે જાણ્યું કે તે ફૂલ લાવવા માટે અમુક રાગ જ ગાવો જોઇએ. ત્યારપછી દરિયાઈ જાનવરોના દેખાવો રેતીપર દૃષ્ટિગોચર થયા અને તે પછી વૃક્ષો દેખાવા લાગ્યાં. કેટલાંક વૃક્ષોની પાછળ દરિયાનો દેખાવ હતો. એ બધો દેખાવ તે જોનારાઓને જાપાનના સૃષ્ટિસૌંદર્યના જેવો લાગ્યો હતો.

**મંત્ર અને સ્વરનો સંબંધ**—આ પરથી ચાર મુખ્ય બાબતો સિદ્ધ થાય છે. (૧) સ્વરો આકારોને ઉત્પન્ન કરે છે, (૨) અમુક સ્વર અમુક આકાર જ ઉત્પન્ન કરે છે, (૩) જો તમારે કોઈ ખાસ આકાર જોઇતો હોય તો અમુક તાલ પ્રમાણે અમુક સ્વરનો જ ઉચ્ચાર કરવો જોઇએ, અને (૪) તે કાર્યને માટે કોઈ પણ બીજો સ્વર અથવા કોઇ પણ તાલ સરખો સ્વર ઉત્પન્ન કરતો હોય તોપણ તે ઉપયોગી થાય નહિ. હવે એ જ બાબતો મંત્રશાસ્ત્રને લાગુ કરીશું એટલે શાસ્ત્રોમાં આપેલી મંત્ર સંબંધી સૂચનાઓ કેવી અક્ષરશઃ અનુસરાવી જોઈએ તે સમજી શકાશે. એક મંત્રમાં **वह्नि** શબ્દ હોય અને તેની જગ્યાએ **अग्नि** શબ્દ મૂકવામાં આવે, તોપણ તે ઇષ્ટ અસર નીપજાવી શકે નહિ, જોકે કાવ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે બન્ને શબ્દોની સરખી માત્રા છે અને બન્નેનો અર્થ પણ સરખો જ છે. એ જ પ્રમાણે એક મંત્રના શબ્દો અથવા અક્ષરોની રચનાને તમે બદલાવી નાંખીને ગમે તેમ આડા અવળા અક્ષરો મૂકો તોપણ તે ઇષ્ટ આંદોલનો નીપજાવી શકે નહિ અને તેથી તે મંત્ર અફળ ગએલો લેખાય. આ જ કારણને લીધે મંત્રોનો ઉચ્ચાર બહુ જ શુદ્ધ, પૂર્ણ અને

નિયમિત રીતે કરવાનું ફરમાન કરતાં કહેવામાં આવ્યું છે કે **न हि मन्त्रोऽक्षरन्यूनो निहन्ति विषवेदनाम्** । મંત્રના ઉચ્ચારની શુદ્ધિ વિના મંત્રનો ગમે તેટલો જાપ નિરર્થક છે.

**દેવતા મંત્રને વશ કેમ હોય છે?**—જૂદા જૂદા દેવતાઓના આવાહનમાં જૂદા જૂદા મંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. જે દેવની ભક્તિ કરવા આપણે ઇચ્છતા હોઇએ તે દેવના મંત્રનું વારંવાર ઉચ્ચારણ કરવાથી ઉચ્ચ ભૂમિકા ઉપર અર્થાત્ સૂક્ષ્મ–માનસિક સૃષ્ટિ ઉપર તે દેવનો આકાર બંધાય છે અને તે દેવની પવિત્ર તથા શુભ શક્તિઓને આપણી તરફ આકર્ષવાનું તે કેંદ્ર અથવા મધ્યબિંદુ બને છે, અને તે માટે જ મંત્ર વિના દેવતા છે જ નહિ એવું કથન આર્ય ગ્રંથોમાં કરેલું છે. તાત્પર્ય એ છે કે અમુક દેવ–દેવીનો અમુક મંત્ર બરાબર શુદ્ધ રીતે ઉચ્ચારાય છે, ત્યારે તે મંત્રથી ઉત્પન્ન થતાં આંદોલનો એક આકાર ઉત્પન્ન કરે છે અને તે આકારમાં તે દેવ તેટલો વખત આવીને નિવાસ કરે છે તથા ભક્તની મનઃકામના પૂરી કરવાને પોતાની શક્તિને તે તરફ મોકલે છે.

## પરિચ્છેદ ૨ જો.

# મંત્ર સાધવાની રીતિ.

**મંત્ર સાધવાની–સિદ્ધ કરવાની જરૂર**—મંત્રની પૂર્ણ સાધના એક વાર કરવાથી તે મંત્ર સિદ્ધ થાય છે, અને એ સિદ્ધ થએલો મંત્ર જ ઇષ્ટ ફળદાયક નીવડે છે. વિધિપુરઃસર સાધના પણ કરવી જોઇએ. યથાવિધિ સાધના કરનારા આસ્થાશીલ સાધકોને તે ઇષ્ટ ફળદાયક થાય છે. મંત્રજાપ પૂર્વે સાધના આવશ્યક છે અને સાધના સિવાયનો જાપ પૂરૂં ફળ આપતો નથી.

**શ્રદ્ધાની જરૂર**—પ્રથમ જરૂર શ્રદ્ધાની છે. કોઈ દેવની કે માણસની સ્તુતિ કરવામાં આવે પણ જો એ સ્તુતિની પાછળ શ્રદ્ધા કે આસ્થાનું બળ હોતું નથી, તો તે સ્તુતિના ગમે તેવા સુંદર શબ્દો પણ સામા માણસનું કે દેવતાનું આકર્ષણ કરનારાં આંદોલનો ઉત્પન્ન કરી શકતા નથી. આ જ ન્યાય મંત્રસિદ્ધિને લાગુ પડે છે. કોઈ પણ અશ્રદ્ધાયુક્ત કર્મ સફળ નીવડતું નથી.

**શુદ્ધિની જરૂર**—શ્રદ્ધાવડે માનસિક શુદ્ધિ સ્થાપ્યા પછી બાહ્ય શુદ્ધિ પણ જાળવવામાં આવવી જોઇએ. મંત્રસાધના કરવાને સ્થળે કાંઈ પણ અશુદ્ધ વસ્તુ રહેવી ન જોઇએ. લોહીનાં બિન્દુ, અશુદ્ધિથી ખરડાએલાં વસ્ત્રો અથવા ઉપાનહ (જોડા), રજસ્વળા સ્ત્રી, ઈત્યાદિ અશુચિઓ એ સ્થળેથી ઘણે દૂર રાખવી જોઇએ અને મંત્રસાધના કર્યા પૂર્વે એ સ્થળની આસપાસની સવાગજ ભૂમિ ગોમય તથા સ્વચ્છ જળથી સૌભાગ્યવતી, પુત્રવતી, આનંદી અને શુચિ વસ્ત્રાલંકારભૂષિતા સ્ત્રી પાસે લીંપાવી શુચિતા સિદ્ધ કરવામાં આવવી જોઇએ; તેમજ મંત્રસાધના કર્યા પૂર્વે ૧૦–૧૨ ઘડી પૂર્વે જ એ શુચિતા સિદ્ધ કરેલી હોવી જોઇએ. શુચિતા સિદ્ધ થયા પછી એ સ્થાનની હદ બાંધી, મંડળ કરી, તેનું નિમંત્રણ કરવું.

**સ્થિરાસન**—સાધકનું આસન સ્થિર હોવું જોઇએ, એટલે ભૂમિ ઉપર જ તેણે સાધના કરવી જોઇએ. માળ ઉપર સાધના કદાપિ થાય જ નહિ, કારણકે માળ એ અસ્થિર આસન લેખાય છે. ખુરશી કે એવું બીજું આસન કે જેના પાયા ડગમગવાનો સંભવ છે તેનો પણ બનતાંસુધી ત્યાગ કરવો. માત્ર શુચિ વસ્ત્રાસન, દર્ભાસન કે ઊર્ણાસન વિશેષ હિતકર છે.

**સાધન**—માળા, ધૂપ, દીપાદિ સાધન સાધનામાં આવશ્યક છે, પરન્તુ એ સાધનોમાં કશી જ અપૂર્ણતા રહેવી ન જોઇએ. જ્યાં ધૂપ કે માળાનો પ્રકાર કિંવા રંગ સૂચવ્યો હોય ત્યાં તે પ્રકાર કે રંગ જાળવવો જોઈએ અને તેની પ્રાપ્તિમાં પ્રમાદ સેવવો અનિષ્ટ છે. યંત્ર માટે બનતાંસુધી ભોજપત્રનો તથા પવિત્ર વસ્તુઓની બનેલી શાહી, અષ્ટગંધાદિનો ઉપયોગ કરવો.

**ઉપસાધક**—કોઈ નિર્બળ મનના સાધકો સાધના વખતે ભય પામી જાય છે અથવા સાધનાનાં સાધનોમાં કાંઈ અપૂર્ણતા માલૂમ પડતાં મંત્રજાપથી ચિત્તનું સ્ખલન થવા દે છે. આથી ઇષ્ટસિદ્ધિમાં વ્યતિકર નીપજે છે, તેટલા માટે સાધકે શુચિવસ્ત્રયુક્ત શ્રદ્ધાળુ ઉપસાધકને પાસે રાખવો જે ધૂપ–દીપાદિને યથાસ્થિત જાળવે, સાધકને અન્ય ભય લાગવા ન દે અને તેના જાપને સ્થિર ચિત્તે ચાલવા દે. ઉપસાધકને દરેક સૂચના અગાઉથી આપી રાખવી કે જેથી સાધના વખતે તે સાધકને કશી પૃચ્છા ન કરે. ઉપસાધકે તે વખતે પોતાની પાસે તલ્વાર કે કટાર જેવું શક્તિસૂચક કાંઈ હથીયાર રાખવું.

**સાધક સાથે મંત્રનો સંબંધ**—પ્રત્યેક મંત્રનો સંબંધ પ્રત્યેક વ્યક્તિ સાથે હમેશાં ઇષ્ટ જ હોતો નથી. એક મંત્ર સાથે એક વ્યક્તિનો સંબંધ સુસાધ્યતાનો હોય છે, તે જ મંત્ર સાથે બીજી વ્યક્તિનો સંબંધ કષ્ટ-સાધ્યતાનો હોય છે, ત્રીજી વ્યક્તિનો સંબંધ અપૂર્ણ સાધ્યતાનો હોય છે અને ચોથી વ્યક્તિનો સંબંધ શત્રુત્વનો–અનિષ્ટકારક હોય છે, તેટલા માટે મંત્ર સાથે સંબંધ વિચારીને તેની સાધના કરવી.

**સાધના વિષે વિશેષ સૂચના**—મંત્રને સિદ્ધ કરવા માટે આઠમ, ચૌદસ અને શનિવારના દિવસો વધારે યોગ્ય મનાય છે. મધરાતે જે મંત્રનો જાપ કરવાનો હોય છે તે મંત્રનો જાપ મધ્યાહ્ને કરે તોપણ ચાલી શકે. નગ્ન થઇ મંત્ર જપવાનો હોય ત્યાં કાછડી વિનાનું છૂટું ધોતીયું પહેરી બેસવાથી ચાલી શકે. જ્યાં મનુષ્યના માથાની ખોપરીનો ઉપયોગ હોય, ત્યાં નાળીયેરની કાચલીનો ઉપયોગ કરી શકાય. જ્યાં ચાર રસ્તા આગળ બેસીને જાપ કરવાનો હોય ત્યાં ચોપટની પેઠે ચાર બાજુએ માર્ગની પેઠે લીંટીઓ દોરી તે ઉપર બેસી જાપ કરી શકાય. મુડદાપર બેસી જાપ કરવાનો હોય તો તેને બદલે મશાણમાંની રાખ પાથરીને તે ઉપર બેસવાથી ચાલી શકે; તોપણ મૂળ વિધિ પ્રમાણે વર્તન કરી શકાય તો વધારે સારૂં.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## સાધક સાથે મંત્રનો સારોમાઠો સંબંધ.

પૂર્વે જણાવવામાં આવ્યું છે તેમ મંત્રનો અને સાધકનો સંબંધ જો સારો હોય તો જ એ મંત્રને સિદ્ધ કરવા પાછળ શ્રમ લેવો; નહિતો જે મંત્ર સાધકને શત્રુભાવે રહેલો છે તે મંત્ર સાધવો અનિષ્ટ છે. સાધક સાથે મંત્રનો સારોમાઠો સંબંધ વિચારવા માટે જૂદી જૂદી રીતો છે, તેમાંથી થોડી રીતો નીચે આપી છે. કોઈ પણ એક રીતે એ સંબંધ વિચારીને તેની સિદ્ધિ કરવી.

**રાશિચક્રથી સંબંધનિર્ણય**—આ ચક્રમાં દરેક રાશિમાં જે અક્ષરો લખ્યા છે તે મંત્રરાશિના છે. સાધકની જે રાશિ હોય તે રાશિથી મંત્રરાશિ અર્થાત્ જે રાશિમાં મંત્રનો પ્રથમાક્ષર આ ચક્રમાં માલૂમ પડે તે રાશિસુધી ગણત્રી કરતાં જો મંત્રરાશિ જન્મરાશિથી છઠ્ઠા, આઠમા અથવા બારમા ઘરમાં આવે તો મંત્રને ગ્રહણ કરવો નહિ. જો જન્મ-




રાશિચક્ર [ આકૃતિ ૫૧ ]

રાશિ યાદ ન હોય તો નામના પહેલા અક્ષરની જે રાશિ હોય તેને ગ્રહણ કરવી. દાખલા તરીકે, 'દામોદર' નામના સાધકની જન્મરાશિ 'મીન' છે. દ, ચ, ઝ, થ અક્ષરો મીન રાશિના છે. એ દામોદર રક્તચામુંડાનો મંત્ર સિદ્ધ કરવા માંગતો હોય. રક્તચામુંડાનો મંત્ર આ પ્રમાણે છે:–**ॐ श्रीं ह्रीं क्लीं रक्तचामुंडे स्वप्ने कथय कथय शुभाशुभं ॐ फट् स्वाहा ॥** આમાં **ॐ श्रीं ह्रीं क्लीं** એ મંત્રના બીજાક્ષરો છે તેને બાદ કરતાં મંત્રનો પ્રથમ અક્ષર **र** છે અને એ **र** મંત્રરાશિચક્રમાં મીન રાશિમાં જ આવેલો છે એટલે તે 'દામોદર' ને માટે એ મંત્ર નિષિદ્ધ નથી, પરન્તુ તુલા રાશિવાળાને નિષિદ્ધ છે, કારણકે તે રાશિવાળાથી **र** અક્ષર આઠમે ઘેર આવેલો છે. પહેલી, પાંચમી અને નવમી રાશિમાં રહેલા મંત્રને ગ્રહણ કરવાથી તે મંત્ર બંધુની પેઠે હિત કરે છે. બીજી, છઠી અને દશમી રાશિમાં રહેલા મંત્રની સેવા કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ત્રીજી, અગીયારમી અને સાતમી રાશિમાં રહેલો મંત્ર સાધકની પુષ્ટિને વધારે છે.

**અકડમ ચક્ર**—સાધક અને મંત્રનો સંબંધ જોવાની બીજી રીત અકડમ ચક્રની છે. સાધકના નામનો પહેલો અક્ષર જે ઘરમાં હોય તે ઘરથી




અકડમ ચક્ર [ આકૃતિ ૫૨ ]

મંત્રના પહેલા અક્ષરસુધી સિદ્ધ, સાધ્ય, સુસિદ્ધ અને અરિ એમ ચાર પ્રકાર ગણતાં મંત્રાક્ષર જો અરિ ઉપર આવે તો તે મંત્રનો ત્યાગ કરવો. ‘ચ’ અક્ષરવાળાને ‘ર’ થી શરૂ થતા મંત્ર સાથે કેવો સંબંધ છે? ગણત્રી કરતાં ‘સાધ્ય’નો સંબંધ આવે છે માટે તે ગ્રહણ કરવામાં હરકત નથી પરન્તુ ‘જગજીવન’ નામના માણસની સાથે ‘રક્તચામુંડા’ ના મંત્રનો સંબંધ ‘અરિ’ નો છે માટે તેને તે ત્યાજ્ય છે.

**ઋણી-ધની ચક્ર**—ત્રીજી રીત ઋણી-ધની ચક્રથી સંબંધનો નિર્ણય કરવાની છે. આ નીચે ચક્રમાં ઉપરના અંક સાધ્યાંક છે અને નીચેના સાધકાંક છે અને તે બેઉની વચ્ચે અમુક નિયમ પ્રમાણે અક્ષરો લખેલા છે. પહેલાં સાધકના નામના અક્ષરોમાં સ્વર વ્યંજન જૂદા જૂદા કરવા અને એમાંના દરેક સ્વર વ્યંજનના જેટલા સાધકાંક હોય તેટલાનો સરવાળો કરવો. પછી જે દેવ કિંવા દેવીનો મંત્ર સાધવો હોય તે દેવ-દેવીના નામના

## સાધ્યાંક.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૬ | ૬ | ૦ | ૩ | ૪ | ૪ | ૦ | ૦ | ૦ | ૩ |
| અ આ | ઇ ઈ | ઉ ઊ | ઋ ૠ | ઌ ૡ | એ | એ | ઓ | ઔ | અં | અઃ |
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ | ધ | ન | પ | ફ |
| બ | ભ | મ | ય | ર | લ | વ | શ | ષ | સ | હ |
| ૨ | ૨ | ૫ | ૦ | ૦ | ૨ | ૧ | ૦ | ૪ | ૪ | ૧ |

## સાધકાંક.

સ્વર-વ્યંજન જૂદા કરીને તેની સામેના સાધ્યાંકનો સરવાળો કરવો. સાધકાંકના સરવાળાને ૮ થી ભાગતાં જે શેષ વધે તે અને સાધ્યાંકના સરવાળાને ૮ થી ભાગતાં જે શેષ વધે તે બેઉમાં જો મંત્રાંક ઓછો હોય તો તે ધની મંત્ર અને સાધકાંક કરતાં મંત્રાંક વધુ હોય તો તે ઋણી મંત્ર થાય. તેમાં ધની મંત્રનો ત્યાગ કરવો જોઇએ. દાખલા તરીકે 'દામોદર'ના સ્વર વ્યંજન છૂટા કરતાં દ્–આ–મ્–ઓ–દ્–અ–ર્–અ, એ પ્રમાણે થાય. હવે તેના સાધકાંક ગણીએ: દ્=૧, આ=૨, મ્=૫, ઓ=૦, દ્=૧, અ=૨, ર્=૦, અ=૨, એ બધાનો સરવાળો ૧૩ થયો. હવે સાધ્યાંક ગણીએ. તે 'દુર્ગા' નો મંત્ર સિદ્ધ કરવા માંગે છે. તેના સ્વર–વ્યંજન આ પ્રમાણે થયા: દ્–ઉ–ર્–ગ–આ. તેના સાધ્યાંક:– દ્=૪, ઉ=૬, ર્=૩, ગ્=૬, આ=૬, તેનો સરવાળો ૨૫ થયો. ૧૩ ને આઠથી ભાગતાં શેષ ૫ વધે છે અને ૨૫ ને આઠથી ભાગતાં શેષ ૧ વધે છે, એટલે સાધકાંક કરતાં સાધ્યાંક (મંત્રાંક) ઓછો છે એટલે તે ધની મંત્ર થયો અને તેથી દામોદર દુર્ગાનો મંત્રજાપ કરી શકે નહિ. કરે તો તે અનિષ્ટોત્પાદક નીવડે છે. બેઉ અંક સમાન હોય તો તે સિદ્ધ કરવામાં હરકત નથી.



## પરિચ્છેદ ૪ થો.

### બીજમંત્રો.

જે દેવતાનું ધ્યાન કરવામાં જે બીજમંત્રનો જાપ કરવો જોઇએ તે આ નીચે આપવામાં આવે છે. મંત્રના બીજા ભાગોના અર્થો થઇ શકે છે, પરન્તુ બીજમંત્રનો કાંઇ અર્થ થતો નથી.

**બીજમંત્ર—ॐ ॥** ॐકાર આદિ બીજ છે અને ॐકાર બ્રહ્મસ્વરૂપ છે.

**અજપા ગાયત્રી મંત્ર—हंसः। हृदि परमहंसदेवतायै नमः॥ लिंगे हं बीजाय नमः ॥ आधारे सं शक्तये नमः ॥**

**ભુવનેશ્વરી મંત્ર—ह्रीं ॥**

દક્ષિણકાલિકા **મંત્ર—क्रीं क्रीं क्रीं हुं हुं ह्रीं ह्रीं दक्षिणकालिके क्रीं क्रीं क्रीं हुं हुं ह्रीं ह्रीं स्वाहा ॥**

**શ્યામા મંત્ર—क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं दक्षिणकालिके क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं स्वाहा ॥**

ગુહ્યકાલિકા **મંત્ર—क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं गुह्यकालिके क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं स्वाहा ॥**

ભદ્રકાલી **મંત્ર—क्लीं क्लीं क्लीं हूं हूं ह्रीं ह्रीं भद्रकाल्यै क्लीं क्लीं क्लीं हूं हूं ह्रीं ह्रीं स्वाहा। ह्रौं कालि महाकालि किलि कलि फट् स्वाहा ॥**

શ્મશાનકાલિકા **મંત્ર—क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं श्मशानकालि क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं स्वाहा। (अथवा) ऐं ह्रीं श्रीं क्लीं कालिके ऐं ह्रीं श्रीं क्लीं ॥**

મહાકાલી **મંત્ર—क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं महाकाली क्रीं क्रीं क्रीं हूं हूं ह्रीं ह्रीं स्वाहा ओं फें फें क्रों पशून् गृहाण हुं फट् स्वाहा ॥**

તારા **મંત્ર—ह्रीं श्रीं हूं ऐं वज्रवैरोचनीये हुं हुं फट् स्वाहा।**

**શ્મશાનભૈરવી મંત્ર—श्मशानभैरवि नवरुधिरास्थिवसाभक्षिणि सिद्धिं मे देहि मम मनोरथान् पूरय हुँ फट् स्वाहा॥**

**સમ્પત્પ્રદાભૈરવી મંત્ર—सहयें हस कलरीं हसरौं ॥**

**કૈલેશભૈરવી મંત્ર—सहरैं सहकलरीं सहरों ॥**

**ભયવિધ્વંસિનીભૈરવી મંત્ર—हसैं हसकलरीं हसौं ॥**

સકલસિદ્ધિદાભૈરવી મંત્ર—सहैं सहकलह्रीं सहौं ॥
ચૈતન્યભૈરવી મંત્ર—सहैं सहकलह्रीं सहरौं ॥
કામેશ્વરીભૈરવી મંત્ર—सहैं सहकलह्रीं नित्यक्लिन्ने मदद्रवे सहरौं ॥
બટુકભૈરવી મંત્ર—डरलक सहैं डरलक सहिं डरलक सहौं ॥
નિત્યભૈરવી મંત્ર—हसकलरडैं हसकलरडीं हसकलरडौं ॥
રૂદ્રભૈરવી મંત્ર—हसैं हसकलह्रीं हसौं ॥
ભુવનેશ્વરીભૈરવી મંત્ર—हसैं हसकलह्रीं हसौं ॥
અન્નપૂર્ણાભૈરવી મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं नमो भगवति महेश्वरि अन्नपूर्णे स्वाहा ॥
સકલેશ્વર્યા મંત્ર—सहैं सकलह्रीं सहौं ॥
ત્રિપુરબાલા મંત્ર—ऐं क्लीं सौं ॥
નવકૂટબાલા મંત્ર—ऐं क्लीं सौं । हसैं हसकलरीं हसौं हसरैं हसकलरीं हसरौं ॥
છિન્નમસ્તા મંત્ર—श्रीं क्लीं हूं ऐं वज्रवरोचनीये हूं हूं फट् स्वाहा ॥
ધૂમાવતી મંત્ર—धूं धूं स्वाहा ॥
માતંગિની મંત્ર—ॐ ह्रीं क्लीं हूं मातंग्यै फट् स्वाहा ॥
બગલામુખી મંત્ર—ॐ ह्रीं बगलामुखि सर्वदुष्टानां वाचमुखं स्तम्भय जिह्वां कीलय बुद्धिं नाशय ह्रीं ॐ स्वाहा ।
મહાલક્ષ્મી મંત્ર—ॐ ऐं ह्रीं क्लीं हसौं जगत्प्रसूत्यै नमः ।
ત્રિપુટા મંત્ર—श्रीं ह्रीं क्लीं ॥
ત્વરિતા મંત્ર—ॐ ह्रीं हुं खेच्छे क्षत्री हुं क्षे ह्रीं फट् ॥
નિત્યા મંત્ર—ऐं क्लीं नित्यक्लिन्ने मदद्रवे स्वाहा ॥
વજ્રપ્રસ્તારિણી મંત્ર—ऐं ह्रीं नित्यक्लिन्ने मदद्रवे स्वाहा ॥
દુર્ગા મંત્ર—ॐ ह्रीं दुं दुर्गायै नमः ॥
મહિષમર્દિની મંત્ર—ॐ महिषमर्दिनी स्वाहा ॥
જયદુર્ગા મંત્ર—ॐ दुर्गे दुर्गे रक्षणि स्वाहा ॥
શૂલિની મંત્ર—जल जल शूलिनि दुष्टग्रह हुं फट् स्वाहा ॥
વાગીશ્વરી મંત્ર—वद वद वाग्वादिनी स्वाहा ॥
પારિજાત સરસ્વતી મંત્ર—ॐ ह्रीं हसौं ॐ ह्रीं सरस्वत्यै नमः ॥

સારસ્વત બીજમંત્ર—ऐं ।

નીલ સરસ્વતી મંત્ર—ॐ ह्रीं स्त्रीं हुं फट् ॥

કાત્યાયની મંત્ર—ऐं ह्रीं श्रीं चौं चण्डिकायै नमः ॥

ગૌરી મંત્ર—ह्रीं गौरि रुद्रदयिते योगेश्वरि हुं फट् स्वाहा ॥

વિશાલાક્ષી મંત્ર—ॐ ह्रीं विशालाक्ष्यै नमः ॥

ગણેશ બીજમંત્ર—गं ।

હેરમ્બ બીજમંત્ર—ॐ गूं नमः ॥

હરિદ્રાગણેશ બીજમંત્ર—ग्लं ।

મહાગણેશ બીજમંત્ર—ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं गं गणपतये वर वरद सर्वजनं मे वशमानय स्वाहा ॥

સૂર્ય બીજમંત્ર—ॐ घृणि सूर्य आदित्य ॥

શ્રી રામ બીજમંત્ર—रां रामाय नमः जानकीवल्लभाय हुँ स्वाहा ॥

વિષ્ણુ બીજમંત્ર—ॐ नमो नारायणाय ॥

શ્રીકૃષ્ણ બીજમંત્ર—गोपीजनवल्लभाय स्वाहा ॥

વાસુદેવ મંત્ર—ॐ नमो भगवते वासुदेवाय ॥

બાલગોપાલ મંત્ર—ॐ क्लीं कृष्णाय ॥

લક્ષ્મીવાસુદેવ મંત્ર—ॐ ह्रीं ह्रीं श्रीं लक्ष्मीवासुदेवाय नमः ।

દધિવામન મંત્ર—ॐ नमो विष्णवे सुरपतये महाबलाय स्वाहा ॥

હયગ્રીવ મંત્ર—ॐ उद्गीरत् प्रणवोद्गीथ सर्वयोगीश्वरेश्वर सर्ववेदमयाचिन्त्य सर्वं बोधय बोधय ॥

નૃસિંહ મંત્ર—उग्रं वीरं महाविष्णुं ज्वलन्तं सर्वतोमुखम् । नृसिंहं भीषणं भद्रं मृत्युमृत्युं नमाम्यहम् ॥

નરહરિ બીજમંત્ર—आं ह्रीं क्ष्रौं हुं फट् स्वाहा ।

હરિહર બીજમંત્ર—ॐ ह्रीं ह्रौं शंकरनारायणाय नमः ह्रौं ह्रीं ॐ ॥

વરાહ મંત્ર—ॐ नमो भगवते वराहरूपाय भूर्भुवस्वःपतये भूपतित्वं मे देहि दापय स्वाहा ॥

શિવ મંત્ર—ह्रौं ॥ પૂજામંત્ર—ह्रीं ॐ नमः शिवाय ह्रीं ॥

મૃત્યુંજય મંત્ર—ॐ जुं सः ॥

**દક્ષિણામૂર્તિ બીજમંત્ર—ॐ नमो भगवत्यै दक्षिणामूर्त्तये महामेधां प्रयच्छ स्वाहा ॥**

**ચિન્તામણિ બીજમંત્ર—र क्ष म र ब औं ॐ ॥**

**નીલકણ્ઠ મંત્ર—ॐ मां ठः नमः शिवाय ॥**

**ચણ્ડ મંત્ર—स्फ्व फट् ॥**

**ક્ષેત્રપાલ મંત્ર—ॐ ह्रीं बटुकाय आपदुद्धरणाय कुरु कुरु बटुकाय ह्रीं ॥**

**તારિણી મંત્ર—स्त्रीं क्लीं कृष्णदेवि ह्रीं स्त्रीं ऐं ।**

**બ્રહ્મશ્રી મંત્ર—ह्रीं नमो ब्रह्मश्रीराजिते राजपूजिते जये विजये गौरि गन्धारि त्रिभुवनशङ्करि सर्वलोकवशङ्करि सर्वस्त्रीपुरुषवशङ्करि सुसुद्धदुर्योरवावे ह्रीं स्वाहा ॥**

**વીરસાધન મંત્ર—हूं पवननन्दनाय ।**

**ઇન્દ્ર મંત્ર—इं इन्द्राय नमः स्वाहा ॥**

**હનુમદ્ બીજમંત્ર—हं हनुमते रुद्रात्मकाय हुं फट् ।**

**ગરૂડ મંત્ર—क्षिप ॐ स्वाहा ॥**

જે દેવતાનું ધ્યાન કરવામાં જે બીજમંત્રનો જાપ કરવો જોઇએ તે મંત્ર દેવ-દેવીના નામ સાથે ઉપર આપ્યા છે. તેનો વિધિપુરઃસર જાપ કરીને સિદ્ધ કરવાથી તે ઇષ્ટ ફળદાયક થાય છે.

---

## પરિચ્છેદ ૫ મો.

---

## વિધવિધ મંત્રપ્રયોગો.

**ધનપ્રાપ્તિનો મંત્ર—ॐ नमो आगच्छ सुरसुन्दरी स्वाहा ॥** સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રો પહેરી, આ મંત્રના ૧૦૦૦૦ જાપ કરવા. પંચખાદ્ય ( મેવો )નો દશાંશ હવન અને તેનું દશાંશ તર્પણ કરવું. પુરશ્ચરણ પૂરૂં થાય ત્યાંસુધી ભૂમિપર શયન કરવું, વાણીનો નિરોધ કરવો, થોડા દૂધભાતનું ભોજન કરવું. તેથી યક્ષિણી દેવી સિદ્ધ થઈને રોજ સુવર્ણમુદ્રા આપે છે.

**ધનદા યક્ષિણીનો મંત્ર—ह्रां ह्रीं ह्रं ह्रैं ह्रौं ह्रः ॥** એ ધનદા યક્ષિણીનો મંત્ર સવાલાખ વાર જપવાથી દેવી ધન આપે છે.

**વસ્ત્રપ્રાપ્તિનો મંત્ર—ॐ क्लीं भगवतीभ्यो नमः ॥** અથવા **ॐ हूं ह्रीं स्फूं श्मशानेवासिनी श्मशाने स्वाहा ॥** શ્મશાનમાં બેસી નગ્ન થઈ વાળ ખુલ્લા કરી ૫૦૦૦૦ જાપ કરવાથી દેવી પ્રસન્ન થઇને વસ્ત્ર આપે છે.

**વશીકરણનો મંત્ર—ॐ द्वारदेवतायै ह्रीं स्वाहा ॥** આ મંત્રના ૨૬૦૦૦ જાપ નદીને કિનારે પવિત્ર થઇને કરવા. દશાંશ ગુગળ અને ઘીનો હવન કરવો એટલે દેવી પ્રસન્ન થશે. હવનની ભસ્મ જે સ્ત્રીને લગાડવામાં આવે તે વશ થાય.

**બંધમોચન મંત્ર—ॐ नमो हटेलेकुमारी स्वाहा ॥** બંધનવાળો માણસ સાત દિવસસુધી રોજ બે હજાર જાપ કરે તો મુક્ત થાય. દશાંશ દૂધ-ઘીનો હવન કરે. એક કુમારીને પંચખાદ્ય વસ્તુઓનું ભોજન કરાવે તો દેવી પ્રસન્ન થાય.

**અદ્રશ્ય થવાનો મંત્ર—ॐ कनकवती करवीरके स्वाहा ॥** કૃષ્ણ પક્ષની આઠમથી અમાસસુધી રોજ ૩૦૦૦ જાપ કરવા. દશાંશ કડવા લીંબડાની સમિધાઓથી ઘીનો હવન કરે. તેના ભસ્મનું તિલક કરે તો અદ્રશ્ય થાય.

**વિદ્યાપ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रीं वेदमातृभ्यः स्वाहा ॥** ૨૫ હજાર જાપ કરે. દશાંશ પંચ મેવાનો હવન કરે તો મંત્ર સિદ્ધ થાય.

**અષ્ટ મહાસિદ્ધિનો મંત્ર—ॐ क्लीं पद्मावती स्वाहा ॥** આ મંત્રના ૧૨ લાખ જાપ કરે, પંચખાદ્ય (મેવા)નો દશાંશ હવન કરે તો અષ્ટ મહાસિદ્ધિ પ્રાપ્ત થાય.

**ઔષધિ ઉખાડવાનો મંત્ર—ॐ ह्रीं सर्वते सर्वते श्रीं क्लीं सर्वौषधि प्राणदायिनी नैऋत्ये नमोनमः स्वाहा ॥** આ મંત્ર બોલીને બધી જાતની ઔષધ-વનસ્પતિની જડીબુટી ગ્રહણ કરવામાં આવે છે. બહારગામ જતી વખતે જો આ મંત્ર જપવામાં આવે તો માર્ગનાં બધાં વિઘ્નો નાશ પામે અને સર્વ કાર્ય સિદ્ધ થાય.

**કાર્યની સફળતાનો મંત્ર—ॐ नमो सिद्ध विनायकाय सर्वकार्यकर्त्रे सर्वविघ्नप्रशमनाय सर्वराजवश्यकरणाय सर्वजनसर्वस्त्रीपुरुषाकर्षणाय श्रीं ॐ स्वाहा ॥** આ મંત્ર રોજ ૧૦૮ વાર જપીને જે કાર્ય કરે તે કાર્ય સફળ થાય.

**સર્વ ભોગપ્રાપ્તિનો મંત્ર—ॐ जगत्त्रयमातृके पद्मनिधे**

**સ્વાહા ॥** ૨૫૦૦૦ વાર જાપ કરવો. દશાંશ પંચખાદ્યનો હવન કરવો એટલે દેવતા પ્રસન્ન થાય અને અન્નવસ્ત્ર વગેરે સર્વ ભોગ આપે.

**અષ્ટભોગપ્રાપ્તિનો મંત્ર—ॐ नानाचरणपद्मावती स्वाहा ॥** ૧૦ લાખ જપ કરવાથી દેવી પ્રસન્ન થાય છે. દશાંશ ઘી, ગુગળ અને સેવતીનાં ફૂલોનો હવન કરવાથી દેવી પ્રસન્ન થઇને નિત્ય અષ્ટ ભોગ આપે છે.

**ઓટિંગ મંત્ર—ॐ नमो देवि दे दे खिलियां असमासास-जलेसेन्हेजाउती जोटिंगा पुढे सांगितले तें घे मजदेनें देसित रिथारी बहोनीची आनही देवागुरुची सिद्धि स्वाहा ॥** ધોબીની કન્યાને પૂજનના સ્થાનમાં બેસાડીને બકરાના ચામડાપર બેસી આ મંત્રનો જપ કરવો. તે પઢીને અષ્ટોત્તરથી દશાંશ પંચખાદ્યનો પ્રતિદિન હવન કરવો. સાતમે દિવસે દેવને નિમિત્તે પંચખાદ્યનો હવન કરે. તેની ભભૂતિ એક તાવીજમાં ભરી રાખે અને જેના ઉપર તે ભભૂતિ નાંખે તે સ્ત્રી વશ થાય. તાવીજ ધારણ કરી રાખવાથી દેવી નાના પ્રકારની વસ્તુઓ લાવીને આપે છે. તાવીજ હમેશાં પોતાની પાસે રાખવું.

**સ્ત્રી કે પુરૂષને વશ કરવાનો મંત્ર—ॐ नमो सर्वस्त्री सर्व-पुरुषवश्यकारिणी श्रीं ह्रीं स्वाहा ॥** તેના ૭૨૦૦૦ જાપ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે. નાળીયેરનો દશાંશ હવન કરવો. જેનું નામ લઇને જપે તે વશ થાય.

**ચેટક યક્ષિણી મંત્ર—ॐ ह्रीं ओं क्लीं नमो मातंगेश्वरी नमः ॥** આ મંત્રને સારા મુહૂર્તમાં ગ્રહણ કરવો. ૧ લાખ જાપ કરવાથી દેવી પ્રસન્ન થાય. દશાંશ રાળનો હવન કરવો. ઇચ્છા પ્રમાણે અન્ન આપે છે.

**યુદ્ધમાં જયપ્રાપ્તિનો મંત્ર—ॐ जीवपातालमर्दने हुं स्वाहा ॥** તેના ૫૨૦૦૦ જપ કરે. સેવતીનાં ફૂલનો દશાંશ હવન કરે તો યુદ્ધમાં જય મળે અને અદ્‌ભુત બળ પ્રાપ્ત થઇને ઘા લાગે નહિ.

**ગણુપતિ ચેટક મંત્ર—ॐ ग्रीं ग्रूं गणपतये नमः स्वाहा ॥** પવિત્ર અને બ્રહ્મચારી રહીને એ મંત્રના ૧ લાખ જાપ કરવા. ભૂમિપર શયન કરવું. દશાંશ પંચખાદ્યનો હોમ કરવાથી મંત્ર સિદ્ધ થાય. તેથી ઋદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થાય અને વિઘ્નો દૂર થાય.

**ભૂત-પ્રેતને વશ કરવાનો મંત્ર—ॐ ह्रां ह्रीं श्रीं क्लीं नमः ॥** પીંપળાના ઝાડ નીચે જઇને આ મંત્ર ૯૨૦૦૦ વાર જપે, ઘી-દૂધનું નૈવેદ્ય ધરાવે તો તેની સિદ્ધિ થાય, ભૂત-પ્રેત વશ થાય અને રાતદિવસ સેવા કરે. પોતે પિશાચ-યક્ષોનો અધિપતિ થાય.

**રાજલક્ષ્મીની પ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रीं क्लीं मातङ्गेश्वर्यै नमोनमः ॥** પોતાના ઘરના દીવાની સન્મુખ બેસીને આ મંત્ર એક લાખ વાર જપવો, રાળનો દશાંશ હવન કરવો, એટલે દેવી પ્રસન્ન થઇને સ્ત્રીભાવમાં સ્ત્રી, રાજલક્ષ્મી વગેરે તથા અશ્વાદિની પ્રાપ્તિરૂપ સિદ્ધિ આપે છે.

**ઉચ્છિષ્ટ ગણપતિ ચેટક—ॐ नमो हस्तिमुखाय लम्बोदराय उच्छिष्टमहात्मने क्रां क्रीं ह्रां घे घे उच्छिष्ट स्वाहा ॥** કડવા લીંબડાના મૂળનો ટુકડો લાવી, તેની ગણેશની પ્રતિમા બનાવી કોઈ માસના કૃષ્ણપક્ષની આઠમથી અમાસસુધી રોજ ૫૦૦ જાપ કરે અને પોતે ઉચ્છિષ્ટ-એંઠે મુખે ગણેશની આગળ એક થાળીમાં લાલ ચંદન, પુષ્પ, અક્ષત ધરીને તેની પૂજા કરી એંઠા મુખથી જપનો પ્રારંભ કરે. એ પ્રમાણે સાત દિવસ કર્યા પછી આઠમે દિવસે એંઠા મુખથી જ પંચખાદ્ય વસ્તુઓની ૫૦૦ આહુતિ આપે, તો ગણેશજી અભિલષિત વસ્તુ આપે છે, તે પુરૂષનો મહિમા વધે છે, જે સ્ત્રીની ઇચ્છા થાય તેની ઉપર એટલે તેની પ્રતિમા-ચિત્ર ઉપર ગણેશને બેસાડીને રોજ ૧૦૮ જપ કરે તો ત્રણ દિવસમાં તેનું આકર્ષણ થાય છે અને ગણેશને ઉઠાડી મૂકવાથી તે પાછી ચાલી જાય છે. ફરીથી બોલાવવી હોય તો ૧૦૮ જપ કરવા. જો તે ફરીથી ન આવે તો ગણેશને ઉચ્છિષ્ટ મુખથી આગળ રાખીને ૧૦૮ જાપ જપે. ગણેશને નદીમાં લઈ જઇને પ્રક્ષાલન કરી ફરી પોતાના મુખથી ચાર વાર પ્રક્ષાલન કરી તેથી નીચે પડતા પાણીને એક ઘડામાં ઝીલી લઈ રાખવાથી જે પાણીને જે કોઈ પીએ તે વશ થાય છે. તે ગણેશને દ્વારપર સારા વૃક્ષની શાખામાં રાખીને પૂજન કરી ૧૦૮ મંત્ર જપે તો ઘરમાં અખંડિત અન્ન રહે છે, અને તે ગણેશને ત્રાંબા-ચાંદીના તાવીજમાં રાખીને કમરે બાંધવાથી સ્ત્રી વશ થાય છે, તથા શત્રુગણ સ્તંભિત થાય છે. એ ગણેશને હાથમાં રાખીને તલ્વારથી સંગ્રામ કરવા જાય તો વિજયી થાય છે તથા ૧૦૦૦ ઉપર જીત મેળવે છે. એ ગણેશને કોઈ અન્નપર સ્થાપન કરીને ૧૦૮ વાર મંત્ર જપે તો ઉદરપૂરણાર્થ અન્ન મળે, અને એ ગણેશને હાથમાં

ધોઈ તે જળનું પાન કરે ને સાથે શત્રુનું નામ લેતો જાય તો શત્રુનો નાશ થાય.

**રતિરાજ ચેટક—ॐ ह्रां ह्रीं ह्रूं विटपाय स्वाहा ॥** પહેલાં ચેટકનું નામ ગ્રહણ કરીને ઘરમાં બેસી પાંચ લાખ જપ કરવા એટલે સિદ્ધિ થાય છે. બાલા સ્ત્રી સાથેના રમણને સમયે ૨૮ વાર જપવાથી કામોદ્દીપન થાય છે, સ્ત્રી દ્રવે છે અને વશ થઈ રહે છે.

**અગ્નિચેટક—ॐ स्वाधिष्ठानमणिपूरदहनाय रुद्ररूपिणे स्वाहा ॥** મંત્ર બાર હજાર વાર જપવાથી સિદ્ધિ થાય છે. દશાંશ હવન કરીને તેની ભસ્મ મંત્ર પઢી જેના ઘરપર નાંખે તે નષ્ટ થાય છે. શત્રુનું ઉચ્ચાટન થાય છે.

**સુવર્ણમુદ્રાપ્રાપ્તિનો મંત્ર—ॐ शंखधारिणी शंखाभरणे ह्रां ह्रीं क्लीं क्लीं श्रीं स्वाहा ॥** મંત્રને વડના વૃક્ષની નીચે એક લાખ વાર જપે અથવા સૂર્યોદયથી ૧૦ હજાર જપ કરે, શંખમલ્લિકાનાં ફૂલોથી ઘી સહિત દશાંશ હવન કરે તો દેવી પાંચ સુવર્ણમુદ્રા અને પ્રાર્થિત વસ્તુ રોજ આપે છે.

**અમૃતપ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रीं चन्द्रिके हंसः स्वाहा ॥** આ મંત્ર શુક્લપક્ષની ચાંદનીમાં એક લાખ જપે તો યક્ષિણીદેવી અમૃત આપે છે.

**અંજનપ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रूं मदनमेखले नमः स्वाहा ॥** આ મંત્રને મધુવૃક્ષની નીચે ૧૪ દિવસ એક લાખ જપે તો મદનમેખલા પ્રસન્ન થઇને અંજન આપે છે.

**રાજ્યપ્રાપ્તિનો મંત્ર—ॐ ऐं मानिनि ह्रीं एह्येहि सुन्दरि हसहसमिह संगमह स्वाहा ॥** આ મંત્રને ચાર રસ્તામાં ઊભા રહી સવાલાખ જપે, લાલ કમળનો દશાંશ ઘીની સાથે હવન કરે તો માનિની સિદ્ધ થઇને દિવ્ય ખંડ આપે છે જેથી ખંડ રાજ્ય પ્રાપ્ત થાય છે. લાલ ફૂલ અને ઘીના દશાંશ હોમથી દેવી ખડ્ગ આપે છે જેથી રાજ્ય પ્રાપ્ત થાય છે.

**રસાયનપ્રાપ્તિનો મંત્ર—ॐ ऐं लक्ष्मी वं श्रीं कमलधारिणी हंसः स्वाहा ॥** એનો પોતાના ઘરમાં એક લાખ જપ કરે, કણેરનાં પુષ્પ અને ઘૃતનો દશાંશ હવન કરે તો લક્ષ્મી યક્ષિણી રસાયન આપે છે.

**સૌભાગ્યપ્રાપ્તિનો મંત્ર—ॐ वरुजाक्ष विलासिनी आगच्छागच्छ ह्रीं प्रिया मे भव प्रिया मे भव क्लैं स्वाहा ॥** નદીને

કિનારે આ મંત્રને ૫૦ હજાર વાર જપે, ઘૃત ગુગળનો દશાંશ હોમ કરે તો દેવી સૌભાગ્ય આપે છે.

**નટી યક્ષિણીનો મંત્ર—ૐ ह्रीं नटि महानटि स्वरूपवति स्वाहा ॥** પૂર્ણિમાએ અશોક વૃક્ષની નીચે જઈને ચંદનથી સુંદર મંડળ બનાવીને દેવીની પૂજા કરે, ધૂપ દે, એ પ્રમાણે એક મહિનાસુધી હજાર મંત્ર જપે, રાત્રે ભોજન કરે, ફરી પૂજા કરી અર્ધી રાત્રે જપ કરે, તો નટી દેવી આવીને નિધિરસ અને અંજન આપે છે તથા બધા દિવ્યયોગ આપે છે. જપમાં ચંદનની માળા બનાવવી.

**દીર્ઘાયુષ્યપ્રાપ્તિનો મંત્ર—ૐ ह्रीं आगच्छ आगच्छ सुर-सुन्दरी स्वाहा ॥** એકલિંગ મહાદેવની સમીપ જઈને મિષ્ટ ગુગળ તથા ઘીનો હવન કરવો. ત્રણે સંધ્યાઓમાં નિત્ય ૩૦૦૦ જપ કરે તો એક મહિનામાં સુરસુન્દરી યક્ષિણી આવે છે. તેને અર્ધ્ય આપીને પ્રણામ કરવા. જ્યારે તે કહે કે શી ઇચ્છા છે? ત્યારે કહેવું: **देवि दारिद्र्य-दग्धोऽस्मि तन्मे नाशय सत्वरम् ॥** એટલે તે પ્રસન્ન થઈને નિધિ તથા ચિરજીવન આપે છે.

**કામનાપૂર્તિનો મંત્ર—ૐ ह्रीं नखकेशी कनकवती स्वाहा ॥** મંત્રી ગંધર્વને ઘેર જઈને ૨૧ દિવસસુધી દેવીની પૂજા કરી ૧૦૦૦ મંત્ર પ્રતિદિન જપે, યથાવિધિ પૂજા કરે, રાત્રે ભોજન કરે, એકચિત્ત રહે, તો અર્ધી રાત્રે આવીને દેવી કામના પૂર્ણ કરે છે.

**કાલિકા દેવીનો મંત્ર—ૐ कालिकादेव्यै स्वाहा ॥** ગોશાળામાં જઈ આ મંત્ર બે લાખ જપે, દશાંશ હોમ ઘીની સાથે કરે તો મધરાતે દેવી વર આપે છે.

**કર્ણપિશાચિનીનો મંત્ર—ૐ कर्णपिशाचिनि पिंगललोचने स्वाहा ॥** જપસ્થાન પૂજાસ્થાનમાં આ મંત્ર એકલાખ વાર જપે, દશાંશ ઘીનો હોમ કરે, એક વખત તલનો તલવટ ખાય, તો દેવી કર્ણપિશાચિની પ્રસન્ન થઈને ત્રણ લોકની વાત કહે છે અને પાતાળનું દ્રવ્ય બતાવે છે.

**નૃસિંહ મંત્ર—ૐ नमः श्री नारसिंहाय मानभद्राय शोषाय वीर पहरे क्षीर नाच पन वेग आव पाटवी पुजाय ठः ठः स्वाहा ॥** સર્વ વસ્તુનો હોમ કરે, શુદ્ધ તીર્થમાં હોમ કરે, ખોપરાનું નૈવેદ્ય ધરે, અંધારી ચૌદસ અથવા દિવાળી અથવા નવરાત્રિમાં ૧૨૦૦૦ હોમ કરે, તો જેટલી વસ્તુ હોમે તેટલી વસ્તુ લાવી આપે છે, પરન્તુ પોતે તેમાંથી કશું ખાય નહિ.

**વિભ્રમા દેવીનો મંત્ર—ॐ ह्रीं विभ्रमरूपे विभ्रमे कुरु कुरु एह्येहि भगवति स्वाहा ॥** સાધક શ્મશાનમાં જઇને નિર્ભય થઈ આ મંત્રને બે લાખ વાર જપે, દશાંશ ઘીનો હવન કરે, તો વિભ્રમા દેવી પ્રસન્ન થઈને પચાસ માણસો જમે એટલું ભોજન નિત્ય આપે છે.

**રત્નપ્રાપ્તિનો મંત્ર—ॐ नमो भगवन्समुद्र देहि रत्नानि जलराशे नमोस्तु ते स्वाहा ॥** આ મંત્ર સાગરને કિનારે રોજ રાત્રે જપવાથી એક લાખ જપ પૂરા થતાં સિદ્ધ થઇને સાગર ચેટક આપે છે તથા મૂલ્યવાન્ ૩ રત્નો આપે છે.

**ચિરંજીવી બનવાનો મંત્ર—ॐ ह्रीं महाभये हुं फट् स्वाहा ॥** મનુષ્યના ગળા, કાન અને હાથનાં હાડકાંની માળા બનાવીને શ્મશાનમાં એ માળાને ધારણ કરી નિર્ભય બનીને એક લાખ વાર મંત્ર જપવો, તેથી મહાભયા સિદ્ધ થઇને રસાયન આપે છે. તેના ભક્ષણથી પર્વતોને પણ ચલિત કરી શકાય છે. વળી તે મનુષ્ય સફેદ વાળથી મુક્ત થઈને ચિરંજીવી બને છે.

**જરા-મૃત્યુ નિવારવાનો મંત્ર—ॐ हः सः सर्वलोचनानि बन्धय बन्धय देवी आज्ञापयति स्वाहा ॥** આ મંત્ર રાત્રે સાવધાન થઈને જપે તો ભગવતી પ્રસન્ન થઈને જરામૃત્યુવિનાશક યોગ આપે છે. આ હંસબદ્ધ ચેટક છે.

**વાક્સિદ્ધિનો મંત્ર—ॐ नमो लिंगोद्भव रुद्र देहि मे वाचा सिद्धिं बिना पर्वतगते द्रां द्रीं द्रूं द्र द्रौं द्रः ॥** માથાપર ડાબો હાથ રાખીને આ મંત્ર એક લાખ વાર જપે તો વાક્સિદ્ધિ મળે છે.

**ધાન્યની વૃદ્ધિનો મંત્ર—ॐ नमो अनादि पुरुष अन्न ही राखो ठाम कोठार भंडारकी ताला कुंजी खोल दो अन्न दो रिचक दो चून दो अन्न चूनरी पूरन करो चौक दे उन मेल सुहाली आगे मेल ॥** આ મંત્ર ૧૦૮ વાર સત્તાવીસ દિવસ જપે તે ધાન્યની વૃદ્ધિ થાય.

**ઇચ્છાપૂર્તિનો મંત્ર—ॐ श्रीं ह्रीं क्लीं प्रं कमलसौन नमः विस्तर विस्तर स्वाहा ॥** એક લાખ વાર જપે, દીપ-કરે, તો જે ઇચ્છા કરે તે થાય.

**મુદ્રિકાચલન મંત્ર—ॐ ह्रीं ह्रीं ह्रीं श्रीं मुद्रिकाया चलि-चलि द्रव्य आकर्षय आकर्षय नहीं चले तो उकल भिक्षाकी**

**आन वीर हनुमंतकी आन विद्याधर गंधर्वकी आन ॐ आं ह्रां ऐं क्रौं फट् स्वाहा ॥** શ્મશાનમાં જઈ, અડદ અને મદ્ય લઈ સાત વાર આ સિદ્ધ મંત્ર પઢવાથી મુદ્રિકા ચાલે છે. એકવીસ વાર ચોખા મંત્રીને તેનાથી મુદ્રિકાને ઢાંકે તો તે સમયે મુદ્રિકાચલન થાય છે.

**બુદ્ધિમાન્ થવાનો મંત્ર—ॐ नमो देवि कामाक्षिके त्रिशूलखण्डहस्ते पाद्दः पाति गरुडसर्पभक्षी तव पर्वते समांगन ततो चिन्तामणि नृसिंह चल चल छप्पन कोटि कात्यायनी ताल्हु प्रसादके ॐ ह्रौं ह्रीं क्रौं त्रिभुवनं चालय चालय स्वाहा ॥** આ મંત્ર એકવીસ દિવસસુધી ૧૦૮ વાર જપે, પછી એ મંત્રથી અભિમંત્રિત કરેલી વસ્તુ ખાવાથી મનુષ્ય બુદ્ધિમાન્ થાય છે.

**અન્નપૂર્ણાનો મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं ईश्वरध्यानम् । अन्नपूर्णायै नमः । ॐ ह्रीं श्रीं क्लीं ह्रीं ह्रीं हुंकली कुरु स्वामिनी जय विजय अप्रतिम चक्रे मम कर्षय सिद्धिं कुरु कुरु स्वाहा ॥** આ મંત્ર એકસો આઠ વાર જપી ખાદ્ય વસ્તુભંડારમાં નાંખે તો અનન્ત ધાન્ય થાય.

**લક્ષ્મીસિદ્ધિનો મંત્ર—ॐ श्री ह्रीं क्लीं महालक्ष्म्यै नमः ॥** આ મંત્ર પીળાં વસ્ત્રો ધારણ કરીને પીપળાનાં પાંદડાપર એક લાખ લખીને પાણીમાં વહાવવાથી લક્ષ્મી સિદ્ધ થાય છે.

**સ્વપ્નસિદ્ધિનો મંત્ર—ॐ श्रीं ह्रीं क्लीं रक्तचामुण्डे स्वप्ने कथय कथय शुभाशुभं ॐ फट् स्वाहा ॥** આ મંત્ર ૧૦૮ વાર ૨૧ દિવસસુધી જપવાથી સ્વપ્નસિદ્ધિ થાય છે.

**પ્રતિમાચલનનો મંત્ર—ॐ ह्रीं रक्तकम्बले महादेवि मृतकमुत्थापय प्रतिमां चालय पर्वतान् कम्पय नीलय विलसत् हुं हुं ॥** આ મંત્ર ૩ માસ જપવાથી રક્તકમ્બલા પ્રસન્ન થાય છે. તેની સિદ્ધિથી મૃતક ઉત્થાપન અને પ્રતિમા ચલિત થાય છે.

**વાઈ મટાડવાનો મંત્ર—ॐ ब्रह्म इन्द्र रक्ष रक्ष स्वाहा ॥** તેના તેલને ૭ વાર મંત્રીને તેના મર્દનથી વાઇનો રોગ મટે છે.

**શત્રુપર માર પડવાનો મંત્ર—अल्लहरखजलकी मौज, कुतुबी सीर महम्मदकी गजब, खुदाईका पाक हरया जबर, मारे मारे फलानेके शिर पैजार ॥** મંત્રને જોડાના તળીયાપર લખી રાખવો. શત્રુની મૂર્તિ બનાવી, તેનું નામ લઈ, મૂર્તિપર જોડા મારવો એટલે શત્રુપર માર પડે છે.

**રાજાને અનુકૂળ કરવાનો મંત્ર—ॐ नमो योनिभद्राय दंष्ट्राकरालाय अतुलबलपराक्रमाय विकलाहपाय ॐ ऊर्ध्वकेशाय क्रेकातिमाथे छाती दुष्ट दुर्जन छेदय छेदय राजसमं जयं कुरु कुरु शत्रूणां मुखं बंधय बंधय स्वाहा ॥** આ મંત્ર ૧૦૦૦૦ વાર જપવાથી રાજા અનુકૂળ થાય છે.

**મહાવશીકરણ મંત્ર—ॐ पुरुषक्षोभणी सर्वशत्रुविद्रावणी ॐ आं क्रौं ह्रीं श्रैं जो हि मोहय मोहय क्षोभय क्षोभय अमुकं वशीकुरु वशीकुरु स्वाहा ॥** રાત્રે નગ્ન થઇને આ મંત્રનો જપ ૩૦૦૮ વાર કરવાથી મહાવશીકરણ સિદ્ધ થાય છે.

**સ્વપ્નની અનિષ્ટતા દૂર કરવાનો મંત્ર—ॐ नमो आं ॐ भोरा कोरा दोनों भाई, नीकसवागा आप सुभाई, सूहो फूलफल नीपजै, पानी पचिया पडै । तो सीतारामजीकी वाचा फुरै ॥** આ મંત્ર ૭ વાર પઢવાથી સ્વપ્નની અનિષ્ટતા જાય છે.

**ફળફૂલ બગાડવાનો મંત્ર—ॐ नमो मेरुपर्वत वाई वाडा आये हनुमंत ले गया झाडा, फुल मुडै फल कीडा पडै न तो हनुमंतकी आन ॥** આ મંત્ર પઢીને સાત વાર સાત કાંકરી બાગમાં નાંખે તો ફળ-ફૂલ બગડી જાય.

**સ્ત્રીનો લાભ થવાનો મંત્ર—गं गणपतये नमः ॥** કુંભારને ત્યાંથી માટી લાવી તેની ગણેશની મૂર્તિ બનાવી પંચોપચારથી પૂજા કરી રોજ આ મંત્ર ૧૦૦૦ વાર જપે તો સાત દિવસમાં શાન્તિ થાય છે અને ૭૦૦૦ થી વધુ જપે તો પરમ બુદ્ધિનો લાભ થાય. એક માસ સુધી જપવાથી સ્ત્રીનો લાભ થાય.

**બુદ્ધિ અને સ્મૃતિપ્રાપ્તિનો મંત્ર—ॐ ऍं नमः ॥** આ મંત્રને વિધિપૂર્વક જપે, ધૂપ-દીપ નૈવેદ્યથી શ્વેત પુષ્પોદ્વારા પૂજન કરે, શ્વેત ગંધનું અનુલેપન કરે તથા હવિષ્ય અન્ન ભોજન કરી મંત્ર જપે તો એક સપ્તાહમાં બુદ્ધિ તથા સ્મૃતિ પ્રાપ્ત થાય છે.

**સ્ત્રીને આકર્ષવાનો મંત્ર—क्षां ह्रीं ह्रीं आं ह्रां स्वाहा ॥** આ મંત્રને દસ હજાર વાર જપવો. લાલ વસ્ત્રો અને કુંકુમની રંગીન માળા ધારણ કરવી, એથી એકાન્ત નિર્જન સ્થાનમાં સ્ત્રી આકર્ષિત થાય છે.

**પાપમુક્તિનો મંત્ર— ॐ नमः ॥** આ મંત્ર દસ લાખ જપવાથી સર્વ પાપથી રહિત થઇ આકાશગામી થવાય છે.

**કપાલિની સાધવાનો મંત્ર—ॐ हूं हां कालीकरालिनी ह्रौं क्षां क्षीं क्षौं फट् ॥** આ મંત્ર ૧૦૮ વાર જપીને અજામાંસ અને લાલ ફૂલની બલિ આપે, શ્મશાનમાં જપ કરીને બલિ નિવેદન કરે, તો સાત દિવસમાં કપાલિની સિદ્ધ થાય છે. જે જે વસ્તુની ઇચ્છા કરો તે તે વસ્તુ તે લાવી દે છે અને તે વસ્તુ દેવતા, અગ્નિ, ગુરૂજન તથા બ્રાહ્મણોમાં ખર્ચી નાંખવી. જો પૃથ્વીમાં દાટી રાખી હોય તો દેવી ફરીથી આપતી નથી.

**ભયનિવારણનો મંત્ર—ॐ ह्रीं क्षां क्षां क्षां क्षां क्षें क्षैं क्षौं क्षः ॥** અથવા **ॐ क्रीं क्षीं क्षं क्षं क्षें क्षैं क्षः ॥** આ મંત્રને સૂર્યની સન્મુખ મંદિરમાં પવિત્ર થઇને ૧૦ હજાર જપ કરે તો સિંહ, વાઘ, જ્વરગ્રહ અને મનુષ્યોથી થતા ભયનું નિવારણ થાય છે.

**સ્વાસ્થ્યપ્રાપ્તિનો મંત્ર——ॐ हंसं हंसः ॥** આ મંત્ર ૨૦ વાર જપીને તેથી પાણી મંત્રી પાવાથી એક પ્રહરથી વ્યાકુળ થએલો માણસ સ્વસ્થ થઇ જાય છે.

**ભૂત-ડાકણને નસાડવાનો મંત્ર—ॐ नमो भगवते रुद्राय ह्रीं हूं हः हूं फट् स्वाहा ॥** અથવા **ॐ नमो भगवते रुरु क्षयहुं फट् स्वाहा ॥** આ મંત્ર દસ હજાર જપે તો બધાં ભૂત-ડાકણ, જોગણી વગેરે પલાયન કરી જાય છે.

**વરસાદ લાવવા-દૂર કરવાનો મંત્ર—ॐ हां ह्रीं क्षं क्षां क्षिं क्षीं क्षुं क्षूं क्षें क्षैं क्षों क्षौं क्षं क्षः हुं फट् ठः ठः ॥** આ મંત્રને પૂર્વ દિશા તરફ મુખ કરીને એક લાખ જપે તો માણસ વૈશ્વાનરની માફક બને છે. ઘૃત અને સમિધની ૧૦ હજાર આહુતિ આપવાથી સિદ્ધિ થાય છે તેથી જો વાદળાં જોઇ લે તો વાદળાં નષ્ટ થઇ જાય છે અને વરસતાં નથી. નદીઓ સુકાઈ જાય છે. જો વરસાદ ન થતો હોય તો પાણીમાં ઊભા રહીને જપ કરવાથી અનાવૃષ્ટિકાળમાં મહાવર્ષા થાય છે.

**રાજ્યપ્રાપ્તિનો મંત્ર—ॐ हां माजाते प्रयच्छ मे धनं स्वाहा ॥** આ મંત્રથી ઘી અને સરસવની ૧૦૦૦ આહુતિ આપવાથી સિદ્ધિ થાય છે તથા શેરડીના રસની લાખ આહુતિ દેવાથી મનુષ્યને રાજ્યપ્રાપ્તિ થાય છે.

**શત્રુનાશનો મંત્ર—ॐ हूं अमुकं हन हन स्वाहा ॥** આ

મંત્રથી ૧૦૦૦ કડવા તેલ અને લાલ કણેરથી હવન કરે અથવા ૧૦ હજાર જપ કરે તો શત્રુનો નાશ થાય.

**અદૃષ્ટ વસ્તુ મેળવવાનો મંત્ર—ॐ मातंगिनि विमलगति करालो ह्रीं मे घः ॥** આ મંત્ર જાઇના પુષ્પપર ૧૦૮ જપે તો સિદ્ધ થાય છે અને ૨૩ દિવસમાં અદૃષ્ટ વસ્તુ મળે છે.

**વીંછી ઉતારવાનો મંત્ર—ॐ पक्षि स्वाहा** અથવા **ॐ द्रं जं क्ष्रीं जं स्वाहा ॥** ૧૦ હજાર જપવાથી સિદ્ધ થાય છે અને ૨૧ વાર જપવાથી વીંછીનું ઝેર ઉતરે છે.

**ગાય-ભેંસનું દૂધ વધારવાનો મંત્ર—ॐ ह्रीं करालीं पुरुषमुखरूपा ठः ठः ॥** આ મંત્ર ૧૦૮ વાર જપવાથી કષ્ટરહિત થવાય છે અને ૨૧ વાર જપી મંત્રીને ગાય ભેંસના આંચળપર લગાવવાથી તેનું દૂધ વધે છે.

**સાપનું ઝેર ઉતારવાનો મંત્ર—ॐ ह्रीं हंसः वा ह्रां हंसः ॥** આ મંત્ર પઢીને કુશાઓના માર્જનથી સાપનું ઝેર ઉતારી શકાય છે.

**વસ્ત્રપ્રાપ્તિનો મંત્ર—ॐ ह्र ह्रां ह्रिं ह्रीं ह्रु ह्रू ह्रे ह्रै ह्रो ह्रौं ह्रं ह्रः ह्रीं हूः हुः ठः ठः ॥** આ મંત્રનો પાઠ કરવાથી વસ્ત્રલાભ થાય છે.

**શત્રુપીડાનો મંત્ર—ॐ हुं रसइ अमुकं फट् स्वाहा ॥** એરની સમિધા લઇને તેને વિષ તથા રૂધિરમાં ભીંજવી જે શત્રુનું નામ લઈ હવન કરે તે મહાજ્વરથી ગ્રસિત થાય. તેનો ધુમાડો પોતાનાં નેત્રોને ન લાગવો જોઇએ. **ॐ रांर रांरः स्वाहा ।** આ મંત્રના ૧૦ હજાર પાઠથી શાન્તિ થાય છે—જ્વર દૂર થાય છે.

**વરસાદ લાવવાનો મંત્ર—ॐ ऐं कालिकालि ऐं स्वाहा ॥** આ મંત્રથી પીપળાની સમિધા અને ઘીનો હવન કરે તો ૧૦૦૦ હવનથી અનાવૃષ્ટિકાળમાં મહાવર્ષા થાય છે.

**ત્રિકાળ જાણવાનો મંત્ર—ॐ ह्रीं मानसे स्वप्नेश्वरि विचार्ये विधे वषट वषट् स्वाहा ॥** પવિત્ર થઈ હવિષ્ય અન્નનું ભોજન કરી આ મંત્ર ૧૦ હજાર જપે, સંધ્યાસમયે પૂજા કરે, તો રાતને સમયે ભૂત–ભવિષ્ય–વર્તમાનની સર્વ શુભાશુભ વાર્તા વિદિત થાય છે.

**ડાકિની-શાકિનીનો નાશ કરવાનો મંત્ર—ॐ ह्रीं कुरुकुल्ले स्वाहा ॥** આ નાગદમની મહાવિદ્યા છે. તેના સ્મરણમાત્રથી ડાકિની–શાકિની–રાક્ષસ વગેરેનો નાશ થાય છે.

**લવીંગ મંત્રવાનો મંત્ર—ॐ कामातुरा काम मे स्वल्पहि षोखनी लखनी अमुकं वश्यं कुरु ह्रीं नमः ॥** આ મંત્રથી પોતાના ભક્ષ્ય દ્રવ્યને સાત વાર મંત્રીને સાત દિવસ જે સ્ત્રી પુરૂષ ખાય તે વશીભૂત થાય છે અથવા સાત વાર પઢીને લવીંગ મંત્રી દેવાથી વશીકરણ થાય છે.

**અપમૃત્યુનો નાશ કરવાનો મંત્ર—ॐ जूं सः ॥** આ મંત્ર ત્રણે કાળની સંધ્યામાં ૧૦૦૦ જપે તો કેટલેક દિવસે શત્રુ નાશ પામે છે અને તે નિત્ય જપવાથી અપમૃત્યુનો નાશ થાય છે.

**તાવ મટાડવાનો મંત્ર—ॐ ह्रीं ह्रौं हुं ह्रौं हुं हः ॥** એના ૧૦ હજાર જાપથી તાવ મટે છે.

**વેતાળ સાધવાનો મંત્ર—ॐ क्षां क्षां ह्रीं ह्रीं फट् ॥** આ મંત્ર શ્મશાનમાં ૧ લાખ જપવાથી વેતાળ સિદ્ધ થાય છે.

**ભૂતને વશ કરવાનો મંત્ર—ॐ हुं नमः ॐ ह्रीं नमः ॥** નર તેલ લઈને મનુષ્યની ખોપરીમાં રાખી તેમાં દીવેટ મૂકી દીવો કરવો. અંધકૂપ અથવા શ્મશાન અથવા ભૂતોને બલિ આપીને કાજળ ગ્રહણ કરવાથી અને તેને નેત્રમાં આંજવાથી સર્વ ભૂતાદિ વશ્ય થાય છે.

**વિષ નષ્ટ કરવાનો મંત્ર—ॐ ॐ ॐ ॐ ॐ हं हं हं हं हं सः सः सः सः सः ॥** આ મંત્રને ૧૨૦૦ વાર જપવાથી સ્થાવરજંગમ વિષ નાશ પામે છે.

**વિષને સ્તંભિત કરવાનો મંત્ર—ॐ ह्रीं ॥** આ મંત્રને ૧૨૦૦૦ વાર જપવાથી વિષ સ્તંભિત થાય છે.

**કવિ બનવાનો મંત્ર—ॐ ऍं हं ऍं हं वद वद स्वाहा ।** આ મંત્ર ૧૦૦૦૭ વાર જપવાથી મનુષ્ય કવિ બને છે.

**શાન્તિકરી વિદ્યાપ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रीं सः ह्रीं ठं ठं ठं ॥** આ મંત્રના ૧૨ હજાર જાપથી શાન્તિકરી વિદ્યા મળે છે. દૂધનું ૧૦૮ આહુતિ દેવી અથવા ૧૦૮ શરની આહુતિ દેવી.

**ઉચ્ચાટનનો મંત્ર—ह्रां ह्रीं ह्रूं फट् ठः ठः ॥** મનુષ્યના અસ્થિનો ૭ આંગળનો ટુકડો લઈ તેને ૧૦૦૦ વાર આ મંત્રથી અભિમંત્રી નામ લઈને જેના ઘરમાં નાંખે તેનું સહકુટુંબ ઉચ્ચાટન થાય તે ઉખડવાથી અથવા ત્યાંથી દૂર ફેંકી દેવાથી શાન્તિ થાય.

**સંતાનપ્રાપ્તિનો મંત્ર—ॐ हं ॐ सः ॥** આ મંત્રનું સદા સ્મરણ કરવાથી સંતાન થાય છે.

**કર્ણુપિશાચિની સાધવાનો મંત્ર—ॐ अरविन्दे स्वाहा ॥** એના ૧૦ હજાર જાપથી કર્ણુપિશાચિની સિદ્ધ થાય છે.

**સરસ્વતીને પ્રસન્ન કરવાનો મંત્ર—ॐ ह्रीं श्रीं ऐं वाग्वादिनि भगवति अर्हन् मुखनिवासिनि सरस्वति ममांशे प्रकाशं कुरु कुरु स्वाहा ऐं नमः ॥** દિવાળીની રાત્રે પવિત્ર થઈને સ્નાન કરી ઉત્તરાભિમુખ કરી શ્વેત માળા, શ્વેત વસ્ત્ર ધારણ કરી, ભગવતીની શ્વેત મૂર્તિ સ્થાપન કરી, સન્મુખે તાંદુલ ધરી ૧૨૦૦૦ મંત્ર જપે તો સરસ્વતી પ્રસન્ન થાય.

**લક્ષ્મીને પ્રસન્ન કરવાનો મંત્ર—ॐ ह्रां ह्रीं ह्रूं कमलधारिणी शान्ति धृति कीर्ति कान्ति बुद्धि लक्ष्मी ह्रीं अप्रतिम चक्रे फुट् विनकाय स्वाहाः ॥** દિવાળીને દિને પવિત્ર ધરતી લીંપીને અખંડ ૧૨૦૦૦ જપ કરે, પંચોપચારથી સ્વર ચક્રેશ્વરીની પૂજા સ્થાપન કરે, ચોખાની ખીર બનાવી ખાય, એક વાર ભોજન કરે તો લક્ષ્મી પ્રસન્ન થાય. દિવાળી પછી પણ તેને હમેશાં જપે.

**બેડી તોડવાનો મંત્ર—ॐ घोरघंटे स्वाहा ॥** આ મંત્ર ૧૦ હજાર જપે તો બેડી તૂટી પડે અથવા જપાવે તો કેદથી છૂટે.

**એકાંતરીયો તાવ ઉતારવાનો મંત્ર—ॐ वज्रहस्तो महाकायो वज्रपाणिर्महेश्वरः ताडितो वज्रदण्डेन भूम्यां गच्छ महाज्वर ॥** આ મંત્ર ૧૦૮ વાર જપ્યા પછી નાગરવેલનું પાન ખાય તો તે જ દિનથી એકાંતરીયો તાવ જાય.

**ગર્ભ ઝરતો અટકે—ॐ ह्रां ह्रीं चल चले हुः चल मल हुः ठः ठः ठः स्वाहा ॥** ૨૧ ગાંઠનો દોરો બનાવી, એકેક ગાંઠે મંત્ર જપી, કમરે બાંધવાથી ગર્ભ ઝરતો અટકી જાય.

**હરસ મટવાનો મંત્ર—खुरासानको टीनी साय खूनी बादी दोनों जाय ॥** આ મંત્ર ત્રણ વાર પઢીને પછી પાણી લેવું. રોજ એ પ્રમાણે કરે તો ખૂની અને બાદી બેઉ પ્રકારના હરસ મટે.

**અન્ન પચવાનો મંત્ર—अगस्ति कुंभकर्ण च शमीं च वडवानलम् ॥ आहारं पाचनार्थाय स्मरेद्भीमं च पंचमम् ॥** ભોજન કરીને આ મંત્ર બોલી પેટપર જમણો હાથ ફેરવવાથી અન્ન પચે.

**આધાશીશીનો મંત્ર— वनमें जाई बांदरी जो आधाफल खाई ॥ खडे मुहम्मद हांक दे आधासीसो जाई ॥** શુક્લ પક્ષમાં પહેલા ગુરૂવારને રોજ ૧૦૧ વાર મંત્ર પઢીને સિદ્ધ કરવો. પછી રોગીના મસ્તકપર ત્રણ વાર મંત્ર પઢીને ફૂંક મારવી એટલે આધાશીશી ઉતરી જાય.

**પ્રવાસમાં આરામ પામવાનો મંત્ર—गच्छ गोतम शीघ्र त्वं ग्रामेषु नगरेषु च ॥ आसनं वसनं शय्या ताम्बूलं यज कल्पयेत् ॥** પ્રવાસમાં જ્યારે ગામની નજીક પહોંચાય ત્યારે સાત વાર આ મંત્ર પઢીને પછી બધા સાથીઓને કહેવું કે ગૌતમ ઋષિને નોતયાં છે. પછી ઘરોને પગે બાંધી ગામમાં જઇને ઉતરવું જેથી આરામ મળે.

**ચોરીનો પત્તો મેળવવાનો મંત્ર—उहमुहजलजलाल पकर चोटी धर पछाड में जकुद्दा ल्याव मुद्दा या कहार या कहार ॥** આ મંત્રને નદીકિનારે અથવા કુવાપર રાત્રિને સમયે ૧૨૧ વાર પઢીને સૂઈ રહેવું. એટલે એક રાત-દિવસમાં બધો ભેદ માલૂમ પડી જાય. જ્યાં ચોરીનો માલ રાખ્યો હોય અને જે ચોરી ગયો હોય તે બધી વાત સ્વપ્નદ્વારા જાણવામાં આવે.

**ચોરને પકડવાનો મંત્ર—ॐ ह्रं चक्रेश्वरी चक्रधारणी चक्रवेगि कोटि ग्रामाग्रामी चोरग्राहिणि स्वाहा ॥** આ મંત્રથી ૨૧ વાર ચોખા મંત્રીને જેની ઉપર ચોરીની શંકા હોય તે માણસોને તે ચોખા ચવરાવવા; એટલે ખરા ચોરના મ્હોંમાંથી લોહી નીકળશે.

**પતિવશીકરણનો મંત્ર—ॐ नमो महायक्षिणी पतिं मे वश्यं कुरु कुरु स्वाहा ॥** (૧) યોનિરક્ત, કેળનો રસ અને ગોરોચનનું મિશ્રણ કરી મંત્ર જપીને તિલક કરે તો પતિ વશ થાય. (૨) લવીંગ અને જીભનો મેલ મંત્રીને ખવરાવે તો પતિ વશ થાય.

**સ્ત્રીવશીકરણનો મંત્ર—ॐ नमो कामाक्षादेवी अमुकीं मे वशींकुरु कुरु स्वाहा ॥** સોમવાર અને મૃગશર નક્ષત્રમાં વીર્યમાં સોપારી મેળવી મંત્ર જપી પાનમાં રાખીને સ્ત્રીને ખવરાવવાથી તે વશ થાય. 'અમુકીં' શબ્દને સ્થાને સ્ત્રીનું નામ બોલવું.

**અગ્નિ હોલવવાનો મંત્ર—हिमालयोत्तरे पार्श्वे मरीचो नाम राक्षसः ॥ तस्य मूत्रपुरीषाभ्यां हुताशं स्तंभयामि स्वाहा ॥** આ મંત્રથી સાત વાર પાણી મંત્રીને આગમાં છાંટવાથી આગ હોલવાય.

**મંત્ર-યંત્ર-તંત્રનો પ્રભાવ દૂર કરવાનો મંત્ર**—**उलटंत देव पलटंत काया उतर आव बच्चा गुरुने बुलाया देव सत्य नाम आदेश गुरुका शब्द साचा पिंड काचा फूरोमंत्र ईश्वरो वाचा** ॥ ચાર શેરીઓ જ્યાં મળતી હોય ત્યાંના ચોકમાં એક પતાસું મૂકી તેના ઉપર જરા દારૂ રેડી મંત્ર પઢીને ઘેર ચાલ્યા આવવું. જરૂર પડે ત્યારે એ ચોકમાંથી સાત કાંકરી લેવી અને ૧૨ વાર મંત્રવી. તેમાંની ૪ ચારે દિશાએ ફેંકવી અને બાકીની ત્રણ પોતાની પાસે રાખવી; જેના દેહમાંથી મંત્ર-યંત્ર-તંત્રનો પ્રભાવ (ચોટ) દૂર કરવો હોય તેના શરીર પર એક-બે કાંકરી મંત્રીને મારવી એટલે તેને લાગેલી ચોટ દૂર થઇ જશે.

**નજર ઉતારવાનો મંત્ર**—**ॐ नमो भगवते श्री पार्श्वनाथाय ह्रीं धरणेंद्र पद्मावती सहिताय आत्मचक्षु प्रेतचक्षु पिशाचचक्षु सर्वग्रहनाशाय सर्वज्वरनाशाय २ त्रासय त्रासय ह्रीं नाथाय स्वाहा** ॥ આ મંત્રથી સાત વાર પાણી મંત્રીને પાવાથી લાગેલી નજર ઉતરી જાય છે.

**આંખ મંત્રવી**—**ॐ नमो झलमल जहरभरी तलाई । अस्ताचल पर्वतसे आई ॥ तहां बैठा हनुमंता जाई ॥ फूटै न पकै करै न पीडा । हनुमंत राखै हीडा ॥ शब्द साचा पिंड काचा फूरो मंत्र ईश्वरो वाचा** ॥ લીંબુની ડાંખળીથી સાત વાર મંત્ર જપતાં ત્રણ દિવસ ઝાડે તો આંખનું દર્દ દૂર થાય.

**કમળાનો મંત્ર**—**ॐ नमो वीरवेताल असराल नारासह देव खादीतु खादी सुभालतुभाल पीलिया भेदतो काटै झारै पीलिया रहै न नेक निशान ॥ जो रह जाय त्तो हनुमंतकी आन ॥ शब्द साचा पिंड काचा फूरो मंत्र ईश्वरो वाचा** ॥ કડવું તેલ વાડકીમાં લઈને રોગીના માથાપર ધરી મંત્ર પઢીને ધરોથી તેલ હલાવતા જવું; જ્યારે તેલ પીળું થઈ જાય ત્યારે ઉતારવું. બે દિવસ એમ મંત્રવાથી કમળો દૂર થાય.

**દાઢ મંત્રવી**—**ॐ नमो आदेश गुरुको बनमें ब्याई अंजनी जिन जाया हनुमंत कीडा मकुडा मक्कडा ये तीनों भस्मंत ॥ गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरो वाचा** ॥ દીવાળી અથવા ગ્રહણને દિવસે મંત્ર સિદ્ધ કરી લઈને લીંબડાની ડાંખળીથી ઝાડે તો રોગ જાય.

**દાંતના કીડા દૂર કરવા—ॐ हरः हरः भ्रमरः भ्रमरः रक्ष स्वाहा ॥** રવિવારે ૨૧ સોપારી વહેંચવી અને તેમાંની એક ખાઇને દાંતના કીડા કઢાવવા એટલે દાંતનું દર્દ મટે.

**ગર્ભરક્ષાનો મંત્ર—ॐ रुं त्रां भीं द्रव ह्रीं हां हः हः ॐ क्रीं ॥** રવિ યા મંગળવારે સાંજે ગુગળનો ધૂપ કરી ગર્ભવતીને સામે બેસાડી ૧૨૧ વાર મંત્ર પઢવો એટલે તેના ગર્ભનું રક્ષણ થાય અને કોઇ જાતની બાધા નડે નહિ.

**ચુડેલની બાધા દૂર કરવી—ॐ ह्रीं क्रीं कंकाल कपर्दिनी कुटम्बरी आडम्बरी हंकार वंकार धः धः ॥** લીંબડાનાં પાંદડાંની ધૂણી દઇને રવિ અથવા મંગળવારે આ મંત્રથી ઝાડે તો ચૂડેલ કે પ્રેતની બાધા શાન્ત થાય.

**કંઠમાળાનું નિવારણ—ॐ नमो नारसिंहाय ॥ आदेश गुरुका धाई कराईका चक्र चलंता दहन करंता वज्रछेदन भेदन ॐ ठः ठः ॥** ઉત્તરાભિમુખ બેસીને એક પુરૂષના એક હાથથી ખોદેલા કુશોવડે રવિવારે પુષ્ય નક્ષત્રમાં આ મંત્ર પઢીને ઝાડવાથી કંઠમાળા મટે.

**માથું દુઃખતું મટે—सहस्र घर घाले एक घर खाय आगे चलंता पीछे जाय मंत्र साचा फुरो वाचा ॥** હાથથી પકડીને માથાપર ફુંક મારવી એટલે માથાની પીડા મટે.

**પરદેશ ગએલો પાછો ફરે—ॐ ग्लां ग्लीं ग्लूं ॐ श्रीं ह्रीं श्रीं ह्रीं हः हः ॥** પીપળાની નીચે કાળા મૃગચર્માસનપર બેસી રૂદ્રવંતી અને શ્રીફળની ખીર બનાવી મંત્ર પઢીને આહુતિ દેવાથી પરદેશ ગએલો માણસ જલ્દી ઘેર પાછો ફરે.

**આંખનું ફૂલ કાપવું—ॐ हज्जारज्वाला उज्जहार धः धः ॥** રવિ યા મંગળવારે સવારે મંત્ર પઢીને છરીથી જમીનમાં રેખા કરવી, એટલે ફૂલ કપાતું જશે. જ્યાંસુધી ફૂલ પૂરેપૂરૂં કપાય ત્યાંસુધી મંત્રનો પ્રયોગ કરવો.

**શૂળનિવારણનો મંત્ર—ॐ वाहि वाहि गुरूलोलंबकशूल विशूल त्रां त्रां त्रां ॥** રવિ કે મંગળવારે મંત્ર પઢી મરચું ગોળમાં લપેટીને ખવરાવે તો શૂળ મટી જાય.

**ગ્રહબાધા નિવારણ—ॐ ऐं ह्रीं क्रीं दह दह ॥** સોમપ્રદોષથી સાત દિવસ રોજ માલપુઆ અને કસ્તુરીની ૧૦૮ આહુતિ મંત્ર જપતાં

આપે તો ગ્રહબાધા દૂર થાય.

**ઘરબેઠાં ધનપ્રાપ્તિ—ॐ ह्रीं श्रीं श्रीं ध्वः ध्वः ॥** મૃગશિર નક્ષત્રમાં મારેલા કાળા મૃગના ચર્માસન પર સરોવર તટે કનકાંગુદી વૃક્ષની નીચે બેસી સ્ફટિકની માળાથી જપે, તો અનાયાસે ધન મળે.

**તીડ દૂર કરવાનો મંત્ર—ॐ आभीर आभीर जंगलका तीर उलटा आया सीधा जाय अम्दः अम्दः ॥** મંત્ર પઢી ટીડ પકડી પૃથ્વીમાં દાટવું તેની ઉપર ઊભા રહી પઢતાં અંઘેડાનાં બીજ ફેંકવાં જેથી ટીડ દૂર થશે.

**દેવબાધા નિવારણ—ॐ सर्वेश्वराय हुम् ॥** સોમવારથી નવ દિવસસુધી મંત્ર પઢી ત્રણ માળા ગણવી અને ગળી તથા કાળા તલની આહુતિ દેવી એટલે દેવબાધા દૂર થાય.

**મોહન મંત્ર—ॐ रक्तचामुंडे सर्वजनान्मोहय मोहय मम वश्यं कुरु कुरु स्वाहा ॥** મંત્રને સવા લાખ વાર જપવાથી સિદ્ધિ થાય છે.

**દ્વેષણ મંત્ર—ॐ नमो नारदाय अनयोर्विद्वेषं कुरु कुरु ऐं ह्रीं क्लीं फट् स्वाहा ॥** આ મંત્ર ચાર લાખ જપવાથી સિદ્ધ થાય છે અને **अनयो** શબ્દને સ્થાને જેમની વચ્ચે તૂટ પડાવવી હોય તેમનાં નામ બોલવાથી તે બેઉ જણ વચ્ચે કલહ થાય છે.

**કાન્તિ વધારવાનો મંત્ર—ॐ ह्रीं क्लीं श्रीं कंकाली काली मधुमत्ता मातंगी मदविह्वली मनमोहिनी मकरध्वजे स्वाहा ॥** આ સ્નાનનો મંત્ર છે. તે ભણીને સ્નાન કરે તો કાન્તિ વધે.

**મંત્ર પ્રયોગ કરનારને ચેતવણી**—મંત્રશાસ્ત્ર અતિ વિશાળ છે અને તેમાં અનેક મંત્રો આપેલા છે. તેમાંથી સરળ, ઉપયોગી અને વિધિ સમજાય તેવા મંત્રો ઉપર આપ્યા છે. તેમાં સારા–માઠા મંત્રો છે, પરંતુ માઠા મંત્રોના પ્રયોગોથી બનતાંસુધી દુર રહેવું. મંત્રગ્રંથોમાં મારણ–ઉચ્ચાટનના વિધિ છે, છતાં તે સાથે ચેતવણી આપેલી છે કે—

**मूर्खेण तु कृते तंत्रे स्वस्मिन्नेव समापयेत् ।**
**तस्माद्रक्ष्यं सदात्मानं मारणं न क्वचिच्चरेत् ।**

મૂર્ખજન અજ્ઞાનથી પ્રયોગ કરે તો તે તેના પોતાના પર જ પડે છે, તેટલા માટે તેણે પોતાની રક્ષા કરતાં મારણનો પ્રયોગ કદિ કરવો નહિ.

## ખંડ ૯ મો

# યંત્રવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### યંત્રની શક્તિ તથા યંત્રનો વિધિ.

**યંત્રનું રહસ્ય**—સ્થૂળ પંચભૂતાત્મક શરીરપર અને સૂક્ષ્મ ચૈતન્ય ભૂતાત્મક શરીરપર વિશિષ્ટ સ્થૂળ કાર્યોના આદિ પરમાણુઓનો સમુચ્ચય કરીને ઇષ્ટ પરિણામ નીપજાવનારી જે રેષાઓ છે તેની આકૃતિ રચવી તે જ યંત્ર છે. જેવી રીતે મંત્રની સ્વરલહરિમાં ગુહ્ય પ્રભાવ રહેલો હોય છે અને તે પ્રભાવ મનુષ્યના સ્થૂલ-સૂક્ષ્મ દેહ ઉપર અસર કરે છે, તેવી જ રીતે યંત્રો અર્થાત્ ઇષ્ટ રેષાકૃતિઓ અને તેમાંના અક્ષરો અથવા અંકો પણ પોતામાં રહેલા પ્રભાવ પ્રમાણે અસર નીપજાવી શકે છે. યંત્રમાં રહેલું રહસ્ય આ છે.

**યંત્રની શક્તિ**—રેષાઓ, અક્ષરો, અંકો અને તેના લેખનમાં વપરાતા પદાર્થો જેટલે અંશે પ્રભાવશાળી હોય છે તેટલે અંશે તેનો પ્રભાવ યંત્રમાં ઉતરે છે, પરન્તુ તે ઉપરાંત યંત્રમાં દેવો તથા શક્તિઓનું આવાહન કરવાનો પણ હેતુ રહેલો હોવાથી તેનો વિધિ પણ વિશુદ્ધ હોવો જોઇએ. વળી યંત્રના પ્રયોક્તામાં જે માનસિક સામર્થ્ય હોય છે તેનો અંશ પણ એ યંત્રમાં ઉતરે છે અને તે પરિણામ નીપજાવવામાં કાર્યસાધક બને છે.

**યંત્રનો સામાન્ય વિધિ**—યંત્ર અને મંત્ર બેઉની સિદ્ધિ કરવી પડે છે. જેવો મનોરથ હોય તેવો યત્ન વિધિયુક્ત કરવાથી જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, વિપરીત કરવાથી શ્રમ નિષ્ફળ જાય છે. જે માણસ મંત્ર-યંત્રાદિ દ્વારા કોઇ મનોરથની સિદ્ધિ કરવાનો ઉપાય કરવા ચાહે તેણે પહેલાં આટલી બાબતોનો વિચાર કરવો. પહેલાં તો ઋણી-ધનીનો

વિચાર કરવો.* જો કરનાર ધની હોય તો કાર્ય નિ:સંદેહ થાય. પછી રાશિચક્રથી* સંબંધનિર્ણય કરવો. પછી માસ, વાર, તિથિ, નક્ષત્ર, ચંદ્રમા, યોગિની, દિશાશૂલ, દિશા, એ બધાંનો વિચાર કરીને મનોરથની જેવી સંજ્ઞા હોય—ચર, સ્થિર, શુભ—અશુભ હોય, તેને અનુસરીને સર્વ વાતનો નિશ્ચય કરીને આરંભ કરવો. (આ બાબત જ્યોતિષ વિદ્યાની છે માટે જોશીની સલાહ લેવી). પછી જે સ્થાનમાં બેસવું હોય તે સ્થાનમાં કૂર્મચક્રથી સ્થાન શોધીને કૂર્મના શિરપર આસન બિછાવી બેસવું. વશીકરણમાં મેંઢાના ચામડાનું આસન, આકર્ષણમાં મૃગચર્મનું આસન, ઉચ્ચાટનમાં ઉંટના ચામડાનું આસન, વિદ્વેષણમાં હાથીના ચામડાનું આસન, અને મારણમાં કાળા કામળાનું આસન કરવું. શાન્તિકર્મમાં કુશાસન રાખવું. કાષ્ટનું આસન બધાં કામો માટે નિષ્ફળ છે. શુભ કર્મમાં પૂર્વ અને ઉત્તરાભિમુખ બેસવું અને દુષ્ટ કર્મમાં દક્ષિણ તથા પશ્ચિમાભિમુખ બેસવું. પુષ્ટિકર્મમાં પદ્માસન વાળી બેસવું, શાન્તિ કર્મમાં સ્વસ્તિકાસન, વિદ્વેષણમાં કુકકુટાસન, ઉચ્ચાટનમાં અર્ધસ્વસ્તિકાસન, મારણ તથા સ્તંભનમાં વિકટાસન અને વશીકરણમાં ભદ્રાસને બેસવું.

**કાર્ય અને દિનનિર્ણય**—કૃષ્ણપક્ષની ૯ તિથિઓમાં સૂર્યનો અમલ રહે છે અને ૬ તિથિઓમાં ચંદ્રનો અમલ રહે છે. એ જ રીતે શુક્લ-પક્ષની ૯ તિથિઓમાં ચંદ્રનો અમલ અને ૬ તિથિઓમાં સૂર્યનો અમલ રહે છે: તેથી સૂર્યના અમલમાં ચરકાર્ય અને ચંદ્રના અમલમાં સ્થિરકાર્ય કરવું. કઇ ૯ તિથિઓ અને ૬ તિથિઓ સમજવી તે માટે નીચે કોષ્ટક આપ્યું છે.

| શુકલ પક્ષ | | કૃષ્ણ પક્ષ | |
|---|---|---|---|
| ચંદ્રતિથિ | સૂર્યતિથિ | સૂર્યતિથિ | ચંદ્રતિથિ |
| ૧, ૨, ૩ ૭, ૮, ૯, ૧૩, ૧૪, ૧૫ | ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨. | ૧, ૨, ૩, ૭, ૮, ૯, ૧૩, ૧૪, ०)) | ૪, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨, |

થોડો સમય જે કાર્ય રહે તે ચર કાર્ય અને લાંબો સમય રહે તે સ્થિર કાર્ય જાણવું. નાવ પર ઘોડો ચડાવવો હોય અને ઉતાવળે કામ કરવાનું હોય, રોગીનો ઇલાજ કરતાં જલ્દી આરામ કરવાનો હોય, ભોજન

* જુઓ ખંડ ૮, પરિચ્છેદ ૨.

જલ્દી પચી જાય એવી ઇચ્છા હોય તો તે ચર કાર્ય સમજવું. આકર્ષણ, મારણ, ઉચ્ચાટન, વ્યાપાર, વિદ્યા શીખવી, એ બધાં સ્થિર કાર્યો છે કારણકે બહુ વખત રહેવાનાં છે. મકાન બનાવવું, બાગ બનાવવો, ગાદીએ બેસવું, વશીકરણ કરવું, ગામ વસાવવું એ બધાં સ્થિર કાર્ય જાણવાં. કોઇ સંક્રાન્તિમાં રવિવાર અને સાતમ હોય તો તે અતિ શુભ છે અને તેમાં કરેલું કાર્ય નિઃસંદેહ સિદ્ધ થાય.

**સામાન્ય સૂચના**—ઉપરની બધી સૂચના મંત્ર અને યંત્ર બેઉને માટે છે. જેટલા દિવસ મંત્ર અને યંત્રનો જાપ કે લેખન કરવાનું હોય તેટલા દિવસ બ્રહ્મચર્ય પાળવું, પૃથ્વી પર સૂવું, હલકું ભોજન કરવું, અને જાપ કે લેખન રોજ એક જ સમયે કરવું. યંત્ર રાત્રે લખવો હોય કે દિવસે, પણ દીવો કરવો અને ધૂપ કરવો. જલકુંભની સ્થાપના કરવી. શાન્તિકર્મમાં સોનાનો, અભિચારમાં લોહનો, મોહનમાં ચાંદીનો, ઉચ્ચાટનમાં માટીનો અને તાંબાનો ઘડો બધાં કર્મોમાં સ્થાપન કરવો શુભ છે. છેવટે યંત્રનું પૂજન કરી નૈવેદ્ય અને પુષ્પ ધરાવવાં.

**વિશેષ વિધિ**—દરેક યંત્રનો વિશેષ વિધિ તો યંત્રની સાથે લખેલો હોય છે, છતાં જ્યાં કાંઈ નિર્દેશ કરેલો ન હોય ત્યાં ઉપર આપેલો સામાન્ય વિધિ તો સમજી જ લેવો જોઇએ. મિત્રતાને માટે યંત્ર લખવો હોય તો સાકર અથવા ગાયનું ઘી મ્હોંમાં રાખીને લખવો, તથા અગર, તગર, ચંદન, કચૂરો, ગુગળ, સાકર, ગાયનું ઘી, મધ, કપૂર, જાયફળ, મેવો એ બધું એકત્ર કરીને ધૂપ દેવો. મારણ અને ઉચ્ચાટનને માટે સીંધાલુણ, લીંબડાનું પાંદડું મુખમાં રાખવું, અને તેનો ધૂપ દેવો. જીભ બંધ કરવાને યંત્ર લખવો હોય તો મુખમાં મીણ રાખવું અને તેનો ધૂપ દેવો. સ્વપ્ન જાણવાને લખવો હોય તો મુખમાં લવણ રાખવું. યંત્ર લખતી વખતે સ્નાન કરીને પવિત્ર થવું અને સીવ્યા વિનાનું એક વસ્ત્ર પહેરવું. યંત્ર લખવાના સાધનમાં જો યંત્રની સાથે કાંઈ વિધિ ન દર્શાવ્યો હોય તો સામાન્ય રીતે ભોજપત્ર ઉપર દાડમની ડાંખળીની બનાવેલી કલમવડે અષ્ટગંધથી યંત્ર લખવો.

**હવન વિધાન**—હવન કરવાનું સૂચન યંત્રમાં જો જૂદું ન આપ્યું હોય તો સામાન્ય રીતે નીચે પ્રમાણે તે સૂચન સમજવું. શાન્તિકર્મમાં તલ, ઘી, દૂધ અને આમ્રવૃક્ષનાં લાકડાંથી હવન કરવો. પુષ્ટિકર્મમાં ઘી અને બીલીપત્રથી હવન કરવો. લક્ષ્મીની વૃદ્ધિ માટે તલ, ખીર અને મેવાનો હવન કરવો. સુખ સંતાનને માટે અમરફલ, તલ, ચોખા અને

ઘીનો હવન કરવો. આકર્ષણમાં ચિરોંજી અને બિલીફળનો હવન કરવો. વશીકરણમાં રાઈ અને આકડાનાં પાંદડાંનો હવન કરવો. ઉચ્ચાટનમાં ધતુરાનાં ફળનો અને મારણમાં પીળા સરસવ અને તેલનો હવન કરવો.

**માલાનિર્ણય**—વશીકરણાદિ મંત્રોમાં હીરાની માળાથી, આકર્ષણમાં મોતીની માળાથી, મારણ ઉચ્ચાટનમાં કાળી ઉનની માળાથી અને બીજાં બધાં કાર્યોમાં રૂદ્રાક્ષની માળાથી મંત્રજાપ કરવો. અર્થસિદ્ધિ માટે સ્ફટિકની માળા સારી છે. મોતી કે સ્ફટિકની માળા ૨૭ કે ૫૨ દાણાની જોઇએ અને રૂદ્રાક્ષની માળા ૧૦૮ દાણાની જોઇએ. શાન્તિકર્મ, સ્તંભન અને વશીકરણમાં તર્જનીથી માળા ફેરવવી, આકર્ષણમાં અંગૂઠા અને અનામિકાથી, વિદ્વેષણમાં અને ઉચ્ચાટનમાં અંગુઠા અને તર્જનીથી અને મારણમાં કનિષ્ટા અને અંગુઠાથી માળાના દાણા ફેરવવા જોઇએ. આ વિધિ મંત્રપ્રયોગમાં મંત્રજાપ કરવાનો હોય ત્યારે અને યંત્રપ્રયોગમાં પણ ઉપયોગી જાણવો.

## પરિચ્છેદ ૨ જો.

## પંદરા યંત્રના વિધવિધ પ્રકારો.

**હિંદુ પદ્ધતિના પંદરા યંત્રો**—જેવી રીતે હિંદુઓમાં ચાર જાતિ છે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રઃ તેવી રીતે પંદરા યંત્રો પણ ખાકી, બાદી, આબી, આતશી એવા ચાર જાતિના છે.

બ્રાહ્મણ : ખાકી

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

[આકૃતિ ૫૩]

ક્ષત્રિય : બાદી

| | | |
|---|---|---|
| ૮ | ૭ | ૪ |
| ૧ | ૫ | ૯ |
| ૬ | ૭ | ૨ |

[૫૪]

વૈશ્ય : આબી

| | | |
|---|---|---|
| ૨ | ૭ | ૬ |
| ૯ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૮ |

[૫૫]

શૂદ્ર : આતશી

| | | |
|---|---|---|
| ૪ | ૯ | ૨ |
| ૩ | ૫ | ૭ |
| ૮ | ૧ | ૬ |

[૫૬]

**યંત્ર સિદ્ધ કરવાનો વિધિ**—શુભ મૂહૂર્ત જોઈને યંત્ર સિદ્ધ કરવો. સવા પાશેર લાવશી, પુરી, દાડમની ડાંખળીની કલમ, અષ્ટગંધ, ચોખા, ગુગળ, ફૂલ, ખોપરાના ૨૧ ટુકડા, ૨૧ પાન, ૨૧ સોપારી, ઘીનો દીવો એ બધી વસ્તુઓ તૈયાર રાખવી. પછી વિધિપૂર્વક ઘટ

સ્થાપન કરીને ભોજપત્ર નીચે બિછાવવું. ભોજપત્રની ઉપરના ભાગમાં ઘીનો દીવો મૂકવો અને નીચેના ભાગમાં ધૂપ કરવા માટે અગ્નિ રાખવો. અગ્નિમાં ગુગળનો ધૂપ કરવો. લાવસી, પૂરી વગેરે નૈવેદ્ય ભોજપત્રની ડાબી બાજુ તથા જમણી બાજુ અર્ધ અર્ધ મૂકવું. પછી દાડમની ડાંખળીની કલમથી યંત્ર લખવો અને યંત્ર લખતી વખતે પંચાક્ષરી કે નવાક્ષરી મંત્ર પઢવો. પંચાક્ષરી મંત્ર-**ॐ ह्रीं श्रीं हरः** ॥ નવાક્ષરી મંત્ર-**ओम् ऐं ह्रीं श्रीं क्लीं चामुंडायै** ॥ યંત્ર લખ્યા પછી યંત્રનું પૂજન કરવું. પછી ચોખા, ફૂલ, ખોપરાનો ટુકડો, પાન, સોપારી એક એક ચડાવવાં અને ધૂપ કરતા રહેવું. એ પ્રમાણે એક યંત્ર લખીને પછી બીજો યંત્ર લખવો અને એ જ રીતે પૂજન કરવું. એ પ્રમાણે ૨૧ યંત્ર લખીને બધાનું પૂજન કરવું. બધા યંત્રો લખાઇ રહ્યા પછી પંચાક્ષરી કે નવાક્ષરી મંત્રના ૬૦૦૦ જાપ કરવા. એ મુજબ ૨૧ દિવસ કરવાથી યંત્ર સિદ્ધ થશે અને મંત્રો પણ સવાલાખ થઈ જશે. મંત્રના દશાંશ હોમ, તેના દશાંશ માર્જન, તેના દશાંશ તર્પણ, અને તેનો દશાંશ બ્રહ્મભોજ કરવો. પછી રોજ એક યંત્ર લખીને એક માળા મંત્રની જપ્યા કરવી એટલે યંત્રસિદ્ધિ રહ્યા કરશે.

**વારના અનુક્રમે યંત્રનું ફળ**—(૧) રવિવારે આકડાના પાંદ ઉપર આકડાના દૂધ અને શ્મશાનની ભસ્મ મેળવી યંત્ર લખીને ચિતામાં નાંખવાથી જેના નામથી મંત્ર જપે તે વિક્ષિપ્ત થાય. (૨) સોમવારે ધરોના રસમાં કેસર ઘોળી ચણોઠી અને સફેદ ગાયનું દૂધ મેળવી તેથી ભોજપત્ર પર યંત્ર લખી જમણે હાથે અથવા ગળે બાંધે તો જે સભામાં જાય તે સભા વશ થાય. (૩) મંગળવારે કાગડાના લોહીથી તેની પાંખવડે મુડદાના કફન પર યંત્ર લખે અને જેને બારણે દાટે તેનું ઉચ્ચાટન થાય. (૪) બુધવારે નાગકેસર અને ગોરોચનને સરશીયામાં મેળવી તેનો દીવો બાળી માણસની ખોપરીપર યંત્ર લખી તે ખોપરીપર કાજળ પાડે અને કાજળ આંખમાં લગાવે તો જગત મોહ પામે. (૫) ગુરૂવારે હળદર, દારૂહળદર, ગોરોચન, તગર, ગાયનું ઘી મેળવીને યંત્ર લખી આસન નીચે દાટે તો આકર્ષણ થાય. (૬) શુક્રવારે કપૂર, વજ, ઉપલેટ તથા મધથી યંત્ર લખી સ્ત્રીને બતાવે તો તે દેખતાં જ વશ થાય. (૭) શનિવારે ચિતાના લાકડાની કલમથી મુરઘાના લોહીથી યંત્ર લખે અને મશાણમાં દાટે તો વેરીનું મૃત્યુ થાય,

**કામનાસિદ્ધિ**—ધર્માર્થ-કામ-મોક્ષને માટે વડના વૃક્ષ હેઠળ પૃથ્વી-

પર વડની ડાંખળીની કલમથી કૃષ્ણપક્ષની ૧૪ ને રોજ દસ હજાર યંત્ર લખે તો કામનાસિદ્ધિ થાય.

**દરિદ્રતા દૂર થાય**—દાડમની ડાંખળીની કલમથી પૃથ્વીપર રોજ પાંચ હજાર યંત્ર લખે તો દરિદ્રતા દૂર થાય; અને જો દસ હજાર યંત્ર લખે તો કેદી છૂટે.

**વાચાસિદ્ધિ**—બીલીનાં પાંદડાંનો રસ, હરતાળ, મણસીલથી બીલીની કલમવડે પૃથ્વીપર રોજ ૨૦૦૦ યંત્ર લખવાથી વાચાસિદ્ધિ થાય.

**શત્રુનાશ**—આકડાના પત્રપર આકડાની કલમથી ૧૦૮ યંત્ર રોજ લખી તે પત્રો બાવળની ડાળે બાંધે તો શત્રુનો નાશ થાય.

**તાવ મટે**—અંઘેડાના રસથી અંઘેડાની કલમવડે ભોજપત્રપર યંત્ર લખી દર્દીને બાંધે તો રોજીંદો, એકાંતરીયો, તરીયો કે ચોથીયો તાવ મટે.

**ચોર પકડવો**—યંત્ર લખીને રેંટીયા સાથે બાંધી રેંટીયો ઉલટો ફેરવવો એટલે ચોર પોતાની મેળે આવે.

**લક્ષ્મીપ્રાપ્તિ**—લક્ષ્મીપ્રાપ્તિને માટે રોજ ૨૦૦૦ યંત્રો લખવા.

**દેવતાની પ્રસન્નતા**—પ્રભુ કે દેવતાને પ્રસન્ન કરવા માટે રોજ ૪૦૦૦ યંત્રો લખવા.

**વશીકરણ**—વશીકરણ માટે રોજ ૩૦૦૦ યંત્રો લખવા.

**ચોરાએલી વસ્તુ મેળવવી**—ચોરાએલી વસ્તુ પાછી મેળવવા માટે રોજ ૫૦૦૦ યંત્રો લખવા.

**ઉદ્યોગપ્રાપ્તિ**—ધંધો, વેપાર કે ઉદ્યોગ મેળવવા માટે રોજ ૪૦૦૦ યંત્રો લખવા.

**વંધ્યાને પુત્રપ્રાપ્તિ**—વંધ્યાને પુત્રપ્રાપ્તિ માટે રોજ ૫૦૦૦ યંત્રો લખવા.

**મિત્રમેળાપ**—મિત્રના મેળાપ માટે રોજ ૩૦૦૦ યંત્રો લખવા.

**રાજાની પ્રસન્નતા**—રાજાને પ્રસન્ન કરવા માટે રોજ ૪૦૦૦ યંત્રો લખવા.

**સુખપ્રાપ્તિ**—સુખપ્રાપ્તિ માટે ૨૦૦૦ યંત્રો રોજ લખવા.

**વિશેષ સૂચના**—શુભ કાર્યને માટે શુક્લ પક્ષમાં અને અશુભ કાર્ય માટે કૃષ્ણ પક્ષમાં લેખનનો પ્રારંભ કરવો. મેષ, સિંહ અને ધન રાશિવાળાએ આતશી, વૃષ, કન્યા અને મકર રાશિવાળાએ ખાકી, મિથુન, તુલા અને કુંભ રાશિવાળાએ બાદી અને કર્ક, વૃશ્ચિક તથા મીન રાશિવાળાએ આબી યંત્ર લખવો. જ્યાંસુધી યંત્ર લખે ત્યાંસુધી

બ્રહ્મચર્ય પાળવું અને મગની દાળ તથા ભાત ખાવા. જ્યાં ખાસ સૂચના ન હોય ત્યાં યંત્ર ખાકી અષ્ટગંધથી, બાદી રક્તચંદનથી, આબી શાહીથી અને આતશી ગળી કે ભીમસેની કપૂરથી લખવો. શુભ કાર્ય માટે ઉત્તર દિશાએ અને અશુભ કાર્ય માટે દક્ષિણ દિશાએ મ્હોં કરીને બેસવું.

**પંદરા યંત્રનો મુસલમાની પ્રયોગ**—યંત્રના નવ કોઠાના નવ મંત્રો જૂદા જૂદા નીચે મુજબ છેઃ–(૧) અજવોયા ઇસ્રાફિલ વહક્ક યા અલ્લાહો. (૨) અજવોયા જિબ્રાઇલિ વહક્ક યા બુદૂહ. (૩) અજવોયા કિલ્કાઇલ વહક્ક યા જિમિઓ. (૪) અજવોયા દરદાઇલ વહક્ક યા દાઇમો. (૫) અજવોયા દૌરાઇલિ વહક્ક યા હાદિયો. (૬) અજવોયા રફ્માઇલિ વહક્ક યા બુદ્દહો. (૭) અજવોયા સરફ્ઇલ વહક્ક યા જાકિયો. (૮) અજવોયા તમ્કઈલ વહક્ક યા હલીમો. (૯) અજવોયા ઇસ્માઇલિ વહક્ક યા તાહિરો.

| | | |
|---|---|---|
| યા બુદૂહ ૬ | યા જાકી ૭ | યા બુદૂહ ૨ |
| યા અલ્લા ૧ | યા હાદી ૫ | યા તાહર ૯ |
| યા હલીમ ૮ | યા જીમી ૩ | યા દાવમ ૪ |

[ આકૃતિ ૫૭. ]

**વિધિ**—ઉત્તમ માસના પહેલા ગુરૂવારે કૂર્મચક્રપર આસન બિછાવી વાર, દિશા, ચંદ્રમા, યોગિનીનો વિચાર કરી યોગિનીને પીઠ પાછળ રાખી બેસવું. જળપાત્ર, દીવો, લોબાનનો ધૂપ ઈત્યાદિ તૈયાર કરવાં. નવ કોઠાના જૂદા જૂદા મંત્રો છે. તેમાં પહેલાં પાછલા મંત્ર પર પુષ્પ, અત્તર, મીઠાઇ વગેરે ધરાવવું. એ પ્રમાણે ૯ કોઠાપર અનુક્રમે ઉલટેથી મૂકવું. પછી એક વાર બિસ્મિલ્લાહ પઢવી (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ). પછી નવે કોઠાના એક એક મંત્રને ૧૦૧ વાર પઢવા અને મંત્રના આદિ તથા અંતમાં ૧૧–૧૧–દરૂદ પઢવી ( દરૂદઃ–અલ્લા હુમ્મા સલ્લે અલામુહમ્મદિન વ અલા આલે હી મુહમ્મદિન વ બારક વ સલ્લમ ). આ પ્રમાણે એક દિવસ કર્યા પછી બાકીના ૧૪ દિવસ એ પ્રમાણે કરી પ્રયોગ પૂરો કરવો. ગમે તેવો મનોરથ પણ તેથી ૪૦ દિવસમાં સિદ્ધ થાય.

## પરિચ્છેદ ૩ જો.

# વિધવિધ યંત્રો.

**વીસો યંત્ર**—આમાંનો કોઈ પણ એક યંત્ર લખવો. સ્નાનવડે

શુદ્ધ થઇને દાડમના પાન ઉપર કાથાની શાહીથી યંત્ર લખવો. રોજ લખતાં ૨૧ દિવસસુધી લખવો અને રોજ ૧૦૦૦ ગાયત્રી મંત્રો જપવા. પછી તેને ગંગાજળ છાંટીને શુદ્ધ કરવો. પછી સોનાના માદળીયામાં મઢાવીને માદળીયું ગળામાં બાંધવાથી ધન, પુત્ર, બળ અને દરેક કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત થાય.*

| | | | |
|---|---|---|---|
| ૮ | ૪ | ૭ | ૧ |
| ૬ | ૨ | ૭ | ૫ |
| ૩ | ૯ | ૨ | ૬ |
| ૩ | ૫ | ૪ | ૮ |

[ આકૃતિ ૫૮ ]

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | ૬ | ૪ |
| ૬ | ૪ | ૨ | ૮ |
| ૪ | ૬ | ૮ | ૨ |
| ૮ | ૨ | ૪ | ૬ |

[ ૫૯ ].

**ઇસલામી વીસો યંત્ર**—આ ઇસલામી વીસા યંત્રને ભોજપત્ર ઉપર લખીને માદળીયામાં મઢાવીને અથવા ચાંદીના પતરા ઉપર કોતરાવીને લોબાનના ધૂપ દીપાદિથી વિશુદ્ધ કરી બાળકને ગળે બાંધવાથી બાળકની ભૂતપીડા દૂર થાય છે અને બાળકને આરામ થાય છે. તે કામનાસિદ્ધિ કરી આપનારો યંત્ર છે.

| | | |
|---|---|---|
| યા ફરમાઇલ | ૨ | યા જબરાઇલ |
| ૩ | ૧૦ | ૭ |
| યા દરદાઇલ | ૮ | યા તનકાઇલ |

[ આકૃતિ ૬૦ ].

**અપમૃત્યુ નિવારણનો યંત્ર**—ગોરોચન અને કુમકુમથી ભોજપત્રમાં આ યંત્ર લખવો. તે ઉપર **मृत्युंजयाय नमः** એ યંત્ર ૧૦૮ વાર જપવો. ધૂપ દીપાદિથી યંત્રને શુદ્ધ કરીને પછી હાથે બાંધવાથી અપમૃત્યુ—અકસ્માત મૃત્યુનું નિવારણ થાય છે.



[ આકૃતિ ૬૧. ]

**મંગળકારક યંત્ર**—ભોજપત્ર ઉપર ગોરોચનવડે આ યંત્ર લખવો અને જ્યાં 'અમુક' શબ્દ યંત્રમાં છે તે સ્થળે જેનું મંગળ કરવાનું હોય તેનું નામ લખવું. આ યંત્રને કોઈ દેવતાના સ્થાનમાં સ્થાપન કરવાથી તેનું સર્વથા મંગળ થાય છે.

ॐ

ॐ | **ह्रीं अमुकस्य शान्तिः कुरुकुरु स्वाहा** | फट्

ह्रीं

[ આકૃતિ ૬૨. ]

---

* બીજા જુદા જુદા પ્રકારના સિદ્ધ વીસા યંત્રો માટે જુઓ "સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક ગ્રંથ ૨ જો"-ખંડ ૧૦ મો, પરિચ્છેદ ૧ લો.

**સર્વમંગળ યંત્ર**—જાઇનાં ફૂલનો રસ અને શોણકનો રસ એ એઉને મેળવી તે મિશ્રણવડે બાજુએ આપેલો સર્વમંગળ યંત્ર લખવો. પછી દીપ, ધૂપ, પૂજન, નૈવેદ્યાદિથી તેને સિદ્ધ કરીને યંત્રને માદળીયામાં મઢાવવો અને જેનું મંગળ કરવાનું હોય તેના જમણા હાથપર બાંધવો. તેથી સર્વ પ્રકારની શાન્તિ, ઐશ્વર્ય. તથા મનશ્ચિતિત કાર્યની સિદ્ધિનો લાભ થશે.




[ આકૃતિ ૬૩ ]

**આપત્તિ ઉદ્ધારણ યંત્ર**—આ યંત્રને ગોરોચન તથા કુમકુમથી ભોજપત્ર પર લખવો. મધ્યમાં **अमुकः** શબ્દને સ્થાને જેના પર આપત્તિ હોય તેનું નામ લખવું. પછી ધૂપદીપાદિથી શુદ્ધ કરીને યંત્રને માણસના ગળામાં તાવીજમાં કે જમણે હાથે મઢાવી બાંધવાથી તેની બધી આપત્તિઓનો નાશ થાય છે, લક્ષ્મી પ્રાપ્ત થાય છે, શત્રુનો નાશ થાય છે અને કદાપિ અનિષ્ટ થતું નથી.




[ આકૃતિ ૬૪ ]

**શાન્તિદાયક યંત્ર**—આ યંત્રને ભોજપત્ર ઉપર ગોરોચનથી લખવો. મધ્યમાં **अमुकः** શબ્દ છે ત્યાં માણસનું નામ લખવું. ધૂપદીપાદિથી યંત્રને શુદ્ધ કરી દેવતાના સ્થાનમાં સ્થાપન કરવો. એથી ધન, શાન્તિ તથા સર્વના અનુગ્રહની તે મનુષ્યને પ્રાપ્તિ થાય છે.




[ આકૃતિ ૬૫ ]

**પ્રસન્નતા-પ્રાપ્તિનો યંત્ર**—પહેલાં નીચેનો મંત્ર ૧૦૧૦ વાર જપવોઃ **श्रीं क्लीं ह्रीं अमुकं प्रियतरं कुरुकुरु स्वाहा ॥** અમુક શબ્દને સ્થાને માણસનું નામ બોલવું. મંત્ર જપ્યા પછી માટીની કોરી ઠીકરીપર અથવા તાંબાના પતરાપર કિંવા ભોજપત્રપર રક્તચંદનથી યંત્ર લખવો અને તેને કંઠમાં ધારણ કરવો. એથી અનિષ્ટ નાશ પામે છે, દેવતા, મનુષ્ય તથા પશુઓ પણ તેની ઉપર પ્રસન્ન રહે છે. યંત્રનું પૂજન નિત્ય નિત્ય કરવું જોઇએ.

ह्रीं ह्रीं

श्रीं क्लीं ह्रीं

[ આકૃતિ ૯૬ ]

**રક્ષા કરવાનો યંત્ર**— ભોજપત્ર ઉપર પોતાની છાતીના લોહીથી યંત્ર લખવો અને દેવતા સન્મુખ જઈ સોના કે રૂપાના માદળીયામાં યંત્રને મઢાવી, ધૂપદીપાદિથી પવિત્ર કરી, વિધિપૂર્વક ધારણ કરવાથી વિપત્તિઓ અને વિઘ્નોથી મનુષ્યનું રક્ષણ થાય છે.

रक्षां कुरु ॐ स्वाहा

| | | |
|---|---|---|
| क्लीं | क्लीं | क्लीं |
| आद्यायै परमेशान्यै नमः | | |

[ આકૃતિ ૯૭ ]

**લક્ષ્મી પ્રાપ્ત કરવાનો યંત્ર**—આ યંત્રને શુભ દિવસે અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખવો. તેને ધૂપ-દીપાદિથી શુદ્ધ કરીને નાણાંની થેલીમાં કે તીજોરીમાં રાખવો એટલે હમેશાં લક્ષ્મી પ્રસન્ન થઇને નિવાસ કરશે. આ યંત્રને ધારણ કરનાર જો સુચારિત્ર્યશીલ, સદાચારી અને સુપાત્રને દાન આપનાર હોય તો તેને ત્યાં લક્ષ્મીનો અખૂટ ભંડાર રહે.

क्लीं स्वाहा ॐ स्वाहा ह्रीं

| | | | |
|---|---|---|---|
| पा | तु | श्रीं | स्वाहा |
| श्रीं | पा | तु | श्रीं |
| पा | तु | श्रीं | पा |
| तु | श्रीं | पा | तु |

[ આકૃતિ ૯૮ ]

**વિદ્યા પ્રાપ્ત કરવાનો યંત્ર**—આ યંત્રને પોતાના જ શરીરના લોહીથી ભોજપત્ર ઉપર લખીને ધૂપદીપાદિથી શુદ્ધ કરી કંઠે કે બાહુપર ધારણ કરવાથી વિદ્યાર્થી વિદ્યા પ્રાપ્ત કરવામાં નિર્મળ બુદ્ધિ ધરાવનારો થાય છે.



[ આકૃતિ ૬૯ ]

**સંપત્તિ પ્રાપ્ત કરવાનો યંત્ર**—આ યંત્રને ગોરોચન, કુંકુમ, સિંદુર અને લાખના રસથી ભોજપત્ર ઉપર લખવો. પછી તેનું ધૂપ-દીપાદિથી પૂજન કરી જમણા હાથે અથવા ગળે બાંધવો. યંત્રને હમેશાં ગુપ્ત રાખવો; તેથી સર્વ સંપત્તિની પ્રાપ્તિ થાય છે.

| | | |
|---|---|---|
| [illegible] | ॐ<br>है सँ ह स क्लीं ह स<br>क्लृ वाँ | [illegible] |

[ આકૃતિ ૭૦ ]

**કાન્તિની વૃદ્ધિનો યંત્ર**—આ યંત્રને ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખવો અને સ્નાન કરતી વેળાએ નીચે દાબી રાખીને પછી સ્નાન કરવા બેસવું એટલે શરીરની કાન્તિમાં વધારો થાય છે.



[ આકૃતિ ૭૧ ]

**રાજસભામાં માન**—આ યંત્રને કપૂર અને કસ્તુરીથી ભોજપત્રપર લખીને તેને ધૂપ-દીપાદિથી પૂજી ગળામાં બાંધીને રાજસભામાં જવાથી અતિમાનની પ્રાપ્તિ થાય.

| | | | |
|---|---|---|---|
| ૫૬ | ૬૩ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૦ | ૫૯ |
| ૬૨ | ૫૭ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫૮ | ૬૧ |

[ આકૃતિ ૭૨ ].

**ત્રિકાળ જ્ઞાનની પ્રાપ્તિ**—તાડપત્ર ઉપર આ યંત્ર ગોરોચન, સિંદુર, રક્તચંદન, કુંકુમ અને પોતાની અનામિકા આંગળીના લોહીથી લખવો. પછી ધૂપ-દીપાદિથી તેનું પૂંજન કરવું. પછી નીચેનો મંત્ર સવાલાખવાર જપવો. ॐ **हस ह्रीं कह ह्रीं सह ह्रीं॥** મંત્રજાપ અમાસથી શરૂ કરીને ૪૨ દિવસ સુધી નિયમિત રીતે કરવો અને જે દિવસે જાપની પૂર્ણાહુતિ થાય તે દિવસે ગંગા કિંવા અન્ય કોઇ પવિત્ર નદીને કાંઠે જઇ છિન્નમસ્તા દેવીની પૂજા કરવી. આ રીતે સિદ્ધ કરેલો યંત્ર પાસે રાખવાથી ત્રિકાળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.




[ આકૃતિ ૭૩ ]

**હાજરાતનો યંત્ર**—પ્રારંભમાં નીચેનો મંત્ર ૨૧ વાર પઢવો. **कुल्म ऊजु वीराविना समलकि नासहिल्ला हिनास मानसा फूल्ला वसा विवस आघा सिल पनासः॥** પછી એ જ મંત્ર બાળકના હાથમાં ૨૧ વાર પઢવો અને માથામાં ફુંક મારવી. પછી "દુહાઇ સુલેમાન પીરકી, દુહાઈ ખ્વાજે મુહમ્દીનકી, ખુદાકે વાસ્તે ખુદાકે વાસ્તે ફલાનેકે (માણસનું નામ બોલવું) શરીરમેં હોય સો મિલાયકે હાજિર કરે" એમ બાળકને મ્હોંએ કહેવગાવવું,

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧૨ | ૯ | ૧ |
| ॥ | ૨ | - | ।= |
| ૮૬ | स्याह | ।૬ | ૬ |
| ૧૪ | ૯ | ૪ | ૯। |

[ આકૃતિ ૭૪ ].

બાળકને ફૂલ તેલ લગાવવું, ફૂલની માળા ગળામાં પહેરાવવી, પાન ખવાડવું, અત્તર લગાવવું, લોબાનનો ધૂપ દેવો, કાચનો સીસો પાસે રાખવો, સરસીયાનો દીવો કોરા ઘડા ઉપર કોરા કોડીયામાં બાળવો, અને પછી બાળકના હાથમાં બાજુએ આપેલો યંત્ર લખવો, એટલે બાળકને જે કાંઈ પૃછવામાં આવશે તેનો તે જવાબ આપશે.

**સર્વ મનોરથસિદ્ધિ**—આ યંત્રને કાગળપર હળદરથી લખવો અને યંત્રની નીચે પોતાનો મનોરથ લખવો. પછી તેનો પલીતો-વાટ બનાવી રવિવારે દીવામાં બાળવો. એ પ્રમાણે સાત રવિવાર કરવું એટલે મનોરથની સિદ્ધિ થાય. **ॐ ह्रीं ह्रूं सः** એ મંત્રની ૧૧ માળા પણ સાથે સાથે હળદરની માળાથી જપવી.

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૨ | ૧૧ |
| ૧૪ | ૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૦ | ૧૩ |

[ આકૃતિ ૭૫ ].

**બેડી તૂટે-કેદી છૂટે**—ગોરોચન અને કુમકુમથી આ યંત્રને ભોજપત્ર ઉપર લખીને શંખસંપુટમાં સ્થાપવો. પછી તેની ત્રિકાળ પૂજન કરવી અને મસ્તકપર ધારણ કરવો એટલે બેડી તૂટે અને કેદી છૂટે.




[ આકૃતિ ૭૬ ].

**વિજયપ્રાપ્તિ**—આ યંત્રને પત્થર ઉપર હરતાળથી લખી નીચે નામ લખી ધૂપાદિથી તેનું પૂજન કરી તે પત્થરને ઉંધો રાખી મૂકે તો જેનું નામ લખ્યું હોય તે સંગ્રામમાં, વિવાદમાં કે કોર્ટ-કચેરીના કેસમાં જય પામે.

अभिजित् अपराबित्
देवदत्तस्य जयो भवेत्

[ આકૃતિ ૭૭ ].

**ગાય દોહવા દે તેનો યંત્ર**—આ યંત્રને કેશર, ગોરોચન અને કંકુથી ભોજપત્રપર લખી ગુગળનો ધૂપ દઈ, ગાયને ગળે બાંધવાથી ગાય દોહવા દે અને દૂધ ખૂબ વધે.

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૩૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૩૨ | ૩૧ |
| ૩૪ | ૨૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૩૦ | ૩૩ |

[ આકૃતિ ૭૮ ]

**ભેંશ દોહવા દે તેનો યંત્ર**—આ યંત્ર અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખી ભેંશને શીંગડે બાંધવાથી ભેંસ બચ્ચાને ન ધાવવા દેતી હોય તો ધાવવા દે અને દૂધ દોહવા પણ દે.

૨૪-૧૮-૩૯

[ આકૃતિ ૭૯. ]

**તોફાની ઘોડાને વશ કરવો**—કસ્તુરી, કેશર અને કપૂરના મિશ્રણવડે આ યંત્રને ઉત્તમ માસને પહેલે રવિવારે કાગળ ઉપર લખી તેને ગુગળનો ધૂપ દઈ ઘોડાના ગળામાં બાંધવાથી ઘોડો તોફાન ન કરે અને પોતાના માલીકનો શુભચિંતક થઇને રહે.

| | | | |
|---|---|---|---|
| ૨૬ | ૩૩ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૩૦ | ૨૯ |
| ૩૨ | ૨૭ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૨૯ | ૩૧ |

[ આકૃતિ ૮૦ ].

**વૃક્ષને ફળ આવવાનો યંત્ર**—આ યંત્રને આમ્રફળના રસથી ભોજપત્ર ઉપર લખી દીપ-ધૂપ-દિથી તેનું પૂજન કરી વૃક્ષ ઉપર બાંધવામાં આવે તો તેથી વૃક્ષને ઘણાં ફળ આવે છે.

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૯૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૨ | ૯૧ |
| ૯૪ | ૮૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૦ | ૯૩ |

[ આકૃતિ ૮૧ ].

**ફુલ આવવાનો યંત્ર**—આ યંત્રને પાનમાં કેળ-ના રસથી લખી દીપ-ધૂપાદિથી તેનું પૂજન કરી માળીની વાડીમાં દાટવામાં આવે તો વાડીના છોડવાને ખૂબ ફુલ આવે.

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ૮૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૧ | ૮૦ |
| ૮૩ | ૭૮ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૯ | ૮૨ |

[ આકૃતિ ૮૨ ].

**પરદેશ ગએલો પાછો આવે**—બાજુએ આપેલો યંત્ર ઘોડાની ખરીની હેઠળ લખવો અને જે માણસ આવવાની આશા હોય તે માણસનું નામ લખવું. પછી યંત્રને અગ્નિ-માં તપાવવો જેથી પરદેશ ગએલો માણસ સાત દિવ-સમાં ઘેર પાછો આવે.



[ આકૃતિ ૮૩ ].

**વશીકરણનો યંત્ર**—આ યંત્રને અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખવો અને તેની નીચે જેનું વશીકરણ કરવું હોય તેનું નામ લખવું. પછી યંત્રને ધૂપ-દીપા-દિથી પૂજીને તળાવમાં નાંખવો એટલે તે માણસ વશ થશે.




[આકૃતિ ૮૪].

**કાર્યસિદ્ધિનો યંત્ર**—આ યંત્રને વાંસની કલમથી કાગળપર અષ્ટગંધથી સવા લાખ લખે તો સર્વ કાર્ય સિદ્ધ થાય.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૧૨ | ૧૧ |
| ૧૪ | ૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૧૦ | ૧૩ |

[ આકૃતિ ૮૫ ].

**સૌને વશ કરવાનો યંત્ર**—આ યંત્રને કેસર-કસ્તુરીથી કપડાપર લખી, તેની દીવેટ બનાવી બાળે અને તેની રાખ જેને ખવાડે તે વશ થાય. બાળ્યા પહેલાં ધૂપ-દીપાદિથી તેની પૂજા કરવી.

| | | |
|---|---|---|
| ૩ | ૬ | ૨૧ |
| ૧૧ | ૩૧ | ૩ |
| ज | ૨૫ | ૬ |

स्वस्वाआस्त्रा

[ આકૃતિ ૮૬ ].

**પુરૂષને વશ કરવાનો યંત્ર**—આ યંત્રને રોટલી કે રોટલાપર અષ્ટગંધથી લખીને તેને ગુગળનો ધૂપ દેવો. પછી તે કાળા કૂતરાને ખવરાવવો એટલે પુરૂષ સ્ત્રીને વશ થઇને રહેશે.

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૪૦ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૭ | ૩૬ |
| ૩૯ | ૩૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૩૫ | ૩૮ |

[આકૃતિ ૮૭].

**સાસુ સસરાને વશ કરવાનો યંત્ર**—આ યંત્રને ઘઉંની રોટલીપર અષ્ટગંધથી લખવો અને તેને ધૂપ-દીપાદિથી પૂજીને કાળા કૂતરાને ખવરાવવો, એટલે સસરો વશ થશે અને કૂતરીને ખવરાવવાથી સાસુ વશ થશે.

ॐ ह्रीं
ह्रीं
૧૦
क्लीं स्वयं
૧
૯
૧
૭
૧

[ આકૃતિ ૮૮ ]

**રાજાનું વશીકરણ**—આ યંત્રને ચાકડો ફેરવવાની લાકડીથી રોજ રોજ લખ્યા કરે તો ચક્રવર્તી રાજા હોય તોપણ વશ થાય.

| | | | |
|---|---|---|---|
| जं | जं | जं | जं |
| जं | जं | जं | जं |
| जं | जं | जं | जं |
| जं | जं | जं | जं |

[ આકૃતિ ૮૯ ]

**સ્ત્રીને વશ કરવાનો યંત્ર**—આ યંત્રને સ્ત્રીના ડાબા પગની પાની ઉપર અષ્ટગંધથી લખે તો સ્ત્રી વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૫૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૫૨ | ૬૧ |
| ૫૪ | ૫૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૬૦ | ૫૩ |

[ આકૃતિ ૯૦ ]

**દુર્જનને વશ કરવો**—( **ऋद्धि**) **ॐ ह्रीं अर्हणमो सव्वोसहि**




[ આકૃતિ ૯૧ ]

**पत्ताणं ॥ ( मंत्र ) ॐ नमो भगवते अप्रतिचक्रे ऐं क्लीं ब्लूं ॐ ह्रीं नमो वांछितसिद्धये नमो नमः अप्रतिचक्रे ह्रीं ठः ठः स्वाहा ॥** ऋद्धि તથા મંત્ર ૨૧ વાર જપીને તે વડે પાણી મંતરી મ્હોંપર છાંટવું અને ઉપર આપેલો યંત્ર ભોજપત્રપર અષ્ટગંધથી લખી ધૂપ–દીપાદિથી પૂજી પાસે રાખવો એટલે દુર્જન વશ થાય અને તેની જિહ્વાનું સ્થંભન થાય.

**સ્ત્રીનું આકર્ષણ**—ગોરોચન અને કુમકુમથી ભોજપત્ર ઉપર **अमुकी** શબ્દને સ્થાને સ્ત્રીનું નામ લખીને યંત્ર લખવો અને મીણ તથા ઘીમાં સ્થાપન કરવો એટલે તે સ્ત્રીનું આકર્ષણ પોતા તરફ થશે.




[ આકૃતિ ૯૨ ]

**જલસ્થંભનનો યંત્ર**—આ યંત્રને પીળા દ્રવ્યથી (હળદરથી) વસ્ત્ર ઉપર લખીને પૂજન કરી મીણમાં વીંટી જળમાં સ્થાપિત કરે, એટલે જળનું સ્થંભન થાય છે. રવિવારે સરસવનું મૂળ લાવીને તેને પાણીમાં ઘસી માથાપર તીલક કરવું.

| | | | | |
|---|---|---|---|---|
| ह्लां | ह्लां | ह्लां | ह्लां | ह्लां |
| ह्लां | ह्लां | ह्लां | ह्लां | ह्लां |
| ह्लां | ह्लां | ह्लां | ह्लां | ह्लां |
| ह्लां | ह्लां | ह्लां | ह्लां | ह्लां |



[ આકૃતિ ૯૩ ]

**ગર્ભસ્થંભનનો યંત્ર—( ऋद्धि )-ॐ अर्हं णमो खिल्लोसहि**

ह्रीं शुम्भत्प्रभावलयभूरिविभा विभोस्ते

ॐ ह्रीं अर्हं णमो खिल्लोसहि पत्ताणं

फं फं फं फं फं

| | | |
|---|---|---|
| ॐ | प | च |
| न | मः | य |
| ह्रीं | झ्रां | म |

[ આકૃતિ ૯૪ ]

**पत्ताणं ॥ (मंत्र) ॐ नमो ह्रां श्रीं ऐं ब्लौं पद्मावत्यै देव्यै नमो नमः स्वाहा ॥** કસુંબાના રંગથી રંગેલું સૂતર લેવું અને ૧૦૮ વાર ઋદ્ધિ તથા મંત્રવડે મંત્રી તેને ગુગળનો ધૂપ દેવો. એ સૂતર કમરની આસપાસ બાંધવું અને ઉપર આપેલો યંત્ર ભોજપત્રપર અષ્ટ-ગંધથી લખી ધૂપાદિથી પૂજી પાસે રાખવો એટલે ગર્ભનું સ્થંભન થશે અને તેનું અકાળે પતન થશે નહિ.

**શત્રુબુદ્ધિ સ્થંભન યંત્ર**—આ યંત્રને ઘુવડ-પક્ષીની પાંખ ઉપર લખીને તેને ધૂપથી પવિત્ર કરી શત્રુના શિરપર નાંખવામાં આવે તો શત્રુની બુદ્ધિનું સ્તંભન થાય.

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૯૧ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૮ | ૮૭ |
| ૯૦ | ૮૫ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૮૬ | ૮૯ |

[ આકૃતિ ૯૫ ]

**શત્રુપીડાનો યંત્ર**—આ યંત્રને ઈંદ્રાયણના રસથી કાગળપર લખવો અને તેની હેઠળ શત્રુનું નામ લખવું. પછી એ યંત્રને સર્પના દરમાં મૂકી આવવો. જેનું નામ લઇને આ દરમાં યંત્ર મૂકયો હોય તેને સર્પ ડસે કિંવા સર્પથી તે ભય પામે.

| | | | |
|---|---|---|---|
| ૪૦૦ | ૫૦૦ | ૧૧૦૦ | ૬૦૦ |
| ૧૨૦૦ | ૫૦૦ | ૩૦૦ | ૬૦૦ |
| ૧૦૦ | ૮૦૦ | ૧૦૦૦ | ૭૦૦ |
| ૯૦૦ | ૮૦૦ | ૨૦૦ | ૭૦૦ |

[ આકૃતિ ૯૬ ]

**વિદ્વેષણનો યંત્ર**—(૧) વિષ અને ધતૂરાના જળથી આકૃતિમાં દર્શાવ્યા મુજબ કાગડો અને ઘુવડનું ચિત્ર ભોજપત્રપર આલેખવું. લખતી વખતે **ॐ देवदत्तयज्ञदत्तयोरस्तु स्वाहा** એ મુજબ મંત્ર (પણ તેમાં દેવદત્ત અને યજ્ઞદત્તને સ્થાને જે બે જણની વચ્ચે કલહ કિંવા વિદ્વેષણ કરાવવું હોય તેમનાં નામો બોલવા જોઇએ) જપવો. એ પ્રમાણે રોજ કરવાથી તે બેઉ વચ્ચે વિદ્વેષણ થશે. (૨) વિષ અને બિલાડાના લોહીના મિશ્રણમાં શ્મશાનનો કોયલો બોળીને ભોજપત્રપર કાગડા અને ઘુવડનું ચિત્ર આલેખવું અને આલેખતી વખતે મંત્ર બોલવોઃ **काकोलूकयो र्यादृशं वैरं तादृशं वैरं देवदत्तयज्ञदत्तयो र्भवतु स्वाहा** (દેવદત્ત અને યજ્ઞદત્તને સ્થાને બેઉનાં નામો બોલવાં). યંત્રની હેઠળ તે નામો પણ લખવાં, એટલે બેઉ વચ્ચે વૈર થશે.



[ આકૃતિ ૯૭ ]

**વૈરી પ્રસન્ન થાય**—આ યંત્રને ગોરોચનથી ભોજપત્રપર લખી પૂજન કરી દૂધમાં સ્થાપન કરવાથી ગમે તેવો ક્રોધી મનુષ્ય પણ પ્રસન્ન થાય છે.




[ આકૃતિ ૯૮ ]

**ઉચ્ચાટનના યંત્રો**—(૧) કાગડો અને ઘુવડના લોહીથી જેનું નામ લખીને આ યંત્ર લખે અને યંત્રને કાગડાના ગળામાં બાંધીને કાગડાને છોડી દે તો તેનું ઉચ્ચાટન થાય. (૨) બહેડાના પત્રના રસથી ભોજપત્રમાં જેનું નામ યંત્ર સાથે લખીને ગધેડાના મૂત્રમાં નાંખી તેને તાપ દેવામાં આવે, તો તેનું શીઘ્ર ઉચ્ચાટન થાય.




[ આકૃતિ ૯૯ ]




[ આકૃતિ ૧૦૦ ]

**વંધ્યાદોષ નિવારણનો યંત્ર**—બાજુએ આપેલા યંત્રને ભોજપત્રાં અષ્ટગંધથી લખવો અને દીવો કરી લોબાન તથા ગુગળનો ધૂપ દેવો. પછી તે યંત્ર વંધ્યા સ્ત્રીના જમણા હાથે બાંધવાથી તેના ગર્ભાશયના દોષનું નિવારણ થાય છે અને ગર્ભ રહે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | ૭ | ૭ll | ૭ | ૭૬ | ૭૬ | ૭ |
| ૪ | ૮૩ | ૪૧ | ૭ | ૪૧ | ૪ | ૩૭ |
| ૯ | ૮૩ | ૪૧ | ૮૭ | ૮૧ | ૩૮ | ૩૮ |

[ આકૃતિ ૧૦૧ ]

**વંધ્યા ગર્ભધારણ યંત્ર**—જ્યારે પુષ્ય નક્ષત્રનો સૂર્ય હોય, ત્યારે આ યંત્રને પાનમાં દૂધવડે ૧૦૮ વાર લખવો અને તે દીપ-ધૂપાદિથી પૂજીને વંધ્યા સ્ત્રીને તે પાન ખવરાવવું જેથી તે ગર્ભ ધારણ કરશે.

| | | |
|---|---|---|
| ૭૧ | ૭૭ | ૭૭ |

[આકૃતિ ૧૦૨]

**સુખે પ્રસવ થવાનો યંત્ર**—આ યંત્રને ગૌમૂત્રથી ભોજપત્ર ઉપર લખવો અને ધૂપ દીપાદિથી તેનું પૂજન કરવું. પછી તેને ધોઇને ગર્ભવતીને પાવો. એ રીતે ૨૧ દિવસ કરવાથી તેને સુખે પ્રસવ થાય છે અને કષ્ટ પડતું નથી.

| | | | |
|---|---|---|---|
| ૪ | ૫ | ૫ | ૭ |
| ૮ | ૪ | ૮ | ૧ |
| ૬ | ૩ | ૬ | ૬ |
| ૩ | ૯ | ૨ | ૭ |

[ આકૃતિ ૧૦૩ ]

**બાળકને નજર ન લાગવાનો યંત્ર**—આ યંત્રને તાંબાના પતરામાં કોતરાવીને તેને ધૂપ-દીપાદિથી પૂજી, પછી બાળકના ગળામાં બાંધવાથી તેને કોઈની દુષ્ટ નજર લાગતી નથી.

| | | | |
|---|---|---|---|
| ૭૧ | ૫૧ | ૩૩ | ૪૨ |
| ૯૮ | ૮૨ | ૯ | ૧૧ |
| ૨૫ | ૩૭ | ૪૯ | ૫૦ |
| ૪૫ | ૨૭ | ૯ | ૧ |

[ આકૃતિ ૧૦૪ ]

**ભૂતબાધા નિવારણ**—ચમેલીની લેખણ અને કેસરથી કમળની પાંદડી પર આ યંત્ર લખી ધૂપ દઈ બાળકને કંઠે બાંધવાથી ભૂતબાધા ન નડે.

| | |
|---|---|
| क्लीं | ऐं |
| ह्रीं | ॐ |

[ આકૃતિ ૧૦૫ ]

**બાલારામ યંત્ર**—આ છન્નુઆ યંત્રને અષ્ટગંધથી ભોજપત્ર ઉપર લખવો અને તેનું પૂજન કરી બાળકની પાંસળીપર બાંધવો એટલે બાળકને પેટમાં તથા પાંસળીમાં કાંઈ પીડા થતી હશે તો તે મટી જશે અને આરામ થશે. મોટા માણસને પણ પાંસળીમાં વાના દર્દ ઉપર આ યંત્ર ઉપયોગી થશે.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧ | ૪૬ | ૪૧ |
| ૪૨ | ૪૫ | ૪ | ૫ |
| ૨ | ૭ | ૪૦ | ૪૭ |
| ૪૪ | ૪૩ | ૬ | ૩ |

[ આકૃતિ ૧૦૬ ]

**બાળકનો ભય જાય**—આ યંત્રને દૂધથી ભોજપત્રપર લખી ધૂપ દઈ બાળકના ગળામાં બાંધવાથી બાળકને ભય લાગે નહિ.

| | | | |
|---|---|---|---|
| ૮૯ | ૯૭ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૪ | ૯૨ |
| ૯૫ | ૯૧ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૦ | ૯૬ |

[ આકૃતિ ૧૦૭ ]

**આધાશીશીનો યંત્ર**—આ યંત્રને રવિવારને દિવસે ચંદનથી ભોજપત્ર ઉપર લખી ધૂપ દઇ માથે બાંધવાથી આધાશીશી ઉતરે.

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૭ | ૨૬ | ૮ |
| ૩ | ૮ | ૪ | ૭ |
| ૧ | ૮ | ૨ | ૩ |
| ૧૧ | ૭ | ૭ | ૨ |

[ આકૃતિ ૧૦૮ ]

**કાનની પીડા જાય**—આ યંત્રને દાડમના રસથી કાગળપર લખી તેને ધૂપ દઈ કાને બાંધવાથી કાનની પીડા જાય.

| | | | |
|---|---|---|---|
| ૨૨ | ૨૯ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૨૬ | ૨૫ |
| ૨૮ | ૨૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૪ | ૨૭ |

[ આકૃતિ ૧૦૯ ]

**તાવ જાય**—આ યંત્રને શુભ દિવસે ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખી તેને ધૂપ દઇ દર્દીને ગળે બાંધવાથી તાવ જાય.

| | | | |
|---|---|---|---|
| ૩ | ૪ | ૭ | ૧૪ |
| ૫ | ૬ | ૧૩ | ૬ |
| ૧૪ | ૪ | ૩ | ૭ |
| ૭ | ૩ | ૧૪ | ૪ |

[ આકૃતિ ૧૧૦ ]

**ગર્ભરક્ષાનો યંત્ર**—આ યંત્રને સોમવતી અમાસને દિવસે દાડમની ડાંખળીની કલમવડે કુંકુમથી પીપળનાં પાંદડાપર લખી ધૂપ દઇ કમરે બાંધવાથી ગર્ભ પડી જતો નથી અને તેનું રક્ષણ થાય છે.

| | | |
|---|---|---|
| ક્ષઃ | ઠઃ | ક્ષઃ |
| ઠઃ | ૐ | ઠઃ |
| ક્ષઃ | ઠઃ | ક્ષઃ |

[ આકૃતિ ૧૧૧ ]

**હિસ્ટીરીયા અથવા ઘેલછાનું નિવારણ**—દિવાળીની મધરાતે એકલા શ્મશાનમાં જઈ નગ્ન થવું અને ચિતાના કોયલાથી ૧૦૮ વાર આ યંત્ર લખવો. મુખે બોલવું નહિ. છેવટે ધૂપ-દીપાદિથી પૂજન કરીને યંત્રની ઉપર ત્રણ ખૂણાવાળા લોખંડના કોડીયામાં તલના તેલનો દીવો બાળવો. પછી ઘેર આવી ફરી શુદ્ધ થઈ વસ્ત્ર પહેરી દાડમની ડાંખળીની કલમથી અષ્ટગંધવડે ભોજપત્ર ઉપર યંત્ર લખવો અને કંઠ કે ગળામાં ઘેલછા વાઇ કે હિસ્ટીરીયાના દર્દીને બાંધવો એટલે દર્દ મટી જશે. પછી આ યંત્રને શ્વેત દુર્વાના રસથી તેની જ કલમથી શ્વેત કમળપત્રપર લખી :તાંબામાં મઢાવીને ધારણ કરાવવો.

| | | | |
|---|---|---|---|
| ॐ | मथ | ठः | ऐं |
| ह्रीं | हन | धः | क्लीं |

[ આકૃતિ ૧૧૨ ]

**પ્રીતિવર્ધક યંત્ર**—આ યંત્રને દાડમની લેખણવડે અષ્ટગંધથી શ્વેત અશ્વત્થવૃક્ષના પાંદડાપર લખી ધૂપ દઇ સ્ત્રી પોતાની પાસે રાખે તો પતિ અધિક સ્નેહ કરે અને પુરૂપ પોતાની પાસે રાખે તો સ્ત્રી અધિક સ્નેહ કરે.

| | |
|---|---|
| ॐ | ऐं |
| ह्रीं | ॐ |

[આકૃતિ ૧૧૩]

**હરસ મસા મટાડવાનો યંત્ર**—સફેદ દુર્વાના રસથી અને દાડમની કલમવડે ભોજપત્રપર આ યંત્ર લખી ધૂપ દઈ તાંબાના માદળીયામાં મઢાવી કમરપર બાંધવાથી હરસ-મસા-અવાસીરનું દર્દ મટી જાય.

| | |
|---|---|
| ॐ | भ्रां |
| भ्रीं | भ्रः |

[આકૃતિ ૧૧૪]

**મૂઠ નિવારણ**—આ યંત્રને પહેલાં ૧૦૧ દિવસ સાપના રાફડાની માટીવડે દાડમની લેખણથી પૃથ્વીપર ૧૧૦૦ લખવા. પછી તે સિદ્ધ થએલા યંત્રને રૂદ્રવંતીના રસથી દાડમની કલમવડે ભોજપત્રપર લખી હાથે બાંધવાથી કોઈના મંત્રયંત્રની અસર ન થાય અને કોઇનો મૂઠ-ચોટનું પણ નિવારણ થાય.

| |
|---|
| कालभैरवाय<br>बटुकाय<br>ऐं |

[ આકૃતિ ૧૧૫ ]

**ઉદરરોગ નિવારણ**—આ યંત્રને સ્હવારે સ્નાન કરી લખવો અને વિધિસહ તેનું પૂજન કરવું. પછી યંત્રને ધોઇને પી જવો. એટલે ૧૧ દિવસમાં ગોળો, યકૃત, બરોલ, વાયુ આદિ ઉદરરોગ મટી જશે.

| | | | |
|---|---|---|---|
| अ | ग | स्त्य | ऋ |
| ष | ये | न | मः |
| प | च | प | च |

[ આકૃતિ ૧૧૬ ]

**વ્યાપારવર્દ્ધક યંત્ર**—આ યંત્રને તામ્રપત્રપર ગોરોચનથી હંસપંખની કલમ વડે પ્રતિદિન પ્રાતઃકાળમાં લખી ધૂપદીપાદિથી પૂજા કરવી એટલે અવશ્ય વ્યાપારની વૃદ્ધિ થશે.

| | | |
|---|---|---|
| वर्द्धय | ऐं | वर्द्धय |
| ऐं | अन्नपूर्णे | ऐं |
| वर्द्धय | ऐं | वर्द्धय |

[ આકૃતિ ૧૧૭ ]

**જુગારનો દાવ જીતવાનો યંત્ર**—આ યંત્રને પારેવાની પાંખની લેખણવડે હળદરથી ભોજપત્રપર લખી જમણી ભુજાપર બાંધીને જુગાર ખેલવાથી દાવમાં અવશ્ય જીત થાય.

| | |
|---|---|
| ऐं यक्षिराये नमः | मं नभचारिण्यै नमः |
| रं त्रिपुरेश्वर्यै नमः | यं दुर्गायै नमः |

[ આકૃતિ ૧૧૮ ]

**સંગ્રહણી નિવારણનો યંત્ર**—આ યંત્રને કાંચનારની કલમથી મૃગમદવડે ભોજપત્રપર લખી કમરપર ધારણ કરવાથી અતિસાર તથા સંગ્રહણી મટે. બાળકની કમરે બાંધે તો તેને કદી ઉદરરોગ ન થાય.

| | | |
|---|---|---|
| ૨ | ૫ | ૮ |
| ૯ | ૭ | ૬ |
| ૪ | ૩ | ૧ |

[ આકૃતિ ૧૧૯ ]

**અભ્યાસવર્દ્ધન**—અષ્ટગંધથી વજ્રદંતીની કલમવડે આ યંત્ર ભોજપત્રપર લખી સોમવતી અમાસને દિને કંઠે ધારણ કરવાથી ભણેલું ભુલાય નહિ અને અભ્યાસમાં શીઘ્ર આગળ વધાય.

| |
|---|
| ॐ सरस्वति हुं फट् |

[આકૃતિ ૧૨૦]

## ખંડ ૧૦ મો

# તંત્રવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### ઇન્દ્રજાલિક અને ચમત્કારિક પ્રયોગો.

**રાજાને વશ કરવાનો પ્રયોગ**—સફેદ આકડો, લાલ ચંદન અને ગોરોચન એ ત્રણેને મેળવીને તીલક કરે તો રાજા વશ થાય છે.

**સ્ત્રીને વશ કરવાનો પ્રયોગ**—સફેદ આકડો, કંકુ, લાલ ચંદન એ સરખે ભાગે લઇ જળથી ઘસી તીલક કરે તો સ્ત્રી વશ થાય છે.

**મારણ પ્રયોગ**—મંગળવારને દિવસે શત્રુએ જે સ્થાનમાં પગ મૂક્યો હોય તે સ્થાનની ધૂળ લાવવી, તેમાં ગોમૂત્ર મેળવીને શત્રુની મૂર્ત બનાવવી અને નદીતીરપર એકાન્તમાં વેદીપર તેને સ્થાપિત કરવી. તેની છાતીમાં અત્યન્ત કઠીન લોઢાનું ત્રિશળ ઘોંચવું અને તેની ડાબી બાજુએ બળિદાન આપીને કાળભૈરવનું હમેશાં પૂજન કરવું. ત્યાં ૧૧ બાળકોને ઉત્તમ અન્નનું ભોજન કરાવવું અને તે મૂર્તિની આગળ સરસીયા તેલનો દીપક બાળવો, જે રાત-દિવસ બળતો રહે. વ્યાઘ્રચર્મનું આસન બિછાવીને તેની દક્ષિણ બાજુએ બેસી રાત્રે દક્ષિણ દિશાએ મુખ કરી સાવધાન થઈ મંત્ર જપવો: **ॐ नमो भगवते महाकालभैरवाय कालाग्नितेजसे अमुकं मे शत्रुं मारय मारय पोथय पोथय हुं फट् स्वाहा ॥** આ મંત્ર રાત્રે ૧૦ હજાર વાર જપે તો ૨૯ દિવસમાં મારણ સિદ્ધ થાય.

**મોહનના પ્રયોગો**—(૧) સહદેવીના રસમાં તુલસીનાં બીજ પીસવાં અને રવિવારને દિને જે તેનું તીલક કરે તે આખા સંસારને મોહિત કરે. (૨) હરતાળ, અશ્વગંધ અને ગોરોચનને કેળના રસમાં પીસીને તીલક કરે તો સૌને મોહિત કરે. (૩) મણસીલ અને કપુરને કેળના રસમાં પીસીને તીલક કરે તો સર્વ મનુષ્યો મોહિત થાય. (૪) સફેદ આકડાની જડ અને સફેદ ચંદનને મેળવી તેનું તિલક કરે તો સારો સંસાર મોહિત થાય.

**અગ્નિસ્તંભનના પ્રયોગો**—(૧) કુંવારનો રસ અને તેલની મેળવણી કરીને શરીરે લગાડવાથી શરીર અગ્નિની આંચથી બળતું નથી. (૨) કુંવારના રસનો લેપ કરવાથી કોઈ વસ્તુ બળતી નથી. (૩) કેળનો રસ, કુંવારનો રસ અને આકડાનું દૂધ લગાડવાથી અગ્નિસ્તંભન થાય છે.

**આસનસ્તંભનનો પ્રયોગ**—પુરૂષની ખોપરીમાં માટી ભરીને તેમાં સફેદ ગુંજાનાં બીજ વાવવાં, પછી તેને ગાયનું દૂધ પાવાથી ગુંજાની સુંદર વેલ ઉગશે. એ વેલ જેના શરીરપર નાંખવામાં આવે તેનું આસન સ્તંભન થઈ જાય.

**બુદ્ધિભ્રમણનો પ્રયોગ**—ભાંગરો, અપામાર્ગ, સરસવ, સહદેવી, કંકોલ, વજ, સફેદ આકડાની જડ એ બધાનું સત્ત્વ કાઢવું અને તે લોખંડના વાસણમાં રાખી ૩ દિવસસુધી ઘુંટવું. પછી મસ્તકમાં તેનું તિલક કરવું; જે તે તિલક દેખે તેની બુદ્ધિ ભ્રમિત થઇ જાય.

**બુદ્ધિસ્તંભનનો પ્રયોગ**—ઘુવડ અથવા વાનરની વિષ્ટા હોશીયારીથી પાનમાં રાખીને જેને ખવરાવે તેની બુદ્ધિનું સ્તંભન થઇ જાય.

**પશુનું સ્તંભન**—જે પશુની ચારે બાજુ ઉંટનાં હાડકાં દાટી દેવામાં આવે તે પશુનું સ્તંભન થઈ જાય છે.

**મેઘનું સ્તંભન**—ઇંટોનો સંપુટ બનાવીને તેમાં શ્મશાનની રાખથી વાદળાંની તસ્બીર આલેખવી અને પછી તેને જમીનમાં દાટી દેવાથી મેઘનું સ્તંભન થાય છે.

**વિદ્વેષણનો પ્રયોગ**—હાથી અને સિંહના દાંતોને વાટીને તેમાં માખણ મેળવી જેનું નામ લઇ અગ્નિમાં હોમ કરવામાં આવે તેઓમાં માંહોમાંહે લડાઈ થાય.

**ઉચ્ચાટનનો પ્રયોગ**—કાગડો અને ઘુવડની પાંખો રવિવારને દિવસે જેના ચૂલામાં દાટવામાં આવે તેનું ઉચ્ચાટન થાય.

**વશીકરણના પ્રયોગો**—(૧) રવિવારને દિને બ્રહ્મદંડી, વજ, કઠ્ઠુ, એનું ચૂર્ણ જેને પાનમાં રાખીને ખવડાવવામાં આવે તે સદા વશ રહે. (૨) દેવદલી અને સરસવની ગોળી બનાવી તેને મુખમાં રાખી વાતચીત કરે તે સૌ વશ થાય. (૩) કેસર, તગર, કઠ્ઠુ હરતાલ, મણસીલ તેમાં અનામિકા અંગુલિનું રૂધિર મેળવીને તીલક કરે તો વશીકરણ થાય છે. (૪) રવિવારને દિને હાથપગના નખની રાખ પાનમાં રાખીને સ્ત્રીને

ખવાડે તો સ્ત્રી વશ થાય. (૫) દીવાળીને દિને સોમવાર હોય તો અર્ધી રાત્રે વિષ્ણુક્રાન્તાનાં બીજોનું તેલ ભરી દીવો બાળે અને સોનાની સાફ કટોરીમાં તેનું કાજળ પાડી તેને નેત્રમાં આંજવાથી ચક્રવર્તી રાજા હોય તોપણ વશ થાય.

**આકર્ષણનો પ્રયોગ**—કાળા ધતૂરાનાં પાંદડાંના રસમાં ગોરોચન મેળવી કણેરની કલમથી પંદરો યંત્ર ભોજપત્રપર લખવો. જેનું આકર્ષણ કરવું હોય તેનું નામ લઇને ખેરના અગ્નિની આંચથી તપાવે તો સો યોજન દૂર રહેનારનું પણ શીઘ્ર આકર્ષણ થાય.

**સુવર્ણ બનાવવાનો પ્રયોગ**—ગોમૂત્ર, હરતાલ, ગંધક, મણસીલ એને સમભાગે લઈ, જ્યાંસુધી તે ન સુકાય ત્યાંસુધી ખરલમાં લસોટવાં. લાલ ગાયનું મૂત્ર અને લાલ ગંધકને ૧૧ દિવસસુધી યત્નપૂર્વક લઇને તે ઉપયોગમાં લેવાં, એટલે કે ઘુંટવાં. બારમે દિને તેનો ગોળો બનાવી તેના ઉપર લાલ કપડું લપેટી ચાર આંગળ માટી ચારે બાજુએ લપેટી તેને સુકવી નાંખવું. ધરતીમાં પાંચ હાથ ઉંડો ખાડો ખોદી અને કપડ-મટ્ટી કરેલો ગોળો વચમાં રાખી તેને પલાશનાં લાકડાંથી ભરી દેવો. પછી તેમાં યત્નપૂર્વક અગ્નિ લગાવવો. જ્યારે અગ્નિ હોલવાઇને ઠંડો થઈ જાય ત્યારે ગોળાને બહાર કાઢવો અને તાંબાનું પતરૂં તપાવીને તે ઉપર ગોળાની રાખ નાંખવી. એક ગુંજાની બરાબરનું તાંબાનું પતરૂં તો તેજ વખતે સુવર્ણ બની જાય છે. વનમાં એકાન્ત સ્થાનમાં શિવના મંદિરની પાસે શુક્લપક્ષમાં જ્યારે ચંદ્રમા નિર્મળ હોય તે દિવસે આ પ્રયોગ કરવો. **त्र्यंबकं यजामहे** એ મંત્રના ૧૦૦૦૦ જાપ કરવા. આ મુજબ રોજ કરવું. ૧૧ બ્રાહ્મણોને રોજ ભોજન કરાવવું. જ્યાંસુધી સિદ્ધિ ન થાય ત્યાંસુધી રોજ એ પ્રમાણે કરવું. હરતાળ વગેરેને ખરલ કરતી વખતે નીચેનો મંત્ર રોજ ૧૦ હજાર વાર જપવો:—**ॐ नमो भगवते रुद्राय स्वर्णादीनामीशाय रसायनस्य सिद्धिं कुरु कुरु फट् स्वाहा ॥**

**શાક-બાગનો નાશ**—ગંધક વાટીને જળથી ભરેલા વાસણમાં નાંખવો. તે જળથી બાગ કે શાકને સિંચવાથી બાગ—શાક નાશ પામે છે.

**નામર્દ કરવાનો ઉપાય**—જ્યાં મનુષ્ય પેસાબ કરે તે સ્થાનમાં વીંછીનો ડંખ દાબી દેવામાં આવે તો તે પુરૂષ નામર્દ થઈ જાય છે.

**ઉંઘ લાવવી**—એક સોપારી લાવીને તેમાંની થોડી ખાવી, બાકીની માટીમાં દાટીને તે ઉપર પીસાબ કરવો. જે મકાનમાં એમ કરવામાં આવે ત્યાંના સૌ કોઇને ઉંઘ આવે છે.

**માખીઓ દૂર કરવી**—તગરની સાથે હરતાળ વાટીને તેની એક માખી બનાવવી. તે માખીને ઘરની અંદર રાખવી. તેની ગંધથી માખીઓ ઘરની બહાર નાસી જાય છે.

**ઉંદરનો ઉપદ્રવ દૂર કરવો**—અર્જુન વૃક્ષનાં ફળ-ફૂલ, લાખ, લાલ ચંદન, ગુગળ, શ્વેત અપરાજિતાની જડ, ભીલામા, વજનું લાકડું એ બધાં વાનાં એકઠાં કરીને ધૂપ દેવાથી તેની ગંધથી ઉંદર નાસી જાય છે.

**માછલીને જીવાડવી**—ભીલમાનાં બીજના તેલમાં તાજી મરેલી માછલીને લપેટી પાણીમાં નાંખવાથી તુર્ત જીવતી થાય છે.

**અગ્નિભય નિવારણ**—રવિવારને દિન સફેદ કણેરની જડ (મૂળ) ઉખાડી લાવીને ડાબા હાથે બાંધવાથી અગ્નિભયનું નિવારણ થાય છે.

**ગુપ્તદ્રવ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવું**—શનિવાર અને અશ્લેષા નક્ષત્રમાં સંધ્યાકાળે દાડમનાં બી અને દાડમીનો અરક અને મંગળવારે શરૂ થતા કૃષ્ણ પક્ષની અષ્ટમીએ અરહરના વૃક્ષની તથા મંગળવારે કમળની જડ લાવી એકઠી વાટી તે વડે આંખો આંજવાથી સમસ્ત ગુપ્ત દ્રવ્ય જોવામાં આવે છે.

**પતિને વશ કરવાનો પ્રયોગ**—ગોરોચન, યોનિરક્ત અને કેળનો રસ મેળવી તિલક કરવાથી સ્ત્રી પોતાના પતિને વશ કરી લે છે.

**નજર બંધ કરવાનો પ્રયોગ**—ધુણતાલના વૃક્ષનાં પંચાંગ અને ધતૂરાનાં પંચાંગને મેળવીને ગળામાં બાંધવાથી માત્ર દૃષ્ટિ કરવાથી જ સામા માણસની નજર બંધ થઇ જાય છે.

**સાપ ને સાપ જોવા**—મંગળવારને દિને સાપના રાફડામાં કપાસનું બીજ વાવવું, તેથી જે કપાસ ઉત્પન્ન થાય તેની દીવટ કરી એરંડીયા તેલમાં નાંખી રાત્રે દીવો બાળવાથી ચારે તરફ સાપ ને સાપ જોવામાં આવશે.

**નોળીયા જોવા**—મંગળવારે કપાસનાં બીજ નોળીયાના દરમાં વાવવાં. પછી તેનો જે કપાસ ઉગે તેની દીવેટ કરીને સાંજે દીવો બાળવાથી ચારે તરફ નોળીયા જ જોવામાં આવે છે.

**અંધારામાં પુસ્તક વાંચવું**—ઘુવડની ખોપરીમાં ઘીનો દીવો બાળી કાજળ પાડવું અને તે કાજળને આંખમાં આંજવાથી અંધારામાં પણ પુસ્તક વાંચી શકાય છે.

**અદૃશ્ય થવાનો પ્રયોગ**—જીવતા ખંજન પક્ષીને ફાગણ મહિનામાં લાવીને પાંજરામાં પૂરી રાખવું અને ભાદરવાસુધી રહેવા દેવું.

ભાદરવામાં એ પક્ષી જરૂર આંખથી જોઈ શકશે નહિ; તે વખતે તેને હાથે પકડીને તેની ચોટલી ઉખાડી લેવી અને તે ચોટલીને ચાંદીના માદળીયામાં મઢાવી મ્હોંમાં રાખવાથી માણસ અદૃશ્ય થઈ જાય છે અને કોઇના જોવામાં આવતો નથી.

**કમળ ઉગાડવાં**—અંકોલનાં બીજને તેલમાં નાંખીને પછી તેને ધૂપ દેવાથી તે તેલ સિદ્ધિદાયક થઈ જાય છે. કમળનાં બીજને તે તેલમાં ભીંજવીને તળાવમાં નાંખવાથી તે જ સમયે કમળનાં ફૂલ ઉત્પન્ન થાય છે.

**આંબો ઉગાડવો**—જો તે જ તેલનું ટીપું આંબાની ગોટલીપર નાંખી તેને જમીનમાં દાટી પાણી સીંચવામાં આવે તો તત્કાળ ફળસહિત આંબાનું વૃક્ષ ઉત્પન્ન થાય છે.

**આકાશમાં રથસહિત સૂર્ય જોવો**—બીજોરાનાં બીજનું તેલ કાઢીને તેને તાંબાના પતરાપર લગાડી મધ્યાહ્ન સમયના સૂર્યની સામે રાખી જુએ તો રથસહિત સૂર્ય ભગવાન આકાશમાં જોવામાં આવશે.

**વસ્ત્રમાં અગ્નિ જોવો**—સિંદુર, ગંધક, હરતાલ અને મણસીલને સમાન ભાગે લઇ વસ્ત્રપર લેપ કરવાથી તે વસ્ત્ર અગ્નિસમાન જોવામાં આવે છે.

**દિવસે તારા જોવા**—સફેદ સુરમાને અગસ્ત્યના ( અગથીયાના ) રસમાં સાત દિવસસુધી ઘુંટવો. આઠમે દિવસે તે અંજનને આંખે આંજવાથી દિવસે તારા જોવામાં આવે છે.

**ઇંડાને ઉડાડવું**—મુરઘીના ઇડામાં પારો ભરી સૂર્યની સામે ધરવાથી તે ઈંડું ઉડી જાય છે.

**દૂધ બતાવવું**—આકડાનું દૂધ, વડનું દૂધ અને ઉંબરાનું દૂધ લઇને વાસણમાં નાંખી, પછી વાસણને પાણીથી ભરી દેવું એટલે બધું દૂધ જ જોવામાં આવશે.

**ખેતરને ધાન્યથી પરિપૂર્ણ બનાવવું**—રવિવારે ૭ મુખનું માટીનું વાસણ લાવી તેમાં નવ આંગળનો આકડાના લાકડાનો ટુકડો રાખવો. પછી તેમાં સફેદ દુર્વા, અસગંધ, મણસીલ, નાગરવેલનું પાન, તુલસીદળ, અપામાર્ગનાં પાન, આંબળાંનાં પાન, ઘી, મિષ્ટાન્ન, દૂધ નાંખવાં. એ વાસણનાં મુખોને વસ્ત્રોથી બાંધી ધાન્યયુક્ત ક્ષેત્રમાં જઈ દાટી દેવું. તેના ઉપર ભોજપત્રપર લખેલો પંદરનો યંત્ર સ્થાપિત કરવો, જેથી તીડ, હરણ, ઉંદર, શિયાળ તથા બીજાં જીવજંતુ, પશુ, પક્ષી, ચોર

વગેરેથી ખેતરને કશી હાનિ પહોંચશે નહિ અને ખેતર ધાન્યથી પરિપૂર્ણ બની રહેશે.

**વિવાદમાં જય મેળવવો**—માગશર સુદ પુનમને દિને ચિતાવૃક્ષની જડ ઉખાડી ભુજાપર અથવા શિરપર ધારણ કરવાથી વિવાદમાં વિજય મેળવાય છે.

**સંગ્રામમાં વિજય મેળવવો**—પુષ્ય નક્ષત્રમાં શ્વેત ગુંજાને જડસહિત ઉખાડી જમણે હાથે બાંધવાથી સંગ્રામમાં જયપ્રાપ્તિ થાય છે.

**રાજદરબારમાં-કોર્ટ કચેરીમાં જયપ્રાપ્તિ**—ધતૂરો, કણેર અને અપામાર્ગની જડને હરતાળની સાથે બકરીના દૂધમાં વાટી તિલક કરવાથી રાજદરબારમાં, કોર્ટના કજીયામાં અને દ્યૂતકાર્યમાં જયપ્રાપ્તિ થાય છે.

**ભૂતબાધા નિવારણ**—ચંદન, સિંધવ, કુઠ, વજ, તજ, ઘી અને ચર્બીને સમભાગે લઈ ધૂપ દેવાથી બાળગ્રહ (નજર લાગવી) અને ભૂત-રાક્ષસજનિત ભય દૂર થાય છે.

**ડાકણના ભયનું નિવારણ**—(૧) પુષ્ય નક્ષત્રમાં રવિવારે સફેદ ગુંજાની જડ ઉખાડી લાવીને બાળકના ગળામાં બાંધવાથી ડાકણના ભયનું નિવારણ થાય છે. (૨) સફેદ અપરાજિતાનાં પાંદડાં અને જયંતીનાં પાંદડાંનો રસ કાઢી તેનો નાસ લેવાથી ડાકણ, ભૂત-પ્રેત નાસી જાય છે.

**ગર્ભિણીના બાળકનું રક્ષણ**—સૂંઠ, લીંબડાનાં પાંદડાં, સરસવ, ઘીને સરખે ભાગે મેળવી ધૂપ દેવાથી ગર્ભિણી સ્ત્રીના બાળકનું રક્ષણ થાય છે.

**સિંહ-વાઘના ભયનું નિવારણ**—(૧) પુષ્ય નક્ષત્રમાં રવિવારે સફેદ આકડાનું મૂળ લાવી જમણે હાથે બાંધવાથી સિંહ-વાઘનો ભય નષ્ટ થાય છે. (૨) શુભ નક્ષત્રમાં કાળા ધતૂરાની જડ લાવી જમણે હાથે બાંધવાથી વાઘનો ભય દૂર થાય છે.

**સર્પના ભયનું નિવારણ**—પુષ્ય નક્ષત્રમાં અમૃતાનું મૂળ લાવી તેની માળા બનાવી ગળામાં ધારણ કરવાથી સર્પનો ભય રહેતો નથી.

**વીંછીના ભયનું નિવારણ**—શુભ નક્ષત્રમાં અપામાર્ગનું મૂળ લાવી જમણે કાને ધારણ કરવાથી વીંછીનો ભય રહેતો નથી.

**અગ્નિના ભયનું નિવારણ**—રવિવારે સફેદ કણેરનું મૂળ લાવી જમણે હાથે ધારણ કરવાથી અગ્નિનો ભય દૂર થાય છે.

**લાલ ફૂલને સફેદ કરવું**—કણેરનાં લાલ ફૂલને ગંધકનો ધુમાડો દેવાથી તે સફેદ થાય છે.

**કાગળ બળે નહિ**—ફટકડીના પાણીમાં કાગળ પલાળી છાંયે સુકવવો. એમ કેટલીક વાર પલાળી સૂકવી તૈયાર કરેલા કાગળને અગ્નિ ઉપર ધરતાં તે બળતો નથી.

**પારો બાંધવો**—અળસીના તેલ સાથે પારો મેળવી કડાઈમાં ઊનું કરવાથી પારો બંધાઇ જાય છે. તેનો પ્યાલો કે ગોળી ગમે તે બનાવી શકાય છે. પાશેર પારો અને બમણી કલાઈ એકત્ર કરી મીણમાં ઊનું કરવાથી તેના ઘાટ ઢાળી બનાવી શકાય છે.

**સાપ ચાલ્યો જાય**—સિંહની ચરબી જ્યાં રાખવામાં આવે ત્યાં અને જ્યાં ડુંગળી હોય ત્યાં સાપ આવે નહિ અને હોય તો ચાલ્યો જાય.

**દાવમાં જીત**—કુવાડીયાનાં મૂળ શનીવારે નોતરી રવીવારે હસ્ત નક્ષત્ર હોય ત્યારે તે દિવસે ઉખાડી લાવે અને તેને જમણે હાથે બાંધે તો જુગાર કે સટ્ટામાં તેની જીત થાય.

**ગામની પીડા જાય**—વાંદરાનું હાડકું લાવી તેને ધૂપ દઈ ગામને સીમાડે દાટવાથી ગામ ઉપર જે રોગ વગેરેની આફત હોય તે શાંત થાય.

**દાટેલું ધન જાણવું**—પૃથ્વીને ખોદતાં કમળની વાસ આવે અથવા જ્યાં સિંહ આવીને બેસે ત્યાં ધન દાટેલું છે એમ સમજવું.

**સનેપાતનો પ્રયોગ**—અશ્વિની નક્ષત્રમાં નિર્ગુંડીની છાલ અને ફૂલની ગોળી બનાવવી અને તે બકરીના વાળ સાથે રોગીને બાંધવાથી સનેપાત જ્વર નાશ પામે છે.

**અતિસારનો પ્રયોગ**—સહદેવીના મૂળના સાત ટુકડા કરી લાલ દોરાથી કમરે બાંધવાથી અતિસાર નષ્ટ થાય છે.

**નિદ્રા બહુ આવવાનો ઉપાય**—શમશાનની માટી અને કાળી ગાયનું મૂત્ર શરીરે લગાવવાથી નિદ્રા બહુ આવે છે.

**પૂર્વજન્મદર્શન**—અંકોલ વૃક્ષનાં બીજના તેલથી કાજળ પાડી ગાયના ઘીમાં મેળવી આંખોમાં આંજીને દર્પણમાં જોવાથી આપણા પૂર્વજન્મનાં દર્શન થાય છે.

**દિવ્યપુરૂષદર્શન**—અંકાલના તેલમાં તગરના ફૂલને વાટી નેત્રોમાં આંજવાથી દિવ્ય પુરૂષનું દર્શન થાય છે. દર્શનનો પરિહાર કરવા તગરનું ચૂર્ણ આંજવાથી આપણી મૂળ દૃષ્ટિ આવે છે.

**ચમત્કારદર્શન**—વિજળીથી બળેલા વૃક્ષના દસ આંગળ જેટલા લાકડાના ટુકડાને સુંઠ, મરી, પીપર અને તુરતની વીયાયલી કૂતરીની જરાયુથી લિપ્ત કરી જો આકાશમાં ફેંકવામાં આવે તો તે આકાશમાં જ રહે પણ નીચે ન પડે.

**દેશાન્તરગમન**—સફેદ ભાંગરો, સફેદ કાકજંઘા, સફેદ શરપુંખા, ઐન્દ્રીનાં બીજ, એ બધાંને એકઠાં કરી કમરે બાંધવાથી વાયુની પેઠે પૃથ્વીપર ગમન કરવાને સમર્થ બને.

**અકાળે સૂર્યગ્રહણ**—અંકોલનું તેલ, મોરનું પિત્ત અને ભીલામાં એ ત્રણેને એકત્ર કરી જો દર્પણ ઉપર લગાવવામાં આવે તો અકાળે સૂર્યગ્રહણ થએલું દેખાય.

**ધાણી ફોડવી**—જુવારને ત્રણ દિવસ પાણીમાં પલાળીને પછી એક દિવસ થોર અને આકડાના દૂધમાં પલાળી છાયામાં સૂકવવી. તે જુવારને તડકે રાખવાથી વગર અગ્નિએ ધાણી ફૂટવા લાગશે.

**અગ્નિ વગર દીવો સળગે**—ગંધક, હરતાલ, કપૂર એ ત્રણને વાટી રાખવાં. દીવો હોલવાયા પછી તેની ઉપર જે તણખો–ગલ રહે તેની ઉપર એ ત્રણેનું ચૂર્ણ ચપટી ભરી નાંખવાથી દીવો પ્રકટી ઉઠશે.

**વગર દુઃખે દાંત ફૂટવા**—સરસવ બાળકને ગળે બાંધવાથી દાંત ફૂટતી વખતે તેને પીડા થતી નથી.

**સીસું ચાવવું**—સીસાને અગ્નિમાં તપાવી આદુના રસમાં નાંખી પછી ચાવવાથી સહેલાઇથી ચાવી શકાય છે.

**જમતાં જમતાં હસવું**—કાળું ગધેડું જ્યાં આળોટેલું હોય ત્યાંની ધૂળ રવિવારે લાવવી. તે ધૂળ થાળી હેઠળ નાંખી ત્યાં થાળી મૂકી જે જમવા બેસે તે જમતાં જમતાં હસ્યા કરે.

**ગુપ્ત અક્ષર**—(૧)ડુંગળીનો રસ અને ખજુર મેળવી તે વડે કાગળ પર લખેલું લખાણ દેખાતું નથી પણ દેવતા ઉપર ધરવાથી દેખાય છે અને વાંચી શકાય છે. (૨) લીંબુના રસમાં ફટકડી મેળવીને કાગળપર લખી સુકવવાથી તે અક્ષરો દેખાશે નહિ પણ તેને પાણીમાં બોળતાં અક્ષરો દેખાઇ આવશે.

**સોનેરી અક્ષર**—કૌવચનાં પાંદનો રસ કાઢી તેમાં ચૂનો પલાળી લખવાથી અક્ષરો સોનેરી જણાશે.

**ઉધાઇ ન લાગવાનો ઉપાય**—એક તોલો રસકપુર લઈ ૧૪

તોલા પાણીમાં મેળવી તે પાણીને ચોપડીઓ, કબાટ, વગેરે સ્થળે છાંટ-વાથી ત્યાં ઉધાઈ થતી નથી.

**તુરત દહીં જમાવવું**—દૂધમાં એક બે ટીપાં ગંધકનો તેજાબ નાંખવાથી તે તુરત જામીને દહીં થઈ જાય છે.

**હાથમાંની વસ્તુ અદશ્ય થાય**—મણસીલ અને હરતાળને ગાયના ઘીમાં વાટી તેની ગોળી કરી મોરને રોજ ખવરાવવી. એવી રીતે સાત દિવસ ખવરાવ્યા પછી મોરની વિષ્ટા લઇ તે હાથે ચોપડી હાથમાં જે વસ્તુ રાખવામાં આવે તે અદશ્ય થાય અને કોઈ જોઈ શકે નહિ.

**લોહીવા**—રવિવારે ધોળી ચણોઠીનાં મૂળ લાવી કેડે બાંધવાથી લોહીવા મટે.

**ફૂલ તાજાં રાખવાં**—પાણીમાં મીઠું નાંખી તેમાં ફૂલ નાંખવાથી તે ઘણો વખત તાજાં ને તાજાં રહે છે.

**દુર્જનને વશ કરવો**—રક્ત ચંદનથી ભોજપત્રમાં જેનું નામ લખીને મધમાં ડુબાવવામાં આવે તે માણસ દુર્જન હોય તોપણ વશ થાય.

**સૌ મોહિત થાય**—સિંદુર, કેસર, ગોરોચન એ ત્રણેને વાટીને તેનું તિલક કરે તેની ઉપર સૌ મોહિત થાય.

**બુદ્ધિભ્રષ્ટતા**—ઘુવડ કે વાનરની વિષ્ટા જેને પાનમાં ખવરાવે તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય.

**ચીમની ફુટે નહિ**—લેમ્પની ચીમનીને ઠંડા પાણીમાં નાંખવી અને પાણી તથા ચીમનીને આગ ઉપર મૂકવી. પાણી થોડું ગરમ થાય એટલે ઉતારી લેવું અને તેને પોતાની મેળે ઠંડું પડવા દેવું. એમ કર-વાથી ચીમની એવી પાકી થશે કે તે દીવાના તાપથી ફુટશે નહિ.

**ઇંડાને સીસામાં ઉતારવું**—ઇંડાને અંગુરી સરકામાં ત્રણ દિવસ ભીંજાવી રાખવાથી તે નરમ થઈ જાય છે અને તેને સાંકડા મ્હોંના સીસામાં ઉતારી શકાય છે. સીસામાં પાણી ભરવાથી તે ઇંડું પાછું ફુલીને કઠણ થઇ જાય છે અથવા પવનથી પણ કઠણ થાય છે. ફરી પાછું આખું ઇંડું બહાર કાઢવું હોય તો સીસામાં સરકો નાંખીને તેમાં ઈંડાને પલળવા દેવું એટલે તે આખું બહાર નીકળી શકશે.

**હથેળીમાં સરસવ ઉગાડવા**—પાશેર સરસવ મંગાવીને તેને દુધીના રસમાં ભીંજવવાં અને છાયામાં સુકવવા. એ પ્રમાણે સાત પુટ દેવા. પછી હથેળીમાં માટી લઇને તેમાં સરસવ રાખવા અને તેના ઉપર પાણી રેડીને હથેળી ઢાંકી રાખવી. થોડી વારમાં સરસવ ઉગી નીકળશે.

**બાળકના પહેલા દાંતના ગુણ**—કેટલાંક બાળકો એક–બે દાંત સાથે જન્મે છે અને જન્મ પછી કેટલેક દિવસે એ દાંત ખરી પડે છે. તેવા દાંતને પૃથ્વી પર પડવા દીધા વિના લઇ લેવો. જે સ્ત્રી એવા દાંતને પોતાની પાસે રાખે તેને પુત્ર થાય, અને જો તે દાંતને સ્ત્રી પોતાની કમરપર બાંધે તો તેને ગર્ભ રહે નહિ. જે પુરૂષ એવો દાંત પોતાની પાસે રાખે તેનાં બધાં કામ સિદ્ધ થાય અને વેરીનું મુખ બંધ થાય.

**હાથી વશ થાય**—ભરણી નક્ષત્રમાં આંબળાંનાં તાજાં ફળ વૃક્ષં ઉપરથી ઉતારી લાવી તેને ગુગળનો ધૂપ દેવો. એ ફળને પોતાની પાસે રાખે તેને હાથી વશ થાય.

**વિદ્યા વધે**—માહ વદ આઠમ ને પૂર્વાષાઢા નક્ષત્ર આવે ત્યારે મધરાતે જીભ ઉપર **ૐ હ્રીં** અક્ષરો અષ્ટગંધથી લખવા, એથી વિદ્યા અને બુદ્ધિ વધે.

**માટી મીઠી લાગે**—કોઇને ચણોઠીનાં પાંદ ચવરાવવાં અને પછી અંધારામાં માટી ખાવા આપવી એટલે તેને લાગશે કે પોતે ગોળ ખાય છે !

**લીંબડો કડવો ન લાગે**—અજમાનાં પાંદ ચાવીને ઉપર લીંબડાનાં પાંદ ચાવે તો લીંબડો કડવો ન લાગે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## શારીર વિજ્ઞાનના ચમત્કારિક પ્રયોગો.

**ગર્ભસ્તંભન**—રવિવારને દિવસે પુષ્ય નક્ષત્રમાં કાળા ધતૂરાની જડ લાવીને ગર્ભિણીની કમરપર બાંધવાથી ગર્ભનું સ્તંભન થાય છે.

**ગર્ભપાત**—બિબાકાષ્ટના ધુમાડાથી યોનીમાં ધૂપ દેવાથી સ્ત્રીનો ગર્ભ પડે છે.

**ઉત્તેજક તેલ**—ભાંગનાં બીજનું તેલ કાઢવું. તે તેલમાં અફીણ, વિષ, જાયફળ અને ધતૂરાનાં બીજોનું ચૂર્ણ સમભાગે લઇ મેળવીને માખણ અથવા તેલમાં બધી ઔષધીઓ આઠ પહોરસુધી ખરલ કરવી; પછી એ તેલનું એક બિંદુ કામધ્વજપર લગાવવાથી અવયવમાં ઉત્તેજકતા આવે છે.

**ભૂખ ન લાગવાના પ્રયોગો**—(૧) કમળનાં બીજ અને ચાવલને બકરીના દૂધમાં વાટી તેમાં ઘી મેળવીને ખીર બનાવવી. તે ખાવાથી

૧૨ દિવસસુધી ભૂખ લાગે નહિ. (૨) અપામાર્ગનાં બીજોનાં ચૂર્ણને દૂધ તથા ઘી મેળવી પકાવવાં. પછી ભેંસના દૂધમાં ખીર બનાવી ખાવાથી એક માસસુધી ભૂખ લાગતી નથી. (૩) આંબળાનાં બીજ, અપામાર્ગનાં બીજ, કમળનાં બીજ અને તુલસીદળ મેળવીને ગોળી બનાવવી. સવારમાં એ ગોળી ખાઇને ગાયનું દૂધ પીવું જેથી ભૂખ તરસ લાગતી નથી.

**બહુ આહાર કરવાના પ્રયોગો**—(૧) બન્ધૂકનાં ફળ અને ફૂલને વાટીને ઘીની સાથે મેળવી ખાવાથી ભીમસેનની સમાન અધિક ભોજન કરી શકાય છે. (૨) શનિવારને દિવસે સાંજે ભીલામાના વૃક્ષને **ॐ नमः सर्वभूताधिपतये हुं फट् स्वाहा** એ મંત્રથી અભિમંત્રિત કરી આવવું. પછી બીજે દિવસે સ્હવારે તેનાં પાંદડાં લાવી પગ હેઠળ દાબી રાખીને ભોજન કરવાથી અથવા જમણે હાથે બાંધીને ભોજન કરવાથી બહુ આહાર કરી શકાય છે.

**વન્ધ્યાને પુત્રપ્રાપ્તિ**—(૧) પલાશના એક પાંદડાને ગર્ભવતી સ્ત્રીના દૂધમાં વાટી ઋતુકાળ ગયા પછી તુરત વન્ધ્યા સ્ત્રી પીએ અને સાત દિવસસુધી શોક તથા ઉદ્વેગનો ત્યાગ કરીને એ પ્રયોગ કરે તો પતિના સહવાસવડે તે પુત્રપ્રાપ્તિ કરે છે. (૨) કાળી વિષ્ણુક્રાન્તાના મૂળને બકરીના દૂધની સાથે ઋતુકાળની પછી ૩ દિવસ પીવાથી વંધ્યા સ્ત્રી ગર્ભને ધારણ કરે છે (૩) પુષ્ય નક્ષત્રમાં રવિવારને દિને મૂળ સાથે સહદેવીના વૃક્ષને લાવી છાયામાં સૂકવી તેનું ચૂર્ણ કરવું. તે ચૂર્ણને એક રંગવાળી ગાયના દૂધની સાથે પીવાથી વંધ્યા સ્ત્રી પુત્રવતી થાય છે. (૪) ગોખરૂનાં બીજનું ચૂર્ણ નિર્ગુંડીના રસમાં ૩ અથવા ૫ દિવસ પીવાથી વંધ્યા સ્ત્રી પુત્રવતી થાય છે.

**મૃતવત્સા જીવનના પ્રયોગો**—જે સ્ત્રીને ગર્ભ રહીને પડી જાય અથવા બાળક ઉત્પન્ન થતાં જ મરી જાય અથવા બે ત્રણ વર્ષનું બાળક થઇને મરી જાય તેને મૃતવત્સા કહે છે. (૧) શુભ નક્ષત્રમાં અપામાર્ગનું મૂળ અને લક્ષ્મણા ( જેને દૂધ જેવાં શ્વેત ફૂલ, પાનના જેવું દળ અને વચમાં લાલ રેખા હોય તેને લક્ષ્મણા કહે છે ) નું મૂળ લાવીને એક રંગવાળી ગાયના દૂધની સાથે પીવાથી સ્ત્રીને ગર્ભ ધારણ થઈ દીર્ઘજીવી પુત્રપ્રાપ્તિ થાય છે. (૨) કુષ્માંડીના મૂળને ભાંગરાના રસમાં વાટી ઋતુકાળ પછી ૩ દિવસ પીવાથી વંધ્યા સ્ત્રીને દીર્ઘજીવી પુત્ર પ્રાપ્ત થાય છે. (૩) જો દાડમના મૂળને દૂધમાં સિદ્ધ કરી ઘી મેળવી ઋતુસ્નાન પછી પીને પતિપાસે જાય તો તે સ્ત્રી દીર્ઘજીવી પુત્રને પ્રાપ્ત કરે.

**કાકવંધ્યા દોષનિવારણ**—(૧) વિષ્ણુક્રાન્તાને મૂળ સાથે ભેંશના દૂધમાં વાટી ભેંશના માખણની સાથે ઋતુસ્નાનની પછી ૭ દિવસ ખાય અને હલકું ભોજન કરે તો કાકવન્ધ્યા સ્ત્રી ગર્ભવતી થાય છે. (૨) પુષ્યનક્ષત્ર અને રવિવારને દિને અસગંધનું મૂળ લાવી ભેંશના દૂધમાં અર્ધો પલભાર હમેશાં ખાય. એમ ૭ દિવસ સેવન કરવાથી કાકવન્ધ્યાના દોષનું નિવારણ થાય છે.

**ધાતુપુષ્ટિના પ્રયોગો**—(૧) આંબાની છાલને માટીના વાસણમાં રાખી તે ઉપર પાણી રેડીને ઢાંકી રાખવું. સ્હવારમાં જે પુરૂષ તેને દૂધની સાથે પીએ તેની ધાતુ પુષ્ટ થાય અને તે બળવાન થાય. (૨) કુંવારના મૂળને ગાયના દૂધની સાથે પીવાથી પુરૂષની ધાતુ પુષ્ટ થાય છે. (૩)રવિવારને દિવસે ભીંડીનાં ફળ લઈને છાયામાં સૂકવી તેનું ચૂર્ણ કરવું. પછી અસગંધ, મુશળી, ગોખરૂ અને ભાંગનાં બીજ મેળવીને મનુષ્ય ૪ માસા ચૂર્ણ ગાયના દૂધ સાથે પીએ તો તેનું શરીર બળવાન તથા પુષ્ટ થાય અને શરીરની કાન્તિ વધે. (૪) પીપરના ફળ લઈ છાયામાં સૂકવી તેના ચૂર્ણને દૂધની સાથે પીવાથી તે બળવાન થાય છે.

**દ્રવણના પ્રયોગો**—(૧) મિશ્રી, ખસ અને તગરને મધની સાથે મેળવી કામધ્વજ ઉપર લેપ કરવાથી રતિસમયે સ્ત્રીનું શીઘ્ર દ્રવણ થાય છે. (૨) ગંધકને મધમાં પત્થરપર ઘસી લેપ કરવાથી સ્ત્રીનું શીઘ્ર દ્રવણ થાય છે.

**સ્તંભનના પ્રયોગો**—(૧) કમળનાં બીજને મધની સાથે વાટી નાભીપર લેપ કરવાથી જ્યાંસુધી તે લેપ રહે છે ત્યાંસુધી વીર્ય સ્તંભન થાય છે. (૨) કુક્કુરની જમણી દાઢને લઈ વસ્ત્રમાં લપેટી કમરે બાંધવાથી સ્તંભન થાય છે. (૩) તુલસીનાં બીજનું ચૂર્ણ પાનમાં ખાવાથી સાત ઘડીસુધી સ્તંભન થાય છે. (૪) પુષ્ય નક્ષત્રમાં નગ્ન થઈ ઈન્દ્રાયણનું મૂળ ઉખાડવું. સૂંઠ, મરી, પીપરની સાથે એ મૂળને ગાયના દૂધમાં વાટી તેની ગોળી બનાવવી અને તેને છાયામાં સૂકવવી. રમણસમયે તે મ્હોંમાં રાખવાથી સ્તંભન સિદ્ધ થાય છે. (૫) લાલ અપામાર્ગના મૂળને સોમવારને દિવસે નોતરી આવવું અને મંગળવારે સ્હવારે તે ઉખાડીને કમરે બાંધવાથી સ્તંભન થાય છે.

**કેશ કાળા કરવાના પ્રયોગો**—(૧) ત્રિફળાંનું ચૂર્ણ અને લોહચૂર્ણ ( હીરાકશી ) સમાન લઇ પાણીમાં વાટવાં. પછી તેની બરાબર તેલ નાંખી ધીમી આંચે તેને ઉકાળવું. તે શીતળ થયા પછી તે તેલની બરા-

ભર ભાંગરાનો રસ મેળવી અગ્નિ ઉપર ઉકાળવું. પછી તેને રીઢા વાસણમાં ભરી જમીનમાં દાટી દેવું અને એક માસ પછી કાઢવું. એ તેલને માથાપર ૭ દિવસ લગાવવાથી અને ઉપર કેળનાં પાંદડાં બાંધવાથી વાળ કાળા બની લાંબો વખત ટકે છે. એટલા દિવસ દૂધ પીવું અને જ્યારે વાળ ખોલવા હોય ત્યારે તેને ખોલીને ત્રીફળાંના પાણીથી ધોવા અને પછી પાછું તેલ લગાવવું, એ પ્રમાણે કરવું. (૨) ત્રિફળાં, હીરાકશી, શેરડી, અને ભાંગરાનો રસ સરખે ભાગે લઈ તે બધાથી અર્ધી કાળી માટી તેમાં મેળવી એક મહીનાસુધી જમીનમાં દાટી રાખવું. પછી વાળપર લગાવવાથી ચાર માસસુધી વાળ કાળા રહે છે.

**વાળ કાઢવાના પ્રયોગો**—(૧) હરતાળ અને ચૂનાને સમાન ભાગે લઇ વાટીને પાણીમાં મેળવી વાળ ઉપર લગાવવાથી વાળ નીકળી જાય છે. (૨) કેળના રસમાં શંખની ભસ્મને સાત દિવસ ભાવના દેવી અને તેમાં હરતાલ મેળવીને ઘુંટવી. તેને વાળપર લગાડવાથી તુરત વાળ ખરી પડે છે.

**ઇંદ્રિયવૃદ્ધિ**—સૂઅરની ચરબીમાં મધ મેળવીને કામધ્વજ ઉપર લેપ કરવાથી ઈંદ્રિય વૃદ્ધિ પામે છે.

**કઠોળ સળે નહિ**—હિંગને પાણીમાં પલાળી જે વાસણમાં કઠોળ ભરવું હોય તેમાં ચોપડી પછી તેમાં કઠોળ ભરવાથી તે સળતું નથી.

**હડકાયા કુતરાનું ઝેર**—ઉંદરની લીંડીયો વાટી કરડેલા ભાગ ઉપર ચોપડવાથી હડકાયા કૂતરાનું ઝેર ઉતરે છે.

**ઉંચા વધવાનો પ્રયોગ**—આસંધ અને ધોળી કાળી મુશળી સરખે ભાગે લઈ દૂધમાં ઘુંટી પીવાથી સ્ત્રી કે પુરૂષ નીચાં હોય તો ઉંચાં વધે છે.

**મજીઠનો કલ્પ**—રવિવારને દિવસે પુષ્ય નક્ષત્રમાં મજીઠનું મૂળ ઉખાડવું અને તેને સારી પેઠે ધોઇને સૂકવી તેનું ચૂર્ણ કરવું. પછી તેને ઘીના વાસણમાં રાખવું અને પુષ્ય નક્ષત્રનો રવિવાર આવે ત્યાંસુધી રાખવું. પછી બે તોલા કાંજીની સાથે તેનું ભક્ષણ કરવું. હરકોઇ રોગ તેથી એક માસમાં નાશ પામે છે અને બે માસ સેવન કરવાથી તો વાળ ધોળા થઇ જતાં અટકે છે અને નવયૌવન પ્રાપ્ત થાય છે.

**નિર્ગુણ્ડીનો કલ્પ**—(૧) શુભ દિવસે નિર્ગુંડીનું મૂળ લાવવું અને તે સૂકવીને ચૂર્ણ કરવું. અઢાર પલ (૧૪૪ તોલા) ચૂર્ણ, ૯૬ તોલાથી ૧૨૮ તોલા મધ એકત્ર મેળવીને ઘીના વાસણમાં નાંખી અનાજના ઢગલામાં એક માસસુધી દાટવું; પછી તે દાટીને ગુરૂદેવની વિધિસર પૂજા

કરી બ્રાહ્મણો અને કન્યાઓને મિષ્ટ ભોજન કરાવવું અને તેમની આજ્ઞાથી પવિત્ર થઇને શુભ દિવસે બે તોલા ઔષધ ખાવું. રોજ એ પ્રમાણે ખાવાથી નેત્ર સ્કંધ અને શરીર બળવાન થાય છે, આયુષ્ય દીર્ઘ થાય છે, વાળ સફેદ થતા નથી, વીર્ય અક્ષય રહે છે અને બમણું ભોજન કરવા છતાં તે સારી રીતે પચી જાય છે. (૨) નિર્ગુંડીનું ચૂર્ણ ૧ શેર ગોમૂત્ર ૧ શેરની સાથે પકાવીને ખાવાથી અને દસ દિવસ તેનો પ્રયોગ કરવાથી આઠ પ્રકારના કોઢ નાશ પામે છે. (૩) જે માણસ સફેદ નિર્ગુંડીના ચૂર્ણને બકરીના મૂત્રની સાથે સેવન કરે તેના નખ, વાળ અને દાંત એક અઠવાડીયામાં પડી જાય છે, બે અઠવાડીયાં સેવન કરવાથી તે યોગસિદ્ધ બને છે અને ત્રણ અઠવાડીયાં સેવન કરવાથી તે જળમાં ડૂબી મરતો નથી કે અગ્નિમાં બળી મરતો નથી, ચાર અઠવાડીયાં સેવન કરવાથી તે આકાશગામી થઈ શકે છે. (૪) નિર્ગુંડીના ચૂર્ણનું ઘીની સાથે ભક્ષણ કરવાથી કૃશ અને દુર્બળ મનુષ્ય બલવીર્યયુક્ત બને છે. (૫) નિર્ગુંડીનું મૂળ ઉખાડીને ઘરમાં રાખવાથી બધાં વિઘ્નો દૂર થાય છે અને ઘરમાં સર્પનો ભય રહેતો નથી. જ્યાંસુધી નિર્ગુંડીનું સેવન કરવામાં આવે ત્યાંસુધી ખારૂં, ખાટું, ચીકણી વસ્તુ, શાક, હવા અને તડકો તેનું સેવન કરવું નહિ અને ત્રણ દિવસ પહેલાંથી જ ખારા–ખાટાનો તો ત્યાગ કરવો.

**શ્વેત આકડાનો કલ્પ**—(૧) સફેદ આકડાના મૂળને ઉખાડી તેને ખાંડે. સ્હવારમાં ઉઠી સૌથી પહેલાં ગાયના દૂધની સાથે તેનું યોગ્ય માત્રાથી સેવન કરે તો તે એક માસમાં ધીર, વીર, બલિષ્ઠ અને સુંદર બને છે. (૨) જો કોઈ પુરૂષ સફેદ આકડાના મૂળને હાથે બાંધીને પ્રવાસે જાય તો તેને ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ કોઇ નડી શકતું નથી. (૩) સફેદ આકડો અને કમળનાં પાંદડાં કમરે બાંધી રમણ કરવાથી વીર્યસ્તંભન થાય છે.

**વાળ પડતા અટકાવવા**—ભાંગરાનાં પાંદડાંનો રસ અને કાળું જીરૂં ભક્ષણ કરે અને તેલની સાથે શરીરે લેપ કરે તો વાળ પડી જતા અટકે છે.

**તાવનો ઉપાય**—ભાંગરાના મૂળના સાત કડકા આદુની સાથે લેવાથી સર્વ પ્રકારના તાવ નાશ પામે છે.

**ચોથીયા તાવનો ઉપાય**—રોગીને કાળું વસ્ત્ર ઓઢાડીને ગુગળ અને ઘુવડની પૂંછડીનો ધૂપ દેવાથી ચોથીયો તાવ જાય છે.

**તાવ અને રતાંધળાપણાનો ઉપાય**—જાંબુ, હળદર, સાપની

કાંચળી એ સર્વને એકત્ર કરી ધૂપ દેવાથી સર્વ પ્રકારના તાવ અને રતાંધળાપણું નાશ પામે છે.

**બહુમૂત્રતાનો ઉપાય**—આંબળાનો કવાથ અથવા રસ મધની સાથે લેવાથી બહુમૂત્રતા નાશ પામે છે.

**ગળગંડનો ઉપાય**—ભારંગીનું મૂળ ચોખાના પાણીની સાથે વાટી લેપ કરવાથી એક અઠવાડીયામાં કુરંક તથા ગળગંડને આરામ થાય છે.

**ભગંદરનો ઉપાય**—દાડમીનાં મૂળ, હળદર અને કેતકીને એકઠાં વાટી લેપ કરવાથી ભગંદર મટે છે.

**પિત્તકમળાનો ઉપાય**—ગુંજાનાં બીજ વાટીને તેનો નાસ લેવાથી શ્લેષ્મ નીકળી જઈ પિત્તકમળો શાન્ત થાય છે.

**શ્વાસચિકિત્સા**—પીપર, દેવદારૂ અને સૂંઠના ચૂર્ણને સમભાગે લઈ ગરમ પાણીની સાથે પીએ તો ઉર્ધ્વ શ્વાસ મટે છે.

**ખાંસીનો ઉપાય**—ત્રિફળાં ( હરડાં, બેડાં, આંબળાં ) અને ત્રિકટુ ( સૂંઠ, પીપર અને મરી )ના ચૂર્ણને સમભાગે લઇ મધની સાથે ચાટવાથી ખાંસી મટે છે.

**ક્ષયકાસનો ઉપાય**—અશોકનું મૂળ બકરીના દૂધની સાથે લેવાથી ક્ષયકાસ મટે છે.

**નાકમાંથી લોહી વહેવું**—દુર્વા, દાડમનાં ફૂલ, આમ્રાતક અને હરડેને વાટી તેનો નાસ લેવાથી નાકમાંથી વહેતું લોહી બંધ થાય છે.

**હરસનો ઉપાય**—(૧) પીપર અને હળદરને ગોમૂત્રની સાથે વાટી મળદ્વારે તેનો લેપ કરવાથી હરસ મટે છે. (૨) હરડે, માખણ, સાકર અને પીપરનું સેવન કરવાથી હરસ મટે છે.

**કર્ણશૂળનો ઉપાય**—(૧) જો કાનમાં બહુ દર્દ થતું હોય, અવાજ આવતા હોય, મેલ ભરાયો હોય તો સિંધવની સાથે કૂતરાના મૂત્રને ગરમ કરી કાનમાં ટીપું પાડવું. (૨) આકડાના પાંદને અગ્નિમાં જરા ગરમ કરી તેનો અર્ક કાનમાં નાંખવાથી કાનનું દર્દ મટે છે.

**નેત્રરોગનો ઉપાય**—(૧) હસ્તિશુંડાના રસને આંખમાં નાંખવાથી નેત્રરોગ મટે છે. (૨) વાંદરાની વિષ્ટા વાટી આંખે ચોપડવાથી આંખનાં દર્દો મટે.

**માથાના દર્દનો ઉપાય**—(૧) વાવડીંગ, ગંધક, નીલોત્પલ, ગોમૂત્ર અને કડવું તેલ એ બધાને તેલ પકાવવાની રીતે પકાવી મસ્તકપર લગા-

વવાથી માથું દુઃખતું મટે છે. (૨) ઘોડાની લાદને નીચોવી તેના રસનાં થોડાં ટીપાં કાનમાં નાંખવાથી માથું દુખતું મટે.

**દાંતના દર્દનો ઉપાય**—ભાંગરાનું મૂળ અને આદુ મ્હોંએ ચાવવાથી અથવા બકુલની છાલ ચાવવાથી દાંત મજબૂત બને છે.

**અતિસારનો ઉપાય**—શતાવરીને મધની સાથે મેળવી ખાય અને ઉપર નાળીયેરનું પાણી પીએ તો અતિસાર નાશ પામે.

**હૃદયશૂળનો ઉપાય**—(૧) હીંગ અને બકુલની છાલને વાટી કવાથ બનાવી પીવાથી હૃદયશૂળ નાશ પામે છે. (૨) હરણનું શીંગડું બાળી ગોમૂત્ર અથવા બકરીના મૂત્રની સાથે સેવન કરે તો હૃદયશૂળ અને પીઠશૂળ નાશ પામે છે.

**કોઢનો ઉપાય**—(૧) સફેદ અથવા કાળી વિષ્ણુક્રાન્તા (અપરાજિતા) નું મૂળ વાટી લેપ કરે તો કોઢ નાશ પામે. (૨) સૂંઠ અને લીંબડાનાં પાંદડાંનું ચૂર્ણ આંબળાંની સાથે રોજ ખાય તો કોઢ નાશ પામે. (૩) બાપચીનાં બીજ માખણની સાથે મેળવી મધ સાથે ખાય તો કોઢ નાશ પામે.

**પ્લીહાનો ઉપાય**—ચીત્રાની જડને વાટી ૩ ગોળી બનાવવી અને પાકા કેળાની સાથે ૩ દિવસ ખાવાથી પ્લીહા મટે.

**વિસ્ફોટકનો ઉપાય**—વાટેલા તલ કાંજીની સાથે પકાવીને લેપ કરવાથી વ્રણશોથ સારો થાય છે, અને પહેલાં મરી, રક્તચંદન સમાન લઇને પાણીની સાથે વાટી લેપ કરવાથી વીસ્ફોટકનો વ્રણ દૂર થાય છે.

**અર્બુદનો ઉપાય**—ભોંકોળાના મૂળને જળમાં ઘસી તે જળને અગ્નિ ઉપર ખદખદાવવું, તે વખતે જે ફીણ નીકળે તે ફીણનો લેપ કરવાથી અર્બુદ નષ્ટ થાય છે.

**અગ્નિદગ્ધ વ્રણનો ઉપાય**—અગ્નિથી દાઝવાથી થએલો વ્રણ હોય તો જવને તલના તેલમાં બાળીને બળેલા ઉપર લગાવવાથી વ્રણ મટે છે. તલને બાળીને તેલની સાથે લેપ કરવાથી ફોલ્લો અથવા ઘા મટે છે.

**શ્લીપદનો ઉપાય**—નિર્ગુંડીનું મૂળ, એરંડાનું મૂળ, જમાલગોટા અને સફેદ સરસવને એકત્ર વાટીને લેપ કરવાથી શ્લીપદ મટે છે.

**નિદ્રા ન આવવાનો ઉપાય**—(૧) ભેંસનું શિંગડું અને કોળું સમાન ભાગે લઈ વાટી કાખ અથવા પીઠમાં લેપ કરવાથી નિદ્રા આવતી નથી. (૨) મધમાં કંટકારીની જડ ઘસીને નેત્રમાં આંજવાથી નિદ્રા આવતી નથી.

**દેહની દુર્ગંધ દૂર કરવાનો ઉપાય**—(૧) તલ, સરસવ, હળદર, મેથી એકત્ર વાટીને શરીરે લેપ કરે તો દેહની દુર્ગંધ નાશ પામે. (૨) અદરખ, કડવી તુંબડીનાં પાંદ અને લોદરનો લેપ કરવાથી દેહની દુર્ગંધિ નાશ પામે.

**કાન્તિ વધારવાનો ઉપાય**—(૧) અળસી, અડદની દાળ, ઘઉં અને પીપરનું ચૂર્ણ ઘીની સાથે શરીરે લગાવવાથી કાન્તિ વધે છે. (૨) કાળા તલ, સરસવ અને કાળું જીરૂં વાટીને શરીરે મર્દન કરવાથી કાન્તિ વધે છે.

**પુષ્ટિનો ઉપાય**—ધાયફળ અને બાવચી વાટીને ગાયના દૂધની સાથે લે તો દુબળો માણસ પણ પુષ્ટ થાય છે.

**મુખસુગંધિનો ઉપાય**—(૧) કુષ્ઠ અને કક્કોલના ચૂર્ણને ઘી તથા મધની સાથે મેળવીને એક માસ સેવન કરવાથી મુખમાંથી કેતકીના જેવી સુગંધ નીકળે છે. (૨) હળદર, સિંધવ, કાળાં મરી અને સફેદ સરસવને સમભાગે લઇ વાટી મ્હોંમાં નાંખી ચાવવાથી મુખમાંથી કમળના જેવી સુગંધ નીકળે છે.

**સુસ્વરનો ઉપાય**—હળદર, વજ, કુષ્ટ, પીપર, અજવાયન, મરી, સીંધવ અને સુંઠનું ચૂર્ણ મધની સાથે લેવાથી કંઠનો અવાજ સુધરે છે.

**સ્તનપુષ્ટિનો ઉપાય**—(૧) ગોરખમુંડીના રસની સાથે તલનું તેલ સિદ્ધ કરીને તે તેલ સ્તને લગાડવાથી સ્તન કઠીન તથા પુષ્ટ થાય છે. (૨) વજ અને અસગંધને કણેરનાં પાંદડાં સાથે વાટી સ્તન ઉપર લેપ કરવાથી સ્તન પુષ્ટ થાય છે.

**યોનિસંકોચ**—(૧) ભેંસનું માખણ, મધ અને બોરના ઠળીયાનાં મીંજ એકત્ર વાટી યોનિમાં લેપ કરવાથી સ્ત્રી તેજસ્વિની થાય છે. (૨) જો મધની સાથે લીંબડાના લાકડાનો ધૂપ યોનિને આપવામાં આવે તો સ્ત્રી દુર્ભગા મટી સુભગા બને છે.

**બલવીર્યવર્ધનના ઉપાયો**—(૧) વિદારીકંદનું ચૂર્ણ ઘી અને દૂધની સાથે અથવા ઉદુંબરના રસની સાથે સેવવાથી વૃદ્ધ પણ તરૂણ બને છે. (૨) ઉદુમ્બરનાં બીજ ગાયના માખણની સાથે સેવે તો વૃદ્ધતા નાશ પામે છે.

**નાસુરનો ઉપાય**—સાપની કાંચળી પાણીમાં વાટીને નાસુરમાં લગાવવું. સુકાયે ફરી લગાવવું. એમ પાંચ સાત વખત કરવાથી નાસુર મટે છે.

**પીસાબે જતું લોહી**—જવાસા ઘસીને પીવાથી પીસાબે જતું લોહી બંધ થાય.

**વાળ વધે**—ઘોડાની લાદમાં તેલ નાંખી અગ્નિ ઉપર કકડાવી તે તેલ ગાળીને માથે નાંખવાથી વાળ વધે.

**આંખનું તેજ વધે**—ધોળી ચણોઠીનાં પાંદનો રસ આંખમાં આંજે તો આંખની ઝાંખ મટે અને તેજ વધે.

**વીંછી ચડે નહિ**—(૧) અંકોલના ફળનું તેલ માથામાં લગાવે તો વીંછી કરડે તોપણ તેનું ઝેર ચડે નહિ. (૩) જાંબુ અને અગરનાં ફુલનું તેલ પાડવું. તે લગાવ્યા પછી વીંછી કરડે તોપણ ઝેર ચડે નહિ.

**દારૂનો કેફ ઉતરે**—મૂળા અને ફટકડી ઘસીને પાવાથી તે પેટમાં જતાં જ દારૂનો કેફ ઉતરી જાય.

**બાંબલીનો ઉપાય**—ચૂનો પાણીમાં વાટીને લગાવવો અને જાંબુની છાલ તથા પાંદડાં પાણીમાં ઘાટીને તે પાણીવડે બગલ ધોવી એટલે બાંબલી મટશે.

**રતાંધળાપણું મટે**—કેળનું પાણી અથવા ગધેડાના લીંડાનો રસ આંખમાં લગાવવાથી રતાંધળાપણું મટે.

**પાંડુ રોગનો ઉપાય**—ત્રિકટુ, તજ, મંડુર ભસ્મ, બોરના ઠળીયાનાં મીંજ, મરી, સોનામુખી એ સમભાગે લઇ કપડછાણ કરી મધમાં ગોળીઓ વાળવી. એક એક ગોળી સવારે છાશમાં લેવાથી પાંડુ રોગ મટે.

**સ્વરસુધારણાનો ઉપાય**—જાયફળ, જાવંત્રી, કસ્તુરી, લવીંગ, અકલકરો, મરી, કેસર, એ સમભાગે લઇ પાનના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી. સવાર સાંજ એક એક ગોળી ખાવાથી સ્વર સુધરે.

**મૂર્છાનો ઉપાય**—સફેદ મરી, બોરનાં મીંજ, નાગકેસર, વાળો, એ સમભાગે લઈ રાત્રે ભીંજવી રાખી સ્હવારે વાટી શરબત કરી મધ-સાકર મેળવીને પીએ તો મૂર્છા દૂર થાય.

**પથરીનો ઉપાય**—(૧) ગુલદાવદીની પાંખડીઓ સાફ કરીને તેને વાટી સમભાગે સાકર મેળવી ખાય તો પથરી મટે. (૨) લીંબડાનાં પાંદડાં બાળીને તેનો ખાર કાઢી બે માસા રોજ ખાવાથી પથરી મટે. (૩) અંગુરની ડાંખળીની રાખ ૭ માસા ભાર ગોખરૂના સીરા સાથે ખાવાથી પથરી મટે.

**ઇંદ્રિયની નિર્બળતા દૂર કરવાના ઉપાય**—(૧) બારીક કપડાને ત્રણ વાર થોરના દૂધમાં ભીંજવીને સુકવવું અને ત્રણ વાર કુંગળીના રસમાં ભીંજવીને સુકવવું. પછી એને રાત–દિન અળસીના તેલમાં ભીંજવવું. ઈંદ્રિય ઉપર માખણ લગાવીને એ પટ્ટી ચાર ઘડી બાંધી રાખવાથી ઇંદ્રિયની નિર્બળતા દૂર થશે. જરૂર પડે તો બીજે દિને તેમ કરવું. (૨) જમાલગોટા ૧૭ દાણા અને પિસ્તાં ૧૭ દાણા લઇ ચમેલીના તેલમાં ખૂબ ઘુંટી એક રસ કરવાં. પછી ઈંદ્રિયની જડ ઉપર અને નીચે લગાવી બેઉ કિનારીમાં બદામનું તેલ લગાવવું. સાત દિવસમાં નિર્બળતા મટે. જો છાલાં પડે તો માખણ લગાડવું.

**અંડવૃદ્ધિના ઉપાયો**—(૧) કેળનાં ફુલની લાલ પાંખડીઓ ઘી લગાવીને આગમાં સેકી બાંધવાથી અંડવૃદ્ધિ મટે. (૨) માયુફળ અને અસગંધ પાણીમાં વાટીને તેનો અંડ ઉપર લેપ કરવો.

**બદનો ઇલાજ**—(૧) કેળનું મૂળ મનુષ્યના પીસાબમાં વાટી જરા ગરમ કરી લેપ કરી પાટો બાંધવો, એટલે બદ મટે. (૨) કુવારનું પાઠું વચ્ચેથી ફાડી થોડી રસવંતી અને હળદર વાટી તેના પર રાખી જરા ગરમ કરી બાંધવું.

**વાંદરો કરડયો હોય તેનો ઈલાજ**—સિંદૂર અને માખણ મેળવી લગાવવાથી વાંદરો કરડયો હોય તેનું ઝેર ઉતરે.



## ખંડ ૧૧ મો

# સ્વપ્નવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### સ્વપ્નફળમીમાંસા.

**સ્વપ્નફળ ક્યારે મળે?**—કેટલાકો માને છે કે સ્વપ્નની પાછળ ફળ રહેલું હોય છે અને કેટલાકો માને છે કે ફળ રહેલું હોતું જ નથી. પુરાણા વખતમાં તો સ્વપ્નને પ્રભુની આગાહી તરીકે માનવામાં આવતાં અને આ દુનીયાના લોકો જોડે પરલોકનો સંબંધ એ રીતે થતો હોય તેમ માનવામાં આવતું. સ્વપ્ન જો ખરેખર ફળરહિત હોય તો આ જગત્માં સ્વપ્નોની ઉત્પત્તિનો બીજો હેતુ શો હોઈ શકે? પ્રાચીન ગ્રંથોમાં આપણે વાંચીએ છીએ કે અમુક રાજાને કે ઋષિને આવાં સ્વપ્નો આવ્યાં અને તેનાં આવાં આવાં ફળ મળ્યાં. સ્વપ્નોનાં ફળ સમજવા માટે કેટલાક રાજાઓ તો પોતાની પાસે હમેશાં જોશીને રાખતા. હાલના સમયમાં પણ સ્વપ્નનાં ફળ ખરાં છે એવું ઘણી વાર આપણા જોવામાં આવે છે. સ્વપ્નના ફળાફળનો નિર્ણય માત્ર અનુભવથી જ થઈ શકે છે, તોપણ બધાં સ્વપ્નોનાં ફળ હોય છે જ એમ કદાપિ માનવું નહિ. કાંઈ શારીરિક પીડાથી, અજીર્ણથી, મગજમાં ગરમી હોવાથી, મળમૂત્રના અવરોધથી, મનોવિકારથી, કોઇ પણ વાત સૌથી પહેલાં જોઇ હોવાથી અથવા કોઈ વિષય મનમાં ઘોળાયા કરવાથી કિંવા ભીતિને લીધે સ્વપ્ન આવે છે અને એવાં સ્વપ્નને ફળ હોતાં નથી. સ્વપ્નદર્શનની અવસ્થા સંબંધે કહ્યું છે કેઃ—

**सर्वेंद्रियव्युपरतौ मनोऽनुपरतं यदा ॥**
**विषयेभ्यस्तदा स्वप्नं नानारूपं प्रपश्यति ॥**

**અર્થાત્**—સર્વ ઈંદ્રિયો સર્વ વ્યાપારમાંથી નિવૃત્ત થઈ હોય છે પરન્તુ

વિષયથી મનની માત્ર નિવૃત્તિ થઈ હોતી નથી તે વખતે નાના પ્રકારનાં સ્વપ્નો આવે છે.

**સ્વપ્ન અને ભવિષ્યસૂચન**—સ્વપ્ન ભવિષ્યમાં જે કાંઈ સારૂં કિંવા નરસું થવાનું હોય છે તેનું સૂચન કરનારાં હોય છે. સ્વપ્નની વાત કોઇ વાચાળ કે હલકા માણસને કહેવી નહિ અને બનતાંસુધી કોઇને પણ કહેવી નહિ. સારૂં સ્વપ્ન આવ્યું હોય તો ત્યારપછી નિદ્રા લેવી નહિ અને ખરાબ સ્વપ્ન આવ્યું હોય તો નિદ્રા લેવી. શુક્રવારની રાત્રે દેખાતું સ્વપ્ન બહુ અગત્યનું હોય છે; તે સ્વપ્નની વિગત કોઇને કહેવી નહિ. શુક્રવારનું સ્વપ્ન જો ત્રણ વાર જોવામાં આવે તો તે તદ્દન ખરૂં પડે છે.

**સ્વપ્નનો સમય**—સ્વપ્ન જો પહેલા પહોરમાં આવે છે તો તેનું ફળ એક વર્ષે મળે છે, બીજા પહોરમાં આવે છે તો તેનું ફળ આઠ માસમાં, ત્રીજા પહોરમાં આવે છે તો તેનું ફળ ત્રણ માસમાં, ચોથા પહોરમાં આવે છે તો તેનું ફળ એક માસમાં, અરૂણોદય વેળાએ આવે છે તો તેનું ફળ દસ દિવસમાં અને સૂર્યોદય થતી વેળાએ સ્વપ્ન આવે છે તો તેનું ફળ તે જ દિવસે પ્રાપ્ત થાય છે, એવું જ્યોતિષગ્રંથોમાં લખેલું છે.

**સ્વપ્નના પ્રકાર**—સ્વપ્ન અનેક પ્રકારનાં છે. કેટલાંક સ્વપ્નો જમીન સંબંધી, પશુ પક્ષી સંબંધી, ખાનપાન સંબંધી, રોગ સંબંધી વગેરે હોય છે. દરેક બાબત સાથે સંબંધ ધરાવતાં સ્વપ્નોની તાસીર જુદી જુદી હોય છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## ભૂમિ સંબંધી સ્વપ્નો.

**ભૂમિ**—આપણને બીજાએ ભૂમિદાન કર્યું એવું સ્વપ્નમાં જોવાથી અવિવાહિતનું લગ્ન સુંદર સ્ત્રી સાથે થાય અને વિવાહિતને સ્ત્રી તરફથી ધનપ્રાપ્તિ થાય. આપણી જમીનની હદ નથી એવું જોવાથી પુષ્કળ પૈસા મળે. સ્વપ્નમાં કાળી જમીન જોવાથી કષ્ટ પ્રાપ્ત થાય.

**ભૂકંપ**—સ્વપ્નમાં જમીન હાલતી-ચાલતી જોવાથી તે માણસનો કાર્યભંગ થાય. ભૂકંપ થએલો જોવાથી તેની આખી જાતને હાનિ થાય. પગ નીચેની જમીન હાલતી-ચાલતી જોવાથી તે માણસનો દાવો રદ જાય અગર પૈસાનું નુકસાન થાય. પર્વતનું શૃંગ કે ટેકરી તૂટી પડેલી સ્વપ્નમાં દેખાય તો એક પ્રસિદ્ધ માણસને નુકસાન થાય. આપણે જાણતા

હોઇએ એવું કોઇ શહેર ભૂકંપથી ઉધ્વસ્ત થએલું દેખાય તો આપણા દેશમાં દુકાળ પડે. તે શહેર આપણને માહિત ન હોય તો આપણો આપ્તવર્ગ જ્યાં રહેતો હોય તે શહેરની ખરાબી થાય.

**જમીનમાં પાક**—આપણી બધી જમીન ઉત્તમ પાકથી ભરેલી દેખાય તો આપણને પુષ્કળ ધન મળે. આપણી જમીનમાં બધે શાકના છોડ કે વેલા દેખાય તો આપણાપર સંકટ આવે. આપણા ફળીયામાં વાવ, ફૂલઝાડ, ફળ વગેરે દેખાય તો સારા સ્વભાવની સ્ત્રી મળે કિંવા કીર્તિમાન્ પુત્ર થાય.

**ખેડેલું ખેતર**—ધાન્ય ઉગ્યું ન હોય એવા ખેડેલા ખેતરમાં પોતે ઉભો છે એવું સ્વપ્ન દેખાય તો આપણા પુત્ર સાથે અગર બીજા કોઇ સાથે શત્રુતા ઉભી થાય. એ જ સ્વપ્ન કન્યાને અથવા વરને આવે તો તેમનો વિવાહસંબંધ બંધાય નહિ. વિવાહિત મનુષ્યને એ સ્વપ્ન દેખાય તો કંકાસખોર પ્રજા થાય અને વ્યાપારીને દેખાય તો વેપારમાં નુકસાન આવે.

**લીલું ખેતર**—લીલું અનાજ ઉગ્યું હોય એવા ખેતરમાં પોતે ચાલી રહ્યો છે એવું સ્વપ્નમાં દેખાય તો પોતાની આબાદી થાય. લીલાં ઘાસનો ભારો ઉંચકીને પોતે લાવ્યો અગર એવો ભારો પોતે એક સ્થળે પડેલો જોયો હોય તો શુભ ફળ. સૂકું ઘાસ દેખાય તો અશુભ. ખેતરમાં ધાન્યનાં કણસલાં દેખાય તો કષ્ટાર્જિત ધનથી સુખ થાય.

**જમીનપર ચાલવું**—પોતે ખેતર ખેડતો સ્વપ્નમાં દેખાય તો માન મળે. મોટે રસ્તે ચાલતો પોતાને જુએ તો સંકટ આવે. ચાલતી વેળા પોતાની સાથે પોતાનો મિત્ર છે એવું જુએ તો સ્ત્રી સાથે વિરોધ થાય. ગુહામાંથી બહાર પ્રકાશમાં પોતે આવ્યો એવું જુએ તો સંકટો દૂર થાય.

**દેશનો નકશો**—સ્વપ્નમાં દેશનો નકશો અથવા શ્મશાનભૂમિ દેખાય તો અભિવૃદ્ધિ થાય.

**ઘર**—ઘર ગાયના છાણથી લીપેલું દેખાય તો ચોર ચોરી કરી જાય. ઘર બંધાતું દેખાય તો કાર્ય સિદ્ધ થાય. તે ઘર પોતાનું છે એવું લાગે તો ધનલાભ થાય.

**ફરવું**—બાગમાં શિકાર કરતો પોતાને સ્વપ્નમાં જુએ તો ભોગ અને સંપત્તિની પૂર્ણતા થાય. ફૂલબાગમાં પોતે ફરે છે એવું જુએ તો સુખલાભ થાય. ઘરમાં ધીમે ફરતો પોતાને જુએ તો દૂર દેશનો પ્રવાસ થાય. જંગલમાં ફરતો પોતાને જુએ તો કષ્ટ પ્રાપ્ત થાય. ધર્મશાળામાં રહેલો પોતાને જુએ તો દારિદ્રય આવે અને કાર્યહાનિ થાય કિંવા કારા-

ગૃહવાસ ભોગવવો પડે અથવા રોગીનો રોગ ઘણા દિવસ રહે. કુંડાંમાં લગાડેલાં વૃક્ષો દેખાય તો પોતાની ગુપ્ત વાત ખુલ્લી થાય.

**ઉંચે ચડવું**—ભીંતપર, મેડીપર, સીઢીપર અગર ઘરપર ચડેલો પોતાને સ્વપ્નમાં જુએ તો ઉદ્યોગવૃદ્ધિ અને ધનસમૃદ્ધિ થાય. એ જ પ્રમાણે બીજાને ચડતો જુએ તો શુભ વર્તમાન સમજવા. આ વસ્તુ ઓળંગીને જઉં છું એવું જણાય તો સંકટો દૂર થાય. ઉપરથી પડવું કાંઈ જોયું હોય તો આપણે હાથે પરોપકાર થાય. ઝાડપર ચડતો પોતાને જોયો હોય તો જમણ, આરોગ્યપ્રાપ્તિ અને ધનલાભ થાય. પલાસ અને કડવા લીંબડાના ઝાડપર ચડેલો પોતાને જુએ તો વિપત્તિ પ્રાપ્ત થાય. અશોક, કરવીર, પલાસ એ વૃક્ષોપર પુષ્પો આવેલાં દેખાય તો શોક પ્રાપ્ત થાય. સ્વપ્નમાં કાદવમાં ખૂચી ગયેલો પોતાને જુએ તો મૃત્યુ થાય. દેવાલય, રાજગૃહ, પર્વતનું શિખર, ઉદુંબર (ઉંબરાનું ઝાડ) અને ફળયુક્ત વૃક્ષપર ચડતો પોતાને જુએ તો કાર્યસિદ્ધિ અને દ્રવ્યલાભ થાય. રોગી એવું સ્વપ્ન જુએ તો રોગ દૂર થાય. પગથીયાં ન હોય એવા પહાડપર ચડતો પોતાને જુએ તો પુષ્કળ સંકટો આવીને છેવટે લોક તરફથી માન, કીર્તિ અને ધનલાભ પ્રાપ્ત થાય. ચડતાં ચડતાં પડે તો નીચ દશા પ્રાપ્ત થાય. ઉપર પહોંચ્યા પહેલાં જાગૃત થાય તો દુઃખ પ્રાપ્ત થાય. ભીંજાએલી અગર તૂટેલી નાની ભીંતપર પોતાને ચાલતો જુએ તો કષ્ટપ્રાપ્તિ થાય. તે ભીંત ન પડતાં અને કશી હરકત ન આવતાં પોતાને ઉતરતો જુએ તો જય પ્રાપ્ત થાય. ભસ્મ થઇ જુએ તો મૃત્યુ થાય.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## પાણી સંબંધી સ્વપ્નો.

**સમુદ્ર**—પોતે સમુદ્રકાંઠે ઊભો છે અને પોતાની આસપાસ દરિયાનાં મોજાં આવે છે એવું સ્વપ્નમાં જુએ તો દુર્નિવાર સંકટો આવે. પોતાને જહાજમાં ચડતો જુએ તો પ્રવાસપ્રસંગ આવે. સમુદ્રપર જતો પોતાને જુએ તો ધનલાભ થાય. સમુદ્રની પેલી મેર પોતાને ગએલો જુએ તો મોટો ઉદ્યોગ મળે. સમુદ્રમાં તરતો પોતાને જુએ તો ધનપ્રાપ્તિ થાય.

**તળાવમાં પડવું**—ભરેલા તળાવના મધ્ય ભાગમાં બેસી જો કમળના પાંદડાપર ભોજન જમતો પોતાને જુએ તો રાજ્યપ્રાપ્તિ થાય.

પોતાને તળાવમાં પડેલો જુએ તો સંકટ આવે. કુંભારના તળાવમાં પડેલો જુએ તો વિધવા સાથે સંભોગનો પ્રસંગ બને.

**નદી**—પોતાના ઘર પાસેથી નદી વહે છે એવું જુએ તો કાંઈક ઉદ્યોગ મળે અને લોકોમાં માન મળે. વરસાદ પડે છે અને નદીમાં પૂર આવ્યું છે એવું સ્વપ્નમાં જુએ તો આખા દેશમાં ભયંકર રોગ ફાટી નીકળે. પ્રવાહ વચમાં સુકાઈ ગએલો દેખાય તો કષ્ટનું નિવારણ થાય. પાણીનો પ્રવાહ ખેતરમાંથી વહેતો દૃષ્ટિએ પડે તો દ્રવ્યલાભ થાય.

**વાવ**—નિર્મળ પાણીથી પૂરી ભરેલી વાવ દેખાય તો દ્રવ્યલાભ થાય. વાવ ભરાઇને પાણી બહાર વહી જતું હોય એવું દેખાય તો દ્રવ્યનાશ થાય. આ સ્વપ્ન પુરૂષને દેખાય તો તેના મિત્રમાંના અગર સગાંમાંના કોઇ એકનું મરણ થાય અગર દુર્દશા થાય. સ્ત્રી જુએ તો તે વિધવા થાય; અગર તેના પતિપર મોટું સંકટ આવે. પોતે વાવમાંથી પાણી કાઢે છે એવું જુએ તો દ્રવ્યલાભ થાય. એ સ્વપ્ન અવિવાહિત જુએ તો તેનું લગ્ન થાય અને સાસુ તરફથી તેને દ્રવ્યલાભ થાય. તે પાણી ગંદું હોય તો કષ્ટ પ્રાપ્ત થાય. બીજાને માટે પોતે પાણી કાઢતો હોય એવું જણાય તો સેવકત્વ પ્રાપ્ત થાય. પોતાને સ્વપ્નમાં સ્નાન કરેલો જુએ તો રોગ થાય. સ્નાન કરવાનું પાણી જેટલું ઊનું તેટલું કષ્ટ વધારે. સ્નાન કરવા માટે વસ્ત્ર કાઢીને પછી સ્નાન કર્યા વિના પાછા ફરવાથી સગાંમાં કલહ થાય અને થોડી વારમાં શાંતિ થાય એમ સમજવું.

**પાણી**—નિર્મળ પાણીનું તળાવ, ઝરણુ કે નદી સ્વપ્નમાં જોવાથી મનમાંનું કાર્ય સિદ્ધ થાય અને શરીરને આરોગ્યલાભ થાય. પાણી ગંદું છે એવું દેખાય તો મનનું કાર્ય સિદ્ધ થાય નહિ અને રોગપ્રાપ્તિ થાય. સ્વપ્નમાં પોતાને પગ ધોતો જુએ તો ક્લેશ થાય, પાણી પીતો જુએ તો ખેદ થાય અને મનનું કાર્ય સિદ્ધ ન થાય, વ્યાપારીને વેપારમાં નુકસાન આવે અને કદાચ તેને કેદમાં પણ જવું પડે એવો સંભવ છે. પાણીમાં અંજલિ ભરીને નાંખેલી સ્વપ્નમાં જુએ તો સંકટ દૂર થાય અને રોગ દૂર થાય. માથું પાણીની ઉપર રાખીને પોતાને તરતો જુએ તો મનનું કાર્ય સિદ્ધ થાય; માથું પાણીની અંદર ડુબાવી તરતો જુએ તો વેપારમાં નુકસાન આવવાનો સંભવ રહે, કષ્ટ પ્રાપ્ત થાય અને સગાં સંબંધી ખરાબ ખબર સાંભળવામાં આવે. શાન્ત પાણીનું તળાવ જુએ તો તૃપ્તિ થાય. વહેતા પાણી તરફ નજર લગાવીને જુએ તેવો ભાસ થાય તો અકલ્પિત ધનપ્રાપ્તિ થાય. પાણીપર આનંદથી પોતાને તરતો

જુએ તો મિત્રની સંગતિથી સુખ પ્રાપ્ત થાય. શાંત સરોવરના નિર્મળ પાણીમાં તરાપા ઉપર અગર નાવમાં બેસી ફરતો પોતાને જુએ તો હાથમાંનો પદાર્થ સુવર્ણરૂપ બની જાય અને મનમાં ધારેલું અતિકઠિન કાર્ય પણ સુલભ રીતે પૂર્ણ થાય. તે પાણી ગંદું હોય તો સંકટ પ્રાપ્ત થાય. પાણીમાં ફરતાં પગે સેવાળ લાગીને બહાર આવે તો પૈસા મળે.

**પાણી પીવું**—ઊનું પાણી પીતો પોતાને સ્વપ્નમાં જુએ તો કષ્ટપ્રાપ્તિ થાય. તે પાણી જેટલું વધારે ઊનું તેટલું વધારે કષ્ટ અને જેટલું વધારે ઠંડું તેટલું વધારે સુખ. પીવા માટે કોઇએ આપણને લોટો ભરી પાણી આપેલું દેખાય તો સંતાનવૃદ્ધિ થાય. પાણીભરેલો લોટો પડેલો સ્વપ્નમાં દેખાય તો મિત્ર ઉપર અરિષ્ટ આવે. ફૂટેલા વાસણમાં, વસ્ત્રમાં અગર થેલીમાં પાણી લેવાનો નિશ્ચય કર્યાનો ભાસ થાય તો આપણાપર સંકટ આવે, આપણા ભરોસાનાં માણસો જ આપણને ફસાવે અથવા આપણે ઘેર ચોરી થાય. પાણીની ભીંત કરવી એવી અસંભવિત વાત જોવાથી કષ્ટના દિવસો નજીક આવેલા છે એમ સમજવું. બીજાએ આપેલું પાણી પીતો પોતાને જુએ તો વધુ કષ્ટ થાય. આખું ઘર પાણીથી ભીંજાયલું જુએ તો કાંઈ પણ હાનિ થશે એમ સમજવું.

---

## પરિચ્છેદ ૪ થો.

---

## અગ્નિ સંબંધી સ્વપ્નો.

**અગ્નિ જોવો**—અગ્નિ સ્વપ્નમાં જોવો મંગલદાયક છે. વારંવાર અગ્નિ સ્વપ્નમાં જોનારનો સ્વભાવ ક્રોધી હોય છે. રોગપીડિત મનુષ્ય ધુમાડા સિવાયનો અગ્નિ જુએ તો તે થોડા દિવસમાં સાજો થાય અને તેની શરીરસંપત્તિ સારી થાય. તેવો અગ્નિ નીરોગી મનુષ્ય જુએ તો દ્રવ્યલાભ થાય અને આપ્તજનોની ભેટ થાય. અતિશય ધુમાડાવાળો અને જ્વાળાવાળો અગ્નિ કુંડમાં અગર કુંડ સિવાય જોવાથી વેરઝેર ઉત્પન્ન થાય અથવા દુઃખકારક બાતમી સાંભળવામાં આવે. કોલસા અગર રાખ જોવાથી દારિદ્ર્ય આવે અગર કોઇની સાથે વિરોધ થાય. આ સ્વપ્ન જો રોગપીડિત જુએ તો તેના વ્યાધિનું નિવારણ થાય.

**દીવા જોવા**—વહાણમાં પોતે બેઠો છે અને દૂરના ગામના દીવા દેખાય છે, એવું જો સ્વપ્ન જુએ તો પોતાની જીંદગીના દહાડા સુખમાં

જશે એમ સમજવું. દીવા, મશાલો અથવા દીપાવલિ સારી રીતે બળતી જોવી એ બહુ જ મંગલદાયક છે. તેથી કાર્યસિદ્ધિ, દ્રવ્યલાભ અને સંતાનવૃદ્ધિ થાય અને અવિવાહિત માણસનું લગ્ન તુરત થાય, તેમજ આયુષ્માન સંતતિ થાય. દીવા, મશાલો કે દીપાવલિ ઝાંખી બળતી દેખાય તો કાંઈક પીડા આવીને તુરત જ સારૂં થાય. દીવો કે મશાલ પોતે જ પકડી હોય એવું દેખાય તો સંકટનું નિવારણ થાય, આપણે હાથે આપ્ત જનોનું પોષણ થાય અને મિત્રોમાં તથા લોકોમાં માન મળે. દીવા કે મશાલો બીજાએ પકડેલાં દેખાય તો આપણને ત્રાસ દેનારા જે કોઇ હોય તેમને પકડવામાં આવે અને શિક્ષા થાય. તે જ દીવા ઝાંખા હોય તો ત્રાસ દેનારા પકડાય નહિ અને ઉલટો આપણને વધારે ત્રાસ થાય. આપણે દીવો કે મશાલ સળગાવી હોય અને તેનો પ્રકાશ સારો પડવા લાગે તો કુલદીપક પુત્ર થાય અને વંશની ધીમે ધીમે સારી ઉન્નતિ થતી જાય એમ સમજવું. એવું જ સ્વપ્ન જો સ્ત્રીએ જોયું હોય તો તે તુરત ગર્ભવતી થાય અને તેને કુળદીપક પુત્ર થાય. આપણે દીવો કરવાનો યત્ન કરતાં વારંવાર તે હોલવાઈ જાય એવું સ્વપ્નમાં દેખાય તો અનેક સંકટો આવે અને પુત્રશોક થાય. સભામાં પોતાને હાથે દીવો લાવતો પોતાને જુએ તો જગત્માં કીર્ત પ્રસરે.

**આગ લાગેલી જોવી**—ધુમાડા સિવાય અને તણખા સિવાય ઘર ઝળાઝળ બળતું સ્વપ્નમાં જોવું એ લાભકારક થાય અને તેથી રાજ-સન્માન મળે. ઘર બળતાં પુષ્કળ ધુમાડો થયો છે અથવા આગના તણખા ઉડી રહ્યા છે અથવા ઘર બળીને રાખ થઈ ગયું છે એવું જોવાથી આપણાપર અરિષ્ટ આવે અને વિનાશકાળ પ્રાપ્ત થાય. રસોડું બળતું જોવાથી રસોઇ કરનારને, તે જ પ્રમાણે જે જે ભાગ બળતો દેખાય તે તે ભાગમાં કામ કરનારા માણસને દુઃખ પ્રાપ્ત થાય. ઘરનું છાપરૂં બળતું સ્વપ્નમાં જોવાથી આપણી માલ–મત્તા, વાહન વગેરે ચોર લોકો લૂંટી જાય અથવા મિત્રનું મરણ થાય. ઘરનો મોખરાનો ભાગ અથવા ખડકી કે દરવાજો બળતો જોવાથી ઘરના માલેકને અગર આપણને પોતાને સંકટ પ્રાપ્ત થાય. રસ્તાપરની બારી બળતી જોવાથી આપણાં આપ્ત જનમાંના કોઈ પુરુષનું મરણ નજીક છે એમ સમજવું. ઘરનો પાછળનો ભાગ બળતો દેખાય તો સમજવું કે આપ્તવર્ગમાંની કોઈ સ્ત્રીનું મરણ નજીક છે. આસન, બિછાનાં, પાલખી, ગાડી ઈત્યાદિ વાહનો, શરીર, ગૃહ ઈત્યાદિને આગ લાગી એવું જોઇને જો માણસ જાગી જાય તો તેના ઉપર લક્ષ્મી સદા-

કાળ પ્રસન્ન રહે. દિવાનખાનામાંના થાંભલા અને પલંગના પાયા એ સિવાય બીજું બધું બળતું જોવાથી એક સુવિખ્યાત પુત્રનો જન્મ થાય પરંતુ થાંભલા અને પાયા બળતા જોવાથી પુત્ર ખરાબ ચાલનો નીકળે અને તેનો નાશ થાય. આપણાં આપ્તજનોનાં અગર મિત્રોનાં વાપરવાનાં કપડાં બળતાં જોવાથી નેત્રરોગ થાય. પોતે સૂવાનો પલંગ બળતો જો પુરૂષ જુએ તો તેની સ્ત્રીને અથવા જો સ્ત્રી જુએ તો તેના પતિને દુઃખ થાય. ઝાળ ન નીકળતી હોય એવો અગ્નિ જોવો સારો છે. પોતાનું શરીર બળીને કાળું થયું અગર તે પર ફોલ્લો પડ્યો અને પોતે ગભરાયો એવું સ્વપ્નમાં જોવાથી આપણને દુઃખ થાય અને લોકોમાં મત્સર વધે. આપણાં આંગળાં અગર પગ બળતાં જોવાથી આપણાં કૃત્યો અને ઉદ્દેશો નઠારાં અને ઘાતક છે એમ સમજવું.

**અનાજ બળતું જોવું**—અનાજનો ઢગલો સ્વપ્નમાં બળતો જોવાથી અતિવૃષ્ટિ અગર અનાવૃષ્ટિથી બધો પાક નાશ પામે. ઢગલાને આગ લાગી છે પણ અનાજ સુરક્ષિત છે એવું જોવાથી પુષ્કળ પાક થાય. બધો પ્રદેશ બળતો જોવાથી દુકાળ પડે અગર ચેપી રોગથી પ્રજાનો નાશ થાય.

---

## પરિચ્છેદ ૫ મો.

---

# વાયુ સંબંધી સ્વપ્નો.

**વાયુ સ્પર્શ**—સ્વપ્નમાં સુગંધી શીતળ વાયુનો સ્પર્શ થવાથી મનના સર્વ હેતુઓ સિદ્ધ થાય અને લોકોમાં માન વધે. પ્રવાસી એવું સ્વપ્ન જુએ તો તેના મનોરથ પૂર્ણ થાય અને આનંદે પોતાને ઘેર તુરત પાછો ફરે, વેપારી પોતાના વેપારમાં વધારે નફો મેળવે, ખેડૂતોને ખેતરમાંથી વધારે ધાન્યસમૃદ્ધિ પ્રાપ્ત થાય.

**વાયુચક્ર**—વાયુચક્ર અથવા પવનની આંધી ચડેલી જોવાથી પહેલાં કષ્ટ થાય અને છેવટે અભિવૃદ્ધિ થાય. ઝંઝાવાત ( મોટો વાયરો ) અગર ભયંકર વાદળ ચડેલું જોવાથી આપ્તજનોનો નાશ અને પોતાને રોગ તથા કષ્ટ થાય.

**પતંગ**—પોતે સ્વપ્નમાં પતંગ ઉડાવે છે એવું જોવાથી વિશેષ ભાગ્યોદય થાય, ઉદ્યોગની વૃદ્ધિ થાય, તેમાં મોટો લાભ થાય અને માન મળે.

**વાયુ વિનાનો વરસાદ**—વાયુ સિવાય મંદ વરસાદ પડેલો સ્વ-

પ્નમાં જોવાથી દિવસો સુખમાં વ્યતીત થાય. એ જ સ્વપ્ન ખેડૂત લોકો જુએ તો ખેતીથી લાભ થાય. વરસાદ પડીને ટાઢ પડતી સ્વપ્નમાં જોવાથી આખા દેશપર વિપત્તિ આવે અને પોતાને દુઃખ, રોગ ઈત્યાદિ પ્રાપ્ત થાય.

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## આકાશ સંબંધી સ્વપ્નો.

**આકાશદર્શન**—સ્વપ્નમાં આકાશ જોવું એ સારૂં છે. આકાશ સ્વચ્છ અને નિરભ્ર દેખાવાથી શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થાય છે, ઇચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે, શત્રુની સામે જય મળે છે અને કોર્ટ-દરબારના ઝગડામાં જીત થાય છે. આકાશ વાદળાંથી આચ્છાદિત અને નીલ વર્ણનું સ્વપ્નમાં દેખાય તો આપણા ઉપર વિપત્તિ આવી પડવાનો સંભવ રહે, તેમ જ રોગ તથા લોકોની સાથે શત્રુતા થાય. સ્વપ્નમાં આકાશ નીલ વર્ણનું દેખાય અને ચારે દિશાએ શ્વેત વર્ણનાં વાદળાં વ્યાપી રહેલાં દેખાય તો આપણા ઉપર વિપત્તિ આવી પડે અને તે સંકટમાંથી મુક્ત પણ થવાય. સ્વપ્નમાં આકાશ લાલ વર્ણનું દેખાય તો રોગ થાય. સંધ્યાકાળનો સંધિપ્રકાશ દેખાય તો આપણા ઘરમાં કોઇને પણ વ્યાધિ ઉત્પન્ન થવાનો સંભવ જાણવો. એ જ સ્વપ્ન વ્યાપારી જુએ તો નુકસાન થવાનો સંભવ રહે; અને એ બેઉ સ્વપ્ન જો અવિવાહિત મનુષ્ય જુએ તો તેનો વિવાહ થાય.

**સૂર્યદર્શન**—સૂર્યમંડળ અને ચંદ્રમંડળ જો મનુષ્ય સ્વપ્નમાં જુએ તો તેને દ્રવ્યલાભ થાય અને તેના કાર્યની સિદ્ધિ થાય. ચંદ્ર અથવા સૂર્ય પ્રભાહીન-નિસ્તેજ દેખાય તો મૃત્યુ નજીક છે એમ સમજવું, અથવા અતિ દુઃખ આવશે એમ સમજવું. સૂર્યોદય થતો સ્વપ્નમાં જુએ તો કાર્યસિદ્ધિ થાય, અને ઇષ્ટ મિત્ર તથા બંધુઓ ક્ષેમ કુશળ રહે. સૂર્ય સમુદ્રમાંથી ઉપર આવતો દેખાય તો સુખપ્રાપ્તિ થાય. પ્રાતઃકાળ થાય છે, એવું સ્વપ્નમાં જોયું હોય તો દ્રવ્યલાભ, ઉદ્યોગવૃદ્ધિ, આરોગ્યપ્રાપ્તિ, અને તુરંગમાંથી કેદીની મુક્તિ થાય. સૂર્યદર્શન જો સ્ત્રીને થાય તો પુત્રલાભ થાય, અને સૂર્યાસ્તનું દર્શન થાય તો પુત્રી થાય. સૂર્યાસ્ત પુરૂષને દેખાય તો નાશકારક નીવડે, નિંદા થાય અને વેપારનો નાશ થાય. સૂર્ય વાદળાંથી ઢંકાયલો સ્વપ્નમાં દેખાય તો તાવ આવે. ઘર ઉપર સૂર્યોદય

થતો દેખાય તો ઘર બળી જાય. સૂર્યનાં કિરણ સ્વપ્નમાં દેખાય તો લાભ થાય. કિરણો બિછાનાપર પડેલાં જણાય તો રોગ ઉદ્ભવે. આપણા ઓરડામાં તડકો આવતો દેખાય તો દ્રવ્ય, માન, સંતતિ ઇત્યાદિની પ્રાપ્તિ થાય. સૂર્યબિંબને ગ્રહણ લાગેલું દેખાય તે બહુ ખરાબ સમજવું. એ જ સ્વપ્ન ગર્ભિણી સ્ત્રી જુએ તો તેને કીર્તિમાન પુત્ર થાય. અપરાધી પોતાનું માથું સૂર્યકિરણથી વેષ્ટિત જુએ તો તે બંધનમાં હોવા છતાં મુક્ત થાય. એ જ સ્વપ્ન બીજાના જોવામાં આવે તો તે રાજસન્માનને પાત્ર થાય.

**ચંદ્રદર્શન**—ચંદ્રોદય થઇને શુભ્ર ચાંદની પડી રહી છે એવું જે સ્વપ્નમાં જુએ તેને સર્વાનુકૂળતા પ્રાપ્ત થાય છે. ચંદ્ર વાદળાંથી ઢંકાયલો અથવા ગ્રહણ લાગેલો દેખાય તો ઘરમાંની એકાદ સ્ત્રીને રોગ થાય કિંવા ચોર આપણું ઘર લૂંટી લે. એ જ સ્વપ્ન પ્રવાસીઓને વિપત્તિકારક થાય. ચંદ્ર મનુષ્યના મુખ સરખા મુખથી પ્રકાશતો દેખાય તો ધનલાભ થાય. પૂર્ણચંદ્રનું દર્શન સંતતિ આપનારૂં નીવડે. આપણું મસ્તક ચંદ્રનાં કિરણોથી વીંટળાયેલું છે એવું દેખાય તો પ્રસિદ્ધિમાં અવાય. એ જ સ્વપ્ન કેદી જુએ તો કેદમાંથી છૂટે.

**નક્ષત્રદર્શન**—નક્ષત્રનો ચકચકિત પ્રકાશ સ્વપ્નમાં જોવાથી અભિવૃદ્ધિ થાય. પ્રકાશ ઝાંખો દેખાય કિંવા ક્યાંક ક્યાંક એકાદું નક્ષત્ર છે, એવું જો સ્વપ્નમાં દેખાય તો તે દુઃખકારક થાય. આકાશમાં નક્ષત્ર નથી એવું દેખાય તો તે સ્વપ્ન શ્રીમંતને દરિદ્ર બનાવે, અને દરિદ્રને રોગપ્રાપ્તિ કરાવે. એ સ્વપ્ન અપરાધી માણસ જુએ તો ભીતિથી મુક્ત થાય. નક્ષત્ર–તારો ખરતો દેખાય એ મૃત્યુકારક છે. તારો આપણા ઘર ઉપર પડ્યો એવું સ્વપ્નમાં દેખાય તો રોગ ઉત્પન્ન થાય કિંવા ઘર છોડવું પડે. કોઈ ઘરમાં તારા પ્રકાશે છે એવું દેખાય તો ઘરના માલેકનો નાશ થાય. સેંકડો તારા દેખાય તો વિપત્તિ પ્રાપ્ત થાય અને રોગ આવે.

**ઇંદ્રધનુષ્યદર્શન**—ઇંદ્રધનુષ્ય પૂર્વ દિશામાં દેખાય તો તે ગરીબ લોકો માટે સારૂં છે અને શ્રીમંતો માટે ખરાબ છે; પશ્ચિમ દિશામાં દેખાય તો શ્રીમંતને સારૂં અને ગરીબને ખરાબ છે.

**આકાશમાં ઉડવું**—પોતે આકાશમાં ઉડે છે એવું જો સ્વપ્નમાં દેખાય તો કાર્યસિદ્ધિ થાય.

**વિજળીનું દર્શન**—વિજળીનો પ્રકાશ સ્વપ્નમાં જોવો એ બહુ સારો છે. વિજળીના પ્રકાશથી આંખો અંજાઈ જાય, કિંવા મેઘગર્જના સંભળાય અગરતો કોઈ ઠેકાણે વિજળી પડવાથી પોતાને

અગર બીજાને અગર કોઇ વસ્તુને ઇજા થઇ એવું સ્વપ્નમાં દેખાય તો તે ખરાબ છે, તેથી વિપત્તિકાળ આવે. સ્વપ્નમાં એવું દેખાય કે વિજળી પોતાપર પડતી હતી, પરન્તુ કાંઈ કારણથી પડતી રહી ગઈ એવું જોવું સારૂં છે; તેથી વિપત્તિકાળ ચાલ્યો જાય. વિજળી આપણા શરીરને ન સ્પર્શતાં બાજુએ તદ્દન પાસે પડી છે, એવું જો સ્વપ્નમાં દેખાય તો તેને દૂર દેશના પ્રમાણમાં સુખ થાય. એ જ સ્વપ્ન પ્રવાસીને માટે ખરાબ છે. આકાશમાં.વાદળાં હોય અને વિજળીની ગર્જના અથવા ચમકાર થતો હોય એવું સ્વપ્નમાં દર્શન સારૂં છે. વેપારી, ખેડૂત અને નોકરી કરનારાઓને તેમના પોતપોતાના કામમાં લાભ થાય, ઝગડામાં જય મળે. બીજાઓને એવું દર્શન થાય તો આપ્તજનો તરફથી કાંઈ પણ લાભ થશે એમ સમજવું.

---

## પરિચ્છેદ ૭ મો.

---

## જીવ સંબંધી સ્વપ્નો.

**કીડીઓ**—સ્વપ્નમાં કીડીઓ જોવી એ સારૂં છે. તેથી દ્રવ્યલાભ થાય. કીડીઓ એક પાછળ એક હારબંધ ચાલતી સ્વપ્નમાં દેખાય તો પ્રયાણનો પ્રસંગ આવે અને વેપારીઓને દ્રવ્યલાભ થાય. કીડીઓ જ્યાં ત્યાં દોડે છે એવું દેખાય તો શરીરપીડા થાય. મ્હોંમાં ભક્ષ્ય ધારણ કરીને જતી કીડીઓ જોવી એ સારૂં છે. કીડીઓને બીજાં પ્રાણીઓ ખાઈ જાય છે અથવા મારી નાંખે છે એવું સ્વપ્નમાં જોવું એ પોતાને વિપત્તિકારક છે. સ્વપ્નમાં કાળી કીડીઓ જોવાથી દ્રવ્યલાભ થાય અને લાલ કીડીઓ જોવાથી ધાન્યલાભ થાય. કીડીઓ મ્હોંમાં ઇડાં પકડીને લઈ જાય છે એવું જોવાથી ધનનાશ થાય.

**મકોડા**—સ્વપ્નમાં મકોડા જોવા સારા છે. મકોડાએ પોતાને દંશ કર્યો એવું જોવાથી દ્રવ્યલાભ થાય. મકોડા મરેલા જોવાથી દુષ્કાળ પડે. મકોડાને કોઇ જીવ પકડીને લઈ જાય છે એવું જોવાથી શત્રુ તરફથી ભય ઉત્પન્ન થાય.

**જૂ અને માકણ**—સ્વપ્નમાં જૂ અને માકણ જોવાથી આપણા ઉદ્યોગમાં વિઘ્ન કરવા માટે તથા આપણો નાશ કરવા માટે કોઇ પ્રયત્ન કરે છે એમ સમજવું.

**કાચીંડા અને ગરોળી**—સ્વપ્નમાં કાચીંડા અને ગરોળી જોવી એ અશુભ છે. ડાંસ વગેરે જંતુ દંશ કરીને આપણને ત્રાસ આપે છે એવું જો સ્વપ્નમાં દેખાય તો ટંટો-કલહ થઇને ઘણા લોકો સાથે વેર-વિરોધ થાય.

**ગીંગોડા**—સ્વપ્નમાં ગીંગોડા વગેરે જોવાથી કાંઇ પણ વ્યાધિ થાય. લીલા કીડા, પતંગીયાં જોવાથી ભોજનનો લાભ થાય. કરોળીયો જોવાથી દરિદ્રતા આવે. કરોળીયાનું સફેદ પડવાળું ઘર જોવું એ શુભ છે.

**પાંખવાળા જંતુ**—બગાઇ, માખી, ડાંસ, મચ્છર વગેરે પાંખવાળા જંતુ જોવાથી વિપત્તિકાળ પ્રાપ્ત થાય. રોગી જો તે જુએ તો રોગ દૂર થાય. પોતાના શરીરે માખીઓ વળગી પડી છે એવું જો સ્વપ્નમાં દેખાય તો તેને પુષ્કળ શત્રુઓ થાય અને વળી સ્ત્રી જારિણી થાય.

**મધમાખી**—મધમાખી સ્વપ્નમાં જોવી એ સારૂં છે. મધમાખ કરડ્યા સરખું સ્વપ્ન આવે તો તેની વર્તણુક બગડે અને તે નિંદાને પાત્ર થાય. તે મધ એકઠું કરી રાખે છે એવું દેખાય તો લાભ થાય. માખીઓએ છાપ-રામાં મધપૂડો કર્યો એવું જો દેખાય તો તે સૌખ્ય પ્રાપ્ત કરાવે. માખી-ઓ ઉડતી દેખાય તો તે ગરીબને સારૂં અને શ્રીમંત ખરાબ.

**જળો**—સ્વપ્નમાં જળો જોવી સૌખ્યકારક છે. પાટલા ઘો જોઇ હોય તો કાંઇ પણ વિઘ્ન આવશે એમ જાણવું.

**વીંછી**—વીંછી જોવો એ ખરાબ છે. વીંછીએ પોતાને દંશ કર્યો એવું જે જુએ તેને પુષ્કળ શત્રુઓ ઉત્પન્ન થાય અને તે શત્રુઓ પોતાનો નાશ કરવા પ્રયત્ન કરે છે એમ સમજવું. વીંછીને પોતે અગર બીજો કોઈ મારે છે એવું જોવું સારૂં છે. પોતે વીંછીને મારતો હતો ત્યાં વીંછી નાસી ગયો એવું જોવું ખરાબ છે. તેથી કોઇની પણ સાથે શત્રુતા થશે એમ સમજવું.

**સર્પ**—સર્પનું દર્શન સંતતિનો લાભ કરી આપનારૂં છે. સફેદ સર્પને જોવો એ તો બહુ જ લાભદાયક છે. સફેદ સર્પે જમણા હાથે દંશ કર્યો એવું સ્વપ્નમાં દેખાય તો સમજવું કે દસ દિવસમાં પુષ્કળ દ્રવ્ય મળશે. લાલ અને લીલા રંગનો સર્પ સ્વપ્નમાં કોઈ જુએ તો ધનનો નાશ થાય. પાણીમાં ઊભા રહેતી વખતે વીંછી અગર સર્પે દંશ કર્યો એવું જો સ્વ-પ્નમાં દેખાય તો જય, પુત્ર અને ધનની પ્રાપ્તિ થાય. સર્પ આપણા ઘરમાં પ્રવેશ કરે છે એવું દેખાય તો કોઈની સાથે વિરોધ થાય. તે ગુંચળું વળીને પડ્યો છે અથવા તેને કોઇએ બાંધ્યો છે એવું દેખાય તો અતિ

દુઃખ થાય. તેને પોતે અગર બીજાએ ઠાર માર્યો એવું સ્વપ્ન આવે તો આપણો જય સમજવો.

**માછલાં, મગર વગેરે**—માછલાં, દેડકાં જોવાં એ સારૂં છે. મરેલાં માછલાં દેખાય તો રોગ થાય. પોતે માછલાં પકડે છે એવું સ્વપ્ન દેખાય તો લાભ થાય. માછલાં આનંદથી તરી રહ્યાં છે એવું સ્વપ્નમાં દેખાય તો આનંદમાં દિવસો જાય. કાચબો દેખાય તો સમજવું કે અતિશ્રમ અને પ્રવાસ પછી યશ મળે અને ધન પ્રાપ્ત થાય. મગર જોવો એ ખરાબ છે. મગર આપણને પકડીને લઈ જાય એવું દર્શન સારૂં છે. નિરૂપદ્રવી જંતુ દેખાય તો સુખ મળે અને ક્રૂર ઉપદ્રવી જંતુ દેખાય તો કષ્ટ પ્રાપ્ત થાય.

**નોળીયો**—સ્વપ્નમાં નોળીયો જોવો એ સારૂં છે. નોળીયો સર્પને મારે છે એવું દેખાય તો શત્રુનો નાશ સમજવો.

**ઉંદર**—ઉંદર જોવા એ ખરાબ છે. ઉંદર ઘરમાં દર પાડે છે એવું દેખાય તો દ્રવ્યનો નાશ થાય. ઉંદર કરડયો અગર પાછળ કાંઇ કરડે છે એવું સ્વપ્ન દેખાય તો રોગ અને વિપત્તિ પ્રાપ્ત થાય. ઉંદર ઘરમાં ફરે છે એવું સ્વપ્ન આવે તો આપણો નાશ કરવાના હેતુથી પુષ્કળ લોકો આપણી સાથે સ્નેહ જોડશે એમ સમજવું. સસલું દેખાય તો બંધુદર્શન અને ધનલાભ થાય.

---

## પરિચ્છેદ ૮ મો.

---

# પશુ સંબંધી સ્વપ્નો.

**હાથી**—સ્વપ્નમાં હાથી જોવો એ સારૂં છે. તેથી ચિંતિત કાર્ય સિદ્ધ થાય છે. હાથીપર બેસવા સરખું સ્વપ્ન આવે તો આપણને વિદ્વાન્ અને સર્વમાન્ય બાળકો થાય.

**ઉંટ**—સ્વપ્નમાં ઉંટ જોવાથી જળપ્રવાસ અને ભૂમિપર્યટનવડે જીવને બહુ ત્રાસ થાય અને તે દુઃખોની પરવા ન કરતાં વેઠ્યાં એવું સ્વપ્નમાં જણાય તો આરોગ્ય અને ધનપ્રાપ્તિ થઇને ઘેર તુરત આવવાનું થાય. ઉંટ ઉપર પોતે બેઠો છે એવું સ્વપ્નમાં જોયું હોય તો વ્યાધિ ઉપજે.

**ઘોડો**—ઘોડો સ્વપ્નમાં જોવો એ સારૂં છે. તેથી યાત્રાનો પ્રસંગ આવે અને સ્નેહીનો મેળાપ થાય. ઘોડાપર બેઠા હોઇએ એવું સ્વપ્ન આવે

તો સ્ત્રી અથવા મિત્ર તરફથી દ્રવ્યલાભ થાય અને દૂર દેશમાં જવાનું થઇને સુખપ્રાપ્તિ થાય. ઘોડાપરથી પડી ગયો એવું સ્વપ્ન આવે તો થોડા જ વખતમાં દુઃખો ઉદ્ભવે.

**ગધેડા**—ગધેડો સ્વપ્નમાં દેખાય તો કષ્ટ સમજવું. ગધેડાપર બેઠો છું અગર ગધેડું જોડેલા રથમાં બેઠો છું એવું સ્વપ્ન જોવું એ મૃત્યુકારક કિંવા ભયંકર વ્યાધિકારક છે. પોતે ગધેડાને મારે છે એવું સ્વપ્ન દેખાય તો આપણાં દુઃખોનું નિવારણ થાય. ગધેડો અટકયા વિના બોજો ઉંચકી જાય છે એવું દેખાય તો સંકટો દૂર થાય અને સ્થિરતાથી દ્રવ્યલાભ થાય. ગધેડો આપણી પાછળ આવે છે એવું જોવું ખરાબ છે.

**બળદ**—સ્વપ્નમાં બળદ જોવો સારો છે. બળદપર બેઠો છું એવું જે જુએ તેને ધનલાભ થાય છે. બળદે અનેક રીતે પોતાને વગાડયું એવું સ્વપ્ન જોઇને જે જાગૃત થાય છે તેને લોકો અધિકારહીન કરવા યત્ન કરે છે એમ સમજવું. બળદ પોતાની પાછળ લાગ્યો છે એવું સ્વપ્ન જો પુરૂષને આવે તો પોતાનો નાશ કરવાનો કોઇ ભારે પ્રયત્ન કરે છે એમ સમજવું. એ જ સ્વપ્ન સ્ત્રી જુએ તો પોતાપરનો પતિનો પ્રેમ ઓછો થયો છે એમ સમજવું.

**ગાય-ભેંસ**—ગાય જોવી સારી છે, તેમાંએ સફેદ ગાય જોવી એ વધારે સારી છે. ગાયનું દૂધ પોતે દોહે છે કિંવા બીજું કોઇ દોહે છે અને પોતે જુએ છે એવું સ્વપ્ન દેખાય તો ટંટો-ઝગડો થાય. ભેંસ અને પાડો સ્વપ્નમાં જોવો એ ખરાબ છે. તેની ઉપર પોતે બેઠો છે એવું દેખાય તો સમજવું કે મૃત્યુ નજીક છે.

**પશુસમુદાય**—પશુઓનો સમુદાય આવે છે એવું જો પુરૂષ સ્વપ્નમાં જુએ તો તે અપકીર્તિને પાત્ર થાય છે, અને સ્ત્રી જુએ તો પોતાના પતિને બીજી સ્ત્રી મોહિત કરે છે એમ સમજવું. કોઇ લીલા ગોચરમાં ગાયોનો સમુદાય ચરે છે એવું સ્વપ્નમાં દેખાય એ સારૂં છે. ગોવાળ પોતાની ગાયો હાંકીને લઇ જાય છે એવું જુએ તો નાશ થાય તથા બીજા લોકોને પોતાના ધંધામાં દ્રવ્યલાભ થાય.

**બકરી**—બકરી અને બકરો સ્વપ્નમાં દેખાય તો ધાન્યસમૃદ્ધિ મળે, પણ બાળકો અલ્પાયુષી જન્મે.

**બિલાડી**—બિલાડી સ્વપ્નમાં દેખાય તો ખરાબ. તેથી પરનિંદાને પાત્ર થવાય છે. બિલાડીઓ પોતાના ઘરમાં ફરે છે એવું દેખાય તો

મિત્ર-બંધુઓમાંથી કોઈ દ્રવ્ય ચોરીને આપણો નાશ કરે છે એમ સમજવું. બિલાડી ઉંદરને પકડે છે એવું દર્શન સારૂં છે. બિલાડીને પોતે ઠાર મારી કિંવા બાંધી મૂકી એવું દર્શન સ્વપ્નમાં થાય તો આપણા ઘરમાં ચોર પકડાઇને કેદમાં મોકલી દેવામાં આવશે એમ સમજવું. સ્ત્રી બિલાડી જુએ તો પતિ તરફથી તેનું અપમાન થાય.

**કૂતરો**—કૂતરાનું દર્શન સારૂં છે. કૂતરો આપણી પાસે આવે છે એવું સ્વપ્નમાં દેખાય તો નવા સ્નેહીઓ થાય. કૂતરો આપણી સાથે ફરે છે એવું દેખાય તો આપણને સંકટમાંથી છોડાવનાર સ્નેહી છે એમ સમજવું. કૂતરો આપણને જોઇને ભસે છે, કિંવા આપણને કરડે છે, એવું દેખાય તો પ્રિય મિત્રો સાથે પણ શત્રુતા થાય. શિયાળ સ્વપ્નમાં જોવી નાશકારક છે.

**વાંદરૂં-માંકડું**—માંકડું સ્વપ્નમાં દેખાય તો કલહ થાય. માંકડું પોતાને ઘરવડે છે એવું દેખાય તો ધનનો નાશ થાય. તેને આપણા ઘરમાં આવેલું જોઇએ તો વિશ્વાસઘાત કરવાના હેતુથી એક માણસ આપણા ઘરમાં પેસશે એમ સમજવું. હનુમાન સ્વપ્નમાં દેખાય તો જય મળે. વાળી-સુગ્રીવ દેખાય તો પ્રિયદર્શન થાય.

**ઘાતકી પશુઓ**—વાઘ, સિંહ, વરૂ, રીંછ, ચિત્તો, વગેરે ઘાતકી પશુઓ સ્વપ્નમાં દેખાય તો મોટા માણસો સાથે દ્વેષ થાય અને તે કરડ્યા છે એવું સ્વપ્ન દેખાય તો વિપત્તિ આવે, પરન્તુ તેમને પોતે ઠાર માર્યા એવું સ્વપ્ન આવે તો જય સમજવો.

**હરણ**—હરણનું દર્શન સારૂં છે. હરણનો શિકાર કરતો પોતાને જુએ તો તે ખરાબ છે. બીજાં સૌમ્ય પશુઓનું દર્શન સુખકારક છે અને ક્રૂર પશુઓનું દર્શન દુઃખકારક છે.

---

## પરિચ્છેદ ૯ મો.

---

## પક્ષી સંબંધી સ્વપ્નો.

**મેના, ચકલી, કબૂતર**—મેના, ચકલી, એ પક્ષીઓને સ્વપ્નમાં જોવાં એ સારૂં છે, અને તે એક બીજાની વચ્ચે મારામારી કરતાં હોય તો તેમને જોવાં એ નઠારૂં છે. તેમને ઉડતાં જોવાં એ સારૂં છે. દાણા ચરતાં

જોવાથી ઉદ્યોગ મળે. સ્વપ્નમાં કબૂતર જોવાથી શોક પ્રાપ્ત થાય.

**કોયલ**—સ્વપ્નમાં કોયલ જોઈ હોય કિંવા તેનું ગાયન સાંભળ્યું હોય તો જે સ્ત્રીની ઇચ્છા થાય તે સ્ત્રી બહુ જ શ્રમથી પ્રાપ્ત થાય. સ્ત્રીએ જો એ જ સ્વપ્ન જોયું હોય તો તેણે સમજી લેવું કે તેના પતિએ બીજી સ્ત્રી ઉપર નજર નાંખી છે.

**કાગડો**—કાગડાને સ્વપ્નમાં જોયો હોય તો વેપારને હાનિ થાય. કાગડાને ઉડતો જોયો હોય તો ખરાબ પરિણામ આવે. કાગડાને સ્વપ્નમાં બૂમો મારતો સાંભળ્યો હોય તો નાશ થવાનો સંભવ છે. આપણા માથા-પરથી કાગડો ઉડયો એવું સ્વપ્ન જોયું હોય તો મહારોગ છે એમ સમ-જવું. કાગડાનું મૈથુન જો સ્વપ્નમાં જોયું હોય તો ધનલાભ થાય. સમડી જોવી એ દુઃખકારક છે.

**મોર**—મોરને સ્વપ્નમાં જોયો હોય તો વિશેષ ધનપ્રાપ્તિ અને સંતાન-વૃદ્ધિ થાય. અવિવાહિત મનુષ્યને જો એવું સ્વપ્ન આવે તો તુરતમાં તેનો વિવાહ થાય અને સાસુ તરફથી ધનપ્રાપ્તિ થાય. સ્ત્રીને જો એ જ સ્વપ્ન આવે તો યાત્રાએ જવાનું થાય અને પુરાણ કીર્તન વગેરે સાંભળવાનો લાભ મળે.

**રાજહંસ**—રાજહંસને સ્વપ્નમાં જોવો એ શુભ ફળદાયક છે. ખેડૂતોને તેથી ધાન્યલાભ થાય. પ્રવાસીઓને એનું સ્વપ્ન આવવાથી પોતે મરી ગયો છે એવી સ્વદેશમાં પ્રસિદ્ધિ થાય અને બીજાઓને દૂર દેશમાં પ્રયાણનો અવસર આવે, જેથી જીવને સુખ મળે અને કીર્તિ વધે.

**ભારદ્વાજ**—સ્વપ્નમાં ભારદ્વાજ પક્ષીને જોવાથી ધનલાભ થાય.

**ચાતક**—સ્વપ્નમાં ચક્રવાક કિંવા ચાતક પક્ષી જોવાથી કિંવા તેનો શબ્દ સાંભળવાથી મહદૈશ્વર્ય પ્રાપ્ત થાય.

**ગીધ**—ગીધને જોવાથી ચોરનો ભય ઉત્પન્ન થાય.

**ગરૂડ**—સ્વપ્નમાં ગરૂડને જોવાથી કાર્યસિદ્ધિ થાય.

ઘુવડ—સ્વપ્નમાં ઘુવડ કિંવા ચામાચીડીયું જોવાથી ધનહાનિ થાય.

**બગલો, મુરઘી અને ક્રૌંચ**—સ્વપ્નમાં આ પક્ષીઓ જોવાથી સ્ત્રીની પ્રાપ્તિ થાય.

**પોપટ**—સ્વપ્નમાં પોપટને જોવાથી ભોજનલાભ થાય. પોપટ ઉડે છે એવું જોવાથી શ્રીમંતોને દરિદ્રતા અને દરિદ્રને ધનલાભ થાય. પોપટને પાંજરામાંથી બહાર કાઢ્યો એવું સ્વપ્ન જોવામાં આવે તો કાર્યસિદ્ધિ થાય, વેપારીઓને લાભ થાય અને ખેડૂતોને ધાન્યલાભ થાય.

પોપટને પોતે બીજી કોઈ રીતે પકડ્યો એવું સ્વપ્નમાં જોવાથી ઐશ્વર્ય-પ્રાપ્તિ થાય.

**પક્ષીનો માળો**—પક્ષીનો માળો અકસ્માત્ હાથ લાગીને તેમાં બચ્ચાં અથવા ઇંડાં છે કિંવા નથી એવું સ્વપ્નમાં નજરે પડે તે શુભ છે. પક્ષીઓનો માળો શોધવા માટે પોતે દોડતો જાય છે અને તે મળે છે પણ તેમાં બચ્ચાં કે ઇંડાં નથી એવું સ્વપ્નમાં જોવાથી એમ સમજવું કે જે લાભને માટે પોતે શ્રમ લે છે તે લાભ મળશે નહિ. જો ઈંડાં-વાળો માળો દેખાય તો ધનલાભ થાય. આપણા ઘરના છાપરામાં કિંવા ઘરની આસપાસનાં ઇંડાં સુદ્ધાંત માળો જડ્યો અને તે પોતે કાઢી નાંખ્યો એવું સ્વપ્ન દરિદ્રતાસૂચક છે. ઉડતાં આવડતું ન હોય એવાં પક્ષીઓના માળા સ્વપ્નમાં જોયા હોય તો ટંટા-બખેડા ઉત્પન્ન થાય અને અપજશ મળે. સ્વપ્નમાં ઈંડાં વજનમાં તદ્દન હલકાં લાગે તો હાથમાં ધારેલા બધા પદાર્થો સુવર્ણરૂપ થાય. સ્વપ્નમાં ઇંડાં ખાધાં એવું સમજાય તો દરિદ્રતા પ્રાપ્ત થાય.

## પરિચ્છેદ ૧૦ મો.

# ધાતુ અને અલંકાર સંબંધી સ્વપ્નો.

**સોનું**—સોનાનાણું સ્વપ્નમાં જોયું હોય તો કાર્યસિદ્ધિ થાય. સ્વપ્નમાં સોનાની વીંટી હાથમાં ઘાલી એવું જોયું હોય તો દંપતીમાં પ્રેમવૃદ્ધિ થાય, પણ તે ખોવાઈ હોય તો કલહ ઉત્પન્ન થાય. મૂલ્યવાન્ દાગીનો ગળામાં નાંખ્યો એવું સ્વપ્ન જોયું હોય તો કાર્યસિદ્ધિ થાય. પોતાને સુવર્ણાલંકાર મળ્યો અને બહુ માન મળ્યું એવું જોવાથી દૂર દેશમાં દ્રવ્ય મળે. પોતે સોનાનાણું બીજા માણસને આપ્યું એવું સ્વપ્નમાં સમજાય તો પુષ્કળ સ્નેહી થાય; પણ તે નાણું પોતે ફેંકી દીધું એવું સમજાય તો પોતાને ઘેર ચોરી થાય. પોતે નાણું વહેંચી દીધું એવું સ્વપ્ન જોયું હોય તો જયપ્રાપ્તિ થાય. સોનાનો ઢગલો જોયો હોય તો દારિદ્ર્ય આવે.

**રૂપું**—સ્વપ્નમાં રૂપું જોયું હોય તો કાર્યનાશ થાય. રૂપાની વીંટી હાથમાં પહેરી એવું જો સ્વપ્નમાં જોયું હોય તો તે સારૂં છે. રૂપાનું નાણું જોયું હોય તો તે ખરાબ છે.

**તાંબું**—તાંબું સ્વપ્નમાં જોવું એ સારૂં છે. તાંબાનાણું જોયું હોય તો દેવભક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય.

**પિત્તળ**—સ્વપ્નમાં પિત્તળ જોવામાં આવે તો સમજવું કે કોઇએ આપણો વિશ્વાસઘાત કરવાની ગોઠવણ કરી છે.

**કાંસું, સીસું, લોખંડ અને જસત**—કાંસું જોવાથી જય મળે, સીસું જોવાથી કલહ થાય, લોખંડ જોવાથી દરિદ્રતા આવે અને જસત સ્વપ્નમાં જોવાથી લાભ મળે.

**નાણાંની થેલી**—સ્વપ્નમાં નાણાંથી ભરેલી થેલી જોવાથી સંતાન-વૃદ્ધિ થાય. તે ફેંકી દીધી, એવું સ્વપ્ન જોવાથી આપણા એક મિત્રને ગર્વ પ્રાપ્ત થશે એમ સમજવું. દ્રવ્યની થેલી પોતે લીધી એવું સ્વપ્ન-દર્શન અનિષ્ટ છે.

## પરિચ્છેદ ૧૧ મો.

## મનુષ્ય સંબંધી સ્વપ્નો.

સ્વપ્નમાં બ્રાહ્મણનું દર્શન રોગદાયક છે. પીતાંબર નહિ ધારણ કરેલો બ્રાહ્મણ કિંવા પુરોહિત જો સ્વપ્નમાં દેખાયો હોય તો અગ્નિનો ભય સમજવો. ક્ષત્રિયને સ્વપ્નમાં જોવાથી આરોગ્ય મળે, વણિકને જોવાથી લાભ મળે અને શૂદ્રને જોવાથી સુખપ્રાપ્તિ થાય. મ્લેચ્છને જોવાથી ભીતિ થાય. ચમાર, ભંગી, ઢેડ ઇત્યાદિ અતિશૂદ્રનું દર્શન દુઃખદાયક છે. સંકર જાતિના મનુષ્યમાંના કોઈને જોવાથી વ્યાધિ થાય. રાજવર્ગમાંના કોઈ માણસને જોવાથી ક્ષેમવૃદ્ધિ થાય. મા, બાપ, ગુરૂ કિંવા વડીલમાંના કોઈને જોવાથી લાભ થાય. પુરૂષ નાનાં બાળકોને જુએ તે સારૂં પણ સ્ત્રી જુએ તે ખરાબ. ખોટા થઈ ગએલા અંગનું બાળક જો સ્વપ્નમાં દેખાય તો મિત્રદ્રોહનો પ્રસંગ બને. બાળક જન્મતું દેખાયું હોય તો તે સુખકારક છે. બાળકનું મૃત્યુ થતું જોવાથી વિપત્તિકાળ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં દેવાંગના જોવાથી ધનનાશ થાય, પણ અવિવાહિત છોકરીને જોવાથી તેનો વિવાહ તુરત જ થાય. સ્ત્રીને એવું સ્વપ્ન આવે તો ધનલાભ થાય. વાળ સાથેના માથાવાળો પુરૂષ સ્વપ્નમાં દેખાવાથી આળસ આવે અને એવી સ્ત્રી દેખાવાથી નાશ થાય. સ્વપ્નમાં વિધવાને જોઇ હોય તો દુકાળ પડે કિંવા રોગોત્પત્તિ થાય. મુડદું જોવાથી ભોજનલાભ થાય

કિંવા નૂતન વસ્તુની પ્રાપ્તિ થાય. કુબડા માણુસને જોવાથી દુઃખ થાય. જાદુગરને જોવા એ દુઃખકારક છે. શત્રુને સ્વપ્નમાં જોઇને તેની સાથે બોલવાથી કિંવા તેની સાથે ગાળ–ગલોચ્ચ કરવાથી કષ્ટ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં શત્રુ આપણા ક્ષેમની ઇચ્છા કરતો જણાય તો જય પ્રાપ્ત થાય. મરેલા વડીલ મનુષ્યને જોવાથી કાર્યસિદ્ધિ અને ધનલાભ થાય. મરેલા મનુષ્યની સાથે પોતે વાતચીત કરે છે એવું સ્વપ્ન દેખાય તો આપણી પ્રસિદ્ધિ થાય. સ્વપ્નમાં પિશાચ્ચ દેખાયું હોય તો કાર્યનાશ થાય. સ્વપ્નમાં નગ્ન કુમારિકા દેખાઈ હોય તો ઉદાસીનપણું આવે. સ્વપ્નમાં સુંદર અલંકાર ધારણ કરેલી સૌભાગ્યવતી સ્ત્રીઓ દેખાઈ હોય તો ઇષ્ટ કાર્ય કિંવા માંગલિક કાર્ય સિદ્ધ થશે એમ સમજવું.

## પરિચ્છેદ ૧૨ મો.

## પોતા સંબંધી સ્વપ્નો.

**પોતાના શરીર સંબંધી સ્વપ્નો**—પોતે હીન કુળમાં જન્મ પામ્યો છે એવું સ્વપ્ન જુએ તો લાભ થાય. પોતે આંધળો છે એવું સ્વપ્નમાં દેખાય તો સ્નેહી મનુષ્ય તરફથી આપણો નાશ થાય, અને સ્ત્રી જારિણી થઇને આપણી અપકીર્તિ કરે. પોતે બહેરો થયો એવું સ્વપ્ન જોવાથી આપણને કપટી સ્નેહી મળે. પોતાને ઘેલછા લાગુ પડી છે અથવા પોતે ગાંડા માણુસ પાસે ઊભો છે એવું જોવાથી સંપત્તિ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં પોતે લંગડો થયો છે એવું દર્શન કષ્ટકારક છે. પોતે નાસે છે એવું સ્વપ્ન જોવાથી પોતાપર ગમે તેટલાં સંકટો આવે તોપણ તે દૂર થાય અને છેવટે કાર્યસિદ્ધિ થાય. સ્વપ્નમાં પોતાનો પગ ભાગ્યો એવું જોવાથી મિત્રબુદ્ધિથી અથવા સ્ત્રીબુદ્ધિથી કાર્યનો નાશ થાય. પોતે પગે લાકડાનું આડું બાંધીને ચાલે છે એવું સ્વપ્ન જોવાથી દરિદ્રતા આવે. પોતાના હાથ પહેલાં કરતાં વધારે જાડા થયા છે એવું સ્વપ્નમાં જોવાથી મોટી નોકરી મળે. પોતાના હાથ મરડાયા અથવા ભાગી ગયા સરખા અથવા દાઝી ગયા સરખા સ્વપ્નમાં દેખાય તો ગરીબાઇ આવે. એ જ સ્વપ્ન સ્ત્રી જુએ તો તેનો પતિ અગર પુત્ર મરણ પામે. પોતે જમણા હાથે કાંઇ કામ કરે છે એવું જોવું શુભકારક છે. હાથ ઉપર વાળ વધ્યા છે એવું સ્વપ્ન

જોવાથી કારાગૃહવાસ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં તાળવામાંથી લોહી વહે છે, એવું દેખાવાથી દુઃખ થાય. પોતાને શીંગડાં છે એવું સ્વપ્ન દેખાવાથી ધનનો લાભ થાય. પોતાનું માથું ઉંચું અને મોટું છે એવું જોવાથી મોટો અધિકાર મળે. પોતાનું માથું કોઇ પરાયાએ કાપ્યું એવું દર્શન સ્ત્રીને અથવા છોકરાને ખરાબ છે. પોતાનું માથું સિંહ, વરૂ, વાઘ ઇત્યાદિ ક્રૂર જનાવર જેવું છે એવું જોવાથી જય પ્રાપ્ત થાય. પોતાનું માથું ઘોડા, કૂતરા અથવા ગધેડા જેવું છે એવું સ્વપ્ન જોવાથી કાર્યવિમુખતા થાય. પક્ષી જેવું પોતાનું માથું છે એવું સ્વપ્ન જોયું હોય તો દેશાટન કરવું પડે. પોતાનું માથું હોળેલું છે એવું સ્વપ્ન જોવાથી આરંભેલાં કાર્યો સારી રીતે પાર પડે. પોતે માથું પાણીથી ધુએ છે એવું સ્વપ્ન નાશકારક છે. ગર્ભપાત થયા જેવું સ્વપ્નમાં જણાય તો તુરત જ દુઃખમાંથી મુક્તિ મળે. પોતાની દાઢી લાંબી છે એવું જોવાથી અભિવૃદ્ધિ થાય. પોતાનું મ્હોં કરમાઈ ગયા જેવું દેખાય તો દ્રવ્યલાભ થાય. પોતાના દાંત દુઃખે છે એવું સ્વપ્ન જોવાથી કાંઈ પણ ઉદ્યોગ મળવાના ખબર મળે. દાંત પડી ગયા જેવું કિંવા માથાપરના કેશ ગુંચવાઈગયા સરખું સ્વપ્ન દેખાય તો દ્રવ્યનાશ થાય અને દૂર દેશમાં પ્રયાણનો પ્રસંગ આવે. ઉલટી થયા જેવું અથવા ઝાડે જવા જેવું સ્વપ્નમાં જણાય તો ગરીબને ધનલાભ થાય અને શ્રીમંતને દરિદ્રતા પ્રાપ્ત થાય. આંખોનાં પોપચાં મીંચીને મોટેથી હસવા સરખું સ્વપ્ન જોવાથી દુઃખ પ્રાપ્ત થાય. નિદ્રા આહાર છોડીને અને વરસાદ, તાપ વગેરેની દરકાર કર્યા વગર પોતે તપશ્ચર્યા કરે છે એવું જોવાથી પોતાને હાથે પરોપકાર થાય. પોતે કોઇપર ગુસ્સે થયો છે એવું સ્વપ્ન જોવાથી તે આપણો સ્નેહી થાય. પોતે બીજાને માર્યો એવું સ્વપ્ન જોવાથી તે આપણી સ્તુતિ કરે. હથીયાર વગેરેવડે પોતે માર ખાધો એવું સ્વપ્ન જોવાથી અપકીર્તિ થાય. વિપત્તિકાળ પ્રાપ્ત થયો એવું સ્વપ્નમાં જોવાથી અભિવૃદ્ધિ થાય. પોતે પરાયાનો વિપત્તિકાળ જોયો એવું સ્વપ્ન આવવાથી પોતાના સ્નેહી ખરાબ છે એમ સમજવું. મનુષ્યનાં આંતરડાં પોતાના ગળામાં પહેરીને ગામના મધ્ય ભાગમાં પોતે ઊભો છે એવું સ્વપ્નમાં જોવાથી ઘણાં ગામોપર અધિકાર મળે.

**લગ્ન સંબંધી સ્વપ્નો**—સ્વપ્નમાં લગ્નથાય છે એવું જોયું હોય તો મરણની ખબર મળે. લગ્નમાં પોતે સહાય કરી એમ જોવાથી કાંઈ પણ શુભ વર્તમાન મળે. ઘરડી સ્ત્રીનાં લગ્ન કર્યાનું સ્વપ્ન જોવાથી ધનલાભ

મળે. થોડા વખત પહેલાં જ લગ્ન કરેલી કન્યાને પોતે વિધવા થઇ એવું સ્વપ્ન દેખાય તો તે જન્મસુવાસિની રહે અને તેને પુષ્કળ બાળકો થાય.

**જારકર્મ સંબંધી સ્વપ્નો**—જારકર્મની ઉત્સુકતા થયા છતાં સ્વપ્નમાં તેવો યોગ ન બને તો કાર્યસિદ્ધિ થાય. મન સ્થિર ન રહેતાં જારકર્મ કર્યું એવું સ્વપ્ન જોવાની વિપત્તિકાળ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં અયોગ્ય સ્ત્રી સાથે સંગ થયો હોય તો શુભ ફળ મળે. સ્વપ્નમાં જે સ્ત્રી દુર્લભ હોય તેની સાથે પોતે સંગ કરે છે એવું દેખાય તો ધન પ્રાપ્ત થાય. સ્વપ્નમાં સફેદ વસ્ત્ર અને સફેદ પુષ્પ ધારણ કરેલી સ્ત્રીને આલિંગન કરનાર પુરૂષનું કલ્યાણ થાય.

**શારીરિક ક્રિયાનાં સ્વપ્નો**—સ્વપ્નમાં પોતે બૂમો મારે છે એવું સમજાય તો દુઃખ થાય. પોતે રડે છે એવું દેખાય તો અભિવૃદ્ધિ થાય અને મારામારી કરે છે એવું દેખાય તો કાર્યસિદ્ધિ થાય. પોતાને કોઇએ ચુંબન લીધું એવું સ્વપ્નદર્શન ખરાબ છે. પોતે શરીરે સુકાઈ ગયો છે એવું સ્વપ્ન આવે તો સંસારથી વિરક્તપણું પ્રાપ્ત થાય. ટાઢથી પોતે સુકાઈ ગયો છે એવું દેખાય તો ધનલાભ મળે. પોતે કુદકો મારે છે એવું દેખાવાથી કાર્યભંગ થાય અને પોતાના પડોશમાંના કોઇ માણસનું મરણ થાય. સ્વપ્નમાં પોતે મરણ પામ્યો એવું જુએ તો તે સારૂં છે. પોતે કેદમાં છે એવું સ્વપ્ન દેખાય તો અધિકારમાં વૃદ્ધિ થાય અને સભામાં પૂજ્યતા મળે. સ્વપ્નમાં પોતાને બેડીઓ પહેરેલી જુએ તેને સારો પુત્ર થશે એમ સમજવું. જે માણસ સ્વપ્નમાં ઉંચા આસનપર બેસીને જમે તે શૂદ્ર હોવા છતાં મોટો અધિકારી બને.

## પરિચ્છેદ ૧૩ મો.

## પર સંબંધી સ્વપ્નો.

સ્નેહી માણસ મરણ પામ્યા સરખું સ્વપ્નમાં દેખાય તો કાંઇ સંતોષના વર્તમાન સમજવા. બીજો કોઈ પગે લાકડાનું આડું બાંધીને ચાલે છે એવું જુએ તો રોગપ્રાપ્તિ થાય. બીજાને શીંગડાં ઉગેલાં જોવાં તે ખરાબ છે. આપણાપર બીજો કોઈ ગુસ્સે થયો એવું સ્વપ્ન આવે તો આપણો તે સ્નેહી થાય. પોતાને કોઇએ માર્યો એવું સ્વપ્ન દેખાય તો શત્રુ સ્નેહી થાય અને બીજા કેટલાક સ્નેહી થાય. સ્નેહી પાસેથી રજા

લીધાનું સ્વપ્ન આવે તો દુર્દૈવ અને વ્યાધિ સામે જ ઊભાં છે એમ સમજવું. જીવતી સ્ત્રી મરણ પામી એવું જો પુરૂષ સ્વપ્નમાં જુએ તો તે સ્ત્રીને જોડકાં બાળક જન્મે, પરંતુ તેના ગૃહકૃત્ય સંબંધે કાંઈ આશ્ચર્યનો વૃત્તાન્ત સાંભળવામાં આવે. સ્ત્રીને પોતે ગર્ભવતી સ્ત્રી સાથે સંભાષણ કરવાનું સ્વપ્ન આવે તો તેને જોડકાં બાળકો જન્મે. પોતે બીજાને અગર અન્ય કોઈ મિત્રને ચુંબન લેતાં સ્વપ્નમાં જોયો હોય તો વિશ્વાસઘાતી લોકો આપણો નાશ કરવાનો પ્રયત્ન કરશે એમ સમજવું. સ્વપ્નમાં કોઈ ઉંઘે છે એવું જોયું હોય તો સારૂં છે. આપણા પિત્રાઇમાંથી કોઈ મરણ પામ્યું એવું સ્વપ્ન જોવાથી તેની પીડા દૂર થઇ જાય, અને તેને પોતે માર્યો એવું સ્વપ્ન આવે તો પોતા તરફથી તેના ઉપર કોઇ ઉપકાર થાય અને તેણે પોતાને માર્યો એવું સ્વપ્ન આવે તો ધનલાભ થાય. બીજાનું લગ્ન થતું જોયું હોય તો લાભકારક છે. પોતે કોઇ પરસ્ત્રીને સાથે લઈ ગયો એવું સ્વપ્ન જોવાથી નાશ નજીક છે એમ સમજવું. બીજું કોઈ આપણી સાથે આવ્યું એવું સ્વપ્નદર્શન લાભકારક છે. બીજાને ફાંસી ઘાલતાં જોયો હોય કિંવા ફાંસી દેનારને જે શિક્ષા થાય છે તે થઇ હોય તો અભિવૃદ્ધિ થાય. કારાગૃહમાંના લોકોને જો જોયા હોય તો આપણો હેતુ પૂર્ણ થાય નહિ.

---

## પરિચ્છેદ ૧૪ મો.

---

## ખાદ્ય પદાર્થો સંબંધી સ્વપ્નો.

**અન્ન અને રસોઇ**—સ્વપ્નમાં અન્ન જોવું એ કાર્યસિદ્ધિ દર્શાવે છે. પોતે સ્વપ્નમાં અન્ન ખાધું એવું સમજાય તો આળસ આવે અને બીજા કોઇને અન્ન આપ્યું એવું સમજાય તો ધનલાભ થાય. પોતે રસોઈ કરે છે એવું સ્વપ્નમાં જોયું હોય તો સેવકત્વ પ્રાપ્ત થાય, કિંવા સ્ત્રીસંભોગની પ્રાપ્તિ થાય. પોતે રસોઈ કરાવે છે એવું સ્વપ્ન જોયું હોય તો લાભ થાય.

**ભોજનક્રિયા**—ભૂખ લાગી નથી એવું સ્વપ્ન આવે તે સારૂં છે. અત્યારે ભૂખ લાગી છે એવું સ્વપ્ન સામાન્ય માણસોને માટે ખરાબ અને રાજાને માટે સારૂં. પોતે જમ્યો એવું સ્વપ્ન આવે તો કુટુંબમાં માંદગી આવે અને વેપાર બગડે. ઘણા માણસોની સાથે પોતે જમે છે

એવું સ્વપ્ન જોવાથી લગ્ન જોવાનો પ્રસંગ આવે. ભોજન કરી રહ્યો છું એવું સ્વપ્નદર્શન ખરાબ છે. ભીંત ઉપર બેસીને જમું છું એવું સ્વપ્ન જોવાથી ઉદ્યોગનો લાભ થાય.

**રાંધેલા પદાર્થો**—સ્વપ્નમાં ભાત જોવો એ ખરાબ છે. દહીં-ભાત મેં ખાધો એવું સ્વપ્ન જોવાથી કાર્યસિદ્ધિ થાય. રોટલીઓનો પર્વત જેવડો ઢગલો સ્વપ્નમાં જોવો એ સારૂં છે. તે પોતે ખાધો એવું જણાય તો સંતાનપ્રાપ્તિ થાય, અને તે બીજા કોઇને આપ્યો એવું જણાય તો કીર્તિ વધે. એ ઢગલો ભીંજાયલો છે કિંવા તે ઉપર રાખ પડી છે, એવું જોવાથી મિત્રનું મરણ થાય. સ્વપ્નમાં માખણ જોવું સારૂં છે. માખણ ખાધું એવું જણાય તો ઉદ્યોગલાભ અને વ્યાપાર-વૃદ્ધિ થાય. સ્વપ્નમાં ક્ષીરભક્ષણ લાભદાયક છે. તળાવમાં બેસીને કમળના પાન ઉપર ખીર તથા ઘી ખાઉં છું એવું સ્વપ્ન રાજ્યપ્રાપ્તિનો યોગ દર્શાવે છે.

**માંસભક્ષણ**—રાંધેલું નરમાંસ સ્વપ્નમાં ભક્ષણ કર્યું હોય તો ધનલાભ થાય. મનુષ્યના મસ્તકનું માંસ ખાધું હોય તો રાજ્યપ્રાપ્તિ કિંવા ધન-પ્રાપ્તિ થાય, બાહુ ભક્ષણ કરવાથી સહસ્ત્ર ધનલાભ થાય અને પગના માંસનું ભક્ષણ કરવાથી શતલાભ થાય. સ્વપ્નમાં કાચું માંસ ખાવાથી પુષ્કળ ધન મળશે એમ સમજવું.

## પરિચ્છેદ ૧૫ મો.

# પીવાના પદાર્થો સંબંધી સ્વપ્નો.

**દૂધ-દહીં-ઘી-છાશ**—મ્હોં સુકાઈ ગયા જેવું સ્વપ્ન આવે તો કોઇ એક કાર્યની ચિંતા થાય. સ્વપ્નમાં મીઠું પાણી પીવું સારૂં છે, પરન્તુ ખરાબ પાણી પીવાથી આળસ આવે. બીજાને પાણી પીવા આપવા સરખું જોવું સારૂં છે. દૂધ જોવું સારૂં છે. દૂધ પીધું હોય તો માન મળે અને આપણે હાથે સત્કર્મ થાય. ફીણ સાથેનું દૂધ પીધું હોય તો સોમપાન કરવાનું મળે. છાશ જોઈ હોય તો વ્યાધિ થાય. છાશ પીવા સરખું સ્વપ્ન આવ્યું હોય તો આપણી સ્થિતિ બદલાય. દહીંનું દર્શન સારૂં છે. દહીં અને ઘી પીઉં છું એવું સ્વપ્નદર્શન થાય તો યશપ્રાપ્તિ થાય. પરાયા માણસે આપણને દહીં આપ્યું હોય તો વિદ્યાલાભ થાય. ઘી આપ્યું

હોય તો યશપ્રાપ્તિ થાય. ગાયનું દૂધ અગર દહીંથી ભરેલી ગાગર માથા- પર લઈને જઉં છું એવું સ્વપ્ન જોવાથી લાભ મળે અને કુટુંબપોષણ ઉત્તમ પ્રકારે થાય. દૂધ અગર દહીંનું મટકું પોતે માથાપરથી નીચે નાંખ્યું એવું સ્વપ્ન જોયું હોય તો નીચ દશા પ્રાપ્ત થાય.

**બીજા પેય પદાર્થો**—સ્વપ્નમાં શરબત પીવું સુખકારક છે, ચાહ પીવી આલસ્યકારક છે, મધ, લોહી, દારૂ ઈત્યાદિ પીધું હોય તો બ્રાહ્મ- ણને વિદ્યાલાભ સમજવો અને શૂદ્રને ધનલાભ સમજવો. પીને તૃપ્ત થયા સરખું જણાય તો નવા સ્નેહીથી લાભ થાય. દારૂ પીને ઉન્મત્ત થયા સરખું સ્વપ્ન જોયું હોય તો નાશ થાય. વિષ પીધા જેવું સ્વપ્ન જોયું હોય તો આપણો હાલનો કાળ બદલાય. સ્વપ્નમાં ઔષધ જોયું હોય તો રોગીને સારૂં અને બીજાને રોગદાયક. ઔષધ પ્રાશન કર્યું હોય તો મનની ચિંતા દૂર થાય, અગર આપણું રહસ્ય બહાર પડે. રૂચિ- યુક્ત ઔષધ પીધું હોય તો અનુકૂળતા થાય. કડવું અથવા તુરૂં ઔષધ પીધું હોય તો દંપતીમાં કલહ થાય. લેહ ભક્ષણ કરવાથી લાભ થાય.

---

## પરિચ્છેદ ૧૬ મો.

---

## ધાન્ય, ફળ ઇત્યાદિ સંબંધી સ્વપ્નો.

**ધાન્ય**—સ્વપ્નમાં ઘઉં, ચણા, ચોખા, મગ એ ધાન્યો જોયાં હોય તો ધનલાભ થાય. તુવેર જોયા હોય તો વ્યાધિ થાય. તલ, મીઠું જોયું હોય તો મૃત્યુ થાય, સ્વપ્નમાં ડાંગેર જોવી તે શુભ છે. નાગલી અને મસુર જોવા નઠારા છે. મકાઇનું દર્શન શુભ છે. સ્વપ્નમાં ધાન્યનો ઢગલો જોયો હોય તો તે લાભદાયક થાય. કાચું ધાન્ય પોતે સ્વપ્નમાં ખાય છે એવું જોયું હોય તો દારિદ્રય આવે. ધાન્યલાભ થયો એવું સ્વપ્નમાં જોયું હોય તો મોટો લાભ થાય. પોતે બીજાને ધાન્ય આપ્યું એવું સ્વપ્નમાં દેખાય તો તે સારૂં છે. ધાન્ય આપણે શરીરે ચોંટેલું છે એવું દેખાય તો ધનપ્રાપ્ત થશે એમ સમજવું. સ્વપ્નમાં જવ જોયા હોય તો યશપ્રાપ્તિ થાય. સફેદ સરસવ જોયા હોય તો લાભ થાય.

**ફળ**—સ્વપ્નમાં કોઈ પણ ફળ જોયાં હોય તો તેથી કાર્યસિદ્ધિ અને લાભ થાય. કોઇ વૃક્ષને અકાળે ફળ આવ્યાં છે એવું જોયું હોય તો રોગ થાય. ફળ ચુંટી લીધાનું સ્વપ્ન જોયું હોય તો ધનલાભ થાય કિંવા

સંતતિસુખ મળે. વડિલાર્જિત વૃક્ષને સ્વપ્નમાં ફળ આવેલાં દેખાય તે શુભ છે અને તે ફળ પોતે તોડયાં એવું દેખાય તો ધનલાભ થાય. પાકાં ફળોથી ભરેલું ઝાડ જોયું હોય તો ધનલાભ થાય. કાચાં ફળો આવેલું ઝાડ સ્વપ્નમાં જોયું હોય તો કાર્યહાનિ થાય. સ્વપ્નમાં પોતે શેરડી ખાય છે એવું જોયું હોય તો ધનહાનિ થશે એમ સમજવું.

**જૂદાં જૂદાં ફળો**—સ્વપ્નમાં ખજૂર, દ્રાક્ષ, ઈત્યાદિ ફળ ખાધાં એવું સમજાય તો લાભ થાય. નારંગી, સંત્રાં, ફણસ એ ફળો સ્વપ્નમાં ખાધાં હોય તો અંગ ઉપર ફોલ્લા ઉઠે, અને લોકોમાં પોતાનું અપમાન થાય. સીતાફળ ખાધાં હોય તો સુખપ્રાપ્તિ થાય. જાંબુ ખાવાં એ શુભ છે. કેરી, બોર અને આંબલી સ્વપ્નમાં જોયાં અગર ખાધાં હોય તો દૂર દેશના વર્તમાન સાંભળવામાં આવે અને પ્રિયદર્શન થાય. એ જ સ્વપ્ન વેપારી લોકો જુએ તો લાભ મેળવે. અનનાસ જોયું હોય તો ધંધામાં લાભ થાય. સ્વપ્નમાં કાજૂ જોયા અગર ખાધા હોય તો વ્યાધિ થાય. અખરોટ જોયા હોય તો આયુષ્યની વૃદ્ધિ થાય. જાયફળ જોયાં હોય તો આપણા ઉપર વિનાકારણ કોઇ આળ આવે. સોપારીનાં ઝાડ જોવાં અગર સોપારી તોડવાં એ શુભ ફળદાયક છે. સોપારી ખાવાં એ પણ સારૂં છે. સોપારી મળે તો ધનલાભ થાય. લીંબુ જોયાં હોય તો દૂર દેશના મનુષ્યો સાથે સંભાષણ થાય કિંવા આપણી સ્ત્રી સાથે કલહ થાય. લીંબુ ખાધાં હોય તો પોતાનું ગૃહછિદ્ર ખુલ્લું થશે એમ સમજવું.

**શાક**—સરણના ગઠ્ઠા જોવા એ સારૂં છે. વંતાક ખાવાં એ આરોગ્યદાયક છે. આંબળાં સ્વપ્નમાં ખાધાં હોય તો કીર્તિ પ્રસરે. ગલકાં, પરવર, ભીંડા ખાધાં હોય તો ધનપ્રાપ્તિ થાય. કુંગળી અને લસણ સ્વપ્નમાં ખાવાથી સુખ મળે. ભાજી-પાલો આપણે હાથે ખાધો હોય તો આળસ આવે, પણ બીજો કોઇ ખાતો હોય અને આપણે જોયું હોય તો સારૂં. કોઈ પણ ભાજી કે શાક પોતે રાંધે છે એવું સ્વપ્ન જોવાથી આપણે જે મિત્રપર વિશ્વાસ રાખીએ છીએ, તે જ મિત્ર આપણો ઘાત કરશે એમ સમજવું.

**મસાલાની ચીજો**—મરચાં, મરી, રાઈ ઇત્યાદિ તીખા પદાર્થો માત્ર આખા ખાધા એવું સ્વપ્ન જોવાથી આપણું રહસ્ય જાહેર થાય કિંવા આપણા નોકર-ચાકર સાથે ટંટો થાય, પણ તે જ પદાર્થો વાટીકુટીને ખાધા એવું જો સ્વપ્ન આવે તો સમજવું કે વેપારમાં ખોટ જશે.

# પરિચ્છેદ ૧૭ મો.

## અનેક વસ્તુ સંબંધી સ્વપ્નો.

**જવાહીર**—સ્વપ્નમાં મોતી, જવાહીર વગેરે જોયું હોય તો લાભ થાય. એ જ સ્વપ્ન અવિવાહિત મનુષ્યે જોયું હોય તો સંપત્તિનો લાભ થાય અને વિધવાએ જોયું હોય તો યાત્રાપ્રસંગ બને.

**ઘડીયાળ**—સ્વપ્નમાં ઘડીયાળ જોવી એ સારૂં છે. પોતે ઘડીયાળીના કલાક વગાડે છે એવું સ્વપ્ન જોયું હોય તો સંતાનપ્રાપ્તિ થાય અને આબરૂભેર આજીવિકા ચાલે. સંધ્યાકાળે પોતે કલાક ગણે છે એવું સ્વપ્નદર્શન ખરાબ છે.

**લાકડું**—સ્વપ્નમાં લાકડું જોયું હોય તો વિવાહ જોવાનો મળે, અથવા મિત્ર-બંધુઓમાંથી કોઈ મરણ પામે કિંવા માતાના આપ્તજનો તરફથી ધન પ્રાપ્ત થાય. કોઈ પણ વસ્તુ જોઇને બીધો એવું સ્વપ્ન જોવાથી કાર્યસિદ્ધિ થાય.

**દુકાન**—અનેક વસ્તુથી ભરેલી દુકાનો અને જનસમુદાયથી ભરેલી ગલ્લી જોવી એ સારૂં છે, પરન્તુ બે તરફ ભરેલી દુકાનોવાળા રસ્તાપર થઇને ઘોડાપર બેસી ગયાનું સ્વપ્ન નાશકારક છે.

**કાગળ**—સ્વપ્નમાં લખેલો કાગળ જોવાથી કષ્ટ થાય. કોરો કાગળ જોવો લાભકારક છે. કાગળ અગર પુસ્તકો લઇને પોતે જાય છે એવું સ્વપ્ન નાશકારક છે. ભીંતે કાગળ ચોડયાનું સ્વપ્ન જોયું હોય તો દુઃખ પ્રાપ્ત થશે એમ સમજવું.

**બીજી વસ્તુઓ**—સ્વપ્નમાં અરીસામાં જોયું હોય તો દરિદ્રીને સુભાગ્ય અને ભાગ્યવંતને દારિદ્રય પ્રાપ્ત થાય, તથા દંપતીમાં પ્રેમ વધે. સ્વપ્નમાં નવા જોડા ધારણ કર્યાનું જોયું હોય તો નૂતન સંભોગપ્રાપ્તિ થાય, તથા જૂના જોડા ધારણ કર્યા હોય તો દારિદ્રય આવે. જો સ્વપ્નમાં વાહન, જોડા કિંવા ધ્વજા એમાંનો કોઈ પદાર્થ પોતાને મળ્યો એમ જાણીને તુરત જાગી જવાય તો પ્રવાસ કરવો પડે. સ્વપ્નમાં ચકચકિત તલવાર, અરીસો, કપૂર, ચંદન અને સફેદ ફૂલ એનો લાભ જેને થશે, તેના ઉપર લક્ષ્મી હમેશાં પ્રસન્ન રહેશે.

## પરિચ્છેદ ૧૮ મો.

## ઇતર વિષય સંબંધી સ્વપ્નો.

**દેવમંદિર**—સ્વપ્નમાં દેવમંદિરનું દર્શન સારૂં છે. મંદિરમાં બેસીને દેવની પૂજા કરી રહ્યો છું એવું સ્વપ્ન જોયું હોય તો કલહ ઉદ્‌ભવે, અને કરતા હોઇએ તે કામ બગડે. વેપારીઓને નુકસાન થાય.

**સંગીત**—ભજન, નાટક, વગેરે જોવું-સાંભળવું સુખકારક છે. વીણા, સારંગી, તબલા વગેરે વાદ્યો વાગતાં સ્વપ્નમાં સંભળાય તો વિવાહાદિ શુભ કાર્યો થોડી વારમાં જ થાય. સ્વપ્નમાં ઘંટાનાદ સંભળાય તો શુભ વર્તમાન સાંભળવામાં આવે, અને આપણા ઘરમાં વિવાહ થાય.

**ખેલ**—બુદ્ધિબળના ખેલો ખેલતા હોવાનું સ્વપ્ન જોયું હોય તો આપણને મલ્લયુદ્ધ કરવું પડે. સ્વપ્નમાં જુગાર ખેલવો નાશકારક છે. પત્તાં ખેલતો હોવાનું સ્વપ્ન આવે તો તેને વ્યભિચારનો પ્રસંગ બને. પત્તાં ખેલતાં આપણા હાથમાં ચિત્રો દેખાય તો સંતાનવૃદ્ધિ થાય, અને ન હોય તો વંધ્યત્વ પ્રાપ્ત થાય. દડાનો ખેલ પોતે ખેલે છે એવું જોયું હોય તો મોટું ઇનામ કે પગાર મળે અથવા યોજેલાં કાર્યો સફળ થાય.

**ફૂલ**—ફૂલ જોયાનું સ્વપ્ન આવે તો ઉત્સવ દેખાય અને ફૂલ રાખી મૂકયા જેવું સ્વપ્ન આવે તો સંતોષ થાય તથા વિવાહાદિ શુભ કાર્યો થાય. ફૂલનો વાસ લીધા જેવું સ્વપ્ન જોયું હોય તો સુખાનુભોગ થાય. અને સ્ત્રીસંભોગપ્રાપ્તિ થાય. ફૂલો પોતે ચુંટી લીધાં એવું સ્વપ્ન જણાય તો કાર્યસિદ્ધિ અને દ્રવ્યલાભ થાય. ફૂલો હાથમાં લેતાં તે ચીમળાયાં જેવાં દેખાય તો કાર્યહાનિ થાય, વેપારનો નાશ થાય અથવા સ્ત્રીનો વિયોગ થાય. કરમાયલાં અથવા સુકાઈ ગએલાં ફૂલ જોયાં હોય અગર ચુંટી લીધાં હોય કિંવા તેનો વાસ લીધા જેવું સ્વપ્ન આવે તો કાર્યહાનિ થાય, લડતમાં પરાજય કિંવા માનભંગ અગર ભ્રાતૃવિયોગનો પ્રસંગ બને. ચોરી કરીને છુપાએલા લોકોને જો સ્વપ્નમાં ચીમળાયલાં ફૂલ નજરે પડે તો તેમનું ચૌર્યકર્મ છૂપું રહે, પરન્તુ સારાં ફૂલો દૃષ્ટિએ પડે તો તેમનું કર્મ ખુલ્લું પડે. ફૂલ જોયા જેવું અગર ધારણ કર્યા જેવું, અગર વાસ લીધા જેવું સ્વપ્ન આવે તો બાળકો કીર્તિમાન થશે એમ સમજવું.

**વિષ્ટા**—સ્વપ્નમાં વિષ્ટા જોઈ હોય તો ગએલું દ્રવ્ય મળે. તે કાઢી નાંખવાનું સ્વપ્ન આવ્યું હોય તો ધનલાભ થાય. વિષ્ટાના ઢગપર ઊભા રહ્યાના સ્વપ્નથી શત્રુનાશ, કાર્યસિદ્ધિ, પુત્રપૌત્રાભિવૃદ્ધિ અને ધનલાભ થાય.

## પરિચ્છેદ ૧૯ મો.

## રોગી સંબંધી સ્વપ્નો.

જો સ્વપ્નમાં નાગા બાવા, સંન્યાસી, ગોસાંઇ, મુંડન કરેલા સાધુ, લાલ અગર કાળાં વસ્ત્ર ધારણ કરેલાઓ, નાક–કાન–હાથ કાપેલા, પાંગળાં, કુબડા, કાળા, હાથમાં પરશુવાળા, તલ્વાર બરછી વગેરે શસ્ત્રો ધારણ કરનાર, ચોરને મારનારા અગર બાંધનારા, ભેંસ, પાડો, ઊંટ, ગધેડો એ જાનવર ઉપર બેઠેલા લોકને જુએ, તેમજ પર્વત, વૃક્ષ ઇત્યાદિ ઉંચા સ્થાનપરથી પડયો, પાણીમાં ડૂબ્યો, કાદવમાં ખૂચ્યો, અગ્નિથી દાઝયો, કૂતરો પગે કરડયો, માછલાએ ખાધો, અકસ્માત આંખો ફૂટી, એકાએક દીવો હોલવાયો, તેલ અથવા મદ્યપ્રાશન કર્યું, લોખંડ, રૂ, તલ અને અડદની પ્રાપ્તિ થઈ, રાંધેલા અન્નની પ્રાપ્તિ થઈ અને તે ખાધું, વાડમાં પેઠો, પાતાળમાં ઉતર્યો ઈત્યાદિ પ્રકાર જો જુએ તો તે જોનાર નીરોગી હોય તોપણ રોગી થાય, અને રોગી હોય તો મૃત્યુ પામે.

સ્વપ્નમાં કેશ, દાંત ખરી પડે એ રોગીને મૃત્યુપ્રદ છે. જો મનુષ્ય સ્વપ્નમાં શરીરને તેલ, દૂધ, ઘી, અન્ય સ્નિગ્ધ પદાર્થથી મર્દન કરેલું જુએ તેને વ્યાધિ થશે એમ સમજવું. સ્વપ્નમાં લાલ વસ્ત્ર ધારણ કરેલી અને લાલ ગંધ લગાડેલી સ્ત્રીને આલિંગન કર્યું હોય તો તુરત મૃત્યુ થાય. જો સ્વપ્નમાં અશોક, કણેર અથવા પલાસનાં વૃક્ષોને ફૂલો આવેલાં દેખાય તો રોગ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં સૂર્ય વા ચંદ્ર નિસ્તેજ દેખાય કિંવા અશ્વિનીઆદિ નક્ષત્રો પડતાં કિંવા ધ્રુવાદિ તારા પડતા જોયા હોય તો મરણ અને શોક પ્રાપ્ત થાય. યજ્ઞસ્તંભ, પલાસ, ટેકરી, કડવો લીંબડો એટલાં ઉપર સ્વપ્નમાં ચડવું એ મૃત્યુપ્રદ થાય.

વિવાહ કરવો, લાલ વસ્ત્ર પહેરવાં, નદીને રોકીને વાળવી, રાંધેલું માંસ સ્વપ્નમાં ખાવું એ નાશકારક છે. સ્વપ્નમાં સ્ત્રી નાના બાળકને જુએ તો રોગ પ્રાપ્ત થાય, અને વિધવાને જુએ તો રોગ થાય. સ્વપ્નમાં કોઈ બીજો માણસ પગે લાકડાનું આડું બાંધીને ચાલે છે એવું જોવાથી આપણને રોગ થાય. આપણા હાથ મરડયા અગર દાઝયા જેવું સ્વપ્ન જોવાથી મરણ થાય. પરાયા મનુષ્યને શીંગડાં ઉગેલાં સ્વપ્નમાં જોવાથી નીરોગી રોગી થાય તથા રોગી મૃત્યુ પામે. પોતાનું માથું મોટું અને ઉંચું છે એવું રોગી જુએ તો મસ્તકશૂળ અને જ્વર વધે. નાકમાંથી લોહી વહે છે એમ જોયું હોય તો મરણ થાય. સ્વપ્નમાંથી શૌચ જવાની

અને ઉલટી થવાની વૃત્તિ જેને થાય તેને રોગ ઉદ્દભવે. રજા લીધાનું સ્વપ્ન મૃત્યુપ્રદ થાય. પોતે લઠ્ઠ છે એવું સ્વપ્ન આવવાથી રોગ પ્રાપ્ત થાય.

કાગડો પોતાના માથાપર થઇને ઉડી ગયો એવું સ્વપ્ન દેખાય તો મરણ થાય. સ્વપ્નમાં પાકેલાં ફળ ખાવાથી રોગી મનુષ્ય મરશે એમ સમજવું. રોગી સ્વપ્નમાં લીંબુ ખાય તો મરણ પામે. અકાળે ફળ જોવાથી વ્યાધિ ઉદ્દભવે. મીઠું, છાશ, રૂ જોયાં હોય તો મૃત્યુ થાય. ગંદું પાણી જોયું હોય તો રોગ થાય. સ્વપ્નમાં સ્નાન કર્યું હોય તો વ્યાધિ વધે. ઘરનો પાછળનો ભાગ બળતો જોવાથી મરણ નજીક છે એમ સમજવું. મિત્રનાં કપડાં બળતાં જોવાં એ રોગદાયક છે. આકાશ આસમાની દેખાય તો રોગ ઉદ્દભવે. સ્વપ્નમાં સૂર્યાસ્ત જોવાથી મૃત્યુ થાય.

## પરિચ્છેદ ૨૦ મો.

## દુષ્ટ સ્વપ્નની શાન્તિ.

પોતાને આવેલા સ્વપ્નમાં જો કોઈ સ્વપ્ન આ પુસ્તક ઉપરથી દુષ્ટ ફળ આપનારૂં જણાય, તો તેની શાન્તિ કરવી કિંવા કરાવવી. પ્રાતઃકાળમાં સ્નાન કરીને નીચેનો મંત્ર ભણવો.

**यो मां त्वां च सरश्चैव ग्राहस्य च विदारणम् ।**
**गुल्मकीचकवेणूनां तं च शैलवरं तथा ॥**
**प्रभासं भास्करं गंगां नैमिषारण्यपुष्करम् ।**
**प्रयागं ब्रह्मतीर्थं च दंडकारण्यमेव च ॥**
**ये स्मरिष्यन्ति मनुजाः प्रयताः स्थिरबुद्धयः ।**
**दुःस्वप्नो नश्यते तेषां सुस्वप्नश्च भविष्यति ॥**

જો મરણ સરખું અત્યંત અનિષ્ટ ફળ આપનારૂં સ્વપ્ન આવ્યું હોય તો પ્રાતઃકાળે ઉઠીને પ્રાતઃસ્મરણ કરવું અને સ્નાનાદિ કર્મો કરીને ષોડશોપચારે ઉપાસ્ય દેવતાની પૂજા કરી દુઃસ્વપ્નનાશક સ્તોત્રનો પાઠ કરવો. આવાં સ્તોત્રો નવગ્રહસ્તોત્ર, લક્ષ્મીસ્તોત્ર, વિષ્ણુસહસ્ત્ર નામ, ગજેંદ્રમોક્ષ, શિવકવચ, ભક્તામરસ્તોત્ર ( જૈન ) વગેરે છે; અથવા બ્રાહ્મણ પાસે હોમ–હવનાદિદ્વારા વિધિપુરઃસર દુઃસ્વપ્નશાન્તિ કરાવવી. રાત્રિસૂત્ર કલ્પમાં એ વિધિ વિસ્તારથી આપેલો છે. એ રીતે દુષ્ટ સ્વપ્નની શાન્તિ થવાથી તેનું અનિષ્ટ ફળ ભોગવવું પડતું નથી, એમ તે સંબંધી શાસ્ત્રમાં કહેલું છે.

## ખંડ ૧૨ મો

# શકુનવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### અંગો ફરકવા વિષે.

દરેક અંગ ફરકવાનાં ફળ જૂદાં જૂદાં હોય છે. કયું અંગ ફરકવાથી કેવું ફળ મળે છે તેની વિગત આ નીચે આપવામાં આવી છે.

| ફરકતું અંગ. | ફળપ્રાપ્તિ. |
|---|---|
| ૧ મસ્તક | રાજા અથવા રાજસન્માન. |
| ૨ કેશ | કેશનો ક્ષય. |
| ૩ લલાટ | સુખભોગ. |
| ૪ ભ્રમર | પ્રિયજનનો મેળાપ. |
| ૫ જમણી આંખ (પુરૂષ) | ધનપ્રાપ્તિ અને મિત્રનું દર્શન. |
| ,, ,, (સ્ત્રી) | ધનનું નુકસાન, શોક અને અકસ્માત્ ભય. |
| ૬ જમણી આંખનો નીચેનો ભાગ (પુરૂષ) | તકલીફ અને શોક. |
| ,, ,, ,, (સ્ત્રી) | ધનલાભ. |
| ૭ ડાબી આંખનો ઉપરનો ભાગ (પુરૂષ) | ધનપ્રાપ્તિ. |
| ,, ,, ,, (સ્ત્રી) | તકલીફ અને શોક. |
| ૮ ડાબી આંખ (પુરૂષ) | ધનની હાનિ, શોક અને ભય. |
| ,, ,, (સ્ત્રી) | ધનપ્રાપ્તિ, સ્વામી અને આપ્તજનોનું દર્શન. |
| ૯ બંધ આંખ | સુખપ્રાપ્તિ. |
| ૧૦ બેઉ આંખ | પીડા અને રોગ. |
| ૧૧ આંખની વચ્ચેનો ભાગ | ગભરાટ અને મોત. |
| ૧૨ નાક | મોત અથવા મોટી તકલીફ. |
| ૧૩ નાકનું જમણું નસકોરૂં | શરીરમાં દર્દ. |
| ૧૪ ,, ડાબું ,, | મોતની ખબર. |

| | |
|---|---|
| ૧૫ ઉપરનો હોઠ | મોટું જમણુ. |
| ૧૬ નીચેનો હોઠ | અચાનક તકલીફ. |
| ૧૭ જીભ | મોટો લાભ. |
| ૧૮ તાળવું | શોક અને પછી લાભ. |
| ૧૯ જમણો કાન | કુટુમ્બ, વિદ્યા અને સ્ત્રીની પ્રાપ્તિ. |
| ૨૦ ડાબો કાન | માથામાં દર્દ. |
| ૨૧ બેઉ કાન | ધન તથા સંતોષની પ્રાપ્તિ. |
| ૨૨ કાનની બુટ | પ્રિયજનની ખબર મળવી. |
| ૨૩ જમણી ખાંધ | સુવર્ણપ્રાપ્તિ. |
| ૨૪ ડાબી ખાંધ | થોડો લાભ. |
| ૨૫ બેઉ ખાંધ | માથું ખોવાનો સોદો. |
| ૨૬ નસ | કપડું અને સંતોષ મળે. |
| ૨૭ કંઠ | તાવ અને ઝાડો. |
| ૨૮ છાતી | બધાં અંગોમાં તકલીફ અને જીત મળે. |
| ૨૯ પીઠ | શળની બિમારી અને હાર. |
| ૩૦ ગાલ | રાજદરબાર જોવાનો મળે. |
| ૩૧ સ્તન | ધનપ્રાપ્તિ. |
| ૩૨ બાહુ | બન્ધુનો મેળાપ. |
| ૩૩ કાખ | પ્રસન્નતા. |
| ૩૪ પેટ | સુખ અને પુત્રની પ્રાપ્તિ. |
| ૩૫ દુંટી | ધનપ્રાપ્તિ. |
| ૩૬ કોણી | દુશ્મન સાથે દોસ્તી. |
| ૩૭ જમણો હાથ (પુરૂષ) | જોર વધે. } સ્ત્રીના સંબંધમાં તેથી ઉલટું સમજવું. |
| ૩૮ ડાબો હાથ (પુરૂષ) | શોકપ્રાપ્તિ. } |
| ૩૯ જાંઘ | બૂરી ખબર મળે. |
| ૪૦ કમર | પેટમાં દર્દ. |
| ૪૧ નાભિ | ખરાબ સ્વપ્ન અને સ્થાનભ્રષ્ટતા. |
| ૪૨ ગુહ્યેંદ્રિય | તકલીફ. |
| ૪૩ પગ | સુખ અને દૂરની મુસાફરી. |
| ૪૪ આંગળી | તીખા પદાર્થનું ભોજન. |
| ૪૫ ગુદા | માથું કપાવાનો પ્રસંગ. |



## પરિચ્છેદ ૨ જો.

## કાકશબ્દપરીક્ષા.

કાગડાની બોલીમાં પણ સારાંશ રહેલો છે અને તે ઉપરથી સારાં માઠાં શુકનની સમજણ મળે છે. પહેલાં કાગડાના અવાજને કાનવડે સ્પષ્ટ રીતે સાંભળવાનો અભ્યાસ કરવો જોઇએ અને જ્યારે દરેક અવાજમાં રહેલો ભેદ કાન પારખી કાઢવાને સમર્થ બને ત્યારે નીચે એ અવાજનો જે અર્થ આપ્યો છે તે ઉપરથી સારાં માઠાં શકુન સમજી લેવાં.

| | શબ્દ. | ફળ કિંવા અર્થ. |
|---|---|---|
| ૧ | કવ–કવ | ભલું થશે. |
| ૨ | કઃ–કઃ | રાજાની નારાજી. |
| ૩ | કરકં–કરકં | ઘણા માણસોની સાથે મેળાપ. |
| ૪ | કેતં–કેતં | રત્ન ખોવાઈ જવું. |
| ૫ | કરકો–કરકો | શોક. |
| ૬ | કૌલૌ–કૌલૌ | નુકસાન થશે. |
| ૭ | કોયં–કોયં | રાજા અથવા માલીક મરશે. |
| ૮ | કેરં–કેરં | મોત થશે. |
| ૯ | કુરલ્લુ–કુરલ્લુ | ખુશીનો પ્રસંગ. |
| ૧૦ | કવઃકુકું–કવઃકુકું | મુડદું જોવામાં આવશે. |
| ૧૧ | કલેનં–કલેનં | મિત્રનો મેળાપ. |
| ૧૨ | કુરુતં–કુરુતં | ઝગડો અને શોક. |
| ૧૩ | કુયં–કુયં | પરાયા કામમાં મોત. |
| ૧૪ | કોચ્છુ–કોચ્છુ | તંદુરસ્તીમાં ફેરફાર થવો. |
| ૧૫ | કે–કે | પતિવ્રતા સ્ત્રીનું આવવું. |
| ૧૬ | કુલુર–કુલુર | મોત. |
| ૧૭ | કેં–કેં–કેં | દોલત મળશે. |
| ૧૮ | કોં–કૈં–કૈં | ચોરનો ભય. |
| ૧૯ | ક્રી–ક્રી | ખૂબસૂરત સ્ત્રી મળે. |
| ૨૦ | કોરં–કોરં | સ્ત્રી અને પશુનો નાશ. |
| ૨૧ | કુલં–કુલં | મોત અથવા કેદ. |
| ૨૨ | કોઈ–કોઈ | જ્ઞાનપ્રાપ્તિ. |
| ૨૨ | કલેતં–કલેતં | વરસાદ વરસશે. |

| | | |
|---|---|---|
| ૨૪ | કૌં–કૌં–કૌં | મંગળ. |
| ૨૫ | કૈકં–કૈકં | મેળાપ. |
| ૨૬ | કોરં–કોરં | ધનવૃદ્ધિ. |
| ૨૭ | કુરુટં–કુરુટં | નિરૂપદ્રવ. |
| ૨૮ | કુરુણુ–કુરુણુ | લક્ષ્મીનો મેળાપ. |
| ૨૯ | કુલ–કુલ | કપડાં મળે. |
| ૩૦ | કૈરંકે–કૈરંકે | બંધુસમાગમ. |
| ૩૧ | કાઓયા–કાઓયા | પરદેશી આવશે. |

કાગડાની બોલીના મુખ્ય મુખ્ય ઉચ્ચાર જ ઉપર આપેલા છે.

કાગડાની બોલી ઉપરથી શકુન જાણવાની એક રીત એવી છે કે–જે વખતે કાગડો બોલે તે વખતે પોતાની છાયા પગલે કરીને માપવી અને તે જેટલાં પગલાં થાય તેમાં ૧૩ મેળવવા, પછી તેને ૬ એ ભાગવા. જે શેષ રહે તેનું ફળ નીચે મુજબ છે. ૧ વધે તો લાભ, ૨ વધે તો ખેદ, ૩ વધે તો સુખ, ૪ વધે તો ભોજનપ્રાપ્તિ, ૫ વધે તો ધનલાભ અને શૂન્ય વધે તો અશુભ સમજવું. ગર્ગઋષિએ એ પ્રમાણે જણાવેલું છે.

---

## પરિચ્છેદ ૩ જો.

---

## ગરોળી અને કાચીંડાનાં શકુન–પુરૂષ માટે.

**પુરૂષનાં જૂદાં જૂદાં અંગોપર ગરોળીનું પડવું**—મનુષ્યનાં જૂદાં જૂદાં અંગો–ઉપાંગોપર જો ગરોળી પડે તો તેમાં અનેક સારાં માઠાં શકુન રહેલાં છે અને શકુનનાં ફળ આ નીચે આપેલાં છે. પ્રાચીન ઋષિઓ આ ફળવિધાન કરી ગએલા છે. પહેલાં પુરૂષનાં અંગ વિષેનું ફળ આપ્યું છે.

| અંગનું નામ. | ફળપ્રાપ્તિ. |
|---|---|
| મસ્તક અથવા ચોટલી | સુખપ્રાપ્તિ. |
| ડાબો ગાલ | મિત્રનું દર્શન. |
| જમણો ગાલ | ઇષ્ટ સંપત્તિની પ્રાપ્તિ. |
| કેશબંધનનું સ્થાન | રોગોત્પત્તિ. |
| કેશનો અગ્ર ભાગ | નાશ. |
| તાળવું | મરણ. |

| | |
|---|---|
| કપાળ | લક્ષ્મીપ્રાપ્તિ. |
| ભ્રૂકુટી | દ્રવ્યનાશ. |
| ભ્રૂકુટીની મધ્ય | દ્રવ્યલાભ. |
| જમણી આંખ | બંધનપ્રાપ્તિ. |
| મુખ | મિષ્ટાન્નભોજન. |
| નાક | સૌભાગ્ય. |
| નાકની દાંડી | સંકટ. |
| જમણો કાન | લાભ. |
| ડાબો કાન | દુઃખ. |
| ગાલનો મધ્ય ભાગ | જમણ. |
| નીચેનો ઓઠ | દ્રવ્ય, ઐશ્વર્યપ્રાપ્તિ. |
| ઉપરનો ઓઠ | કલહ. |
| ઓષ્ઠસંપુટ | મરણ. |
| ચિબુક–હનુવટી | રાજા સાથે દ્વેષ. |
| કંઠ | મિત્રાગમન. |
| કંઠ બહાર | શત્રુભય. |
| જમણો ખભો | જયપ્રાપ્તિ. |
| ડાબો ખભો | પરાજય. |
| હાથ | દ્રવ્યનાશ. |
| કાંડું | અલંકારપ્રાપ્તિ. |
| હાથનો પાછલો ભાગ | દ્રવ્યનાશ. |
| આંગળીઓ | ઈષ્ટપદાર્થપ્રાપ્તિ. |
| નખ | દ્રવ્યનાશ. |
| હથેળીની મધ્ય | મહાસુખ. |
| પીઠ | મિત્રની બાતમી. |
| બેઉ પાસાં | બંધુની ભેટ. |
| પેટ | દ્રવ્યલાભ. |
| હૃદય | સૌખ્યવૃદ્ધિ. |
| સ્તનદ્વય | સૌભાગ્યપ્રાપ્તિ. |
| બેઉ કાખ | સ્ત્રીને સુખ. |
| જમણો બાહુ | બહુ કલેશ. |
| ડાબો બાહુ | યશઃપ્રાપ્તિ. |

| | |
|---|---|
| ડાબો હાથ | કુટુંબકલહ |
| ડાબું કાંડું | દ્રવ્યનાશ |
| ડાબા હાથનો પાંછલો ભાગ | ભૂષણપ્રાપ્તિ |
| ,, ,, નાં આંગળાં | ,, |
| ,, ,, ના નખ. | નાશ |
| ડાબા હાથનો મધ્ય ભાગ | ધનપ્રાપ્તિ |
| કમર | વસ્ત્રાલંકારપ્રાપ્તિ |
| નાભિ | જય અને કીર્તિ |
| બસ્તી | રોગપ્રાપ્તિ |
| ગુહ્યેંદ્રિય | મરણ |
| સાથળ | વસ્ત્રહાનિ |
| નિતંબ | દ્રવ્યનાશ |
| ગુદા | રોગપ્રાપ્તિ |
| ઘુંટણ | બંધનપ્રાપ્તિ |
| ઘુંટી | સ્ત્રીનો નાશ |
| ઘુંટણ નીચેના પગ | પ્રવાસ |
| બેઉ પગ | બંધન |
| પગના પંજા | મૃત્યુપ્રાપ્તિ |
| પાની | સુખપ્રાપ્તિ |
| પગનાં આંગળાં | પુત્રનાશ |
| પગના નખ | પશુ અથવા ચાકરનો નાશ |
| પગનાં તળીયાં | શત્રુનાશ |

**જૂદે જૂદે સ્થાને અને સમયે ગરોળી પડવાનું ફળ**—બિછાના-પર સૂતાં હોઈએ તે વખતે ગરોળી પડેલી જણાય તો તેનું શુભ ફળ નથી પરન્તુ બધું ફળ અશુભ છે. આસને બેઠા પછી જો ગરોળી પડે તો તેનું કાંઈક શુભ અને કાંઇક અશુભ ફળ જાણવું. આપણા પાત્રમાંના એઠા અન્નને સ્થળે ગરોળી પડે તો બંધુઓમાં પરસ્પર સંપ થાય. આપણે ચાલતા હોઇએ તે વખતે જો ગરોળી આપણા અંગપર પડે તો પૂર્વે જે અંગપર પડવાનું જે ફળ કહ્યું છે તે આપણા શત્રુને મળે. જમવાના અન્નપર ગરોળી પડે તો અન્ન કાઢી નાંખવું. અન્નરહિત પાત્રપર પડે તો શોક અને ભયની પ્રાપ્તિ થાય. રસોઈ કરવાના અગ્નિપર ગરોળી પડે તો સ્ત્રી, દેવળમાં પડે તો રાજા અને સભામાં પડે તો સભાપતિ

મરે. ઘરના મધ્ય ભાગમાં ગરોળી પડે તો ઘરના ધાન્યનો નાશ થાય. બે માણસોની વચ્ચે ગરોળી પડે તો બેમાંથી જે ઉત્તમ હોય તેનો નાશ થાય. ગરોળીઓ લડતી લડતી નીચે પડતી જોઈ હોય તો સર્વ દુઃખનો નાશ થાય અને ઘરમાં રહેનારાં માણસોને સુખપ્રાપ્તિ થાય. ગરોળી પડવાથી જો ઘરમાંનો દીવો હોલવાઇ જાય તો તે ઘર નાશ પામે માટે ત્રણ માસ-સુધી તેવા ઘરમાં રહેવું નહિ. આપણાં વસ્ત્ર અને અલંકારપર ગરોળી પડતી દેખાય તો આપણી યોગ્યતાનો નાશ થાય અને કલહ થાય. તલ્વાર વગેરે આયુધોપર ગરોળી પડે તો આપણે હાથે શત્રુ સાથે યુદ્ધ થાય અને શત્રુ નાશ પામે. જો ઘોડો પાલખી વગેરે વાહનપર ગરોળી પડે તો કષ્ટયુક્ત પ્રવાસ થાય. પોતાના જન્મદિવસે, જન્મનક્ષત્રને દિવસે અથવા બારમો ચંદ્રમા હોય તે દિવસે, વૈધૃતિ, વ્યતિપાત, ઉત્પાત દિવસ, ગ્રહણાદિક, યમઘંટ, મૃત્યુયોગ, દગ્ધયોગ, કાળનાડિકા, વિષનાડી, પાપ-ગ્રહ પડતાં હોય તે લગ્ન ઇત્યાદિ સમયે જો ગરોળી પડે તો પૂર્વે કહ્યું છે તે પ્રાપ્ત ન થતાં ખરાબ ફળ પ્રાપ્ત થાય.

**કાચીંડાનું ચડવું**—જે ફળ ગરોળી પડવાનું જણાવ્યું છે તે જ ફળ કાચીંડાના ચડવાનું સમજવું કારણકે ગરોળીનું પડવું અને કાચીં-ડાનું ચડવું સમાન છે. જો કાચીંડો અંગઉપર પડીને પછી ચડે તો પડવાનું ફળ ઉત્તમ છે પરન્તુ એકલા ચડવાનું ફળ તેથી ઓછું સમજવું. જો કાચીંડો મ્હોં ઉંચું કરીને શરીરે ચડે તો તે આરોહણ કહેવાય અને નીચું મ્હોં કરીને ઉતરે તો પતન કહેવાય. એવાં લક્ષણે કરીને કાચીંડાનું આરોહણ અને પતન થાય તો શીઘ્ર ફળપ્રાપ્તિ થાય.

## પરિચ્છેદ ૪ થો.

## ગરોળી અને કાચીંડાનાં શકુન-સ્ત્રી માટે.

**સ્ત્રીનાં જૂદાં જૂદાં અંગોપર ગરોળીનું પડવું**—હવે સ્ત્રીનાં જૂદાં જૂદાં અંગોપર જો ગરોળી પડે તો તે શકુનનું ફળ નીચે જણાવ-વામાં આવે છેઃ—

| અંગનું નામ. | ફળપ્રાપ્તિ. |
|---|---|
| મસ્તક | ધનપ્રાપ્તિ. |
| તાળવું | મૃત્યુપ્રાપ્તિ. |
| વેણીબંધ | રોગપ્રાપ્તિ. |

| | |
|---|---|
| કેશનો અગ્ર ભાગ | મરણપ્રાપ્તિ. |
| ગરદન | નિત્ય કલહ. |
| કપાળ | દ્રવ્યનાશ. |
| જમણો ગાલ | વૈધવ્યપ્રાપ્તિ. |
| ડાબો ગાલ | પ્રિયદર્શન. |
| જમણો કાન | દીર્ઘાયુષ્ય. |
| ડાબો કાન | સુવર્ણાલંકારપ્રાપ્ત. |
| જમણી આંખ | દુઃખપ્રાપ્તિ. |
| ડાબી આંખ | પતિદર્શન. |
| નાક | રોગપ્રાપ્તિ. |
| ઉપરનો ઓઠ | ઐશ્વર્યપ્રાપ્તિ. |
| ઓષ્ઠસંપુટ | નાશ. |
| ચિબુક | કલહ. |
| મ્હોં | મિષ્ટાન્નભોજન. |
| કંઠ | અલંકારપ્રાપ્તિ. |
| બેઉ કાખ | સંપત્તિપ્રાપ્તિ. |
| પીઠ | બંધુવિયોગ. |
| બેઉ પડખાં | બંધુની ભેટ. |
| બેઉ સ્કંધ | સુખપ્રાપ્તિ. |
| બાહુદંડ | મણિયુક્ત અલંકારપ્રાપ્તિ. |
| જમણો હાથ | દ્રવ્યનાશ. |
| ડાબો હાથ | લાભ. |
| જમણા હાથનું કાંડું | મનઃસંતાપ ને દ્રવ્યનાશ. |
| ડાબા " " | અલંકારપ્રાપ્તિ. |
| બેઉ હાથનો મધ્ય ભાગ | મહાસુખ. |
| બેઉ હાથનો પાછલો ભાગ | અલંકારપ્રાપ્તિ. |
| " નાં આંગળાં | " |
| " ના નખ | નાશ. |
| બેઉ સ્તન | બહુ દુઃખ. |
| હૃદય | સુખવૃદ્ધિ. |
| ડુંટી | સુપુત્રપ્રાપ્તિ. |
| કન્યાનું પેટ | લગ્ન. |

| | |
|---|---|
| સ્ત્રીનું પેટ | મંગલકારક. |
| નાભી | સુકીર્તિ અને બુદ્ધિપ્રાપ્તિ. |
| ગુહ્યેંદ્રિય | મરણપ્રાપ્તિ. |
| કમર | વસ્ત્રલાભ. |
| ગુદા | રોગનો ઉદ્‌ભવ. |
| સાથળ | કન્યા કિંવા પુત્રપ્રાપ્તિ. |
| ઘુંટણ | બંધનપ્રાપ્તિ. |
| જંઘાથી પગસુધી | દ્રવ્યનાશ |
| ઘુંટી | મરણપ્રાપ્તિ. |
| જમણો પગ | પરગામ જવું. |
| ડાબો પગ | શત્રુનાશ. |
| પગનાં આંગળાં | પુત્ર અને દ્રવ્યપ્રાપ્તિ. |
| પગના નખ | ધાન્યપ્રાપ્તિ. |

**કાચીંડાના ચડવાનું ફળ**—ગરોળીનું પડવું અને કાચીંડાનું ચડવું બેઉ સમાન છે માટે જે અંગ ઉપર ગરોળી પડવાથી જે ફળ થાય છે તે જ ફળ તે અંગ ઉપર કાચીંડો ચઢવાથી થાય છે એમ સ્ત્રીઓને માટે પણ સમજવું.

**દિશા, વાર અને નક્ષત્રાદિનું ફળ**—હવે અમુક દિશા, વાર અને નક્ષત્રમાં ગરોળી પડવાથી જે ફળ થાય તેનું વિધાન દર્શાવવામાં આવે છે અને તે સ્ત્રી અને પુરૂષ ઉભયને માટે સમાન છે. ગરોળી પડીને જો તે પૂર્વ દિશામાં જાય તો જેના અંગપર પડી હોય તેનું ચિંતિત કાર્ય સિદ્ધ થાય, અગ્નિ કોણમાં જાય તો અગ્નિનો ભય, દક્ષિણમાં જાય તો મરણપ્રાપ્તિ, નૈઋત્યમાં જાય તો કલહ થાય, પશ્ચિમમાં જાય તો દ્રવ્યલાભ, વાયવ્યમાં જાય તો રોગપ્રાપ્તિ, ઉત્તરમાં જાય તો કીર્તિલાભ અને ઈશાનમાં જાય તો ચિંતિત કાર્યની સિદ્ધિ થાય. પડવોને દિવસે ગરોળી અંગપર પડે તો સર્વ લોક અનુકૂળ થાય, બીજને દિવસે પડે તો રાજ્ય-પ્રાપ્તિ થાય, ત્રીજને દિવસે પડે તો લાભ થાય, ચોથને દિવસે પડે તો રોગપ્રાપ્તિ થાય, પાંચમ, છઠ ને સાતમ એ દિવસે પડે તો ધનપ્રાપ્તિ થાય, આઠમ, નોમ ને દશમને દિવસે પડે તો મરણ થાય, એકાદશીને દિવસે પડે તો પુત્રલાભ થાય, બારશને દિવસે પડે તો પુત્ર તથા સંપત્તિ પ્રાપ્ત થાય, તેરશને દિવસે પડે તો હાનિ થાય, ચૌદસને દિવસે પડે તો

દ્રવ્યનાશ થાય, પૂનમ અને અમાસને દિવસે ગરોળી પડે તો અનુક્રમે બંધુહાનિ અને ધનનાશ થાય. સોમ, બુધ, ગુરૂ અને શુક્રવારને દિવસે ગરોળી પડે તો ધનલાભ થાય. રવિ, મંગળ અને શનિવારે પડે તો દ્રવ્યનાશ થાય. અશ્વિની નક્ષત્રમાં ગરોળી પડે તો આયુષ્ય અને આરોગ્યપ્રાપ્તિ, ભરણીમાં પડે તો ધનહાનિ, રોહિણી અને મૃગામાં પડે તો સંપત્તિની પ્રાપ્તિ, આર્દ્રામાં પડે તો મૃત્યુપ્રાપ્તિ, પુનર્વસુમાં પડે તો ધનલાભ, પુષ્પમાં પડે તો લાભ, અશ્લેષામાં પડે તો મરણ, મઘામાં પડે તો કલ્યાણપ્રાપ્તિ, પૂર્વામાં પડે તો રોગાધિક્ય, ઉત્તરા, હસ્ત, ચિત્રા અને સ્વાતી એ ચાર નક્ષત્રમાં પડે તો શુભ, વિશાખામાં પડે તો ધનનાશ, અનુરાધામાં પડે તો રાજ્યપ્રાપ્તિ, જ્યેષ્ઠામાં પડે તો નાશ, મૂળમાં પડે તો સુખપ્રાપ્તિ, પૂર્વાષાઢામાં પડે તો મૃત્યુપ્રાપ્તિ, ઉત્તરાષાઢામાં પડે તો કલ્યાણ, શ્રવણમાં પડે તો રાજ્યપ્રાપ્તિ, ધનિષ્ઠામાં પડે તો નાશ, શતતારકમાં પડે તો સુખપ્રાપ્તિ, પૂર્વાભાદ્રપદમાં તથા ઉત્તરાભાદ્રપદમાં પડે તો શુભ અને રેવતીમાં પડે તો રાજ્યપ્રાપ્તિ થાય. મેષ, વૃષભ એ લગ્નમાં ગરોળી પડે તો લાભ, મિથુનમાં પડે તો કન્યા થાય, કર્કમાં પડે તો ઉત્કર્ષ થાય, સિંહમાં પડે તો પુત્રપ્રાપ્તિ થાય, કન્યામાં પડે તો દ્રવ્યનાશ થાય, તુલા અને વૃશ્ચિક એ લગ્નોમાં પડે તો વસ્ત્રપ્રાપ્તિ થાય, મકરમાં પડે તો ધનપ્રાપ્તિ થાય, કુંભમાં પડે તો હાનિ અને મીનમાં પડે તો સંતાપપ્રાપ્તિ થાય. શૂલ, વજ્ર, વ્યતિપાત, વ્યાઘાત, પરિઘ, વૈધૃતિ એ યોગોમાં ગરોળી પડે તો નાશ થાય અને તે સિવાયના યોગમાં પડે તો શુભ થાય. નાગ, ચતુષ્પાદ, એ કરણમાં ગરોળી પડે તો શોક ઉપજાવે, ભદ્રાપર પડે તો મરણ કરાવે; તે સિવાયના બીજા યોગોપર ગરોળી પડે તો તે શુભદાયક છે.

## પરિચ્છેદ ૫ મો.

## પરદેશગમન માટે જૈન શકુનવિદ્યા.

**પરદેશગમન માટે શુભાશુભ શકુન**—શ્રવણ નક્ષત્રમાં ખીરખાંડ ખાઈ પશ્ચિમ સિવાયની ત્રણ દિશામાં ચાલતાં ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે. ધનિષ્ઠા નક્ષત્રમાં પોપટીયા રંગની વનસ્પતિ-મકાઇનો ડોડો ખાઇને દક્ષિણ દિશા સિવાયની દિશામાં ચાલવાથી કાર્ય સફળ થાય છે. શતતારા નક્ષત્રમાં આખા તુવેરનું વંજન ખાઇને દક્ષિણ સિવાયની દિશામાં

ચાલે તોપણ ભયભરેલી સ્થિતિએ પહોંચાય છે. પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં કારેલાંનું વંજન ખાઈને ચાલતાં તકરારમાં ઉતરવું પડે પણ જ્ઞાનવૃદ્ધિનો લાભ મળે. ઉત્તરાભાદ્રપદમાં વાંસકપુર ખાઇ પાછલે પહોરે ચાલવાથી સુખી થવાય છે. રેવતી નક્ષત્રમાં સ્વચ્છ જળનું પાન કરી ચાલતાં ફતેહ મળે. અશ્વિની નક્ષત્રમાં બટાટા ખાઇ ચાલતાં સુખશાન્તિ મળે. ભરણી નક્ષત્રમાં તેલ અને તાંદુલ ખાઈ ચાલતાં સફળતા મળે. કૃતિકામાં ગૌનું ગોરસ ખાઇ ચાલતાં સૌભાગ્ય વધે ને માન મળે. રોહિણી નક્ષત્રમાં લીલા મગ ખાઈ ચાલતાં રસ્તે મુસાફરીને લગતી સર્વ સામગ્રી થોડે પ્રયાસે મળી આવે છે. મૃગશીર્ષ નક્ષત્રમાં એલચી ખાઈને ચાલતાં ઘણા લાભ મળે. આ નક્ષત્ર નવા વિદ્યાર્થી તથા નવા શાસ્ત્રના અભ્યાસીને જ્ઞાનવૃદ્ધિ કરાવનારૂં છે. આર્દ્રા નક્ષત્રમાં માખણ ખાઇ ચાલતાં મરણ, શોક, સંતાપ અને ભય પ્રાપ્ત થાય, પરંતુ અભ્યાસીઓને સત્વર ફળ મળે છે. પુનર્વસુ નક્ષત્રમાં ઘી–ખાંડ ખાઈ ચાલવાથી ઇચ્છિત ફળ મળે. પુષ્ય નક્ષત્રમાં ખીર–ખાંડ ખાઇ ચાલવાથી અનિયમિત લાભ થાય તથા આ નક્ષત્રમાં કરેલો નવા શાસ્ત્રનો અભ્યાસ વિસ્તાર પામે. અશ્લેષા નક્ષત્રમાં સીતાફળ ખાઇ ચાલે તો પ્રાણાંત ભય આવી પડે, પણ જો જ્ઞાનાભ્યાસ, હુન્નર–કળા, શિલ્પશાસ્ત્રના અભ્યાસમાં પ્રવેશ કરે તો તે વિસ્તાર પામે. મઘા નક્ષત્રમાં કેસર ખાઈ ચાલતાં ન ધારેલી દુષ્ટ રીતે મરણ થાય. પૂર્વાફાલ્ગુનીમાં કોહિંબડાનું વંજન ખાઈ ચાલતાં વિરૂદ્ધ ફળ મળે; પણ શાસ્ત્રાભ્યાસ માટે શ્રેષ્ઠ છે. ઉત્તરાફાલ્ગુનીમાં કડા નામની વનસ્પતિની ફળીનું ( સિંગનું ) વંજન ખાઈ ચાલતાં સહજમાં કલેશ નીપજે. હસ્ત નક્ષત્રમાં શીંગોડાં ખાઇ ઉત્તર દિશા સિવાયની દિશાઓમાં ચાલતાં ઘણા લાભ મળે તથા નવા શાસ્ત્રાભ્યાસીઓને ઘણી શક્તિ મળે. ચિત્રા નક્ષત્રમાં બે પહોર દિવસ ચડ્યા પછી મગની દાળ ખાઈ દક્ષિણ દિશા સિવાયની દિશાઓમાં ચાલતાં લાભ થાય અને જ્ઞાનવૃદ્ધિ થાય. સ્વાતિ નક્ષત્રમાં કેરી ખાઇ ચાલતાં લાભ થઇ કુશળક્ષેમ ઘેર વહેલાં આવી પહોંચાય છે. વિશાખામાં અળશી ફળ ખાઇ ચાલતાં વિકટ કામ સિદ્ધ થાય છે. અનુરાધામાં ચોળા ને સાકર ખાઈ ચાલવાથી દૂર દેશની મુસાફરી કરવા છતાં કાર્યસિદ્ધિમાં મુશ્કેલી પડે છે. જ્યેષ્ઠા નક્ષત્રમાં કળથીનું વંજન અથવા બોરકુટ ખાઇને ચાલતાં શીઘ્ર મરણ પમાય છે. મૂળ નક્ષત્રમાં મૂળાનાં પાંદડાંનું વંજન ખાઇ ચાલતાં કાર્યસિદ્ધિમાં ઘણો વખત લાગે છે. પૂર્વાષાઢા નક્ષત્રમાં ખીર આંબળાં ખાઈ ચાલતાં કલેશ, કુસંપ.

ને અશાન્તિનો વખત જોવો પડે છે, પણ શાસ્ત્ર ભણનારને સારી શક્તિ મળે છે. ઉત્તરાષાઢામાં પાકાં બીલીફળ ખાઈ ચાલતાં સર્વ સાધન સાથે કાર્ય સફળ થાય છે.

**શાસ્ત્રાધ્યયન માટે શુભ સમય**—ઉપર બતાવેલાં અઠ્ઠાવીશ નક્ષત્રોમાંથી અનુક્રમે ગણતાં પાંચમું, બારમું, તેરમું, પંદરમું, સોળમું, અઢારમું, વીશમું, એકવીશમું અને સત્યાવીશમું એ દસ નક્ષત્રોમાંથી અમુક નક્ષત્ર ચંદ્ર સાથે જોગ જોડી ગમન કરતો હોય, ગુરૂવારનો દિવસ હોય તે વખતે વિનય ભક્તિપૂર્વક ગુરૂ પાસે શાસ્ત્રાધ્યયન કરવું. એમ કરવાથી શાસ્ત્રજ્ઞાનની વૃદ્ધિ થાય છે. બે આઠમ, બે ચઉદશ, પૂર્ણિમા, અમાવાસ્યા અને પ્રતિપદા એટલી તિથિનો ત્યાગ કરીને બીજી તિથિમાં ગુરૂવાર હોય તથા ઉપર જણાવેલા શુભ યોગ હોય તો શાસ્ત્રાધ્યયનનો પ્રારંભ વિશેષ લાભપ્રદ થાય છે.

## પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## છીંકનાં શકુન-અપશકુન.

**છીંકની દિશા અને તેનાં શકુન**—આપણે હોઈએ તેની પૂર્વ દિશાએ જો છીંક થાય તો અશુભ, અગ્નિકોણમાં થાય તો શોક અને દુઃખકારક, દક્ષિણમાં થાય તો અરિષ્ટ કરનારી, નૈઋત્યમાં થાય તો શુભ, પશ્ચિમમાં થાય તો મિષ્ટાન્નભોજન મળે, વાયવ્યમાં થાય તો ધનપ્રાપ્તિ થાય, ઉત્તરમાં થાય તો કલહકારિણી નીવડે, ઈશાનમાં થાય તો શુભ, પોતાની છીંકમાં ભય, ઉંચે થાય તો શુભ, મધ્યે થાય તો ભય; આસને, શયને, ભોજને, દાને, વામભાગે અથવા પૃષ્ઠભાગે એ સ્થાને છીંક થાય તો તેને શુભકારક જાણવી.

**વારની છીંક અને તેનાં શકુન**—એક અંગ્રેજ જ્યોતિષીના જણાવ્યા મુજબ, જો સોમવારે આપણે છીંક ખાધી હોય તો પ્રાણાન્તનો ભય આવી પડે, મંગળવારે છીંકવાથી અજાણ્યાની મુલાકાત થાય, બુધવારે છીંકવાથી કોઈનો સંદેશો કે પત્ર મળે, ગુરૂવારે છીંકવાથી સારા સમાચાર મળે, શુક્રવારે છીંકવાથી વિપત્તિ આવી પડે અને શનીવારે છીંકવાથી લગ્નાદિના શુભ પ્રસંગમાં ભાગ લેવાનું મળે.

## પરિચ્છેદ ૭ મો.

## શકુન-અપશકુન જોવા વિષે.

**શુભ શકુન**—લલાટપર તિલક કરેલો બ્રાહ્મણ, ગાય, ફળ, દહીં, મોતી માણેક વગેરે રત્નો, વેશ્યા, હાથી, ઘોડો, છત્ર, ધુમાડા વિનાનો અગ્નિ, માંસ, માછલાં, દારૂ, તલ્વાર, ઢાલ, કટાર, બંદુક, કુમારિકા, હરણ, નોળીયો, ચાસ, મોર, સૌભાગ્યવતી સ્ત્રી, બાળક સાથેની સ્ત્રી, પાણી ભરી આવતી સૌભાગ્યવતી સ્ત્રી, ગીત ગાતી સ્ત્રીઓ, વાઘ, ચામર, ધોયેલાં સુકાં લૂગડાંની ગાંસડીવાળો ધોબી, વિદ્યાર્થી, એ બધાં શુભ શકુન છે. ઘરમાંથી નીકળતાં એ શકુન સામાં આવે તો ધારેલું કામ પાર પડે.'

અજાણ્યો કૂતરો પાછળ પાછળ ચાલ્યો આવે તો શુભ શકુન જાણવાં. ચિત્રવિચિત્ર ઘોડાને ઓચીંતો જોવો એ ભાગ્યોદયની નિશાની છે. એવા એક પછી એક એમ બે ઘોડા જોવામાં આવે તો ધારેલી મુરાદ પાર પડે. સફેદ કોળ નજરે પડે તો સારી નિશાની જાણવી.

**અપશકુન**—લાકડાં, તિલક વિનાનો બ્રાહ્મણ, ચામડું, ઘાસ, ધુમાડાવાળો અગ્નિ, સાપ, છાલાં, કુશકા, વાંઝણી સ્ત્રી, દૂધ, તેલ, ગોળ, શત્રુ, લડતો માણસ, ચાંલ્લા વિનાની સ્ત્રી, વિધવા, તેલ ચોપડેલો માણસ, ઓસડ ચોપડેલો દર્દી, હીજડો, કાદવ, રોગી, વેરાગી, ગોસાંઈ, ફકીર, ગાંડો માણસ એટલાં માણસ જો ઘરમાંથી નીકળતાં સામાં આવે તો ધારેલું કામ સિદ્ધ થાય નહિ.

માંદા માણસના બારણા પાસે મધરાતે કૂતરૂં ભસે તે અપશકુન છે. પાળેલી બિલાડી છીંકે તે અપશકુન છે. ઘરમાં બિલાડી મરી જાય તો તે અપશકુન છે. ઓચિંતો સફેદ ઘોડો જોવામાં આવે તો તે અપશકુન છે. ઘરમાંથી નીકળતાં બાડી આંખવાળા માણસની સાથે માત્ર એક જ વાર દૃષ્ટિમેળાપ થાય તો શુભ શકુન જાણવાં અને વધારે વાર દૃષ્ટિમેળાપ થાય તો અપશકુન જાણવાં. નવા ઘરમાં પાછલા બારણાથી પેસવું એ અપશકુન છે. મુસાફરી કરવા માટે જતાં ઘરમાંથી નીકળતી વખતે જમણો પગ પ્રથમ બહાર કાઢવો એ શુભ શકુન છે; ડાબો પગ પહેલો બહાર કાઢવાથી મુસાફરીમાં વિઘ્ન નડે. ચાટલું ભાગી જવું એ અપશકુન છે.

## પરિચ્છેદ ૮ મો.

## શકુન-અપશકુનની પરચુરણ માહિતી.

**પરચુરણ શકુનો**—જમણા હાથની હથેળીમાં ચેળ આવે તો સમજવું કે કોઈની તરફથી ભેટ મળવાનો સંભવ રહે છે.

ચુલામાંથી ઉડતી ચીણગારીઓ જો ગોળ હોય તો સોનાની થેલી મળવાનો સંભવ છે એમ સમજવું. પણ જો તે લંબગોળ હોય તો કોઇનું મોત થવાનું છે એમ સમજવું.

ચ્હાના કપમાં થએલો પરપોટો ચમચાવડે પી જવો એ લાભદાયક છે.

તાંબું, રૂપું કે સોનાનો સિક્કો જો જડી આવે તો તેને શકુનભરેલો માનીને જાળવી રાખવો પણ વાપરવો નહિ.

જો બાળકના હાથની ઉપર તથા નીચે જન્મતી વખતે વાળનો ભરાવો હોય તો બાળક ધનવાન થવાનો સંભવ છે.

પથારીમાંથી જમણા પાસા તરફ ઉઠવું એ શુભ શકુન છે.

છૂટા છૂટા દાંતવાળો માણસ તેમજ કાનમાં વાળ ઉગ્યા હોય તેવો માણસ ભાગ્યશાળી હોય છે.

૩ નો આંકડો પવિત્ર અને શુભ, ૬ નો આંકડો અશુભ, ૭ નો આંકડો પવિત્ર, ૧૦ નો આંકડો પવિત્ર, ૧૩ નો આંકડો દુર્ભાગી અને બાકીના બધા એકીવાળા આંકડા શુભ મનાય છે.

જો તમારા હાથમાંથી કામ કરતાં એકાએક છરી પડી જાય તો માનવું કે તમારે ત્યાં કોઇ એકાએક આવી ચડશે.

જો તમારા હાથમાંથી કાતર પડી જાય અને તે ભોંયમાં ઊભી ચોંટે તો કોઈ નહિ ધારેલો પરોણો આવશે એમ સમજવું.

શનીવારે સાંજે દીવો બત્તી સળગાવ્યા પછી તત્કાળમાં ન ધારેલી છીંક આવે તો માનવું કે આગળ કોઈ વાર તમને નહિ જણાયલો એવો કોઈ અજાણ્યો પરોણો આવશે.

જો કાનપર ખજવાળ આવે તો સમજવું કે કોઇનો કાગળ આવશે.

જો તમારા હાથમાંથી સોય જમીન ઉપર પડે અને તે અચાનક ઊભી ભોંયમાં ચીટકી બેસે તો માનવું કે કોઇનો કાગળપત્ર આવશે.

કાળા રંગની ગોકળ ગાયને શીંગડાંવડે પકડી ડાબા ખભા ઉપર ઉરાડવાથી ભાગ્ય ખીલે છે.

રાત્રે માથાપર થઇને ગરૂડ પસાર થાય તે ફતેહની નિશાની છે.

ઘરની બારીના ખુણામાં ચકલી માળો બાંધે તો તે શકુનભરેલું છે. ઘરમાં ચકલીની થતી આવજા લાભકારક છે. જેમ વધારે ચકલી આવે તેમ વધુ લાભ, પણ ચકલીઓ આવતી બંધ થાય તો તે અશુભ છે.

બીજનો ચંદ્રમા ખુલ્લી આંખે જમણી તરફથી જોવો અને તુરત જ ખિસ્સામાંથી રૂપીયો કાઢી તેનાં દર્શન કરવાં, તેથી લક્ષ્મી પ્રસન્ન થાય છે.

ખરતો તારો નજરે પડે તે વખતે ધારેલી ઇચ્છા પૂર્ણ કરવા મનમાં ઇચ્છવામાં આવે તો તે પૂર્ણ થાય છે.

લાલ કરોળીયો કપડાંપર થઈ આવજા કરતો જણાય તો નાણાંનો લાભ થવાનો સંભવ છે.

**પરચુરણ અપશકુનો**—ઉંદરનું ટોળું આવતું જણાય તો મરણની નિશાની જાણવી. માંદા માણસના બિછાનાપર ઉંદર ચડી ચીંચીં કરે તો તે માણસનું મોત નજીક સમજવું.

કોળ પુરૂષનાં કપડાં કાતરે તે અપશકુન છે.

દીવાની મદદથી અરીસામાં જોવું તે અપશકુન છે.

જમતાં જમતાં કોળીઓ મ્હોંમાં ન જતાં બહાર નીકળી જાય તો સમજવું કે નક્કી કોઈ માંદગીમાં આવી પડશે.

રાત્રે પુંજો વાળવો એ અપશકુન છે. ઘરનો કોઈ માણસ બહાર મુસાફ્રીએ નીકળ્યા પછી તુરત જ ઘરમાંથી કચરો કાઢવો એ પણ અપશુકન છે.

મીઠું ભરેલું વાસણ એકાએક ઉંધું વળી જાય અને મીઠું નીચે ઢળી જાય તો એ અપશકુનની નિશાની છે. તેમ થાય તો ચપટી મીઠું લઈ ખભા ઉપર મૂકવું.

કોઇ પક્ષી ઉઘાડી બારીમાંથી ઉડતું ઉડતું ઘરમાં આવે અને પછી તે જ માર્ગે બહાર ઉડી જાય તો તે ઘરમાંનું માણસ મરશે એમ સમજવું.

લગ્નનો દિવસ ઠરાવ્યા પછી મુલ્તવી રાખવો એ અશુભ છે.

શુકલ પક્ષમાં વાળ કે નખ કપાવવા એ અપશકુન છે.

જ્યારે આંખનાં પોપચાં ઉડયાં કરે ત્યારે સમજી લેવું કે જલ્દીથી રડવાનો પ્રસંગ આવશે.

કોઈ કબર આગળ ઠોકર વાગવાથી પડી જવું એ અપશકુન છે.

કોઈ માણસ સંદેશો લઈ જતો હોય, ને તેની આડે જો કોઇ સસલું ફરી જાય તો તે અશુભ ગણાય છે. તેવા સમયમાં પાછું ફરવું અને બીજા ટંકનું ભોજન લીધા પછી જ તે સંદેશાને કામે જવું.

**ખંડ ૧૩ મો**

# હસ્તાક્ષર-પરીક્ષણ-વિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### હસ્તાક્ષરમાં રહેલી ખૂબી.

**હસ્તાક્ષરમાં રહેલા ભેદો**—દુનિયાના કોઇ પણ બે માણસના હસ્તાક્ષરમાં એકસરખાપણું જોવામાં આવતું નથી. જેમ દુનિયામાં કોઇ બે માણસના ચહેરા એકસરખા મળતા હોતા નથી, તેમ હસ્તાક્ષરની બાબતમાં પણ રહેલું છે. કેટલાકો એમ સમજે છે કે એક જ શિક્ષક પાસે એક જ શાળામાં ભણેલા વિદ્યાર્થીઓના અક્ષર અથવા એક જાતની કૉપીબૂક લખનારા વિદ્યાર્થીઓના હસ્તાક્ષર એકસરખા હોય છે, પરન્તુ આ માન્યતા ભૂલભરેલી છે. એક જ શિક્ષકના હાથ હેઠળ ભણેલા અથવા એક જ કૉપીબૂક લખનારા કોઈ પણ બે વિદ્યાર્થીઓના અક્ષર સર્વ રીતે એકસરખા હોતા જ નથી. બાલ્યાવસ્થામાં પણ વિદ્યાર્થીઓના અક્ષરમાં તેમની ખાસીયત દર્શાવનારા ભેદો રહેવા પામે છે જ. આનું કારણ દરેક વિદ્યાર્થીના ચારિત્રના બંધારણનું થતું જૂદું જૂદું ઘડતર છે. બાળક નિશાળ છોડે છે અને તેની સ્વતંત્ર વિચારશક્તિની ખીલવણી થવા માંડે છે એટલે નિશાળમાં કૉપીબૂક લખતાં જેવા અક્ષરો કાઢેલા હોય છે તેવા અક્ષરોનો ઘાટ રહેવા પામતો નથી પરન્તુ તે ઘાટમાં તેના ચારિત્ર્યના અંકુરો ઉતરવા લાગે છે. સાધારણ રીતે ચારિત્ર્યના મુખ્ય અંશો આખી જીંદગીમાં ઘણું કરીને સરખા જ રહે છે અને તેમાં આગળ જતાં થોડો ફેરફાર થાય છે; તેવી જ રીતે હસ્તાક્ષરના સંબંધમાં બને છે. મનુષ્યનું ચારિત્ર્ય પુખ્ત વયે સ્થિર થાય છે એટલે તેના હસ્તાક્ષર પણ સ્થિર થાય છે. આપણે તેવા અક્ષરોને 'પાકા અક્ષર' કહીએ છીએ.

**હસ્તાક્ષરપર મનોવૃત્તિની અસર**—પાકા અને સ્થિર હસ્તાક્ષર ઉપર પણ મનોવૃત્તિની અસર થાય છે, એટલે કે દુઃખ, શોક, પ્રેમ,

ચિંતા આદિ વિકારો જ્યારે મનોવૃત્તિમાં રમખાણ મચાવી રહ્યા હોય છે ત્યારે હસ્તાક્ષરમાં તદનુરૂપ ફેરફાર થયા વિના રહેતો નથી. આ રીતે એક સ્ત્રી પોતાના પતિના પત્રના અક્ષર ઉપરથી તે પત્ર લખતી વખતની પતિની માનસિક સ્થિતિનો ખ્યાલ મેળવી શકે છે. વળી જૂદા જૂદા ધંધાદારીઓ જેવા કે કલાવિદો, ચિત્રકારો, ફીલસુફો, વેપારીઓ, મુત્સદ્દીઓ, વગેરેના હસ્તાક્ષરોમાં જૂદી જૂદી વિશિષ્ટતા હોય છે, છતાં અક્ષર લખતી વખતે તેમની મનોવૃત્તિ જેવી હોય છે તેવી છાપ પણ તે અક્ષરોમાં પડ્યા વિના રહેતી નથી.

**હસ્તાક્ષરની પરીક્ષા**—હસ્તાક્ષરની પરીક્ષા ઉપરથી તેના સ્વભાવને પિછાણવાનું કામ તદ્દન સહેલું નથી, તોપણ કેટલાક મુખ્ય નિયમો એવા છે કે જેથી મનુષ્યની આગળ પડતી ખાસીયતો સત્વર માલૂમ પડી શકે. હસ્તાક્ષરનો અભ્યાસ બહુ બારીકાઈથી કરનાર જ મનુષ્યની ખાસીયતોની ઝીણી ઝીણી વિગતો આપી શકે છે. એક સદ્દગુણને જો છેવટની હદસુધી ખેંચવામાં આવે તો તે દુર્ગુણ બને છે એવો એક સામાન્ય નિયમ મનાય છે. સાવચેતી એ સદ્દગુણ છે પરન્તુ હદ ઉપરાંતની સાવચેતી એ શંકાશીલ વૃત્તિરૂપ દુર્ગુણ છે. નીખાલસપણું સારો ગુણ છે, પરન્તુ હદ ઉપરાંતનો એ ગુણ ઘણી વાર દુઃખદાયક થઇ પડે છે. આ કારણથી હસ્તાક્ષરની પરીક્ષા એક બીજા ગુણોના સંયોગની અસરનો પૂરો વિચાર કરીને કરવામાં આવવી જોઇએ. જેમ મસ્તકવિદ્યામાં બે કે ત્રણ વૃત્તિઓની સામટી ખીલવણી કે એક બીજી વૃત્તિની હીનતા-અતિશયતાના સંયોગનો વિચાર કરીને તેના એકંદર સ્વભાવની પરીક્ષા થઈ શકે છે, તે જ રીતે હસ્તાક્ષર ઉપરથી સ્વભાવની પરીક્ષા થાય છે.

**કલમ અને કાગળનો સંબંધ**—કલમ અને કાગળનો સંબંધ પણ હસ્તાક્ષર સાથે રહેલો છે. બરૂની કલમ, ઝીણી કે જાડી પેન અથવા ફાઉન્ટનપેન વગેરે લેખનસાહિત્ય જે પ્રકારનું હોય છે તેને અનુસરીને અક્ષરનો ઘાટ બનતો જતો દેખાય છે; તે જ રીતે કાગળ પણ સુંવાળો, ખરબચડો કે ચીકણો હોય તેની અસર કલમ ઉપર થતાં અક્ષર ઉપર તેની સંયુક્ત અસર નીપજ્યા વિના રહેતી નથી; પરન્તુ એટલું ભૂલવું જોઇતું નથી કે એક માણસ ચોક્કસ કલમ કે પેનની પસંદગી કરે છે તે પસંદગીમાં જ તેના હસ્તાક્ષરની અંદર ગુપ્ત રહેલા તેના સ્વભાવનો અંશ દર્શન આપે છે. એક માણસ 'જે' નંબરની પેન પસંદ કરે છે, કિંવા ત્રાંસી કાપેલી ફાઉન્ટનપેન પસંદ કરે છે, તેનું કારણ એ છે કે તેને તે ફાવે

છે અને તેને તે જ પેન ફાવે છે કારણકે તેના સ્વભાવમાં અમુક ગુણો રહેલા હોવાથી તેના અક્ષરો અમુક પ્રકારના જ હોય છે. તે જ રીતે કાગળની પસંદગીમાં પણ લેખકના સ્વભાવગુણનો સંબંધ રહેલો હોય છે.

**જાતીય ગુણો અને હસ્તાક્ષર**—હિંદના ઘણા ભાગોમાં બાળબોધ લિપિમાં જૂદી જૂદી ભાષાઓ લખાય છે. મારવાડી, રાજસ્થાની, હિંદી, મરાઠી એ ભાષાઓ બાળબોધ લિપિમાં લખાતી હોવા છતાં એક મહારાષ્ટ્રીયના હસ્તાક્ષર રાજસ્થાની કે હિંદીના અક્ષરોથી તદ્દન જૂદા પડી જતા દેખાશે, છતાં કેટલાકના હસ્તાક્ષર ભૂલાવો ખવાડનારા હોય છે. એક હિંદીના બાળબોધ અક્ષરો એક મહારાષ્ટ્રીયના બાળબોધ અક્ષરોની શૈલીને અનુસરતા હોય એવું પણ જણાઇ આવે છે અને તે વખતે એ હિંદીની ગુણવિશિષ્ટતા મહારાષ્ટ્રીય ગુણવિશિષ્ટતાને મળતી હોય છે. ફ્રેંચ સ્ટાઇલમાં હસ્તાક્ષર લખનારા અંગ્રેજોમાં પણ ફ્રેંચ પ્રકૃતિની વિશિષ્ટતા માલૂમ પડી આવે છે અને સ્કૅાટ કે આઇરીશ લોકોની લેખનપદ્ધતિ અંગ્રેજોથી થોડી ફેરફારવાળી હોવા છતાં ફ્રેંચ અને અંગ્રેજી શૈલી વચ્ચે જેટલો ફેર છે તેટલો અંગ્રેજી અને આયરીશ કે સ્કૅાટ વચ્ચે ફેર નથી.

## પરિચ્છેદ ૨ જો.

## હસ્તાક્ષરનું બાહ્ય સ્વરૂપ.

**ચડતા હસ્તાક્ષર**—હસ્તાક્ષરની પંક્તિનું ચડતાપણું ઉત્સાહ, વિજયશાલિત્વ, મહત્ત્વાકાંક્ષા અને માનસિક સંપત્તિનું સૂચન કરે છે, એટલે કે જેનામાં એ ગુણો પ્રધાનપણે વર્તતા હોય છે તેના હસ્તાક્ષરનું વલણ ઉંચે ચડતું માલૂમ પડે છે. હસ્તાક્ષરના બીજા ગુણોના પરીક્ષણથી આ અક્ષરોનું ચડતાપણું જે ગુણોને દર્શાવે છે તે ગુણો કદાચ એકંદરે તીરોભૂત થઇ જતા પણ માલૂમ પડે, પરંતુ આ પરીક્ષણ માત્ર બાહ્ય સ્વરૂપ પૂરતું જ છે.

આકૃતિ ૧૨૩ માં સ્વામી હંસની અંગ્રેજી સહી છે. તેમાં બીજા આંતર ગુણો છે, છતાં તેની ચડતી પંક્તિ તેમનામાં રહેલાં ઉત્સાહ, મહત્ત્વાકાંક્ષા અને માનસિક સંપત્તિનું દર્શન કરાવે છે.

**પડતા હસ્તાક્ષર**—તેવી જ રીતે પડતા હસ્તાક્ષર માનસિક અને

શારીરિક નબળી હાલત, દુઃખથી ઘેરાએલી સ્થિતિ, ચિંતાતુરતા વગેરે પ્રકારની સ્થિતિનું દર્શન કરાવે છે.

આ હસ્તાક્ષર મેરી એન્ટોનેટના છે. ઇતિહાસના અભ્યાસીઓ જાણતા હશે કે પોતાની કારકીર્દીના અંતમાં એ દુર્ભાગી સ્ત્રી ચોપાસ દુઃખ અને

Marie Antoinette

[ આકૃતિ ૧૨૧ ].

ચિંતાથી ઘેરાઇ ગઇ હતી, તે પોતાના પતિ અને બાળકોથી વિખૂટી પડી હતી અને તેનો જીવ પણ જોખમમાં આવી પડ્યો હતો. તે સમયની તેની સહીનો નમૂનો ઉપર આપેલો છે. તેની દુર્દશા થયા પહેલાંની તેની સહી ચડતી પંક્તિની હતી અને તેના નમૂના ઇતિહાસમાં જળવાઈ રહેલા છે.

**જાડા અક્ષર**—ભારે-નીચે પડતા જાડા અક્ષર લખવા-સળંગ લખાણ જ એ પ્રકારનું હોય, અક્ષરના નીચેના લસરકા છૂટા હાથના અને જાડા હોય તો તેમાં કલાવિલાસ અને સૌંદર્યવિલાસનો ગુણ રહેલો સમજવો. કલાવિદો, આર્ટીસ્ટો, ચિત્રકારો અને કેટ-

पंडित पीतांबर पुरुषोत्तमजी॥

[ આકૃતિ ૧૨૨ ]

લાક અથંગ સાહિત્યરસિકોના હસ્તાક્ષરમાં એ વલણ રહેલું માલૂમ પડે છે. જેનામાં પ્રબળ કલ્પનાશક્તિ હોય છે, તેના હસ્તાક્ષરમાં પણ આ ગુણ રહેલો માલૂમ પડી આવે છે.

**અંત્યાક્ષર**—શબ્દ, પંક્તિ કે સહીનો અંત્યાક્ષર પણ કેટલોક ગુણ સૂચવે છે. જ્યારે અંત્યાક્ષર લાંબો હોય, ઉંચે જતો હોય અને સારો ગોળાકારવાળો હોય ત્યારે તે ઉદારતાનું સૂચન કરે છે. અંત્યાક્ષર ઉંચે જતો ન હોય પણ અત્યંત લાંબો હોય તો તે અત્યંત ઉદારતાનું સૂચન કરે છે; પરન્તુ એક બાજુએ અંત્યાક્ષર અતિ ઉદારતા દર્શાવતો હોય અને બીજા અક્ષરોમાં ડહાપણનું સૂચન ન થતું હોય તો એ હસ્તાક્ષર મૂર્ખાઈભર્યું ઉડાઉપણું દર્શાવે છે. જ્યારે અંત્યાક્ષર અધૂરોપધૂરો લખીને ચલાવેલું હોય, અથવા અક્ષર પૂરો થતાં થતાંમાં જ કલમ ઉપાડી લેવામાં આવેલી જણાય ત્યારે તે કરકસરનો ગુણ દર્શાવે છે, પરન્તુ અંત્યાક્ષર પૂરો લખવાને બદલે જરા લીટું ખેંચીને પતાવી દીધું જણાય,

ત્યારે તેનામાં લોભી વૃત્તિ રહેલી માલૂમ પડે છે. અંત્યાક્ષર જરા ખૂણો કાઢીને ચપળતાથી લખાએલો માલૂમ પડે તો તે સ્વભાવની ચપળતા દર્શાવે છે અને હસ્તાક્ષરનું એકંદર વલણ ઉંચે ચડતું જણાય તો મહત્ત્વાકાંક્ષા અને ઉત્સાહ માલૂમ પડે છે. આ અંત્યાક્ષરનું પરીક્ષણ હસ્તાક્ષરના બીજા ગુણોની સાથે સંયુક્ત રીતે લેવું.

**હસ્તાડંબર**—જેવો મનુષ્યનો સ્વભાવ હોય છે તેવો ગુણ તેના હસ્તાક્ષરમાં આપોઆપ ઉતરી જાય છે. સહી કરીને એ સહીના આડંબર માટે કેટલાકોને આડાંઅવળાં લીંટા કરવાની ટેવ હોય છે અને તેથી ઘણીમાં સહીની બાહ્ય શોભા વધતી જણાય છે પરન્તુ એ શોભા વધારવાની ટેવની અંદર જ મનુષ્યનો સ્વભાવ રહેલો હોય છે. એ બાહ્ય શોભાની ઇચ્છા મનુષ્યની પ્રશંસાપ્રિયતા દર્શાવે છે. તેમાં ઘણી વાર સ્વમાન તો ઘણી વાર સાધારણ મનુષ્યમાં મિથ્યાભિમાન પણ માલૂમ પડી આવે છે. તોપણ આ હસ્તાડંબરની સાથે હસ્તાક્ષરના બીજા ગુણોની ગણત્રી ગણીને સ્વભાવપરીક્ષા કરવામાં આવવી જોઇએ.

સ્વામી હંસની સહીમાં નાનો સાદો હસ્તાડંબર છે, તે સ્વમાનસૂચક તથા નિશ્ચયદર્શક છે અને હસ્તાક્ષરનું એકંદર વલણ સૌંદર્યપ્રિયતા સૂચવે છે; પરન્તુ આ નીચે ઈંગ્લાંડની રાણી ઈલીઝાબેથની સહી નીચેનો ભારે હસ્તાડંબર પ્રશંસાપ્રિયતા અને અભિમાનવૃત્તિનું સૂચન કરે છે.

Hamsa

[ આકૃતિ ૧૨૩ ]

Elizabeth

[ આકૃતિ ૧૨૪ ]

**ભેગા-છૂટા અક્ષર**—અંગ્રેજી અક્ષરો ભેગા લખાય છે પરન્તુ ગુજરાતી અક્ષરો છૂટા લખાય છે, છતાં કેટલાકને ગુજરાતી અક્ષરો પણ એક બીજાને જોડીને લખવાની ટેવ હોય છે અને કેટલાકોને અક્ષરો છૂટા ઉપરાંત હ્રસ્વ ઇ, હ્રસ્વ ઉ કે માત્રા ઈત્યાદિ છૂટા છૂટા લખવાની ટેવ હોય છે. આ પ્રમાણે બહુ ખંડયુક્ત અક્ષરો લખનાર મોટે ભાગે કલ્પના

અને તરંગો બહુ કરે છે, અનેકવિધ સ્વપ્નો રચે છે અને પ્રત્યેક કાર્ય અત્યંત વેગથી કરે છે, જ્યારે અક્ષરો અને શબ્દો બહુ જોડાયલા હોય છે અને તે સાથે અક્ષરો સ્પષ્ટ હોય છે ત્યારે વિચારોનો આવેગ માલૂમ પડી આવે છે. વ્યવહારૂ કાર્યશક્તિ એ અક્ષરોમાં રહેલી છે અને પૃથક્કરણ, અવલોકન કે ટીકા કરવાની શક્તિ અતિ ખંડયુક્ત અક્ષરોમાં રહેલી હોય છે. શ્રી નરસિંહરાવ ભોળાનાથઅતિ ખંડયુક્ત ના અક્ષરોનો નમૂનો અન્યત્ર આપેલો છે.

**અક્ષરોના ઘાટ**—સીધા, ઊભા અને ભર્યા અક્ષરો સ્વસંતુષ્ટતા અને સ્વસંપૂર્ણ વૃત્તિ દર્શાવે છે. એવા જ અક્ષરો હોય પણ જો અંત્યાક્ષર ટુંકા અને અસ્પષ્ટ હોય તો તે સ્વાર્થવૃત્તિ દર્શાવે છે. મરોડદાર વાંકા અક્ષર દિલસોજી અને પ્રેમાળ વૃત્તિ સૂચવે છે. વાંકા અક્ષરો મૃદુતા અને સુકોમળતા સૂચવે છે, પરન્તુ તેવા અક્ષર જો ભરેલા અને ખૂણાદાર તથા લપસતા હોય તો તેમાં લાગણીની ન્યૂનતા જણાય છે. અંગ્રેજી t અક્ષરને છેદવાની રીતિ અને ગુજરાતીમાં મીંડું, માત્રા કે રેફ કરવાની રીતિ ઉપરથી પણ કેટલુંક સૂચન થાય છે. એ અક્ષરખંડ ભરેલો અને જોરદાર હાથે પડેલો જણાય તો તેમાં લખનારનું નિશ્ચયબળ દેખાઈ આવે છે. એ સાદા અને ઝીણા અક્ષરખંડ નિર્બળતાને સૂચવે છે. એ અક્ષરખંડ જોરદાર હોય અને સહીની નીચે સામાન્ય કદનો હસ્તાડંબર હોય તો તે રાજા જેવી અતુલશક્તિ અથવા સત્તા અને અભિમાનનું સૂચન કરે છે.

**અણસરખા અક્ષર**—જે હસ્તાક્ષર નાનામોટા હોય, કાંઈક અનિયમિત હોય અને એકબીજાની સાથે કાંઈક અંશે જોડાયલા જ દોડી જતા હોય પણ લિપિના ઘાટમાં જ હોય તો તે કલ્પનાશક્તિનો વેગ દર્શાવે છે. આવો લખનાર જ્યારે અંગ્રેજી લખે છે ત્યારે તેના કૅપીટલ અક્ષરો મોટા અને તરી આવતા લાગે છે. તેનું એકંદર અંગ્રેજી લખાણ વાંચવાનું ક્લિષ્ટ થઈ પડે છે કારણકે તે ગુંચવાયલું જણાય છે. પરન્તુ વાંચવું મુશ્કેલ થઈ પડે તેવું લખાણ વિદ્વાન્‌નું હોય અને ઓછા ભણેલાનું હોય તો તે વચ્ચેનો તફાવત ઓળખવો જોઇએ. પોતાના વેગથી વહી જતા વિચારોને ઉતાવળે કાગળ ઉપર મૂકવાની ઉત્કંઠાથી એક વિદ્વાન્‌ના અક્ષરો એવા બની જવાનો સંભવ હોય તો ત્યાં કલ્પનાના આવેગને કારણીભૂત સમજવો જોઇએ; પરન્તુ ગડબડીયા અક્ષરો લખનારા બધા માણસોમાં કાંઈ કલ્પનાનો વેગ કારણીભૂત હોતો નથી.

## પરિચ્છેદ ૩ જો.

## કેટલાંક જાણીતાં સ્ત્રી-પુરૂષોના હસ્તાક્ષર.

**મહાત્મા ગાંધીના હસ્તાક્ષર**—અક્ષરનો જાડો ઘાટ કલાપ્રેમ અને સાંદર્યપ્રેમ સૂચવે છે. અંત્યાક્ષરનું પૂર્ણ સ્વરૂપ ઉદારતા સૂચવે છે.

[ આકૃતિ ૧૨૫ ]

માત્રા અને ટપકાંનું ભરાઉપણું નિશ્ચયબળ દર્શાવે છે. અક્ષરોનું ખંડિતપણું અને સંયુક્તપણું કલ્પનાનો તથા વિચારોનો પ્રબળ આવેગ દર્શાવે છે. અક્ષરોનો મરોડ દિલસોજી અને પ્રેમાળ વૃત્તિ સૂચવે છે.

**મહારાણી વિકટોરિયાના હસ્તાક્ષર**—આખી સહીનો મોટો ઘાટ સત્તા અને જવાબદારીનું ભાન દર્શાવે છે. સહીનું સહેજ નીચે પડતા-

[ આકૃતિ ૧૨૬ ]

પણું તેમનાં કેટલાંક માનસિક દુઃખોના શોકનું સૂચન કરે છે. કૅપીટલ અક્ષરોનો સુંદર ઘાટ કલાપ્રિયતા, t અક્ષરનો જોરદાર છેદ નિશ્ચયબળ, અક્ષરોના ગોળ સાંકડા ખૂણા આત્મતુષ્ટતા, અક્ષરોનો મરોડ દિલસોજી અને સુકોમળતાનું દર્શન કરાવે છે.

**કલાપીના હસ્તાક્ષર**—સહીના ઉંચે ચડતા અક્ષરો ઉત્સાહ અને મહત્ત્વાકાંક્ષા દર્શાવે છે. સહીની નીચેનો લીટીનો નાનો કકડો સ્વમાન અને નિશ્ચયબળ દર્શાવે છે. અક્ષરોનો

[ આકૃતિ ૧૨૭ ]

મરોડ હૃદયની સુકોમળતા અને દિલસોજી સૂચવે છે. માત્રા અને મીંડાનું જોરદારપણું સ્વાત્મનિર્ણયવૃત્તિ દર્શાવે છે. અક્ષરોનું સહજ જાડાપણું સૌંદર્યપ્રેમ દર્શાવે છે.

**સુજ્ઞ ગોકુળજી ઝાલાના હસ્તાક્ષર**—અક્ષરોનું જાડાપણું કલા-વિલાસ અને સૌંદર્યપ્રેમનું દર્શન કરાવે છે. એક બીજા અક્ષરની સંયુક્તતા વિચારનો આવેગ દર્શાવે છે. સીધી લીંટી દોરવામાં પ્રતીત થતો જોરદાર હાથ નિશ્ચયબળ અને સત્તાનું દર્શન કરાવે છે. છેલ્લા 'જી' અક્ષરની પૂર્ણતા અને વિશેષ લંબાઇ હૃદયની સંપૂર્ણ ઉદારતાનું ભાન કરાવે છે.

[ આકૃતિ ૧૨૮ ]

**શેક્સપીયરના હસ્તાક્ષર**—પહેલા અક્ષર W નો ઘાટ કેવળ વિલક્ષણ છે અને તે સર્ગશક્તિની અતિશયતાનું સૂચન કરે છે. અક્ષરોનું

[ આકૃતિ ૧૨૯ ]

તૂટકપણું વિવેચનશક્તિ અને ચારિત્ર્યના પૃથક્કરણની શક્તિનું દર્શન કરાવે છે. વીલીયમ શબ્દ તેમ જ શેક્સપીયર શબ્દ બેઉ અક્ષરોનું ઉત્તરોત્તર ચડતાપણું મહત્ત્વાકાંક્ષા અને ઉત્સાહ સૂચવે છે. શેક્સપીયરમાં પહેલો S અને વિચિત્ર h અને વચ્ચે આવેલા s નો મરોડ તેમજ અક્ષરોનું અણસરખાપણું કલ્પનાચાતુર્ય જણાવે છે. અક્ષરોના સીધા લસરકા સ્વાત્મતુષ્ટતા દર્શાવે છે અને અક્ષરોનો ગોળ મરોડ દિલસોજી તથા સુકોમળતા સૂચવે છે. વીલીયમ તેમજ શેક્સપીયર બેઉના અંત્યાક્ષરની બહુ લંબાઇ અતિ ઉદારતા-ઉડાઉપણાનું દર્શન કરાવે છે.

**બેકન્સફીલ્ડના હસ્તાક્ષર**—બેકન્સફીલ્ડના હસ્તાક્ષરની નીચેનો લાંબો અને બેઉ બાજુએ ગોળ ખૂણાવાળો હસ્તાડંબર કલાકોવિદતા બતાવે છે અને તે ગુણમાં પોતાની કલા પ્રત્યેની કૃતજ્ઞતા પ્રાપ્ત કરવાનો પ્રેમ પણ મિશ્રિત છે. સહીના અક્ષરો સહજ ઉંચે ચડતા છે તેમાં મહત્ત્વાકાંક્ષા તથા ઉત્સાહ પ્રતીત થાય છે. પ્રથમાક્ષર B નું કેવળ નવું સ્વરૂપ અભિમાનદર્શક છે, અને બીજા અક્ષરોના પ્રમાણમાં પ્રથમાક્ષરની ઉંચાઈ સત્તા

[ આકૃતિ ૧૩૦ ]

પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા દર્શાવે છે. અક્ષરોના સંપૂર્ણ ઘાટ ઉપરથી તેમજ પહેલેથી છેલ્લેસુધી અક્ષરો જોડાયલા છે તે ઉપરથી વિચાર તથા હેતુની સંકલનાની પૂર્ણતા પ્રતીત થાય છે. અંત્યાક્ષરમાં સ્વભાવની ઉગ્રતા અને પોતાની જ સત્તાના સ્વીકાર માટેની આકાંક્ષા રહેલી છે. અક્ષરોના ઢોળાવમાં મૃદુતા અને ગોળાકારમાં દિલસોજી, સુકોમળતા સાથે આશ્વાસકતા અને કડકાઇનું મિશ્રણ જણાય છે. ઉગ્ર સ્વભાવ ઉપર સભ્યતા અને સુકોમળતાનું અસ્તર હોય એવો એકંદર સ્વભાવ આ હસ્તાક્ષર દર્શાવે છે.

**શ્રી કૃ. મો. ઝવેરીનો હસ્તાક્ષર**—અક્ષરોનો મરોડ અને અણુસરખાપણું કલ્પનાશક્તિ સૂચવે છે. અક્ષરોનો ઢોળાવ પ્રેમાળ સ્વભાવનું સૂચન કરે છે. અક્ષરોના ખૂણા સ્વાત્મતુષ્ટતા બતાવે છે અને માત્રામાં

[ આકૃતિ ૧૩૧ ]

પ્રતીત થતો જોરદાર હાથ સત્તા તથા મનોનિશ્ચય સૂચવે છે. છેલ્લો રી અક્ષર સંપૂર્ણ અને મોટો છે તે હૃદયની ઉદારતાને દર્શાવે છે.

**શ્રી. નરસિંહરાવના હસ્તાક્ષર**—અક્ષરોનું ચડતાપણું ઉત્સાહ દર્શાવે છે. માત્રામાં પ્રતીત થતો હાથ મનોબળ દર્શાવે છે. અક્ષરોની ખંડિતતા વિવેચનશક્તિ અને

[ આકૃતિ ૧૩૨ ]

પૃથક્કરણ કરવાની શક્તિનું સૂચન કરે છે. અક્ષરોના સીધા લસરકા અને ખૂણાદારપણું સ્વાત્મતુષ્ટતા બતાવે છે, પરન્તુ અક્ષરને નીચેના સીધા લસરકા સાથે છોડી દેવાની રીતિ આગ્રહીપણું બતાવે છે.

**શ્રી. આનંદશંકર ધ્રુવના હસ્તાક્ષર**—અક્ષરોનો ગોળ મરોડ હૃદયની સુકોમળતા દર્શાવે છે અને સીધા લસરકા સ્વાત્મતુષ્ટતા બતાવે છે.

ટપકામાં પ્રતીત થતો જોરદાર હાથ મનોબળનું સૂચન કરે છે.

[આકૃતિ ૧૩૩]

એક બીજા અક્ષરોને છોડી દેવાની તેમજ 'પુ' 'છ' વગેરે અક્ષરોને જરા વિલક્ષણ લખવાની રીત કલ્પનાની સતેજતા અને વિચારોના પ્રબળ આવેગનું સૂચન કરે છે. અંત્યાક્ષરમાં કરકસર જણાય છે, ઉદારતા નથી.

**ડેવીડ લીવીંગ્સ્ટનના હસ્તાક્ષર**—અક્ષરોના સીધા લસરકા સ્વાત્મતુષ્ટતા દર્શાવે છે પરન્તુ g જેવા અક્ષરનો નીચે પડતો લસરકો કરી

David Livingstone

[આકૃતિ ૧૩૪]

છોડી દેવાની રીત આગ્રહીપણું અને કોઇ વાર હઠીલાપણું દર્શાવે છે. t નો મજબૂત છેદ મનોબળ સૂચવે છે. ગોળ મરોડ સુકોમળતાને દર્શાવે છે અને ચોખ્ખા કૅપીટલ અક્ષરો વ્યવસ્થાશક્તિ સૂચવે છે. અંત્યાક્ષરમાં ઉદારતાનું કે કરકસરનું સૂચન નથી. એવો માણસ પોતાનું ધન જાળવી રાખે, જરાએ બગાડ થવા ન દે.

**મી. જહાંગીર મરઝબાનના હસ્તાક્ષર**—'જામે-જમશેદ'ના માલિક મી. જહાંગીર બે. મરઝબાનના હસ્તાક્ષરનો જાડો પડતો મરોડ કલાપ્રિયતા અને સૌંદર્યપ્રેમ દર્શાવે છે. ટપકાં અને માત્રામાં પ્રતીત થતો જોરદાર હાથ મનોબળ-નિશ્ચયબળનું સૂચન કરે છે. અક્ષરોને એકબીજા સાથે જોડીને લખવાની રીતિ વિચારોનો જોરદાર પ્રવાહ સૂચવે છે. અંત્યાક્ષરને લંબાવવાની રીતિ ઉદારતા દર્શાવે છે પરન્તુ તેની સાથે નીચે લાંબો હસ્તાડંબર જોડયો છે તે પ્રશંસાપ્રિયતા અથવા કીર્તિની વાંચ્છના સૂચવે છે. અક્ષરોનો ગોળ મરોડ હૃદયની સુકોમળતા દર્શાવે છે.

[આકૃતિ ૧૩૫]

**સ્વ. ઇચ્છારામ દેશાઇના હસ્તાક્ષર**—અક્ષરોની સહજ નીચે પડતી પંક્તિ નબળી તબીયત દર્શાવે છે. 'સૂ'નું દીર્ઘ અજાણું અને 'દે'નો માત્રા મનોબળ ને સત્તાનું

[આકૃતિ ૧૩૬]

સૂચન કરે છે. અક્ષરોનો ગોળ મરોડ સુકોમળતાને દર્શાવે છે. અક્ષરોનો ઢોળાવ અને અંત્યાક્ષર 'ઈ' ની લંબાઈ અનુક્રમે મર્યાદિત પ્રેમાળપણું અને મર્યાદિત ઉદારતાનું સૂચન કરે છે.

**ટોલસ્ટોયના હસ્તાક્ષર**—કૅપીટલ અક્ષરોના મોટા અને સ્પષ્ટ ઘાટમાં

Leon Tolstoy

[ આકૃતિ ૧૩૭ ]

અને જોરદાર પંક્તિબદ્ધતામાં તીવ્ર કલ્પનાશક્તિ અને અવલોકનશક્તિ પ્રતીત થાય છે. સહજ ચડતા અક્ષરો આશાવાદ અને ઉત્સાહ સૂચવે છે. અક્ષરોનો ઢોળાવ પ્રેમાળતાને દર્શાવે છે અને ગોળ મરોડ સ્વભાવની સુકોમળતા અને દિલસોજીનું સૂચન કરે છે. મહાત્મા ગાંધીના ગુરૂ ટોલસ્ટોયને સૌ વાચકો પિછાણતા હશે.

**થેકરેના હસ્તાક્ષર**—થેકરેના હસ્તાક્ષર સહજ નીચા પડતા છે અને તે કાંઈક શારીરિક નબળાઇનું દર્શન કરાવે છે. અક્ષરોનું સીધાપણું સ્વાત્મતુષ્ટતા દર્શાવે છે કે જે બીજાની અક્કલની બહુ પરવા રાખતી નથી. મોટા કૅપીટલ અક્ષરોમાં સર્ગશક્તિ અને નવું ઉત્પન્ન કરવાની શક્તિ પ્રતીત થાય છે.

W. M. Thackeray.

[ આકૃતિ ૧૩૮ ]

આખી સહીના જોડેલા અક્ષરો વિચારોના આવેગને દર્શાવે છે. છેલ્લું મોટું ટપકું અને સહી નીચેની લાંબી લીટી વિગતોમાં ઉંડા ઉતરવાની તથા પોતે કરેલા સારા કામનું પોતાને સંપૂર્ણ ભાન છે એવી સમજનું સૂચન કરે છે. થેકરેની ખ્યાતિ મોટા હાસ્યરસના લેખક તરીકે થએલી છે.

**કવિ ન્હાનાલાલના હસ્તાક્ષર**—મોટા અને સ્પષ્ટ પ્રથમાક્ષરો

ન્હાનાલાલ દલપતરામ કવિ

[ આકૃતિ ૧૩૯ ]

સર્ગશક્તિ અને તીવ્ર કલ્પનાશક્તિનું દર્શન કરાવે છે. અક્ષરોનું સીધાપણું સ્વાત્મતુષ્ટતા દર્શાવે છે. અક્ષરોની ખંડિતતા વિવેચનશક્તિ, પૃથક્કરણ શક્તિ અને તુલનાશક્તિનું સૂચન કરે છે. અક્ષરોનો નીચે જતો જાડો ઘાટ સૌંદર્યપ્રેમ અને કલાપ્રેમનું સૂચન કરે છે; અક્ષરોનો ગોળ મરોડ હૃદયની સુકોમળતા દર્શાવે છે. 'હ' અને 'દ' નો નીચે જતાં લાંબો જોરદાર લસરકો મનોબળનું દર્શન કરાવે છે.

**કવિ ખબરદારના હસ્તાક્ષર**—અક્ષરોને એક બીજા સાથે જોડીને લખવાની ટેવ વિચારોનો પ્રબળ આવેગ દર્શાવે છે. છેલ્લું ટપકું સંપૂર્ણ વિગતોમાં ઉંડા ઉતરવાની ટેવ દર્શાવે છે. અક્ષરોનું સીધાપણું સ્વાત્મતુષ્ટતા અને ગોળ મરોડ હૃદયની સુકોમળતા દર્શાવે છે.

[ આકૃતિ ૧૪૦ ]

**મી. સ્ટેડના અક્ષરો**—જાણીતા પત્રકાર વીલીયમ સ્ટેડના આ હસ્તાક્ષર છે. અક્ષરોની ચડતી પંક્તિ મહત્ત્વાકાંક્ષા સૂચવે છે. મોટા કેપીટલ અક્ષર તેનો સુંદર ઘાટ અને અક્ષરોનું નીચે ઉતરતું ભરાઉપણું કલાપ્રિયતા દર્શાવે છે. અક્ષરોના ગોળ અને મધ્યમસર ખૂણા તેમજ અક્ષરોનું ઢળતાપણું દિલસોજી અને હૃદયની સુકોમળતા દર્શાવે છે. અંત્યાક્ષરની પૂર્ણતા ઉદાર સ્વભાવનું સૂચન કરે છે. t અક્ષરને છેદવાની જોરદાર રીત મનોબળ દર્શાવે છે. અક્ષરોની સ્પષ્ટતા અને ગોળાશ હૃદયની નિખાલસ વૃત્તિને સૂચવે છે. એવો માણસ સત્યાવલંબી હોય.

William T. Stead

[ આકૃતિ ૧૪૧ ]

**રાણી ઇલીઝાબેથના હસ્તાક્ષર**—પૂર્વે આપેલા રાણી ઇલીઝાબેથના હસ્તાક્ષરમાંનો વિલક્ષણ અને ગુંચવણભર્યો હસ્તાડંબર અને કેપીટલ અક્ષરોનું હદ ઉપરાંતનું મોટું કદ એ મિથ્યાભિમાન દર્શાવે છે. અક્ષરો ચડતા છે તે મહત્ત્વાકાંક્ષા અને અક્ષરોનું ભરાઉપણું સૌંદર્યપ્રિયતા તેમ જ કલાપ્રિયતા દર્શાવે છે. અંત્યાક્ષરની લંબાઈ હૃદયની ઉદારતાનું સૂચન કરે છે.

**ચિત્રકાર રાવળના હસ્તાક્ષર**—જાણીતા ચિત્રકાર મી. રવિશંકર મહાશંકર રાવળના હસ્તાક્ષરનું ભરાઉપણું સૌંદર્યપ્રિયતા અને કલાપ્રિ-

યતા દર્શાવે છે. અક્ષરનું સીધાપણું આગ્રહીપણું દર્શાવે છે. અંત્યાક્ષર કસર કરવાની ટેવનું સૂચન કરે છે. અક્ષરોના ગોળ ખૂણા પ્રેમાળપણું દર્શાવે છે.

[ આકૃતિ ૧૪૨ ]

**સર જમશેદજી જીજીભાઇના હસ્તાક્ષર**—સર જમશેદજી જીજીભાઈના હસ્તાક્ષરની ઉપર ચડતી પંક્તિ મહત્ત્વાકાંક્ષા સૂચવે છે. અંત્યાક્ષર પરિપૂર્ણ ઉદારતા દર્શાવે છે. માત્રા લખવામાં પડેલો જોરદાર હાથ મનોબળ સૂચવે છે. અક્ષરોનો નીચે પડતો ગાઢો ભાગ અને ભરાઉપણું સૌંદર્યપ્રિયતા અને કલાપ્રિયતા સૂચવે છે.

[ આકૃતિ ૧૪૩ ]

---

પરિચ્છેદ ૪ થો.

---

## હસ્તાક્ષરની સંપૂર્ણ પરીક્ષા.

હસ્તાક્ષરની પરીક્ષા કરવામાં એક વ્યક્તિની સહી ઉપરથી તેના ગુણોની પરીક્ષા કેવી રીતે કરવી તે આગળ દર્શાવવામાં આવ્યું છે. મનુષ્યની ખાસીયતો મોટે ભાગે સહીના અક્ષરોમાં આવી જાય છે, તોપણ સંપૂર્ણ પરીક્ષણ કરવા માટે તો એ માણસના હસ્તાક્ષરે લખેલો આખો પત્ર જ મેળવવો જોઇએ. વળી આવો પત્ર હસ્તાક્ષરની પરીક્ષા માટે જ લખાએલો હોવો ન જોઇએ, કારણકે એવા ખાસ હેતુથી લખાએલા પત્રમાં માણસના સ્વભાવનો અંશ ઉતરવા પામતો નથી અને તે સાવધાન ચિત્તથી એવા અક્ષરો લખવાને પ્રેરાય છે કે જેમાં તેના ખરા ગુણો ન હોય; અને પત્ર સામાન્ય રીતે લખાએલો છે કે પરીક્ષકને આડે માર્ગે દોરવવા લખાએલો છે તે તો ચતુર પરીક્ષક અક્ષરોની સામાન્ય તપાસ અને જૂદા જૂદા અક્ષરોની સરખામણી ઉપરથી જ સમજી લે છે.

કેટલીક વાર એવું માલૂમ પડે છે કે અમુક ખાસીયતની નિશાની કેટલાક અક્ષરોમાં હોય છે અને કેટલાક અક્ષરોમાં હોતી નથી. આનો અર્થ એ જ સમજાય કે ગુણ કિંવા અવગુણ એ માણસમાં અતિ

સાધારણ નથી પણ પ્રાસંગિક છે. દાખલા તરીકે અંત્યાક્ષર ઉપરથી સૂચવાતી ઉદારતા. આ નિશાની એક પત્રમાં કેટલેક સ્થળે જણાય અને કેટલેક સ્થળે ન જણાય તો સમજવું કે એ માણસની ઉદારતા સાવધાનતાવાળી છે, એટલે કે એ માણસ ઉદાર હોવા છતાં ભૂલભરેલી ઉદારતા તરફ ખેંચાઈ જતો નથી.

હસ્તાક્ષરની પરીક્ષા કરવાનો પૂર્ણ અભ્યાસ કર્યા પછી એ અભ્યાસને જૂદા જૂદા હસ્તાક્ષરના નમૂનાઓવડે આગળ વધારવો. પહેલાં હસ્તાક્ષર જોઈને એ નક્કી કરવું કે અક્ષર ઉંચે ચડતા જાય છે કે નીચે પડતા જાય છે. પછી જોવું કે તેનો મરોડ ઢોળાવ પડતો છે કે સીધો છે, અક્ષરો ખૂણા પડતા છે કે ગોળાકાર છે, ખૂણા ખુલ્લા છે કે સાંકડા છે. પછી તપાસવું કે અક્ષરો એકસરખા છે કે અણસરખા—નાના મોટા છે? અક્ષરોમાં સામાન્યતા છે કે કાંઈ વિલક્ષણતા છે? પછી જોવું કે અક્ષર નીચે ઉતરતાં જાડો છે કે પાતળો અને અક્ષર નીચે ઉતરતાં વધુ જાડો થાય છે કે કેમ? અંગ્રેજી અક્ષર હોય તો કેપીટલ અક્ષરો નાના છે કે મોટા, સ્પષ્ટ છે કે અસ્પષ્ટ, અને t નો છેદ કિંવા i નું ટપકું અથવા ગુજરાતીમાં માત્રા, મીંડું કે રેફ, જોરદાર હાથે પડેલાં છે કે નબળે હાથે તે તપાસવું. ટપકાં, અલ્પવિરામ, અર્ધવિરામ વગેરે બરાબર મૂક્યાં છે કે કેમ, તે જોઈને અન્ત્યાક્ષર ટુંકો છે, સાધારણ છે કે લાંબો છે એ તપાસવું. છેવટે અક્ષર ખંડિત છે કે અખંડિત છે કિંવા સંયુક્ત છે અને સહી હોય તો નીચે નાનો, મોટો, સાદો કે વિલક્ષણ હસ્તાડંબર છે કે નહિ તે જોઇને બધાં લક્ષણોની અસર મિશ્રિત કર્યા પછી હસ્તાક્ષરનું એકંદર પરીક્ષણ કરવું.

વધારે અભ્યાસ અને વધારે અનુભવને અંતે હસ્તાક્ષર પરીક્ષણવડે એક માણસ બીજા માણસના સ્વભાવને એટલેસુધી વાંચી શકે છે કે જેવી રીતે એક મસ્તકશાસ્ત્રી માણસનું મસ્તક તપાસીને તેની ખાસીયતોને કહી શકે છે.



## ખંડ ૧૪ મો

# કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા.

## પરિચ્છેદ ૧ લો.

### કોકદેવ પ્રધાન અને કોકશાસ્ત્રની ઉત્પત્તિ.

**કોકદેવ પ્રધાન**—જે સમયે માળવામાં **ભોજ** રાજ્ય કરતો હતો તે સમયે કાશ્મીરમાં **શાન્તિદેવ** નામે રાજા રાજ્ય કરતો હતો. **શાન્તિદેવનો** મંત્રી **દીનાનાથ** હતો. **શાન્તિદેવના** પુત્રનું નામ **શંભૂસિંહ** હતું અને **દીનાનાથના** પુત્રનું નામ **કોકદેવ** હતું. કોઈ તેને **કામનાથ** અને **કોકારામ** પણ કહે છે. **કોકદેવે** જૂદા જૂદા દેશોમાં પર્યટન કરીને અનેક વિદ્યાઓ સંપાદન કરી હતી. તે રતિવિદ્યામાં પણ પ્રવીણ હતો. **શાન્તિદેવની** પછી **શંભૂસિંહ** ગાદીએ બેઠો અને **કોકદેવ** તેનો પ્રધાન બન્યો. એક દિવસ **શંભૂસિંહની** ભરી રાજસભામાં એક સુંદરી નગ્ન સ્વરૂપે આવીને ઊભી અને તેને જોઇને આખું સભામંડળ ચકિત થઇ ગયું. સૌની સાથે રાજા પણ શરમાયો અને તેણે મ્હોં ફેરવી લીધું તથા તે નગ્ન સ્ત્રીને પ્રશ્ન કર્યો કેઃ ‘ તું પુરૂષોની સમક્ષ નગ્ન કેમ ઊભી છે ? શું તને શરમ આવતી નથી ?’ નગ્ન સુંદરીએ જવાબ આપ્યો કે ‘ મહારાજ ! આપના આખા રાજ્યમાં ફરતી ફરતી હું અહીં આવી છું, પરન્તુ મને કોઈ પણ પુરૂષ મળ્યો નથી એટલે હું બધાંને નામર્દ સમજું છું. નામર્દોની વચ્ચે સ્ત્રીને નગ્ન રહેવા શરમ શી હોય ? જો કોઇ પુરૂષ આ સભામાં હોય તો તે મારી સાથે વાત કરે. ’ આ સાંભળીને સૌ એક બીજાનાં મ્હોં સામે જોવા લાગ્યા. સૌને અવાક્ જોઇને **કોકદેવે** કહ્યુંઃ ‘ મહારાજ ! હું એ સ્ત્રીને પ્રસન્ન કરીને તેનો ગર્વ ઉતારીશ. ’ એમ કહીને પોતાને સ્થાનેથી ઉઠી **કોકદેવે** એ નગ્ન સુંદરીનો હાથ પકડીને તેને કહ્યુંઃ ‘ તારે મારા અધિકારમાં રહેવું પડશે. હું તને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીશ. ’ એ સાંભળતાં જ સ્ત્રી **કોકદેવની** સાથે ચાલી. **કોકદેવે** તેને એક ઉત્તમ સ્થાનમાં ઉતારો આપ્યો. રોજ **કોકદેવ** એ સ્ત્રીની પાસે જતો અને સ્ત્રીની જાતિની પિછાણ ઉપરથી તથા તિથિ ઉપરથી એ સ્ત્રીના

કયા અંગમાં અમુક દિવસે કામનો-ચંદ્રકળાનો નિવાસ છે તે પોતાની વિદ્યા ઉપરથી સમજી લઇને તે સ્ત્રીના તે અંગના મર્દન, સ્પર્શ કિંવા ચુંબનાદિ પ્રકારે કરીને તે તેને સમાગમ વિના જ તૃપ્ત કરી દેતો. થોડા દિવસમાં તો એ સ્ત્રી પ્રસન્ન થઇ ગઈ અને તેનો ગર્વ ઉતરી ગયો. એ સ્ત્રીએ જેની તેની પાસે કોકદેવની પ્રશંસા કરવા માંડી અને ફરીથી રાજસભામાં આવવાની તે હિંમત બીડી શકી નહિ.' આ સાંભળવાથી રાજા પ્રસન્ન થયો.

**કોકશાસ્ત્રની ઉત્પત્તિ—કો**કદેવની પાસેની વિદ્યાના પ્રભાવ ઉપરથી રાજાએ તેને કહ્યું કે તમારી પાસે જે વિદ્યા છે તે લોકોના ઉપકારાર્થે ગ્રંથારૂઢ કરો. કોકદેવે કહ્યું કે આ વિદ્યાનાં ચાર પુસ્તકો છે. પહેલું શ્રી શિવભગવાનકૃત 'આદિશાસ્ત્ર,' બીજું શ્રી વાત્સ્યાયન ઋષિકૃત 'કામશાસ્ત્ર,' ત્રીજું સિદ્ધનાગાર્જુનકૃત 'કામસંજીવન' અને ચોથું ગર્ગાચાર્યકૃત 'રતિશાસ્ત્ર.' એ ચારે ગ્રંથોનો અભ્યાસ મેં કર્યો છે અને તે બધાના સારરૂપ ગ્રંથ હું લખીશ. એ પ્રમાણે કોકદેવે ગ્રંથ લખ્યો અને તેણે તેને 'કોકમંજરી' નામ આપ્યું. રાજાએ ગ્રંથ વાંચ્યો અને તેણે તેનું નામ 'કોકમંજરી' ને બદલે 'કોકશાસ્ત્ર' આપ્યું, ત્યારથી એ ગ્રંથ 'કોકશાસ્ત્ર' ને નામે જાણીતો થયો.

આ 'કોકશાસ્ત્ર'નો અભ્યાસ પૂર્વે તો પંડિતો અધિકારીઓને જ કરાવતા, પરંતુ આ જમાનામાં તો છાપેલાં પુસ્તકો અધિકારી-અનધિકારી સૌના હાથમાં જાય છે એટલે તે વિદ્યાના સદુપયોગ કરતાં તેનો દુરૂપયોગ વિશેષ થાય છે, તેટલા કારણથી સરકારે આ ગ્રંથ તેના મૂળ સ્વરૂપમાં છપાતો બંધ કર્યો છે. કોઈ કહે છે કે 'કોકશાસ્ત્ર'માં ૮૪ આસનોનાં ચિત્રો હતાં, તો કોઇ કહે છે કે ચિત્રો 'કોકશાસ્ત્ર'મા નહિ પણ 'અનંગરંગ'માં હતાં. બ્રિટિશ અમલની શરૂઆતના કાળમાં આ ચિત્રો સાથે કોકશાસ્ત્ર તેમ જ 'અનંગરંગ' શિલાછાપમાં છપાયલાં હતાં પરન્તુ તેની અસર અશિક્ષિત કે અર્ધશિક્ષિત સમાજ ઉપર માઠી થતી હોવાથી તેની પ્રસિદ્ધિ બંધ કરવામાં આવી છે. અત્યારે વાત્સ્યાયન કૃત 'કામશાસ્ત્ર' સંસ્કૃત મૂળમાં છપાઇને પ્રસિદ્ધ થયું છે પરન્તુ ચાલુ ભાષામાં તેના અનુવાદો પ્રસિદ્ધ થવા દેવામાં આવતા નથી. 'રતિશાસ્ત્ર' આદિ ગ્રંથો પણ વાંધા પડતા ભાગો દૂર કરીને જ પ્રસિદ્ધ કરવામાં આવે છે, એટલે આ ગ્રંથમાં પણ લોકોપયોગી અને અબાધાકારક ભાગ જ

પ્રસિદ્ધ કરવાની કાળજી રાખવામાં આવી છે. આસનાદિનાં ચિત્રો પ્રસિદ્ધ થઈ શકે નહિ તેથી તેનાં નામો માત્ર આપ્યાં છે અને નામોમાં પણ અર્થસૂચકતા રહી છે.

---

## પરિચ્છેદ ૨ જો.

---

## દંપતીધર્મ.

**પ્રીતિ**—આ વિદ્યા શીખવાનો હેતુ અત્યંત વિષયી બનવાનો હોવો ન જોઇએ. તેનો હેતુ કામકલા શીખીને દંપતીમાં પરસ્પર પ્રીતિ ઉપજાવવાનો અને દંપતીધર્મ યથાસ્થિત રીતે પાળવામાં થતા દોષોનું એક યા બીજી રીતે નિવારણ કરવાનો છે. મનુષ્યને દેહ છે ત્યાંસુધી દેહભાવના પણ છે અને દેહભાવના છે ત્યાંસુધી સ્થૂલ શરીરના સુખ માટેની કલ્પના પણ તે કરે એ સ્વાભાવિક છે. આ સુખ સ્ત્રીપુરૂષને—દંપતીને પરિપૂર્ણ રીતે મળે, તો તે અનિષ્ટ માર્ગે જવાની ઇચ્છા કરે નહિ, એ રીતે દંપતીમાં પરસ્પર પ્રીતિ ઉદ્ભવે અને તેમનો સંસાર પાપમાર્ગે ન જતાં સુખે પ્રવાહિત થાય. પ્રીતિ ચાર પ્રકારની છે. (૧) નૈસર્ગિકી, (૨) વિષયજા, (૩) સમા અને (૪) અભ્યાસિકી. લગ્ન થતાં જ દંપતીમાં જે પ્રીતિ ઉદ્ભવે છે અને જે છૂટતી નથી તે નૈસર્ગિકી પ્રીતિ છે. માલા, ચંદન, વસ્ત્રાલંકાર, ભોજ્ય પદાર્થ વગેરે દેવા—લેવાથી જે પ્રીતિ થાય છે તે વિષયજા પ્રીતિ કહેવાય છે. યોગ્ય ગુણોના મેળથી જે પ્રીતિ જામે છે તે સમા પ્રીતિ છે. દેવપૂજન, ગીતવાદ્ય, સંસારસમાગમ વગેરેથી જે પ્રીતિ થાય છે તે અભ્યાસિકી પ્રીતિ કહેવાય છે. હવે પછી જૂદા જૂદા પ્રકારની સ્ત્રીઓનાં વર્ણનો આવશે તેમાંથી જે પ્રકારની સ્ત્રી પોતાને પ્રાપ્ત થાય તે પ્રકારની સ્ત્રીને જે પ્રકારની પ્રીતિ ગમે તે પ્રકારની પ્રીતિ જોડીને ચતુર પતિ તેને પ્રસન્ન રાખી પોતે પ્રસન્ન રહી શકે છે.

**બ્રહ્મચર્ય અને વીર્યરક્ષણ**—પુરૂષે ૨૫ વર્ષની વયસુધી અને સ્ત્રીએ ૧૬ વર્ષની વયસુધી બ્રહ્મચર્યનું પાલન કરી, વીર્યનું રક્ષણ કરી પછી લગ્નમાં જોડાઇ દંપતીધર્મનું પાલન કરવું એવું આર્યશાસ્ત્રમાં કહેલું છે. વીર્ય એ શરીરનું તેજ છે અને એ તેજનું જો યોગ્ય વયસુધી રક્ષણ કરવામાં આવે તો પુરૂષ અકાળે વૃદ્ધ થતો નથી કે સ્ત્રી અકાળે નષ્ટપુષ્પ કે વંધ્યા થતી નથી. ખાધેલું અન્ન વાયુની પ્રેરણાથી પહેલાં આમાશ-

યમાં પહોંચે છે, પછી તે આહાર મધુરતાને પ્રાપ્ત કરે છે, પછી તે આહાર પાચક પિત્તના પ્રભાવથી પકવ થઇને ખાટો થાય છે. પછી નાભિમાંના સમાન વાયુથી પ્રેરિત થઇને છઠ્ઠી ગ્રહણી કલામાં પહોંચે છે. ત્યાં જઠરાગ્નિથી પકવ થઇને તે આહાર કટુતાને ધારણ કરે છે, અને ઉત્તમ રસરૂપ થઈ જાય છે. એ રસથી નાભિમાંના સમાન વાયુથી પ્રેરિત થઇને હૃદયમાં પહોંચે છે અને પછી તે રક્તપિત્તથી પકવ થઈને લોહી બને છે, તથા આખા શરીરમાં ફરે છે. એ રૂધિરમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય થાય છે. આ સાત ધાતુ અનુક્રમે સવાચાર દિવસમાં ઉત્પન્ન થાય છે, એટલે કે ભોજન કરેલા આહારનું વીર્ય બનતાં એક માસ થાય છે. એક વારના સ્ત્રીસમાગમથી પુરૂષ આખા માસમાં પ્રાપ્ત કરેલું વીર્ય ગુમાવે છે. વિષયી મનુષ્યો સમાગમની મર્યાદા નહિ રાખવાથી કેવો અમૂલ્ય ખજાનો ગુમાવે છે અને વીર્યરક્ષણની, વીર્યનો મિતવ્યય કરવાની કેટલી જરૂર છે તે આ ઉપરથી સમજવામાં આવશે. કેવળ પોતાની જ સ્ત્રી સાથે ઋતુસમયમાં સંતાનોત્પત્તિ નિમિત્ત સમાગમ કરવો ઉચિત છે એવો શાસ્ત્રકારોનો મત છે. બુદ્ધિમાન્ જનો કેવળ સંતાનોત્પત્તિ માટે જ કામકેલિ કરે છે અને તેમના શરીરમાં વીર્યની અધિકતાથી અધિક બળ, પરાક્રમ, સૌંદર્ય, સાહસ, બુદ્ધિ તથા આરોગ્ય નિવાસ કરે છે. ઉત્તમ વીર્ય અને રજથી સંતાન પણ ઉત્તમ ઉત્પન્ન થાય છે. પુરૂષની ૧૬ વર્ષની અવસ્થાથી ૨૫ વર્ષની અવસ્થાસુધી તેના વીર્યની વૃદ્ધિ થાય છે, અને એ અવસ્થામાં જો બ્રહ્મચર્ય ધારણ ન કરતાં વીર્યનો ઉપયોગ કિંવા જાણી જોઇને દુરૂપયોગ કરવામાં આવે તો તે પુરૂષ અકાળે વૃદ્ધ થાય છે, તેનું શરીર નિર્બળ બને છે અને અધુરે આયુષ્યે મરણ પામે છે. ૨૫ થી ૪૦ વર્ષસુધી વીર્ય પુષ્ટ થાય છે, ૪૦ થી ૪૮ વર્ષ સુધી તે સંપૂર્ણ રહે છે એટલે કે વધતું-ઘટતું નથી અને ૪૮ વર્ષ પછી વીર્ય ઘટે છે એટલે કમતાકાત આવે છે; પરન્તુ ૨૫ વર્ષની અંદર જેમણે વીર્યનો ઉપયોગ કરવા માંડયો હોય છે તેઓ તો ઘણી વાર ૪૦ વર્ષે વૃદ્ધ થઈને મૃત્યુના મુખમાં જઈ પડે છે અને ૩૫ મા વર્ષ પહેલાં વીર્યહાનિની કમતાકાત અનુભવવા લાગે છે! દંપતીધર્મમાં પ્રવેશ કરનારાં સ્ત્રીપુરૂષોનો ધર્મ સંસાર વ્યવહારના સંબંધમાં કેવો છે તે આ ઉપરથી સમજાશે.

## પરિચ્છેદ ૩ જો.

# સ્ત્રીઓની જાતિ, ભેદ અને લક્ષણો.

સ્ત્રીઓના ભેદ અને ઉપભેદ તો અનેક છે, પરન્તુ મુખ્યત્વે કરીને તેના ૪ ભેદ્ શાસ્ત્રકારોએ પાડેલા છે. (૧) પદ્મિની, (૨) ચિત્રિણી, (૩) શંખિની, (૪) હસ્તિની.

**પદ્મિનીનાં લક્ષણ**—જે સ્ત્રી અતિશય ઉંચી તેમજ અતિશય નીચી ન હોય, જેનાં નેત્રો કમળ સમાન પ્રફુલ્લ હોય, નાસિકાનાં છિદ્રો નાનાં હોય, સ્તનો ઉન્નત અને પુષ્ટ હોય, માથાના કેશ ઘુંટણસુધી લાંબા હોય, જેનાં અવયવો સુકોમળ તથા નાજુક હોય, જેના શરીરમાંથી કમળ જેવી સુગંધ આવતી હોય, જેનું વદન ચંદ્ર જેવું સુગોળ અને મનોહર હોય, જે મૃદુ અને મનોહર વાણી બોલતી હોય, સ્વભાવે સુશીલ હોય, નૃત્ય-ગીતમાં પ્રેમ ધરાવનારી હોય, મનને હરનારી તથા સુંદર વર્ણવાળી હોય, સ્વભાવ ઉદાર હોય, ઈશ્વરપર પ્રીતિ રાખનારી હોય અને શૃંગારકલામાં પ્રવીણ હોય તેને પદ્મિની કહેવામાં આવે છે.

**ચિત્રિણીનાં લક્ષણ**—જે સ્ત્રીનાં બધાં અવયવો પ્રમાણપુરઃસર હોય, જે રતિરસને સર્વ રીતે જાણનારી હોય, જેની દૃષ્ટિ વિશાળ, ચંચળ અને મનોમુગ્ધકર હોય, જેનાં નેત્રો નીલ કમળનાં જેવાં હોય, જેની નાસિકા તિલપુષ્પ જેવી હોય, જેના શરીરનો રંગ સુવર્ણના જેવો તેજોમય હોય, જેનાં સ્તન કઠીન હોય, જેની ચાલવાની ગતિ હાથણી જેવી હોય, જેની વાચા મધુર હોય, જે ચતુર તથા મિતભાષિણી હોય, જે કાવ્ય, શિલ્પ, સંગીત અને ચિત્રકલા પ્રતિ પ્રીતિવાળી હોય, જે સુશીલ હોય અને જેના વદનમંડળમાં વિચિત્ર સુંદરતા હોય તે સ્ત્રીને ચિત્રિણી સમજવી. તેના દેહમાંથી મધના જેવી સુગંધ આવે છે.

**શંખિનીનાં લક્ષણ**—જે સ્ત્રીનાં નયન કમળદળ જેવાં અને લાંબાં, દેહ દીર્ઘ, સ્તન કઠીન, વચન મધુર, હાવભાવ કટાક્ષાદિમાં રસિકા, કંઠ પ્રદેશ ત્રણ રેખાઓથી ભૂષિત, ક્ષારના ગંધવાળી, નિરંતર મદનબાણથી વ્યાકુળ, નાસિકા સહજ ઉન્નત અને ઉચ્ચ હાસ્યવાળી હોય તે સ્ત્રીને શંખિની કહેવામાં આવે છે. આ સ્ત્રી પરપુરૂષની ઈચ્છા કરે અને ન પણ કરે.

**હસ્તિનીનાં લક્ષણ**—આ જાતિનો દેહ સ્થૂળ, આંખો લાલ,

કેશ ટૂંકા, સ્તન કઠીન, નાસિકા સ્થૂળ, કામની અત્યંત અભિલાષિણી, મોટા નિતંબવાળી, રતિકેલીમાં લીન, અને દેહમાંથી નીકળતી મદિરાની ગંધવાળી હોય છે. તે કામથી વારંવાર રોમાંચિત થાય છે અને પરપુરૂષની વાંચ્છનાવાળી હોય છે.

## પરિચ્છેદ ૪ થો.

## સ્ત્રીજાતિના વિશેષ ભેદ.

**દેવી આદિ સ્ત્રીના ભેદ**—ચાર પ્રકારની સ્ત્રીઓ પૂર્વે કહેવામાં આવી છે, તેમાં પદ્મિનીને દેવી, ચિત્રિણીને અપ્સરા, શંખિનીને યક્ષિણી અને હસ્તિનીને રાક્ષસી કહેવામાં આવે છે. જેનું વદન પ્રફુલ્લ હોય, સુલક્ષણવાળી અને પરહિતમાં તત્પર એવા દેવસમાન ગુણો ધરાવનારી સ્ત્રી દેવી કહેવાય છે. જે બુદ્ધિવાળી, યુક્તિબાજ, કળાનિપુણ અને ગંધર્વનાં જેવાં લક્ષણોવાળી હોય છે તે અપ્સરા કહેવાય છે. જે ગૌર વર્ણવાળી, ઊભા સ્તનવાળી, રીસાળ, મદ્યાદિનું ભક્ષણ કરનારી અને યક્ષ સમાન લક્ષણોવાળી હોય છે તે યક્ષિણી કહેવાય છે. પતિ કે યુવાન પુત્રને પણ મારતાં નહિ ડરનારી, પરપુરૂષનો સંગ કરનારી અને રાક્ષસ સમાન લક્ષણવાળી સ્ત્રી રાક્ષસી કહેવાય છે. તે ઉપરાંત ગુણપરત્વે સ્ત્રીઓના બીજા ભેદો પણ છે. જે કલહપ્રિયા, સ્થૂળ શરીરવાળી, ક્રોધી, શ્યામ વર્ણવાળી, લાંબા મોટા હોઠવાળી, નાની નાસિકાવાળી, ઢીલાં સ્તનવાળી, સૂકી કમરવાળી, ઉંચા પેટવાળી હોય છે તે કૃત્યા કહેવાય છે. સ્વાર્થ જેટલી મતલબી અને કામ સર્યા પછી પ્રીતિ નહિ રાખનારી શાકિની કહેવાય છે. પોતાના ક્ષુદ્ર કાર્ય માટે પરહિતનો ધ્વંસ કરનારી ડાકિની કહેવાય છે.

**પ્રકૃતિને અનુસરતા સ્ત્રીના ભેદ**—વાત, પિત્ત અને કફ પ્રકૃતિની પ્રધાનતાના લક્ષણે કરીને પણ સ્ત્રીઓના ત્રણ ભેદ પાડવામાં આવે છે. વાત પ્રકૃતિવાળી સ્ત્રીનાં કોઈ પણ અંગો કોમળ હોતાં નથી. તેના મસ્તકપરના કેશ ટૂંકા તથા રૂક્ષ હોય છે, તેનું ચિત્ત ચંચળ હોય છે, પોતે બહુ પ્રલાપી હોય છે, તેની આંખ કાતીલ હોય છે, રંગે શ્યામ હોય છે, સુરત સમાગમને અધિક ઈચ્છનારી હોય છે અને મોટી મોટી વાતો કરતાં છતાં પ્રીતિ રાખનારી હોતી નથી. પિત્ત પ્રકૃતિવાળી સ્ત્રીના શરીરનો રંગ ગોરો તથા ઉજ્જવલ હોય છે, આંખોમાં ચંચળતા હોય

છે, સ્વભાવમાં શાણુપણુ દેખાય છે, ક્ષણુમાં પ્રસન્ન થઇ ક્ષણુમાં રોષ કરનારી હોય છે, તેનાં સ્તન કઠીન હોય છે અને રતિરસિકા હોય છે, અંગે કાંઇક કૃશ-પાતળી હોય છે, સ્વલ્પ દ્રવવાળી હોય છે, અને સ્વભાવ ક્રોધી હોવા છતાં સૌની સાથે પ્રીતિની રીતિને સાચવનારી હોય છે. કફ પ્રકૃતિવાળી સ્ત્રીનાં ગાત્ર કોમળ હોય છે, દાંત બહુ ચીકણા હોય છે, નખ અને નેત્ર શ્વેત હોય છે, બહુ માનવાળી, મંદમત્ત અને દૃઢ અનુરાગ રાખનારી હોય છે. અંગનો રંગ શ્યામ હોય છે છતાં દેખાવડી અને લાવણ્યવાળી હોય છે. પ્રીતિની રીતિ અને અનુરાગને બહુ વખત ટકાવતી નથી. માત્ર સુરત સમાગમમાં મત્ત હોય છે, અને તેમાં તે અતિ ચતુર હોય છે.

**વયને અનુસરતા સ્ત્રીના ભેદ**—સંસારવ્યવહાર માટે વયને અનુસરતા મુખ્ય ચાર ભેદ છે. ૧૩ થી ૧૬ વર્ષની વયસુધીની સ્ત્રી બાળા, ૧૭ થી ૩૨ વર્ષની વયસુધીની સ્ત્રી તરૂણી, ૩૩ થી ૫૦ વર્ષની વયસુધીની સ્ત્રી પ્રૌઢા અને તેથી ઉપરની વયની સ્ત્રી વૃદ્ધા કહેવાય છે; તેમાં બાળા, તરૂણી તથા પ્રૌઢા સમાગમને માટે યોગ્ય તથા વૃદ્ધા સમાગમને માટે અયોગ્ય છે. અવસ્થાને અનુસરીને સ્ત્રીના અનેક ભેદ શાસ્ત્રકારે પાડ્યા છે. સાત વર્ષસુધીની સુકન્યા કહેવાય છે અને તે લોકવ્યવહાર સમજતી નથી. ૮ વર્ષની કન્યા ગૌરી કહેવાય છે અને તે પણ વ્યવહારને સમજતી નથી. ૯ વર્ષની રોહિણી અને ૧૦ વર્ષની કન્યા કહેવાય છે પરન્તુ એવી કન્યાઓના ચિત્તમાં સંસારનું બીજારોપણ કરવું હાનિકારક છે. શાસ્ત્રકારો કહે છે કે કન્યા ૧૧ વર્ષની વયની થતાં તે રજસ્વલા થાય છે, છતાં એટલી વયની કન્યા અજ્ઞાતયૌવના હોય છે અને તે વ્યવહાર માટે યોગ્ય નથી. ૧૩ થી ૨૦ વર્ષની સ્ત્રીને કિશોરી કહેવામાં આવે છે અને તે લગ્ન તથા સમાગમને યોગ્ય છે. ૨૦ થી ૩૦ વર્ષની સ્ત્રી તરૂણી કહેવાય છે અને ૩૦ થી ૪૦ વર્ષની સ્ત્રીને પ્રૌઢા તથા તે ઉપરની વયની સ્ત્રીને વૃદ્ધા કહેવામાં આવે છે. વૃદ્ધા સાથેના સમાગમથી તરૂણ પુરૂષ પણ વૃદ્ધ થાય છે.

**ગુણને અનુસરતા સ્ત્રીઓના ભેદ**—ગુણાનુભેદે કરીને સ્ત્રીઓના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. (૧) ઉત્તમ, (૨) મધ્યમ અને (૩) અધમ. પતિપરાયણ, ધર્મપરાયણ સ્ત્રી ઉત્તમ લેખાય છે. તે કશું અનિષ્ટ કાર્ય કરતી નથી અને પરપુરૂષ તરફ દૃષ્ટિપાત કરતી નથી. દેવ, દ્વિજ, અતિથિ વગેરેની પૂજા તથા વ્રત ઉપવાસાદિ કરે છે અને પતિસેવામાં તન્મય રહે છે. મધ્યમ સ્ત્રી તે કહેવાય છે કે જે ગુરૂજ-

નોની સંભાળમાં રહેતી હોવાથી અને પરપુરૂષનો સંગ થઈ શકે તેમ નહિ હોવાથી પોતાના પતિ પ્રત્યે પ્રેમ દર્શાવે છે અને તેની અનુગામિની થાય છે. સગવડવાળા ગુપ્ત સ્થાનને અભાવે તે સદાચારિણી રહે છે અને તેથી તેના શારીરિક સતીત્વનું રક્ષણ થાય છે. અધમ સ્ત્રી નિંદ્ય અને નીચ વંશમાં ઉત્પન્ન થાય છે. તે અતિદુષ્ટ, ધર્મથી વિમુખ, કલહપ્રિય અને દુર્મુખ હોય છે. તે પોતાના પતિને શત્રુની દૃષ્ટિથી જોઈ તેનો તિરસ્કાર કરી તેને હમેશાં દુઃખ ઉપજાવે છે તથા પરપુરૂષની સેવામાં તત્પર રહે છે. તે ધાર્મિક કે વિદુષી હોય તોપણ પરપુરૂષ દ્વારા પોતાનો જ નાશ કરાવનારી થાય છે. ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરવાની તેને હોંશ થાય છે અને સુંદર પરપુરૂષને જોઈ તેનું અંગ મદનાગ્નિથી બળવા લાગે છે. ગુરૂજનોની શિખામણ તે માનતી નથી. તેનો પ્રેમ ક્ષણજીવી હોય છે અને અતિચંચળ હોય છે.

## પરિચ્છેદ ૫ મો.

## કુમારિકાના ભેદો અને લક્ષણો.

**ઉત્તમા કુમારી**—જે કુમારિકાનું શરીર મજબૂત અને નીરોગી હોય, ચાલ હાથણીના જેવી મનોહર હોય, વર્ણમાં ગૌરાંગી, શ્યામાંગી અથવા ઉજ્જ્વલ શ્યામાંગી હોય, જેની દંતપંક્તિ નાની હોય, હથેળીઓ કોમળ અને લાલ કમળના જેવી તેજસ્વી હોય, નેત્રો પદ્માપત્ર જેવાં હોય, હાથ કમળદંડ જેવા કોમળ અને ગાલ લોહીભર્યા ગુલાબી હોય, જે શરમાળ, પવિત્ર આચરણવાળી અને ધર્મકર્મમાં મતિગતિ રાખનારી હોય, તેને ઉત્તમા કુમારી સમજવી. એવી કુમારિકાનો પતિ ભાગ્યશાળી નીવડે છે.

**મધ્યમા કુમારી**—મધ્યમા કુમારીનું શરીર સામાન્ય હોય છે એટલે બહુ જાડું કે બહુ પાતળું હોતું નથી, તેનો કેશકલાપ લાંબો હોય છે, નાક શુકચંચુ સમાન સુંદર હોય છે, મુખમંડળ પ્રફુલ્લ હોય છે, ઓઠ લાલ ને પાતળા હોય છે, તે મધુર વાણી બોલે છે, તેનામાં આળસ હોતું નથી, તેની નાભિ ગંભીર હોય છે, સુખદુઃખને સમાન માની તે સર્વદા પ્રસન્ન રહેનારી હોય છે, ધર્મમાં તથા દેવગુરૂપર શ્રદ્ધા ધરાવનારી હોય છે, સર્વ પ્રત્યે દયા ધરાવનારી હોય છે અને સદાચરણનું સેવન કરનારી હોય છે.

**અધમા કુમારી**—અધમા કુમારીના દાંત મોટા, શરીરપર રૂંવાટી અથવા પુષ્કળ વાળ, અંગ કર્કશ, પેટ મોટું, હાથ પગ કઠીન, ચોટલો નાનો, રંગ કેવળ શ્યામ, વાણી કર્કશ, અહંકાર બહુ, દાંતને કાળા કરવાનો શોખ અને નેત્ર પીંગળ વર્ણના હોય છે. તે લાજ વિનાની, બહુ બોલનારી, મોટેથી હસનારી, વ્યાકુળ ચિત્તવાળી, ક્રોધી સ્વભાવની અને ઉછાંછળી હોય છે. તે દુરાચરણનું સેવન કરનારી પણ હોય છે. તે એવી કુરૂપવાળી અને બેડોળ હોય છે કે તેને જોવાથી અરૂચિ ઉત્પન્ન થાય છે. આવી કુમારિકાનો પતિ દુર્ભાગી નીવડે છે.

**વિવાહ માટે કન્યાની પસંદગી**—( ૧ ) જેનાં નેત્ર પીળાં હોય, ગંડસ્થળમાં ખાડા પડતા હોય, દાંત છૂટા છૂટા હોય, આંખો નાની હોય, દેહાકૃતિ બહુ નાની અથવા બહુ મોટી હોય, આંગળીઓમાં છિદ્ર હોય અથવા આંગળીઓ છૂટી છૂટી હોય, દેહ પિંગળ વર્ણનો હોય, કેશ ઘણા હોય, કુરૂપા હોય, ઓઠ લાંબા હોય, નાસિકા મોટી હોય, બહુ ઉતાવળે ચાલનારી હોય, ઉંચા દાંતવાળી હોય અને જેની જીભ કાળા રંગની હોય, એવી કન્યા જો રાજકન્યા હોય તોપણ દાસની સ્ત્રી થાય છે. (૨) જે સ્ત્રીનો ઉરૂભાગ સ્થૂળ, શંખના જેવું ગળું, સરખી શ્વેત દંતપંક્તિ, કમળ સમાન વિશાળ નેત્ર, બિંબફળના જેવા ઓઠ, ઉંચું નાક, હાથણી જેવી ચાલ, દક્ષિણાવર્ત નાભી, સ્નિગ્ધ અંગ, કુંચિત કેશ, કનક જેવો વર્ણ, પૂર્ણ ચંદ્રમા જેવું મુખ હોય, તેનો પતિ રાજા થાય અને તે પુત્રપૌત્રોથી યુક્ત થાય. ( ૩ ) જેની આંખો વાનરના જેવી હોય, કેશ ઘણા ઘીચ હોય, કાગડા જેવો સ્વર કાઢતી હોય, કૃષ્ણવર્ણની હોય, કેશનો રંગ પાળચંદ્રો હોય એવી કન્યાનો ત્યાગ કરવો. ( ૪ ) જેના ચાલવાથી જમીન ધ્રૂજતી જણાતી હોય, જે બહુ ખાતી હોય અને જે લજ્જાહીન હોય એવી કુમારિકાનો ત્યાગ કરવો. ( ૫ ) જે સ્ત્રીના દાંત છૂટા હોય અને જીભ કાળી હોય તથા શરીર શ્યામ હોય તે સ્ત્રી પહેલાં પોતાના પતિનો ઘાત કરી બીજો પતિ ગ્રહણ કરે છે. ( ૬ ) જે સ્ત્રીની પીઠમાં આવર્ત–ભમરી હોય તે પતિને હણે છે, નાભિપર ભમરી હોય તે પતિવ્રતા હોય છે, કાખ પર ભમરી હોય તે સ્વેચ્છાચારિણી થાય છે અને પડખા ઉપર ભમરી હોય તો વંધ્યા થાય છે. ( ૭ ) જે સ્ત્રી કબૂતરના જેવાં નેત્રવાળી હોય અને જે સ્થૂળ નાસિકાવાળી હોય તે હજાર સ્વામીઓનો પણ ઘાત કરનારી થાય છે. ( ૮ ) જેનાં બેઉ ચરણોની અનામિકા આંગ-

ળીનો સ્પર્શ પૃથ્વીને થાય નહિ અથવા બીજી ત્રીજી આંગળી પૃથ્વીને અડકતી ન હોય તે કન્યાને સુખ મળતું નથી. ( ૯ ) જે કપિલ અથવા પિંગળ વર્ણની કન્યા હોય, જે કુટિલ સ્વભાવની હોય, ક્રોધી તથા કડવું બોલનારી હોય એવી કન્યાનો ત્યાગ કરવો. ( ૧૦ ) જેનાં બધાં અંગો મનોહર હોય તે અનેક પુત્રોને ઉત્પન્ન કરનારી અને સુખી થાય છે. જેનો વર્ણ ચમ્પાના જેવો અને આંખો નીલ કમળના જેવી હોય છે તે કન્યા દાસકુળમાં જન્મ પામવા છતાં રાજાની પત્ની થાય છે. (૧૧) જેની કમર ક્ષીણ-પાતળી હોય, ગળું શંખાકૃતિના સરખું હોય, સુંદરી હોય, સુવર્ણ સમાન કાન્તિવાળી હોય તે કન્યા હજારો સેવકોની સ્વામિની થાય છે. ( ૧૨ ) જેનાં અંગોપર રોમ બહુ હોય જેનો સ્વભાવ દુષ્ટ હોય, દાંત મોટા અને છૂટા હોય, નેત્ર પિંગળ-વર્ણાં હોય, કટિપ્રદેશ સ્થૂળ હોય, એવાં લક્ષણવાળી રાજકન્યાને પણ ગ્રહણ કરવી નહિ. ( ૧૩ ) જે સુંદરી શીયાળામાં ગરમ અને ઉનાળામાં ઠંડા અંગવાળી હોય, સુંદર કેશવાળી હોય, જેના શરીરપર રોમ સૂક્ષ્મ હોય, ચાલ સુંદર હોય, દંતપંક્તિ સરખી હોય, કટિપ્રદેશ કૃશ હોય અને કમળ સમાન નેત્રવાળી હોય એવી કન્યા સુભાગિની નીવડે છે.

## પરિચ્છેદ ૬ ઠો.

## પુરૂષોના ચાર પ્રકાર.

જેવી રીતે સ્ત્રીઓના ચાર પ્રકાર છે, તેવી રીતે પુરૂષોના પણ ચાર પ્રકાર છે. ( ૧ ) શશક, ( ૨ ) મૃગ, ( ૩ ) વૃષભ, ( ૪ ) અશ્વ.

**શશક પુરૂષ**—શશક પુરૂષ મૃદુભાષી, સુશીલ, કોમળ અંગવાળો સુંદર કેશવાળો, સકળ ગુણનિધાન અને સત્યવાદી હોય છે. તેનું અંગ બહુ નાનું હોતું નથી તેમ બહુ મોટું પણ હોતું નથી; તે ગુરૂ અને બ્રાહ્મણનો ભક્ત, પરસ્ત્રીથી વિમુખ, બીજાનું હિત કરનારો, સાધુજ-નોની સંગતિ કરનારો, સારી રીતે પ્રીતિ કરનારો, ઉત્તમ લક્ષણવાળો, ધનવાન, તથા આદર સત્કાર કરવામાં નિપુણ હોય છે.

**મૃગ પુરૂષ**—મધુર વચન બોલનારો, મોટાં નેત્રોવાળો, બ્હીકણ, ચંચળ બુદ્ધિવાળો, સુંદર દેહવાળો અને શીઘ્રગામી એવો પુરૂષ મૃગ પુરૂષ કહેવાય છે. તે કમળ સરખા ગંધવાળો, મનોહર વેશવાળો, પરો-

પકારી, ધીર અને સદા આનંદપૂર્વક રહેનારો, હાસ્યયુક્ત મુખવાળો, સ્નિગ્ધ શરીરવાળો, બહુ ભોજન કરનારો, સદા બળવાન અને નાચ-ગાન પ્રત્યે પ્રીતિ ધરાવનારો હોય છે.

**વૃષભ પુરૂષ**—અતિગુણી, બહુ બંધુવાળો, શીઘ્રકામી, કોમળ અંગ-વાળો, સુપ્રમાણયુક્ત અવયવવાળો, મનોહર, સત્યવાદી, ટુંકા પગવાળો, હૃષ્ટપુષ્ટ શરીરવાળો, પાપાનુષ્ટાનમાં ભય રાખનારો, ઓછી નિદ્રા-વાળો અને ઓછી લજ્જાવાળો પુરૂષ વૃષભ જાતિનો કહેવાય છે.

**અશ્વ પુરૂષ**—કઠોર અંગવાળો, ખોટી ચાલચલગતવાળો, સદા નિર્ભય રહેનારો, લાંબા શરીરવાળો અને શીઘ્રગામી હોય તે અશ્વ પુરૂષ કહેવાય છે. તે જૂઠું બોલે છે, કઠોર સ્વભાવનો હોય છે, દરિદ્ર હોય છે, આળસુ અને બહુ ઉંઘવાળો હોય છે, નિર્લજ્જ તથા ક્રૂર કામ કરનારો હોય છે, શ્યામ વર્ણનો તથા બુદ્ધિહીન હોય છે, મહાકામી અને હઠીલો હોય છે, પરસ્ત્રીલંપટ અને પોતાની સ્ત્રી પ્રત્યે ઘાતકી હોય છે.

**દેવાદિ પુરૂષના ભેદ**—જે પુરૂષ જ્ઞાની, દાતાર, શૂરો, સત્ય-વાદી, પવિત્ર, સરખા રંગવાળો, કાન્તિવાળો, મેઘના જેવા ગંભીર શબ્દ-વાળો, લાંબા બાહુવાળો, બળવાન, દુર્ગુણરહિત, મધુર બોલનારો, ચંચળ ગતિવાળો, કમળ જેવાં નેત્રવાળો, સુંદર, સરળ ગુણવાળો અને સત્વગુણી હોય છે તે દેવ પુરૂષ કહેવાય છે. જે સત્વ અને રજોગુણના મિશ્રિત સ્વભાવવાળો, શ્યામ ચંપાના જેવા રંગનો, સ્વરૂપવાન, શીલવાન, પવિત્ર, ગાનકલામાં કુશળ, મધુરવાદી, ખાટાં-મીઠાં ભોજનપર પ્રીતિ રાખનારો અને મિત્રભાવે રહેનારો હોય છે તે ગંધર્વ પુરૂષ કહેવાય છે. જે પુરૂષ દયાળુ, પુષ્ટ શરીરવાળો, મોટા પેટવાળો, કંઠ, જંઘા અને શરીરે ઓછી રૂંવાટીવાળો, રજો-તમોગુણયુક્ત, લાલ રંગનો, લાલ આંખોવાળો, સિંહસમાન શબ્દવાળો, ધનવાન અને અચળ મતિવાળો હોય છે તેને યક્ષ પુરૂષ કહે છે. જે પુરૂષ લાલાશ પડતા શ્યામ રંગનો, ભયાનક, મોટી દાઢવાળો, જાડા લાંબા શરીરવાળો, તમોગુણી, કામી, નિર્દય, દુર્મતિવાળો, મદ્યપાન કરનારો, કઠોર ચિત્તવાળો અને દેવ પુરૂષ સાથે વેર રાખનારો હોય છે તે રાક્ષસ પુરૂષ કહેવાય છે. જે પુરૂષ ઘણું ભોજન કરનારો, નિર્દય, અતિક્રોધી, ક્રૂર, કુરૂપ, મલીન વેશવાળો, કડવાં-ખાટાં ભોજન કરનારો, કટુ શબ્દ બોલનારો, બકરીના જેવી ગંધવાળો, વિશ્વાસઘાતી અને પાપી હોય છે તે પિશાચ પુરૂષ કહેવાય છે.

**પ્રકૃતિને અનુસરતા પુરૂષના ભેદ**—જેનું શરીર કૃશ હોય, કેશ મોટા હોય, શરીર રૂક્ષ હોય, ચંચળ અને બહુ વાચાળ હોય તેને વાત પ્રકૃતિનો પુરૂષ જાણવો. એવો પુરૂષ સ્વપ્નમાં આકાશ જુએ. જેના વાળ જુવાન અવસ્થામાં ધોળા થાય, જે બુદ્ધિનો ગંભીર હોય, ક્રોધી હોય, બહુ પરસેવાવાળો હોય તે પિત્ત પ્રકૃતિનો પુરૂષ કહેવાય. એવો પુરૂષ સ્વપ્નમાં જ્યોતિ જુએ. જેનું શરીર સ્થૂળ હોય, કેશ ચીકણા હોય, બળવાન હોય અને ગંભીર બુદ્ધિનો હોય તેને કફ પ્રકૃતિનો પુરૂષ જાણવો. એવો પુરૂષ સ્વપ્નમાં જળસ્થાન જુએ છે.

## પરિચ્છેદ ૭ મો.

## સ્ત્રીનાં સામુદ્રિક લક્ષણો.

**પગ**—જે સ્ત્રીના ચરણોમાં, શંખ, ચક્ર, કમળ, રથ, ધ્વજ, મચ્છર, વિમાન અને ચાંદનીનો આકાર ચિન્હિત હોય તેનો પતિ ઐશ્વર્યવાળો થાય છે. જે સ્ત્રીના પગનાં તળીયાં કોમળ હોય, ઉંચાં-નીચાં ન હોય અને લાલ હોય તો તે સ્ત્રી સ્થૂળ દેહની, કામબાધાથી સંતાપિત, રાજાની પ્રિય વલ્લભા અને ધર્મહીન થાય છે. જેનાં તળીયાં ખરખરાં, ખરાબ રંગનાં, સૂકાં અને રૂક્ષ હોય તે સ્ત્રી ભાગ્યહીન થાય છે. જેના પગનો અંગુઠો ઉંચો, ગોળ અને સમાન હોય તે સ્ત્રી સુખ ભોગવનારી થાય છે તથા સુપડાના આકાર જેવા નખવાળી સ્ત્રી દુઃખ ભોગવે છે. જે સ્ત્રી ચાલતી વખતે માર્ગમાં ધૂળ ઉડતી જાય તે માતા, પિતા તથા પતિના કુળને કલંક લગાડનારી થાય છે. જેના પગની એક આંગળી બીજી આંગળીપર ચડી હોય તે પતિનો ઘાત કરી વેશ્યા થાય છે. જેના પગની ટચલી આંગળી ચાલતી વખતે જમીનને અડકે નહિ તે સ્ત્રી પતિઘાતિની અને પરપુરૂષગામિની થાય છે. જેના પગની મધ્યમા અને અનામિકા આંગળી જમીનને ન અડકે તે સ્ત્રી પણ પતિઘાતિની થાય છે. જેના પગના નખ ચીકણા, ઉંચા, ગોળ અને લાંબા જેવા હોય તે સ્ત્રી સુખિની થાય છે. જે સ્ત્રીના પગનો ઉપરનો પંજો સ્વચ્છ, કોમળ, લાલ હોય તે ગુણવતી થાય છે. જે સ્ત્રીના પગની આંગળીઓની વચમાં નીચાણ હોય તે દરિદ્રિણી થાય છે. જેના પગમાં આંગળીઓની નસો વધારે હોય તે કુમાર્ગે ચાલનારી થાય છે. જેના પગની આંગળીઓ ઉપર વાળ હોય તે દાસી થાય છે.

**ઘુંટણ**—જેના ઘુંટણ માંસયુક્ત, શિરાસહિત અને ગોળ હોય તે સ્ત્રી સૌભાગ્યવતી હોય છે. જેના ઘુંટણ સમાન હોય તે ભાગ્યવતી, મોટા હોય તે ભાગ્યહીન, ઉંચા હોય તે વ્યભિચારિણી અને લાંબા હોય તે રોગિની થાય છે.

**જંઘા**—જેની જંઘા કેળની સમાન ગોળ, રોમહીન, સ્થૂળ, સ્નિગ્ધ અને એકસરખી હોય તે સ્ત્રી ઐશ્વર્યવાળી થાય છે અને તેથી વિપરીત હોય તો તે ભાગ્યહીન નીવડે છે.

**કમર**—જેની કમર ઉંચા નિતંબવાળી અને ૨૪ આંગળ પહોળી હોય તે ઐશ્વર્યવાળી થાય છે. જેની કમર માંસહીન, નીચી, લાંબી, ગંભીર, ચપટી, નાની અને રોમયુક્ત હોય તે વિધવા થાય છે.

**નિતંબ**—જેના નિતંબ સુંદર હોય તે સુખિની થાય છે અને ઉંચા તથા સ્થૂળ હોય તે કામસુખને વધારનારી થાય છે. જે સ્ત્રીના બેઉ નિતંબ ઉપર ચઢતા હોય તે સ્ત્રીનો પતિ મરણ પામે છે.

**નાભિ**—જેની નાભિ દક્ષિણાવર્ત અને ગંભીર હોય તે સુખિની અને ગાંઠડીની પેઠે ખુલ્લા મુખની વામાવર્ત હોય તે સારી નીવડતી નથી. જો નાભિની નીચે તલ અથવા લાંછન હોય તો તે સ્ત્રી સૌભાગ્યવતી રહે છે.

**ઉદર**—જેનું ઉદર મોટું હોય તે અનેક પુત્રોવાળી થાય છે, દેડકા જેવું હોય તે રાજપુત્રને જન્મ આપે છે, બહુ વિસ્તૃત ઉદરવાળી સ્ત્રી બળવાન પુત્રનો જન્મ આપે છે; જેનું ઉદર ઉંચું હોય તે વંધ્યા અને કઠોર હોય તે નીચ સ્વભાવવાળી થાય છે. જેનું ઉદર ઘડા અથવા મૃદંગના આકારનું હોય છે તે પુત્રહીન રહે છે. જેની ત્રિવલી (ઉદરપરની ત્રણ રેખાઓ) સૂક્ષ્મ, સરલ હોય તે રતિકેલિમાં પ્રેમ વધારનારી થાય છે અને ભૂરા રંગની હોય તો તે કુટિલ નીવડે છે; વાળથી આચ્છાદિત હોય તો તે સ્ત્રી દુષ્ટ વચન બોલનારી થાય છે અને મોટા આકારની ત્રિવલી સારી નીવડે છે. જે સ્ત્રીનું ઉદર બહુ લાંબું હોય તેનો સસરો મરણ પામે છે.

**કાળજું**—જે સ્ત્રીનો કાળજાનો ભાગ કેશરહિત બરાબર હોય તે સ્ત્રી ભોગ ભોગવનારી અને પાછલી અવસ્થામાં પ્રિયતમના વિયોગવાળી થાય છે. જે સ્ત્રીના હૃદય ઉપર વાળ ઉગતા હોય અને પોતાની મેળે ઉખડીને પડી જતા હોય તે સ્ત્રી પતિઘાતિની નીવડે છે. જેનું હૃદય બહુ

પહોળું હોય તે વ્યભિચારિણી, ૧૮ આંગળ પહોળું હોય તે સુખિની અને ઉંચા નીચા રોમવાળું હોય તો દરિદ્રી થાય છે. જેના હૃદય ઉપર તલ અથવા લાંછન હોય તેને રાજ્ય પ્રાપ્ત થાય છે.

**સ્તન**—જે સ્ત્રીના બેઉ સ્તન કઠીન, એકસરખા ગોળ અને સુંદર હોય તે પતિના હર્ષને વધારનારી થાય છે. જેનાં સ્તન એક બીજાને મળી ગએલાં ન હોય, નીચાં પડચાં ન હોય, કઠણ હોય, સ્થૂળ હોય અને જમણું સ્તન કાંઈક મોટું હોય તે સ્ત્રી પુત્રવતી થાય છે. જો ડાબું સ્તન મોટું હોય છે તો તે પુત્રીઓ ઉત્પન્ન કરનારી થાય છે. જેનાં સ્તનોની વચમાં ખાલી જગ્યા હોય તો તે સારૂં ચિહ્ન નથી. જેના ડાબા સ્તનપર લાલ ચિહ્ન હોય અથવા કમળના રંગ જેવો તલ હોય તે સ્ત્રી પહેલાં એક સુપુત્રને જન્મ આપીને પછી વિધવા થાય છે. જેના સ્તનમંડળ ઉપર લાલ તલ હોય તેને ચાર પુત્રીઓ અને ત્રણ પુત્રો થાય.

**સ્કન્ધ**—જે સ્ત્રીના સ્કન્ધ પુષ્ટ હોય તે કામાંધ રહે છે અને સ્કંધ નમ્ર હોય છે તે પુત્રવતી થાય છે. સ્કંધ નાના હોય તે સ્ત્રી સુખ ભોગવનારી થાય છે. જેના સ્કંધ પહોળા અને કઠીન હોય તે ભાગ્યશાળી નીવડે છે અને ઉંચા, માંસહીન, પાતળા સ્કંધવાળી સ્ત્રી વિધવા થાય છે.

**હાથ**—જે સ્ત્રીના હાથનો અંગૂઠો અને બે આંગળીઓ કમળની કળીના જેવી હોય તે સ્ત્રી અધિક સુખ ભોગવનારી થાય છે. જે સ્ત્રીની હથેળીઓ ભુજાઓ કરતાં કોમળ, સ્વચ્છ અને કમળ જેવી લાલ તથા ઉંચી હોય તે સ્ત્રી રતિકેલિથી પોતાના પતિને પ્રસન્ન કરે છે. જે સ્ત્રીનો હાથ બહુ રેખાઓવાળો હોય અથવા રેખાઓ વિનાનો હોય તે સ્ત્રી વિધવા થાય છે. જેની હથેળીમાં સ્વચ્છ રેખાઓ હોય તે સ્ત્રી સુખી રહે છે. જેનો હાથ ઘણી નસોથી ભરેલો હોય તે દારિદ્રા અને હાથનો પંજો ઉંચો તથા નસો વિનાનો હોય તો તે સ્ત્રી સુખિની થાય છે. જેની હથેળીમાં કમળનું ચિહ્ન હોય તે રાજાની રાણી થાય છે અને તેનો પુત્ર પણ પરાક્રમી તથા તેજસ્વી થાય છે. જે સ્ત્રીના હાથમાં અંગુઠાના મૂળથી ટચલી આંગળીના મૂળસુધી રેખા ગઈ હોય તે સ્ત્રી પતિહંત્રી થાય છે. જેના હાથમાં શુભ વસ્તુઓના આકાર હોય તે સુખી અને અશુભ વસ્તુઓના આકાર હોય તે દુઃખી નીવડે છે. જેના હાથનો અંગુઠો સીધો, કોમળ, ગોળ હોય અને આંગળીઓ ક્રમે કરીને નાની, લાંબી અને ગોળ હોય, ઉપર વાળ હોય તથા મધ્યમાં રેખાઓ બહુ હોય તે સુભાગ્યવતી

થાય છે. તેથી વિપરીત હોય તે દરિદ્ર નીવડે છે. જેના નખમાં સફેદ રંગનાં બિંદુઓ હોય તે બહુ કામવતી સ્ત્રી હોય છે. જેના નખ શંખ અથવા સાપના જેવા હોય, નીચે નમતા હોય, કુરૂપ હોય, તેમ જ કપિલ અથવા ભૂરા રંગના હોય તે સ્ત્રી કુલક્ષણી નીવડે છે.

**પીઠ**—જેની પીઠનું હાડકું-કરોડ માંસમાં મળી ગઈ હોય તે પતિને પ્યારી અને જેની પીઠમાં બહુ રૂંવાટી હોય તે વિધવા થાય છે.

**ગરદન**—જે સ્ત્રીનું ગળું ગોળ વર્તુળાકાર, ઉંચું અને ચાર આંગળ લાંબું હોય તે સ્ત્રી પોતાના પતિને પ્રિય થાય છે. જેની ગરદન મોટી હોય છે તે સ્ત્રી પોતાના પતિમાં આસક્ત રહે છે અને જેના ગળાનો રંગ લાલ હોય છે તે દાસી થાય છે. જેની ગરદન ચપટી અને પાતળી હોય તે પતિહીન અને નાની હોય તે ધનહીન થાય છે. સ્ત્રીની ગરદન રોમહીન અને કોમળ હોય તો સારી અને રોમવાળી તથા નાની હોય તો તે નઠારી છે.

**ગાલ**—સ્ત્રીના ગાલ મોટા, ભારે, ઉંચા અને ગોળ હોય તે સારા પરન્તુ માંસહીન અને રોમવાળા હોય તે નઠારા લેખાય છે. જેના ગાલની વચ્ચે લાલ મસો હોય તેનું કાર્ય સિદ્ધ થાય છે.

**ઓઠ**—જે સ્ત્રીના ઓઠ ગોળ, રેખાયુક્ત, લાલ અને સ્નિગ્ધ હોય તે સ્ત્રી રાજાની પ્રિયા થાય છે. જેના ઓઠ લાંબા, પુરૂષના ઓઠની પેઠે ફાટેલા તથા માંસહીન હોય તે અભાગિની નીવડે છે. કાળા ઓઠવાળી સ્ત્રી પતિહીન થાય છે. જેના ઉપરના ઓઠ ઉપર વાળ હોય તે કલહ-પ્રિયા અને વ્યભિચારિણી નીવડે છે.

**દાંત**—જેના નીચે-ઉપરના દાંત એકસરખા હોય, મળેલા હોય અને દાંતની ઉપર દાંત ચડેલા ન હોય તે સ્ત્રી સૌભાગ્યવતી થાય છે. જેના નીચેના દાંત ઉપરના દાંતથી મોટા હોય અથવા વધારે હોય તે સ્ત્રી માતાહીન અને દુઃખિની થાય છે. જેના દાંત વિકટ હોય તે પતિહીન અને વચમાં છેદાયલા હોય તે વ્યભિચારિણી થાય છે.

**જીભ**—જેની જીભ નરમ, સરખી લાલ અથવા સફેદ હોય તે ભાગ્ય-વતી થાય છે અને જેની વચમાં વિકૃતિવાળી હોય તે સુખહીન થાય છે. જેની જીભ કાળી હોય તે કલહપ્રિય, મોટી હોય તે ધનહીન અને લાંબી હોય તે અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કરનારી હોય છે.

**તાળવું**—જે સ્ત્રીનું તાળવું લાલ કમળ જેવું હોય તે સૌભાગ્યવતી, પીળું હોય તે તપસ્વિની અને સફેદ હોય તે પતિહીના હોય છે.

**નાક**—જેની નાસિકાનાં છિદ્રો સમાન અને ગોળ હોય તે ભાગ્યવતી હોય છે. જેના નાકનો અગ્રભાગ સ્થૂળ અને વચમાં નીચો હોય તે દરિદ્ર હોય છે અને અગ્ર ભાગ લાલ તથા વાંકો હોય તે પતિહીના હોય છે. ચપટા નાકવાળી સ્ત્રી દાસી અને લાંબા નાકવાળી કલહપ્રિય હોય છે. જેના નાકની પાસેનો મસો કાન્તિવાળો હોય તે દ્રવ્યવતી અને ભમરાની પાંખ જેવો તથા નવીન મેઘ જેવો હોય તે પતિઘાતિની અથવા તો વ્યભિચારિણી નીવડે છે.

**આંખ**—જે સ્ત્રી નેત્ર બંધ કર્યા વિના ઉત્તમ દૃષ્ટિ કરીને બોલે ને બોલતી વખતે જેના ગાલ પ્રફુલ્લિત થાય તથા દાંત દેખાય નહિ તે સ્ત્રી ભાગ્યવતી હોય છે. જેની આંખોના ખૂણા લાલ, આંખની વચ્ચેનો તારો કાળો, પુતળીઓ સફેદ, પોપચાં કોમળ અને પાંપણના વાળ કાળા હોય તે ભાગ્યવતી લેખાય છે. જેની આંખો ઉંચી હોય તે અલ્પાયુ નીવડે છે. ગોળ નેત્રાવાળી સ્ત્રી વ્યભિચારિણી અને બકરી કે ભેંસના જેવાં નેત્રોવાળી સ્ત્રી અભાગિની નીવડે છે. જમણી આંખે કાણી સ્ત્રી વંધ્યા અને ડાબી આંખે કાણી સ્ત્રી કુલટા હોય છે. મધના જેવા રંગનાં પીળાં નેત્રાવાળી સ્ત્રી ધનવતી, પતિવ્રતા અને પુત્ર-પૌત્રાદિકથી યુક્ત હોય છે. જેની આંખનાં પોપચાં કાળાં, કોમળ, સઘન અને નાનાં હોય તે સ્ત્રી ભાગ્યવતી તથા પતિપ્રિયા થાય છે. જેનાં પોપચાં કેશહીન અથવા થોડા કે મોટા કેશવાળાં હોય, લાંબાં કે કપિલવર્ણનાં હોય તે પરપુરૂપગામિની નીવડે છે. જેની ભમ્મરો નરમ, ગોળ, કાળી તથા ધનુષ્યાકૃતિની હોય છે તે કામકળામાં પ્રવીણ હોય છે. જેની ભ્રૂકુટી કપિલ વર્ણની, મોટી, સીધી, મળેલી અથવા લાંબા વાળવાળી અથવા વાળ વિનાની હોય તે ધનહીન હોય છે.

**કાન**—સ્ત્રીના કાન લાંબા ગોળ હોય તે સારા અને પાતળા તથા બહુ નસોવાળા હોય તે ખરાબ સમજવા. જેના બેઉ કાન પુષ્ટ હોય તે ચોરી કરવામાં પ્રવીણ હોય અને મોટા હોય તે પતિઘાતિની હોય.

**માથું**—જે સ્ત્રીનું મસ્તક ત્રણ આંગળ ઊંચું, કોમળ અને અર્ધચંદ્રાકાર હોય, તે સ્ત્રી પરમ ભાગ્યવતી લેખાય છે. જેનું મસ્તક થોડું ઉંચું અને વધુ લાંબું હોય તે વંધ્યા અને કુલનાશિની નીવડે છે. જેના માથાપરના કેશ ચળકતા અને ગુંચળાંવાળા હોય તે સુભાગ્યવતી અને પીળા વર્ણના, રૂક્ષ તથા ટુંકા હોય તે બંધન, વૈધવ્ય અથવા દુઃખ દેનારી હોય છે.

**લલાટ**—જે સ્ત્રીના લલાટ ઉપર અથવા ભમ્મરની વચમાં નાના વણના જેવો મસો હોય તે સ્ત્રી સુખ, ધન, અનેક પ્રકારના ભોગ અને પતિ, પુત્ર, દાસી વગેરેનું સુખ ભોગવે છે. જેનું લલાટ બહુ લાંબું હોય તે પોતાના દિયરનો નાશ કરનારી નીવડે છે.

**ગુહ્યાંગ**—જેની ગુદાની જમણી બાજુએ કાળો તલ હોય તે રાજાની સ્ત્રી થાય અથવા તેના ઘરમાં લક્ષ્મીનો વાસ થાય અને સુપુત્રને જન્મ આપે, જેની ગુહ્યેંદ્રિય પીપળના પાનના આકારની હોય તે શુભ છે અને ચુલા અથવા હરણની ખરીના આકારની તથા બહુ રોમયુક્ત હોય તે અધમ છે. જેની ગુહ્યેંદ્રિય કંચુકાવર્ત અથવા બે બાજુએ ઉંચી અને વચમાં ખાલી તેમજ વાંકી હોય તો તે સ્ત્રી દુર્ભાગ્ય વધારનારી છે તેમજ ગર્ભધારણને યોગ્ય નથી. જેની ગુહ્યેંદ્રિય હાથીના સ્કંધ જેવી રૂપવાળી અથવા કાચબાની પીઠના આકારની હોય તે સ્ત્રી રાજપત્ની થાય છે. જેની ગુહ્યેંદ્રિય ડાબી બાજુએ ઉપસેલી હોય તે કન્યાઓને જન્મ આપનારી નીવડે છે અને જમણી બાજુએ ઉપસેલી હોય તે પુત્રોને જન્મ આપે છે. જેની યોની શંખાવર્ત હોય તે ગર્ભને ધારણ કરતી નથી. જે ગુહ્યેંદ્રિય માંસરહિત, જરા વાંકી, રૂક્ષ હોય તે વૈધવ્યસૂચક જાણવી, અને બહુ મોટી તથા લાંબી હોય તે તુરત ભાગ્યહીન કરનારી થાય છે.

---

## પરિચ્છેદ ૮ મો.

## પુરૂષનાં સામુદ્રિક લક્ષણો.

**સુલક્ષણ**—જે પુરૂષનું મસ્તક મોટું હોય, બરાબર હોય, ચમકતું હોય તથા મસ્તકપર રેખા વગેરે ન હોય, આંખો મોટી અને મૃગના જેવી હોય, પુતળીઓ કાળી કે આસામાની રંગની હોય તથા મુખપર પ્રસન્નતા રહેતી હોય, જેનો ચહેરો તેજદાર હોય, તેવાં લક્ષણવાળો પુરૂષ ભાગ્યશાળી મનાય છે. જેના હાથ ધુંટણસુધી લાંબા હોય તે ભાગ્યવાન હોય છે. જેના શરીરનો મધ્ય ભાગ ભારે હોય, દેહ ગૌરવર્ણનો હોય, શીઘ્ર બોલનારો હોય તથા જેની જીભ અટકતી હોય તે અવશ્ય ચતુર, વિદ્વાન્ અને બહુ પુત્રવાન્ હોય છે.

**કુલક્ષણ**—જેનું શરીર દુબળું, બેડોળ હોય, વાત કરતાં જેને ક્રોધ આવી જાય, જેનું માથું ઉંચું, નીચું તથા નાનું હોય, જેના મસ્તકપર રેખાઓ હોય, જેનાં નેત્ર નીચે ઢળતાં હોય અને જેનાં નેત્ર જલદી પલક મારતાં હોય, જેની વાણીથી જલદી વાત નીકળતી હોય તથા જે

કુવચન બોલનારો હોય, જેની ગરદન ટૂંકી હોય અને જેને હસતી વખતે ગાલમાં ખાડા પડતા હોય, જેની છાતીપર રોમ ન હોય, જેનાં નેત્ર બીલાડા જેવાં હોય, જેને એક જ નેત્ર હોય, જે શીઘ્ર ચાલનારો અથવા વાંકી ચાલ ચાલનારો હોય, જેનો ડાબો પગ પહેલો ઉપડે, જેને બોલતી વખતે થુંક ઉડે, વાત કરતી વખતે મ્હોં કંપવા લાગે, માર્ગે ચાલતાં જે બબડતો જાય, એમાંનાં એક બે લક્ષણવાળો પણ અવગુણી પુરૂષ સમજવો.

**ગુહ્યાંગ**—પુરૂપની ગુહ્યેન્દ્રિય ૭ આંગળથી ૧૦ આંગળસુધી હોય છે. ૭ થી નાની એટલે ૬ આંગળની ઈંદ્રિય હોય તે મનુષ્ય ધનવાન હોય છે અને અતિદીર્ઘ ઈંદ્રિયવાળો પુરૂષ સંતાનહીન તથા નિર્ધન હોય છે. જેની ઇંદ્રિય બાજુએ પડતી વાંકી, બહુ નાની અને ડાબી બાજુએ ઝુકેલી હોય તે પુત્ર અને અન્નધનથી રહિત હોય છે. જેની ઇંદ્રિય જમણી બાજુએ ઝુકેલી હોય છે તે પુત્રવાન હોય છે અને નીચે ઝુકેલી હોય છે તે દરિદ્રી બને છે. જેની ઇંદ્રિયની ગ્રંથિ મોટી હોય તે પુત્રવાન હોય. દીર્ઘ ઈંદ્રિયવાળો દરિદ્રી, સ્થૂલવાળો ધનહીન. કૃશવાળો ભાગ્યવાન અને હ્રસ્વવાળો રાજા થાય છે. જે પુરૂષની ઈંદ્રિય કૃષ્ણવર્ણીય, પાતળી, નાની અને રક્તવર્ણી હોય છે તે પૃથ્વીનો સ્વામી થાય છે ને પરસ્ત્રીઓમાં સ્મરણ કરે છે.

## પરિચ્છેદ ૯ મો.

## સમાગમના સારા-માઠા પ્રકાર.

**સમાગમની સમ-વિષમતા**—આગળ પુરૂપ અને સ્ત્રીના જાતિવિશિષ્ટ ગુણોનું વર્ણન આપવામાં આવ્યું છે. એ ગુણોને આધારે વિદ્વાનોએ સ્ત્રી-પુરૂપના સમાગમના પ્રકારની સમ-વિપમતા અથા સારા-માઠાપણાનું નિદર્શન કરેલું છે. જ્યાં ગુણોની સમાનતા છે ત્યાં સમાગમ ઉત્તમ છે, જ્યાં થોડી અસમાનતા છે ત્યાં સમાગમ મધ્યમ છે, જ્યાં વિશેપ અસમાનતા છે ત્યાં સમાગમ કનિષ્ટ છે અને જ્યાં કેવળ વિપમતા છે ત્યાં સમાગમ અનિષ્ટ છે. સમાગમની સમતા-વિષમતાની ગણત્રી પુરૂષની ગુહ્યેંદ્રિયની દીર્ઘતા અને સ્ત્રીની ગુહ્યેંદ્રિયની ઉંડાઇને આધારે પણ કરવામાં આવે છે. આ ગણત્રી પુરૂષના ત્રણ પ્રકાર શશક, વૃષભ અને અશ્વ તથા સ્ત્રીના ત્રણ પ્રકાર, હરિણી, અશ્વિની અને હસ્તિની એમ અનુક્રમે ગુહ્યેંદ્રિયના પરિમાણને આધારે કલ્પી સમાગમની ઉત્તમતા, મધ્યમતા અને કનિષ્ટતા વિચારવામાં આવે છે. ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અનેઅનિષ્ટ યોગે કરીને સમાગમસુખ અને લગ્નસુખ તે પ્રમાણમાં મળે તેમજ સંતતિ પણ સારા-માઠા પ્રકારની થાય જેની સમજ નીચે આપી છે.

| પુરૂષની જાતિ | સ્ત્રીની જાતિ. | સમાગમનો પ્રકાર | પુત્ર થાય તો તેનાં લક્ષણ | પુત્રી થાય તો તેનાં લક્ષણ |
|---|---|---|---|---|
| શશક | પદ્મિની | ઉત્તમ | ધર્મશાસ્ત્રવેત્તા, રૂપવાન | પતિપરાયણા અને સતી સાધ્વી. |
| મૃગ | ચિત્રિણી | ઉત્તમ | ધનવાન્, બળવાન્ | સ્વરૂપવતી, વિદુષી. |
| વૃષભ | શંખિની | ઉત્તમ | મહાબાહુ, સાહસિક | ડાકિની, પરનર સાથે પ્રીતિ કરનારી. |
| અશ્વ | હસ્તિની | ઉત્તમ | મહાયોદ્ધો, બળવાન્ | કામાતુર, સદા પુરૂષવાંચ્છુ. |
| શશક | ચિત્રિણી | મધ્યમ | ધર્મશીલ, શાસ્ત્રવિશારદ | દીર્ઘજીવી, ક્રોધિની. |
| શશક | શંખિની | કનિષ્ઠ | સુશીલ, અલ્પાયુ | દુઃખી, વૃદ્ધ પતિની પ્રાપ્તિવાળી. |
| શશક | હસ્તિની | અનિષ્ટ | ગર્ભગલન કિંવા દુર્બળ, અલ્પાયુ | રૂપવતી પરન્તુ અલ્પાયુઃ |
| મૃગ | પદ્મિણી | કનિષ્ઠ | મહાબળવાન, સુખદુઃખભોગી | ધનધાન્યયુક્ત કિન્તુ અલ્પાયુષવતી. |
| મૃગ | શંખિની | મધ્યમ | દયાવાન, ધાર્મિક, ગુણી | સુંદરી, બુદ્ધિમતી, ગુણવતી. |
| મૃગ | હસ્તિની | અનિષ્ટ | દુરાચારી અને ક્રૂર | કુલકલંકિની, કુલટા અને પતિઘાતિની. |
| વૃષભ | પદ્મિની | અનિષ્ટ | દુરાચારી | દુરાચારિણી. |
| વૃષભ | હસ્તિની | મધ્યમ | મહાબળવાન, યોદ્ધો, દુરાચારી | પરપુરૂપવિલાસિની, દુરાચારિણી. |
| વૃષભ | ચિત્રિણી | કનિષ્ઠ | અકાળે મૃત્યુ થાય. | ગર્ભમાં જ મરણ પામે. |
| અશ્વ | પદ્મિની | અનિષ્ટ | નપુંસક, ક્ષયરોગી | શુદ્ધબુદ્ધિમતી. |
| અશ્વ | ચિત્રિણી | કનિષ્ઠ | અલ્પાયુઃ | શ્વેતવર્ણા. |
| અશ્વ | શંખિની | મધ્યમ | જન્માધ, દુર્બળ | કુલટા પતિઘાતિની. |

## પરિચ્છેદ ૧૦ મો.

---

## સમાગમનો શાસ્ત્રીય વિધિ.

**સમાગમનો દિવસો**—યાજ્ઞવલ્ક્યનો એવો અભિપ્રાય છે કે રજોદર્શન થયા પછી ૧૬ રાત્રિસુધી સ્ત્રીઓને ઋતુ હોય છે અને તે રાત્રિઓમાં સમાગમ થવાથી ગર્ભાધાન થાય છે; પરન્તુ તેમાં પહેલી ચાર રાત્રિઓ અને અમાસ, પૂનમ વગેરે પર્વના દિવસોએ સમાગમ કરવો અનિષ્ટ છે. મનુનો એવો અભિપ્રાય છે કે સ્ત્રી રજસ્વળા થયા પછીની ૧૬ રાત્રિઓમાં પહેલી ચાર, ૧૧ મી અને ૧૩ મી રાત્રિ તેમજ અષ્ટમી, ચતુર્દશી, અમાસ તથા પૂનેમ એ દિવસો ત્યજીને બીજા દિવસોએ યોગ્ય સમયે સમાગમ કરવામાં દોષ નથી. રજોદર્શન પછીની પહેલી ચાર રાત્રિમાં સ્ત્રીને ચાંડાલી સમાન લેખી છે, છતાં જે કામી જનો એ રાત્રિઓનો ત્યાગ કરતા નથી તેઓ પોતાનું અને પોતાની સ્ત્રી તથા સંતતિનું અહિત કરે છે. રજોદર્શન પછી પહેલી ચાર રાત્રિએ સમાગમ કરવો એ શરીરમાં અનેક રોગો ઉત્પન્ન થવાના ભય સમાન છે. બીજા દિવસના સમાગમથી જો ગર્ભ રહે તો સંતાન જીવતું નથી. ત્રીજા દિવસના સમાગમથી ગર્ભ રહે તો સંતાન અલ્પાયુઃ અને વિકૃત અંગવાળું થાય છે. સમાગમ માત્ર સંતાનોત્પત્તિને અર્થે કરવો એ શાસ્ત્રનું ફરમાન છે છતાં આનંદને માટે સમાગમ કરનારાઓએ પણ ઉપરના નિયમો જાળવવા યોગ્ય છે.

**સમાગમનો સમય**—રાત્રિના બે પહોરસુધીનો સમય સમાગમને માટે યોગ્ય નથી કારણકે તે સમયે પુરૂષનું વીર્ય ઉત્તપ્ત રહેતું હોવાથી તે ગર્ભાધાનને લાયક થતું નથી. બે પ્રહર વીત્યા પછીનો સમય યોગ્ય છે. પદ્મિણીને રાત્રિના ચોથા પહોરમાં, ચિત્રિણીને પહેલા પહોરમાં, શંખિનીને ત્રીજા પહોરમાં અને હસ્તિનીને રાત્રિના બધા પહોરમાં સમાગમની ઇચ્છા થાય છે; તેમજ દિવસે પદ્મિણીને બધા પહોરમાં અને હસ્તિનીને ત્રીજા-ચોથા પહોરમાં ઇચ્છા થાય છે તથા દિવસે સમાગમની ઇચ્છા ચિત્રિણી-શંખિનીને થતી નથી, છતાં દિવસનો સમાગમ અનિષ્ટ અને પાપોત્પાદક છે એટલે તેનો ત્યાગ કરવો અને રાત્રિએ બે પ્રહરનો તથા નિદ્રાલુતાના સમયનો ત્યાગ કરવો. શાસ્ત્રકાર તો એમ કહે છે કે પ્રથમ પ્રહરમાં સમાગમ કરવાથી ઉત્પન્ન થતાં સંતાનો અલ્પકા-

ળમાં મરી જાય છે, બીજા પ્રહરના સમાગમથી સંતાન દરિદ્ર, ભાગ્યહીન અને બુદ્ધિહીન થાય છે, ત્રીજા પ્રહરના સમાગમથી સંતાન દુષ્ટ અને દુઃખી થાય છે અને ચોથા પ્રહરમાં સમાગમ કરવાથી સંતાન બળવાન્ બુદ્ધિમાન્, દીર્ઘાયુષ્ય અને ભક્તિમાન્ થાય છે; જ્યારે અંગ્રેજ વિદ્વાનો એમ કહે છે કે સૂર્યોદય પછી સવારના ૭ થી ૧૦ વાગ્યાસુધી જે સમયે સૂર્યનાં કિરણો તથા વિજળીક પ્રવાહોથી વાતાવરણની શુદ્ધિ થએલી હોય છે, વાયુલહરિઓ આહ્લાદકારક હોય છે, તનમન પ્રફુલ્લિત અને સ્વસ્થ હોય છે તે જ સમય સમાગમ માટે ઉત્તમ છે.

**સમાગમની તૈયારી અને વિધિ**—'આચાર મયૂખ' નામના ગ્રંથમાં કહ્યું છે કે પૂર્વ રાત્રિ એટલે એક પ્રહર રાત્રિ ગયા પછી રતિમંદિરમાં દંપતીએ પ્રવેશ કરવો. ત્યાં ગયા પૂર્વે પગ ધોઇને સુગંધલેપન કરીને, ફૂલની માળા ધારણ કરીને, તાંબૂલ ચર્વણ કરીને અને શ્વેત-સ્વચ્છ વસ્ત્રો ધારણ કરી લેવાં. રતિમંદિરમાં પ્રવેશ કરીને સુકોમળ શય્યાપર દંપતીએ શયન કરવું. સમાગમની પૂર્વે બહુ ભારે ભોજન કરવું જોઇએ નહિ તેમજ ક્ષુધા-તૃષાપીડિત, રોગી અને કુદરતી હાજતવાળાએ સમાગમ માટે તત્પર થવું નહિ. વિધિ સંબંધે 'આચાર મયૂખ'માં જણાવ્યું છે કે સ્ત્રીએ પહેલાં પતિના પગને નમસ્કાર કરીને પછી શય્યામાં શયન કરવું. સ્વામીએ પ્રભુસ્મરણ કરતે જંઘા પ્રસારણ કરી સ્ત્રીના ગુહ્યાંગને સ્પર્શી **विष्णुर्योनिः प्रजापतेः** એ સૂક્ત ભણી સમાગમમાં ઉદ્યુક્ત થવું. સમાગમમાં ઉદ્યુક્ત થતાં કામવાસનાં અંગોપર ચુમ્બનાદિ કરવું. હવે પછીના એક પરિચ્છેદમાં કામવાસની સમજ આપવામાં આવી છે તે બરાબર સમજી નહિ શકનારે કપોલ, હોઠ, નેત્ર, આદિ અંગોપર ચુંબનદાન કરવું અને સ્તનસ્પર્શ કરવો, જેથી ઉભય પાત્રોમાં આપોઆપ કામ સ્ફુરાયમાન થાય છે. નેત્રો લાલ થાય, શ્વાસ ગરમ અને ઉતાવળો વહે એટલે ઉભયમાં કામવ્યાપ્તિ થઈ છે એમ સમજવું. રતિસમયમાં સુખાસન સર્વસામાન્ય મનાય છે. સ્ત્રીની કટિ નીચે તેમજ મસ્તક નીચે સુકોમળ તકીયા સમાગમ સમયે રાખવા એ હિતાવહ છે. પ્રથમ સ્ત્રી અને પછી પુરૂષનું કિંવા એક સાથે ઉભયનું વીર્ય સ્ખલન થાય એ સુખદ છે. શીઘ્રકામી પુરૂષ અને મંદકામી સ્ત્રીનો સમાગમ સ્ત્રીને અતૃપ્ત રાખે છે.

**સમાગ પછી**—સમાગમ માટે બાળા સ્ત્રી અંધકારને ઇચ્છે છે, તરૂણી પ્રકાશને ઇચ્છે છે અને પ્રૌઢા થોડા અંધકાર તથા થોડા પ્રકાશને

ઇચ્છે છે. વૃદ્ધા સ્ત્રી સમાગમમાટે યોગ્ય નથી છતાં તેનો સમાગમ કરનાર અકાળે અશક્ત અને રોગી થાય છે. સમાગમ પછી ગુહ્યાંગોને શીતળ જળથી ધોવાં નહિ પણ કોકરવર્ણા જળથી ધોવાં. શીતળ જળથી એ કોમળ અંગોને ઇજા થાય છે. સમાગમ પછી શીતળ જળ પીવાથી શરદી કે ગરમીનો રોગ થાય છે માટે તૃષા લાગે તો તેજાનો નાંખેલું મધુર દૂધ પીવું. સમાગમના અતિપરિચયથી આંખોનું તેજ તથા શરીરની શક્તિ ઘટે છે તથા વાતવિકાર ઉત્પન્ન થાય છે. સમાગમ પછી જો મન ઉલ્લાસમાં રહે, શરીરમાં સ્ફૂર્તિ કે ચૈતન્ય રહે, વ્યાયામની અભિરૂચિ થાય, જનનેંદ્રિય પ્રફુલ્લિત રહે તો એમ સમજવું કે સમાગમની આવશ્યકતા હતી અને તે યોગ્ય રીતે પૂરી પાડવામાં આવી છે; પરંતુ સમાગમ પછી જો બેચેની તથા અશક્તિ માલૂમ પડે તો સમજવું કે અયોગ્ય સમયે તથા કુસ્થિતિએ સમાગમ કર્યો છે. સાત દિવસના અંતરે સમાગમ કરવાથી જો આવી ખરાબ સ્થિતિનો અનુભવ થાય તો એ સમય લંબાવતા જવું અને નિર્બળ તથા રોગી માણસે તો જેમ બને તેમ વધારે ઇન્દ્રિયનિગ્રહ કરવો એ લાભકારક છે. સમાગમ પછી સ્નાન, પૌષ્ટિક ખોરાક અને શાન્ત નિદ્રાની ખાસ જરૂર છે. જે સમયે આંખમાં ઉંઘનો ઉભરો હોય તે સમયનો ત્યાગ કરીને નિદ્રા પૂરી થયા પછીનો સમય વધારે સારો છે.

**રતિના પ્રકાર**—સમાગમમાં રતિ મુખ્ય છે અને તે ત્રણ પ્રકારની છે. ઉચ્ચ રતિમાં પુરૂષ બળવાન્ અને સ્ત્રી નિર્બળ હોય છે, જેથી પરસ્પરમાં પ્રસન્નતા રહે છે, નીચ રતિમાં પુરૂપ નિર્બળ અને સ્ત્રી સબળ હોય છે જેથી પરસ્પરમાં ઉદાસીન ભાવ રહે છે અને સમાન રતિમા બન્ને સરખાં બળવાળાં હોય છે જેથી પ્રીતિમાં હાનિ થાય છે. ઉચ્ચ રતિથી પુત્ર, નીચ રતિથી કન્યા અને સમાન રતિથી નપુંસક જન્મે છે.

**સમાગમમાં કૃત્રિમતા**—સમાગમસમયે શક્તિને કૃત્રિમ ઉપાયોથી ઉત્તેજિત કરવા માટે અથવા ક્ષણિક આનંદના અનુભવ માટે દારૂ, અફીણ, ભાંગ, કોકેન જેવા પદાર્થોનું સેવન કરી શરીરને કેટલાકો અત્યંત હાનિ કરે છે. કેટલાક સ્તંભન માટેનાં ઔષધો ખાય છે. સ્તંભનથી વિષયી જનો આનંદ મેળવતા છતાં પોતાના ગુહ્યાંગને તેમજ તેની શક્તિને બહુ હાનિ કરે છે, તેથી એ અંગની નસો બહુ કમજોર થાય છે, અકાળે શિથિલતા આવે છે અને એવી શિથિલતા આવ્યા પછી ગમે તેવાં આકરાં ઔષધો પણ અસર કરતાં નથી. નૈસર્ગિક ચેષ્ટા જ ગુહ્યાંગને ઉશ્કે-

રવા માટે બસ છે. સમાગમસમયે મદ્યપાન કરવાથી જે ગર્ભ રહે છે તેની માનસિક અને શારીરિક સ્થિતિ બહુ નિર્બળ રહે છે. ગર્ભની ઉત્પત્તિ ન થાય એવા હેતુથી વીર્ય સ્ખલિત થતી વખતે જનનેંદ્રિયને પાછી ખેંચી લેવી કિંવા ચલિત થએલા વીર્યને રોકવું એ ઘણું જ નુકસાનકારક છે. એમ કરવાથી ઇન્દ્રિયના સ્નાયુ તથા જ્ઞાનતંતુ નિર્બળ બને છે અને પુરૂષ કમતાકાત બને છે. કોઇ વાર એથી પ્રમેહ જેવા રોગ પણ થાય છે. ગર્ભોત્પત્તિ અટકાવવા માટે અથવા ચેપી રોગથી મુક્ત રહેવા માટે સમાગમ સમયે રબ્બરની કોથળીનો ઉપયોગ કરવાથી પુરૂષને વીર્યસ્રાવનો અને સ્ત્રીને પ્રદરનો વ્યાધિ લાગુ પડે છે.

**સમાગમ અને ઋતુઓનો સંબંધ**—સમાગમ માટે ઋતુઓ સંબંધી જ્ઞાન હોવાની જરૂર છે. શિશિર, હેમન્ત, વસન્ત, વર્ષા, શરદ્ અને ગ્રીષ્મ ઋતુ સમાગમ માટે ક્રમશઃ એક બીજીથી ઉતરતી છે. શીઆળામાં જઠરાગ્નિ પ્રબળ હોય છે તેથી પૌષ્ટિક પદાર્થોનું પાચન સત્વર થાય છે, તેથી શિશિર ઋતુમાં મનુષ્ય વિશેષ વીર્યવાન હોય છે અને એ ઋતુ સમાગમ માટે શ્રેષ્ટ છે. વસંત ઋતુમાં વનસ્પતિને નવો મ્હોર, ફળ, ફૂલ તથા પાન આવે છે. તે વખતે હવામાં ઓક્સિજન વાયુનું પ્રમાણ વિશેષ હોય છે, તેથી એ ઋતુ પણ સમાગમ માટે સારી છે. ગ્રીષ્મ ઋતુમાં લોહી તથા વીર્યની સ્થિતિ ગરમીને લીધે સારી હોતી નથી તેથી એ સમયે જેમ બને તેમ લાંબી મુદતે સમાગમ કરવો. વર્ષાઋતુમાં જે સમયે વિજળી ચમકે છે તે સમય સમાગમ માટે સારો છે. વિજળીક પ્રવાહથી વાતાવરણ શુદ્ધ હોય છે, શરીરમાં સ્ફૂર્તિ હોય છે અને તેથી કામ પ્રકટ થાય છે. પેટ ભરીને જમ્યા પછી સમાગમ કરવો એ નુકસાનકારક છે.

**સમાગમ અને પ્રેમનો સબંધ**—પ્રેમ બે પ્રકારનો છે. એક પ્રેમ સાત્વિક અથવા નિષ્કામ અને બીજો પ્રેમ સ્થૂળ અથવા સકામ છે. સાત્વિક પ્રેમ એ માનસિક વ્યાપાર છે અને સ્થૂળ પ્રેમ એ શારીરિક વ્યાપાર છે. સાત્વિક પ્રેમ સંતતિની માનસિક સ્થિતિને જન્મ આપે છે, ત્યારે સ્થૂળ પ્રેમ તેની શારીરિક સ્થિતિને જન્મ આપે છે. બળવાન્ તનમનવાળી સંતતિ ઉત્પન્ન કરવા માટે સાત્વિક અને સ્થૂળ એ બેઉ પ્રેમની જરૂર છે. સાત્વિક પ્રેમમાં વિષયેચ્છાના અભાવથી વીર્ય ઉત્પન્ન થતું નથી; પરન્તુ સ્થૂળ પ્રેમમાં વિષયેચ્છા હોવાથી કામ પ્રકટ થાય છે અને તેથી વીર્ય ઉત્પન્ન થાય છે. જો માત્ર સાત્વિક ભાવથી સમાગમ કરવામાં આવે

તો વીર્યના અભાવને લીધે પ્રજોત્પત્તિ ભાગ્યે જ થાય છે; અને જો એકલા શારીરિક–સ્થૂળ પ્રેમથી સમાગમ કરવામાં આવે તો વીર્યસ્ખલનથી પ્રજોત્પત્તિ થાય છે ખરી, પરન્તુ પ્રજાની માનસિક શક્તિમાં ઘણી ન્યૂનતા રહે છે. તેટલામાટે સમાગમમાં બેઉ પ્રકારના પ્રેમની જરૂર છે.

**સમાગમ અને શય્યાનો સંબંધ**—વિષયની લગામ એક વખત ઢીલી મૂકી દેવાથી તે દિવસે દિવસે વિશેષ ઉત્તેજિત થતો જાય છે અને અંતે તે માણસ ઉપર આધિપત્ય મેળવી તેની ખરાબી કરે છે. વિષયને સંયમમાં રાખવાથી અને તેનો વિવેકપૂર્વક ઉપયોગ કર્યાથી તે ઉપયોગી છે. જુવાન દંપતીઓ ઉછરતી વયમાં વિષયમર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તે શરૂઆતમાં તો તેમને માલૂમ પડતું નથી, પરન્તુ જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ તેમને પોતાની ભૂલનું ભાન થતું જાય છે. ડાક્તરોનો એવો અભિપ્રાય છે કે જોકે અત્યંત બળવાન માણસોને માટે અઠવાડીયામાં એક વાર સમાગમ માફકસર ગણાય છે, પરન્તુ સાધારણ દંપતીઓ માટે એક પખવાડીયાથી એક માસ જેટલો સમય એક વખતના સમાગમ માટે હોવો જોઇએ. આ નિયમ જુવાન દંપતીઓ માટે છે; પરન્તુ એવાં દંપતીઓ ઘણે ભાગે એક જ શય્યામાં શયન કરવાના નિયમવાળાં હોવાથી તેઓ વિષય ઉપર કાબૂ રાખી શકતાં નથી. તેટલા માટે જૂદી જૂદી શય્યામાં સૂવું એ વિશેષ લાભદાયી છે. રાત્રે ૬–૮ કલાક સુધી સ્ત્રી–પુરૂષને એક બીજાનાં અંગનો સ્પર્શ થવાથી દંપતીનાં ચુંબકત્વ સમાન થઈ જાય છે અને તેથી તેમનો એક બીજા પ્રત્યેનો પ્રેમ તથા આકર્ષણ ઓછાં થઇ જાય છે. સાથે સૂઈ રહેનાર બે માણસોમાં એક પોતાની શક્તિનો વ્યય કરે છે અને બીજું તે શક્તિનું આકર્ષણ કિંવા શોષણ કરી શક્તિ મેળવે છે. આમ હોવાથી સાથે સૂઇ રહેનાર બે વ્યક્તિમાં જે વ્યક્તિ પોતાની શક્તિનો વ્યય કરે છે તે અસ્વસ્થતાથી શય્યામાં આળોટયા કરે છે; તેને સુખે નિદ્રા આવતી નથી. વળી સ્હવારે તે અસ્વસ્થ તથા ઉદાસીન જણાય છે. જે વ્યક્તિ શક્તિનું આકર્ષણ કરે છે તે સ્હવારે શય્યાત્યાગ કર્યા પછી શાન્ત અને પ્રફુલ્લચિત્ત જોવામાં આવે છે. આ દૃષ્ટિથી પણ પતિ–પત્નીએ એક શય્યામાં આખી રાત ન સૂવું એ હિતાવહ છે.



## પરિચ્છેદ ૧૧ મો.

## ચંદ્રકળા અને કામવાસ.

**પુરૂષમાં કામવાસ**—સામાન્ય રીતે શીતકાળમાં રાત્રિસમયે, ઉષ્ણ-કાળમાં મધ્યાહ્નકાળે, વસંતઋતુમાં રાત-દિવસ, વર્ષાઋતુમાં વરસાદ વરસતો હોય. તે સમયે અને શરદ્ઋતુમાં સરોવરની સમીપે સ્ત્રી-પુરૂષમાં કામનો વાસ હોય છે, એટલે એવે સમયે થએલો સમાગમ ઉભયને આનંદ-પ્રદાતા થાય છે; પરન્તુ શાસ્ત્રકારોએ ચંદ્રની કળા પ્રમાણે સ્ત્રી પુરૂષનાં અંગોમાં કામ ફરતો રહે છે એવું જણાવ્યું છે. આ કામવાસના અંગનું મર્દન કિંવા તે ઉપર ચુંબનપ્રદાન આદિ વિધિથી રતિ ઉત્તેજિત થાય છે કિંવા કામી સ્ત્રીપુરૂષને સુખાનુભવ થાય છે એમ કહેવાનો શાસ્ત્ર-કારનો હેતુ છે. પૂર્ણિમાને દિને પુરૂષના હૃદયમાં કામ વાસ કરે છે, તેથી એ સ્થાનને સ્ત્રીએ સ્પર્શ કરવો નહિ. સ્પર્શ કરવાથી સ્ત્રી કાકવંધ્યા થાય છે, તેથી તે દિવસે સ્ત્રીએ પુરૂષથી જૂદા રહેવું. પડવોને દિને કામ નાભિના ઉર્ધ્વ ભાગમાં વસે છે. રતિની ઈચ્છાવાળી સ્ત્રીએ એ સ્થાનનું લાલન કરવું. બીજને દિને ત્રિવલીના મૂળ દેશમાં કામ વસે છે. સ્ત્રીએ તે સ્થાનનો સ્પર્શ કરવો. ત્રીજને દિને કામ નાભિની નીચેના ભાગમાં વાસ કરે છે. ચોથે મૂળદેશના ઉર્ધ્વ ભાગમાં કામ વસે છે. પાંચમે પુરૂષની નાભિના મૂળમાં કામવાસ હોય છે. છઠને દિવસે મધ્ય ભાગમાં કામ વાસ કરે છે. સાતમે કામ અગ્ર ભાગમાં વાસ કરે છે. આઠમે કામ ઉરૂના મૂળદેશમાં વાસ કરે છે, નોમે કામ કટિમાં વાસ કરે છે અને દશમે કમરની બાજુમાં વાસ કરે છે. અગીઆરશે કામ નિતંબમાં અને બારસે પુરૂષના ગુહ્યાંગ પાસે કામ વાસ કરે છે. તેરસે ઉરૂકેંદ્રમાં કામ વસે છે અને ચૌદસે આખા દેહમાં કામ વસે છે. માટે સુખેચ્છા ધારણ કરનારી સ્ત્રીએ પતિના તે તે ભાગોનું સ્પર્શાદિથી લાલન કરવું. પાંચમ, છઠ, સાતમ, નોમ, બીજ, ત્રીજ, ચોથ, દશમ, બારસ, તેરસ અને ચૌદસની તિથિઓ સમાગમ માટે પંડિતોએ શુભ કહી છે.

**સ્ત્રીમાં કામવાસ**—સ્ત્રીઓમાં કૃષ્ણપક્ષ તથા શુક્લપક્ષના ભેદે કરીને સર્વ તિથિઓમાં ક્રમશઃ ચંદ્રકળા અનુસાર કામ વાસ કરે છે. કૃષ્ણ પક્ષમાં કામદેવ ઉપરના અંગમાંથી નીચે ઉતરે છે અને શુક્લપક્ષમાં નીચેનાં અંગોમાંથી ઉપર ચડે છે. કામવાસના વિષયમાં તિથિ જાણવા

માટે ઘણા ભિન્ન ભિન્ન મત છે, પરન્તુ જે દિવસે સ્ત્રી રજસ્વલા થાય તે દિવસને કૃષ્ણપક્ષની પ્રતિપદા માનવી એવો ઘણાખરા પંડિતોનો અભિપ્રાય છે. ચંદ્રકળાનુસાર કામવાસનું નિદર્શન નીચેના કોષ્ટકપરથી થશે.

| સુદ | જમણું અંગ | ક્રિયા. | ડાબું અંગ. | વદ. |
|---|---|---|---|---|
| ૧૫ | મસ્તક | કેશગ્રહણ ને મસ્તકસ્પર્શ | મસ્તક | ૧ |
| ૧૪ | જમણી આંખ | ચુંબન | ડાબી આંખ | ૨ |
| ૧૩ | અધરોષ્ઠ | ચુંબન, દશન | અધરોષ્ઠ | ૩ |
| ૧૨ | કપોલ | ,, ,, | કપોલ | ૪ |
| ૧૧ | કંઠ | મૃદુ નખપ્રહાર | કંઠ | ૫ |
| ૧૦ | કુખ | ,, ,, | કુખ | ૬ |
| ૯ | સ્તન | મર્દન | સ્તન | ૭ |
| ૮ | હૃદય | મૃદુ તાડન | હૃદય | ૮ |
| ૭ | નાભિ | ,, ,, | નાભિ | ૯ |
| ૬ | નિતંબ | મૃદુ તાડન, સ્પર્શ, મર્દન | નિતંબ | ૧૦ |
| ૫ | ગુહ્યાંગ | સમાગમ | ગુહ્યાંગ | ૧૧ |
| ૪ | જંઘા | મૃદુ પાદતાડન | જંઘા | ૧૨ |
| ૩ | પગની પીંડી | ઘર્ષણ | પગની પીંડી | ૧૩ |
| ૨ | પગના પંજા-તળીયાં | મૃદુ પાદતાડન | પંજા-તળીયાં | ૧૪ |
| ૧ | પગનો અંગૂઠો | પાદાંગુલીઓવડે ગ્રહણ | પગનો અંગુઠો | ૧૫ |

આ ઉપરથી સમજાશે કે શાસ્ત્રકાર તો સ્ત્રીને હમેશાં કામવાસ હોવાનું કહે છે, પરંતુ કામવાસના દિવસે સમાગમની આવશ્યકતા જ હોય છે એમ માનવું નહિ. જે દિવસ સમાગમ માટે પોતાને સારૂ યોગ્ય અને શાસ્ત્રવિહિત હોય તે દિવસે સ્ત્રીનો કામવાસ ક્યાં છે તેનો જ માત્ર વિચાર કરવો એ કર્તવ્ય છે; પરન્તુ કામવાસને અનુસરીને વિષયી વૃત્તિને દોડાવવી જોઇએ નહિ.

## પરિચ્છેદ ૧૨ મો.

---

## આસન વિષે.

**આસનોના પ્રકાર**—આ જગતમાં જેટલી જીવજાતિ છે તેટલા સમાગમ માટેનાં આસનોના પ્રકાર છે. દરેક પ્રાણીની સમાગમશૈલી જૂદી જૂદી છે અને મનુષ્ય પ્રાણી દરેક પ્રાણીની શૈલીનું અનુકરણ કરવાની બુદ્ધિ–શક્તિ ધરાવતો હોવાથી વિવિધ આસને સમાગમ કરી શકે છે. મુખ્ય પ્રકાર પાંચ છેઃ (૧) ઉત્તાનક, (૨) તિર્યક્, (૩) આસિત, (૪) સ્થિત, અને (૫) આનતકંધર. આ મુખ્ય પ્રકારના અનેક ઉપપ્રકારો છે, જેમાં ૮૪ મુખ્ય છે અને તે ૮૪ આસન કહેવાય છે.

**આસનનો ઉપયોગ**—સમાગમ માટે એક સુખાસન અથવા સન્મુખાસન જ વિશેષ ઉપયોગી અને ઉચિત છે. જો માણસ સીધું કે ટટાર ઊભું રહે છે તો તેના પ્રત્યેક સ્નાયુને શ્રમ પહોંચે છે. બેસવાથી થોડા સ્નાયુની ક્રિયા ચાલવાથી તેને થોડો શ્રમ પહોંચે છે, સૂઇ રહેવાથી સ્નાયુને બિલકુલ શ્રમ વેઠવો પડતો નથી અને શરીરને આરામ મળે છે, પરન્તુ તેથી એક બીજાના દેહો કચડાઈ જવા ન જોઇએ. પરન્તુ કામી જનોને વિચિત્ર આસનો કતૂહલ ઉપજાવનારાં હોવાથી તેમજ સ્ત્રીપુરૂષનાં ગુહ્યાંગોની અર્ધ સમાનતા કે વિષમતાને યોગે ગર્ભાધાન થાય નહિ તેવાં કારણોથી જૂદાં જૂદાં આસનો ઉપયોગમાં લેવાય છે કે જેથી એ વિષમતા ગર્ભાશયની દૂર–નજીક આવજા થવાથી નાશ પામે અને સમાગમ ફળદ્રૂપ થાય. આસનોનો આ પ્રકારનો ઉપયોગ ન હોય તો ચિત્ર વિચિત્ર આસનો નિરર્થક છે, અને તેથી સ્ત્રી પુરૂષ ઉભયની શક્તિનો અઘટિત વ્યય થાય છે. વિલક્ષણ સ્થિતિનાં આસનો પછી સ્ત્રી પુરૂષના દેહો અશક્તિને લીધે કંપ્યા કરતા હોવાના અનુભવો પણ જાણવામાં આવ્યા છે.

**ચોરાશી આસનો**—૧ સમપાદાસન. ૨ નાગરાસન. ૩ ત્રૈવિક્રમાસન. ૪ વ્યોમ પાદાસન. ૫ સ્મરચક્રાસન. ૬ અવતારિતાસન. ૭ સૌમ્યાસન. ૮ જૃંભિતાસન. ૯ ચેષ્ટિતાસન. ૧૦ વેણુવિદારિતાસન. ૧૧ ભુગ્નકાસન. ૧૨ સ્ફુટનાસન. ૧૩ કોણકાસન. ૧૪ સમ્પુટાસન. ૧૫ કર્કટાસન. ૧૬ પદ્માસન. ૧૭ ભૂપપદાસન. ૧૮ બંધુરિતાસન. ૧૯ ફણિપાશ–નાગપાશાસન. ૨૦ સંયમાસન. ૨૧ કૌર્મકાસન. ૨૨ પરિવર્તિતા-

સન. ૨૩ યુગ્મપદાસન. ૨૪ વિતર્દ્દિતાસન. ૨૫ મર્કટાસન. ૨૬ કૂર્પરાસન. ૨૭ હરિવિક્રમાસન. ૨૮ કીતબંધાસન. ૨૯ ધેનુકાસન. ૩૦ ઐભાસન. ૩૧ પુરૂષાયિતાસન. ૩૨ વિપરીત બંધાસન. ૩૩ ભ્રામરાસન. ૩૪ ઉત્કલિતાસન. ૩૫ સ્કંધાસન. ૩૬ એકપદાસન. ૩૭ સન્મુખાસન. ૩૮ જાનુયુગ્માસન. ૩૯ કંઠપાદાસન. ૪૦ વીરાસન. ૪૧ ચક્રાસન. ૪૨ ગરૂડાસન. ૪૩ દઢાસન. ૪૪ પદપ્રસારિતાસન. ૪૫ પાદમુખસાન. ૪૬ ગોકરણાસન. ૪૭ જનનશાયિતાસન. ૪૮ મુખપૃષ્ઠાસન. ૪૯ કરપાદ બદ્ધાસન. ૫૦ ઘરંટાસન. ૫૧ લંબાસન. ૫૨ દીપાસન. ૫૩ છત્રાસન. ૫૪ મદાસન. ૫૫ યોનિસંકષ્ટાસન. ૫૬ મુદ્રાસન. ૫૭ અધોમુખાસન. ૫૮ ગાત્રાસન. ૫૯ કમલાસન. ૬૦ હિંડોલાસન. ૬૧ અધરચુંબનાસન. ૬૨ ચંચલાસન. ૬૩ પર્પટાસન. ૬૪ વિકટાસન. ૬૫ મુક્તાસન. ૬૬ મયૂરાસન. ૬૭ કપોતાસન. ૬૮ મૃગાસન. ૬૯ હંસાસન. ૭૦ ગજાસન. ૭૨ અશ્વાસન. ૭૩ ચક્રવાકાસન. ૭૪ સારસાસન. ૭૫ ઉષ્ટ્રાસન. ૭૬ શ્વાનાસન. ૭૭ માંજારાસન. ૭૮ નકુલાસન. ૭૯ કોકિલાસન. ૮૦ ભદ્રાસન. ૮૧ એણાસન. ૮૨ ગર્દભાસન. ૮૩ સૈરિભાસન. ૮૪ શુકાસન. આ ઉપરાંત પણ કેટલાંક આસનો છે, પરંતુ તે તથા આ ૮૪ માંનાં પણ કેટલાંક શાસ્ત્રમાં અતિનિંદિત હોવાથી તે કદાપિ આચરવા જેવાં હોતાં નથી. આ કારણથી આ આસનોનાં નામ જ માત્ર આપેલાં છે. તેની રીતો અને વર્ણન પ્રાચીન ગ્રંથોમાં આપેલાં છે પરન્તુ તે અહીં આપવાથી લોકોને હિતકારક થાય તેમ નથી.

## પરિચ્છેદ ૧૩ મો.

### વીર્ય અને રજ.

**શુદ્ધ વીર્ય**—પુરૂપના વીર્યના એક બિંદુમાં પણ મનુષ્યના સ્વભાવાદિનું લક્ષણ રહેલું હોય છે. જેમ એક બીજમાં વૃક્ષ ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે, પરન્તુ બીજ જોવાથી કશું સમજી શકાતું નથી, તેવી જ રીતે પુરૂષના વીર્યના સંબંધમાં સમજવાનું છે. વીર્ય જ્યારે બગડે છે ત્યારે તેનો પ્રભાવ સંતતિપર આપોઆપ થાય છે. જેમ ક્રોધની સ્થિતિમાં મ્હોં લાલ થઈ જાય છે, ભય પ્રાપ્ત થતાં મુખ પીળું પડી જાય છે તથા શરીર કંપવા લાગે છે, તે જ રીતે રોગ થવાથી અંડકોશોપર પણ રોગનો પ્રભાવ પડે છે અને અંડકોશમાં જ વીર્ય બને છે. ગુહ્યેન્દ્રિય તો

વીર્યનો વ્યય કરવાનું સાધન છે પરન્તુ વીર્યનું મુખ્ય સ્થાન અંડકોશ છે. પુરૂષની પંદર વર્ષની વયથી તેમાં વીર્ય બનવા લાગે છે પરન્તુ પૂર્ણ રીતે ઉત્પત્તિ વીસ વર્ષમાં થાય છે. વીર્ય બનવા લાગતાં જે પુરૂષ ઉત્પત્તિ શક્તિનું કામ લે છે, તેની ઇન્દ્રિયો ક્ષીણ થાય છે. વીર્યની રોકાવટ જેટલી વધારે થાય છે તેટલી શક્તિ શરીરમાં રહેલી હોય છે એમ સમજવું. નેવુ વર્ષની ઉમરસુધી મનુષ્ય સંતાન ઉત્પન્ન કરી શકે છે. પુરૂષના શુદ્ધ વીર્યના એક બિન્દુની અંદર સેંકડો કીડા રહેલા હોય છે અને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇ શકાય છે. એ જંતુઓને લાંબાં પૂછડાં હોય છે. વાયુ લાગવાથી એ જંતુઓ એક દિવસ પણ જીવી શકતાં નથી, પરન્તુ સ્ત્રીના ગર્ભાશયમાં પહોંચવાથી અનેક દિવસસુધી જીવે છે અને એ જ કીડામાંથી પછી સંતાનોત્પત્તિ થાય છે. વીર્ય જેટલું શુદ્ધ તેટલા કીડા તેમાં વિશેષ હોય છે. શુદ્ધ વીર્ય ભલે થોડું હોય તોપણ તે સ્ત્રીના ગર્ભાશયમાં જવાથી ગર્ભને ઉત્પન્ન કરનારૂં થાય છે, અને અશુદ્ધ વીર્ય ગમે તેટલું હોય કિંવા ગમે તેટલી વાર સમાગમ કરવામાં આવે તથાપિ તેથી ગર્ભોત્પત્તિ થતી નથી. સંતાનોત્પત્તિ માટે વધારે વીર્યની આવશ્યકતા નથી પરન્તુ શુદ્ધ પણ થોડું વીર્ય બસ છે. જેનું વીર્ય પાતળું અને કાંઇક લીલા રંગનું હોય છે તે દૂષિત હોય છે અને જેનું વીર્ય શુદ્ધ શ્વેત–સ્ફટિક વર્ણનું હોય છે, તેમજ જેની વાસ મધના જેવી હોય છે તે શુદ્ધ હોય છે. વીર્ય શુદ્ધ ન હોય તેમણે ખાટા–ખારા–તીખા પદાર્થો ન ખાવા, સાત્વિક આહાર લેવો અને બ્રહ્મચર્ય પાળી સારી પેઠે વીર્યસંચય કરવો. સ્ત્રીના ગર્ભાશયમાં જો જમણા અંડકોશનું વીર્ય વધારે પહોંચે છે તો પુત્ર અને ડાબા અંડકોશનું વીર્ય વધારે પહોંચે છે તો પુત્રીની ઉત્પત્તિ થાય છે.

**શુદ્ધ રજ**—સ્ત્રીની નવયુવાનીનો જ્યારે આરંભ થાય છે, તેની જનનેંદ્રિય અને બીજાં અવયવો જ્યારે વિકસિત થાય છે તેમ જ તેનું શરીર સ્ફૂર્તિમાં આવે છે, ત્યારે દર અઠ્ઠાવીશ દિવસે યાતો એક મહિને સ્ત્રીઅંડ પૂર્ણાવસ્થાએ પહોંચે છે તથા ફૂટે છે અને સ્ત્રીબીજ સ્ત્રીઅંડથી છૂટું પડી ફળવાહિનીના માર્ગેથી ગર્ભાશયમાં જાય છે. અંડાશયથી ગર્ભાશયસુધી પહોંચતાં તેને ચારથી આઠ દિવસ જેટલો સમય લાગે છે. એ સમયે ગર્ભાશય લાલ થાય છે તથા તેના શ્લેષ્મ પડમાં લોહીની નસો ફૂટે છે તથા લોહી ગુપ્ત માર્ગે બહાર નીકળે છે જે આર્તવ અથવા રજોદર્શન કહેવાય છે. પુરૂષની પેઠે સ્ત્રીને પણ અંડકોશ હોય છે. અંડકોશ કાઢી નાંખવાથી જેમ પુરૂષ નપુંસક બની જાય છે તેમ સ્ત્રીના અંડ-

કોશ કાઢી નાખવાથી તે પણ વંધ્યા બની જાય છે. બાલ્યાવસ્થામાં સ્ત્રીની યોનિના દ્વારપર એક પડદો રહેલો હોય છે, જેમાં એક છીદ્ર મૂત્ર માટે અને બીજું છીદ્ર રજોદર્શન થવાને સમયે પડે છે. પ્રથમ સમાગમને દિવસે એ પડદો ફાટી જાય છે અને તેથી સ્ત્રીને કાંઇક કષ્ટ થાય છે. એ પડદો તૂટયા પહેલાં સ્ત્રી અક્ષતયોનિ કહેવાય છે. જે સ્ત્રીનું લગ્ન બહુ મોટી ઉમરે થાય છે તેને રજોદર્શન વારંવાર થવાથી કુમારિકાવસ્થામાં પણ તેનો પડદો તૂટી જાય છે. મહીને-મહીને નિયમિત રીતે દેખાવ આપનારૂં રજ શુદ્ધ ગણાય છે. ગર્ભના દિવસોમાં રજોદર્શન થતું નથી, પરન્તુ ગર્ભમાંના બાળકનાં અંગો તેમાંથી બંધાય છે. પછી તે રૂધિર સ્ત્રીના અંગમાં દૂધ ઉત્પન્ન કરીને બાળકને સ્તનપાન કરાવે છે. બાળક ધાવતું હોય ત્યાંસુધી રજોદર્શન થતું નથી તેનું એ કારણ છે. સ્ત્રીના રસથી ઉત્પન્ન થતા રૂધિરને રજ કહે છે. બારથી પચાસ વર્ષની વયસુધી સ્ત્રીને રજોદર્શન થાય છે. ગરમ દેશોમાં સ્ત્રીને રજોદર્શન વહેલું થાય છે, તેમ જ એશ-આરામમાં રહેનાર સ્ત્રીઓને પણ વહેલું થાય છે. આથી શ્રીમંત બાલિકાઓ વહેલી ઋતુમતી થાય છે.

**પ્રથમ રજોદર્શન**—પ્રથમ રજોદર્શન સાથે જ સ્ત્રીમાં કેટલુંક શારીરિક અને માનસિક પરિવર્તન થતું જોવામાં આવે છે. શરીર પુષ્ટ અને લાવણ્યયુક્ત બને છે. જનનાવયવમાં પૂર્ણતા આવે છે અને શરીરમાં યૌવનનાં ચિહ્નો નજરે પડે છે. નિતંબપ્રદેશ વિસ્તૃત થાય છે અને ચંચળતા દૂર થઈ લજ્જાનો સંચાર થાય છે. ઘણીખરી બાલિકાઓને પ્રથમ રજોદર્શન થયા પછી કેટલાક મહિનાસુધી નિયમિત દર્શન થતું નથી. ઘણીખરી સ્ત્રીને ઋતુ આવવાના દિવસોમાં બે ત્રણ દિવસ પહેલાંથી શરીરમાં થાક, સ્તન, પીઠ તથા કમરમાં દુખાવો, વગેરે લક્ષણો જણાય છે. ઘણું કરીને રજોદર્શન ચાર-પાંચ દિવસમાં બંધ પડી જાય છે. રજોદર્શનના રૂધિરનું પ્રમાણ ૨ થી ૩ કિંવા ૩ થી ૪ આઉંસસુધીનું હોય છે ગરમ દેશોમાં એ પ્રમાણ કાંઇક વધારે હોય છે, છતાં કોઇને ૦ાા આઉંસ જેટલું અને કોઈને ૪ આઉંસથી વધારે રૂધિર જાય છે. એ રૂધિર શરીરનાં બીજાં અવયવોમાંથી નીકળતા રૂધિરની પેઠે જામી જતું નથી પરન્તુ જો સ્રાવ વધારે થાય છે તો અંદરથી સ્વચ્છ લોહી પણ આવે છે તથા તે કદાચ ઠરી પણ જાય છે. આ રૂધિરમાંથી એક પ્રકારની વિચિત્ર ગંધ આવે છે.

**પ્રથમ રજોદર્શનનું ફળ**—જે સ્ત્રીને પ્રથમ રજોદર્શન સમયે એક

બિન્દુ માત્ર રજ દેખાય છે તે સ્ત્રી વ્યભિચારિણી થાય છે. જો રૂધિર લાલ હોય તો તે પુત્રવતી થાય છે, કાળું હોય તો તેને મૃત સંતાન ઉત્પન્ન થાય છે, પાંડુર વર્ણનું હોય તો કાકવન્ધ્યા રહે છે, પીળું હોય તો વ્યભિચારિણી થાય છે અને સિંદુર વર્ણનું હોય તો કન્યાની માતા થાય છે. જે સ્ત્રીનું પ્રથમ રજોદર્શન પડવાને દિવસે થાય છે તે પવિત્ર જીવન ગુજારી સુખી થાય છે, બીજને દિવસે થાય છે તે ઉદાસ અને શક્તિહીન રહે છે તથા દુઃખ ભોગવે છે, ત્રીજને દિવસે થાય છે તે પુત્રવતી નીવડે છે, ચોથને દિવસે થાય છે તે ઘણું કરીને વિધવા થાય છે, પાંચમને દિવસે થાય છે તે સૌભાગ્યવતી નીવડે છે, છઠને દિવસે થાય છે તેના કાર્યનો નાશ થાય છે, સાતમને દિવસે થાય છે તેની પ્રજા સારી નીવડે છે, આઠમને દિવસે થાય છે તે રાક્ષસી નીવડે છે, નોમને દિવસે થાય છે તે વૈધવ્યનું કષ્ટ વેઠે છે, દશમને દિવસે થાય છે તે સુખ ભોગવે છે, અગીયારસને દિવસે થાય છે તે પવિત્ર રહે છે, બારસને દિવસે થાય છે તેનું મૃત્યુ નીપજે છે, તેરસને દિવસે થાય છે તે સ્ત્રી નિરંતર પતિસુખ પામે છે, ચૌદશને દિવસે થાય છે તે નિર્ધન અને વ્યભિચારિણી નીવડે છે, પૂનમને દિવસે થાય છે તે પુષ્કળ લક્ષ્મી પામે છે ને તેનાં સકળ દુઃખોનો નાશ થાય છે અને અમાસને દિવસે થાય છે તે રોગી તથા કુલટા નીવડે છે.

**રજસ્વલા સ્ત્રીનાં કર્તવ્યો**—રજસ્વલા સ્ત્રીએ જીવહિંસા કરવી નહિ, બ્રહ્મચર્ય સેવવું, ભોંયે સૂવું, પતિનું મુખ ન જોવું, હાથમાં, માટીના વાસણમાં અથવા પાંદડામાં રાખીને મગની દાળ અને ભાત ત્રણ દિવસ ખાવાં, રોવું નહિ, નખ ઉતારવા નહિ, માથામાં તેલ ઘાલવું નહિ, ચંદનાદિ સુગંધી પદાર્થોનો લેપ કરવો નહિ, આંખો આંજવી નહિ, સ્નાન કરવું નહિ, દિવસે સૂવું નહિ, બહુ હરવું ફરવું નહિ, બહુ ઉંચા શબ્દો સાંભળવા નહિ, હાંસી–મશ્કરી કરવી નહિ, બહુ બોલવું નહિ, પરિશ્રમ કરવો નહિ, નખથી જમીન ખોતરવી નહિ, બહુ પવનમાં બેસવું નહિ અને કૂડા વિચાર કરવા નહિ. જે સ્ત્રી મૂર્ખતાથી, આળસથી અથવા દૈવયોગથી નિયમની વિરૂદ્ધ વર્તે છે તેનો ગર્ભ દોષયુક્ત થાય છે. રજોદર્શનમાં જે સ્ત્રી રૂએ છે તેનું બાળક વિકૃત નેત્રોવાળું થાય છે, નખ કાપવાથી બાળક ખરાબ નખવાળું થાય છે, તેલ વગેરે પદાર્થો લગાવવાથી બાળક કુષ્ટરોગી થાય છે, ચંદનાદિનો લેપ અને સ્નાન કરવાથી બાળક દુઃખી થાય છે, આંખો આંજવાથી બાળક નેત્રહીન થાય છે,

દિવસે સૂવાથી બાળક આળસુ ઉત્પન્ન થાય છે, બહુ ઉંચા શબ્દો સાંભળવાથી બાળક બહેરૂં થાય છે, બહુ હસવાથી બાળકનું તાળવું, હોઠ અને દાંત કાળા થાય છે, બહુ બોલવાથી બાળક વાચાલ ઉત્પન્ન થાય છે, પરિશ્રમ કરવાથી બાળક નિર્બળ અને ઉન્મત્ત થાય છે, ભોંય ખોતરવાથી બાળક સ્ખલિત અંગવાળું થાય છે અને બહુ પવન ખાવાથી બાળક ઉન્મત્ત નીવડે છે. રજસ્વલા સ્ત્રી આ નિયમોનું પાલન કરી ઋતુસ્નાતા થઈ યોગ્ય રીતે સમાગમ કરવાથી ભાગ્યશાળી બાળકને જન્મ આપે છે.

## પરિચ્છેદ ૧૪ મો.

## ગર્ભલક્ષણ અને ગર્ભપરીક્ષા.

**ગર્ભલક્ષણ**—જેવી રીતે અગ્નિ ઉપર મૂકવાથી ઘી પીગળી જાય છે, તેવી રીતે પુરૂષના સમાગમથી સ્ત્રીનું આર્તવ ચલાયમાન થાય છે અને બેઉ એકત્ર થઇને ગર્ભાશયમાં દાખલ થાય છે એટલે ગર્ભોત્પત્તિ થાય છે. એ ગર્ભોત્પત્તિ થતાં જ જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે એવો આત્મા દૈવયોગે ગર્ભાશયમાં પ્રવેશ કરે છે. શ્રમ લાગવો, જંઘાઓ શિથિલ થવી, તરસ લાગવી, ગ્લાનિ થવી, મનનું સ્ફુરણ થવું એ ગર્ભધારણનાં તાતકાલિક લક્ષણો છે. સ્તનના અગ્ર ભાગ કાળા થવા, રોમાંચ અનુભવવો, આંખોનાં પોપચાં વારંવાર બંધ થવાં, રૂચિકર ભોજનનું પણ વમન થઈ જવું, સુગંધી પદાર્થોથી પણ ભય લાગવો, મ્હોંમાંથી પાણી પડવું, એ બધાં પાછળનાં લક્ષણો છે. જે સમયે ગર્ભ રહે છે તે સમયે ચતુર સ્ત્રી તો સમજી જાય છે. જ્યારે ગર્ભ રહે છે ત્યારે નાભિની નીચે કાંઇક પીડા થયા કરે છે અને સ્ત્રી દિવસે દિવસે બળહીન થતી જાય છે. કામકેલિમાં તેનું મન રહેતું નથી અને કોઇ વાર કામકેલિની અતિતીવ્ર ઇચ્છા થઈ આવે છે. મ્હોંનો રંગ બદલાઇ જાય છે. નાડીની ગતિ તીવ્ર થઈ જાય છે. શરીરમાં આળસ બહુ આવે છે અને કોઈ કોઇ વાર માથામાં પીડા થવા લાગે છે. ભોજન કર્યા વિના પણ તૃપ્તિ રહ્યા કરે છે. બીજે માસે જો સ્ત્રી રજસ્વલા થતી નથી તો ગર્ભ રહ્યો હોવાનું નિશ્ચિત થાય છે.

**ગર્ભપરીક્ષા**—ગર્ભ રહ્યો છે કે નહિ તે વિષે કદાચ કાંઇ સંદેહ રહેવા પામે તો મધ પાંચ તોલા અને વરસાદનું પાણી દસ તોલા મેળવીને પાવાથી સુવાને સમયે જો પેટમાં પીડા થવા લાગે તો ગર્ભ છે

એમ જાણવું. લસણના રસમાં કપડું બોળીને ભૂખ લાગે ત્યારે યોનિદ્વારમાં મૂકવું. જો લસણની ગંધ અને સ્વાદ મુખમાં માલુમ પડે તો ગર્ભ નથી એમ સમજવું. કોઇ કોઈ વાર સ્ત્રીનું પેટ ગર્ભ રહ્યો હોય તેમ ફૂલી જાય છે અને બાળક અંદર ફરકતું હોય એમ માલૂમ પડે છે, પરન્તુ તે ગર્ભ હોતો નથી–એક જાતનો રોગ હોય છે. રોગવાળી સ્ત્રીનું પેટ કઠોર હોય છે અને અંદરની હીલચાલ બહુ વખતસુધી રહે છે. ગર્ભવતીનું પેટ કોમળ રહે છે અને હીલચાલ બહુ વખત રહેતી નથી.

**ગર્ભવૃદ્ધિ**—પહેલે મહીને ગર્ભ ગુપ્ત રહે છે. શુક્ર અને રજ મળ્યા પછી સાત દિવસમાં ગર્ભ બુદ્‌બુદ્ આકૃતિ ધારણ કરે છે. બીજે મહિને ગર્ભ માંસપિંડાકાર થઈ જાય છે. ત્રીજે મહિને પિંડાકારમાંથી માથું, બે હાથ અને બે પગના સૂક્ષ્મ અંગો ફૂટે છે. ગર્ભવતી સ્ત્રીએ ત્રણ માસસુધી કોમળ અને મધુર પદાર્થોનું સેવન કરવું, કારણકે ત્રણ મહિનાસુધીમાં થોડું પણ કુપથ્ય થાય છે તો ગર્ભનો નાશ થઇ જાય છે. ચોથે મહિને ગર્ભનાં સંપૂર્ણ અંગો પ્રકટ થાય છે. એ મહિનામાં ગર્ભિણીને પોતાનું આખું અંગ બહુ જડ જેવું માલૂમ પડે છે. આ માસમાં ગર્ભસ્થ બાળકને ઇચ્છા પ્રકટ થાય છે, જેથી તે હલવા–ચલવા લાગે છે. એ માસમાં ગર્ભસ્થ બાળકનું હૃદય માતાના હૃદયથી સંબંધ રાખવા લાગે છે અને માતાના હૃદયસ્થાનમાંથી રક્તવાહક નાડીદ્વારા તેનુ પોષણ થાય છે. આ વખતે ગર્ભવતીને જે વસ્તુ ખાવાની ઇચ્છા થાય તે આપવી જોઇએ. એ ઇચ્છાને દોહદ અથવા ડોહોળો કહે છે. આ મહિનામા જ ગર્ભિણીના મુખમાંથી પાણી છૂટે છે, અન્નની અરૂચિ થાય છે, ખાટા પદાર્થો ખાવાની રૂચિ થાય છે, શરીર ભારે લાગે છે, નેત્રો શિથિલ થાય છે, સ્તનમાં દૂધ પ્રકટ થાય છે, હોઠ અને સ્તન કાળાં પડે છે, પગપર સોજો ચડે છે અને એવાં ચિહ્નો ચોથા મહિનામાં પ્રકટ થાય છે. ગર્ભિણીને ઇચ્છિત પદાર્થ ખાવા દેતાં પણ એટલું ધ્યાનમાં રાખવું કે ગર્ભને હાનિકારક થાય એવા પદાર્થો ખાવા આપવા નહિ જેવા કે બહુ ભારે, ગરમ, તીખા પદાર્થો વગેરે. પાંચમા મહિનામાં ગર્ભસ્થ બાળકને સંકલ્પ–વિકલ્પ કરવાની શક્તિ પ્રકટ થાય છે. એ મહિનામાં ગર્ભસ્થ બાળકના શરીરમાં માંસ અને રૂધિરની વૃદ્ધિ થાય છે, તેથી ગર્ભવતીનું શરીર અતિશય કૃશ થઈ જાય છે. છઠે મહિને પદાર્થનો નિશ્ચય કરવાની બુદ્ધિ ગર્ભસ્થ બાળકને ઉત્પન્ન થાય છે અને તેથી એ મહિનામાં ગર્ભિણીનું શરીર બળ તથા વર્ણરહિત થાય છે. સાતમા મહિનામાં

નવીન અંગપ્રત્યંગ-વિભાગ સ્પષ્ટ થઇને ગર્ભનાં સર્વ અવયવો પુષ્ટ થાય છે, તેથી સાતમે મહિને અવતરેલું બાળક જીવે છે. આઠમે મહિને ધાતુ સ્થિર થાય છે તથા સર્વ ધાતુઓનું તેજ જે ઓજ છે તે માતા અને પુત્રમાં સંચારિત થાય છે. આ કારણથી ગર્ભિણી સ્ત્રી એ માસમાં તેજના સંચારથી મૂર્છિત થયા જેવી રહે છે. જ્યારે બાળકનું તેજ સંચાર કરે છે, ત્યારે બાળક મૂર્છિત જેવું રહે છે અને તેથી આઠમે મહિને અવતરેલું બાળક જીવતું નથી. નવમા તથા દસમા મહિનામાં સ્ત્રી બાળકનો પ્રસવ કરે છે પરન્તુ કોઇ કોઇ વાર સ્ત્રી અગીયારમા તથા બારમા મહિનામાં પણ પ્રસવ કરે છે. એટલો વખત ગયા છતાં બાળક અવતરે નહિ તો કાંઇ વિકાર છે એમ સમજવું.

**ગર્ભિણીનાં કર્તવ્યો**—ગર્ભિણીએ કદી મળ-મૂત્રનો વેગ ધારણ કરવો જોઇએ નહિ, કારણકે મળ-મૂત્રના ભરાવથી જરાયુ સ્થાનભ્રષ્ટ થાય છે અને વેદના થવા લાગે છે. ગર્ભવતીએ ઘોડાપર બેસીને કે ગાડીમાં ભ્રમણ કરવું નહિ, કુદકો મારવો નહિ અને બહુ વખત પગે પણ ચાલવું નહિ. તેણે માત્ર ઘરના કામકાજમાં મશગુલ રહેવું, પરન્તુ બહુ પરિશ્રમનું કામ કરવું નહિ. બહુ આળસુ બનીને બેસી રહેવું પણ નહિ કારણકે તેવી સ્ત્રીઓને પ્રસવકાળે બહુ કષ્ટ વેઠવું પડે છે. ગર્ભિણીએ બહુ ઉજાગરો કરવો નહિ. તેણે ખોરાક હલકો, માફકસર અને પુષ્ટિકારક લેવો. માદક પદાર્થોનો ઉપયોગ કરવો નહિ. તેણે નિયમિત સ્નાન કરીને શરીરને સ્વચ્છ રાખવું તથા ખરાબ વાતો સાંભળવી નહિ. જેમ રાત્રે બહુ જાગવું નહિ તેમ તેણે દિવસે સૂવું નહિ, ઊંચે ચડવું નહિ, નદી-નાળાં ઉલ્લંઘવાં નહિ, બોજો ઉપાડવો નહિ, ક્રોધ કરવો નહિ, લાંઘણ કરવી નહિ, બહુ કડવા, તીખા અને ખાટા પદાર્થો ખાવા નહિ, ભયને સ્થાને જવું નહિ કે ભયંકર દેખાવો જોવા નહિ. સગર્ભાવસ્થામાં ગર્ભિણીએ કદાપિ સમાગમ કરવો નહિ કારણકે તેથી ગર્ભને હાનિ થાય છે.

**મરજી પ્રમાણેનાં બાળક**—જો પતિ-પત્ની ચાહે તો તેઓ મરજી પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરી શકે છે એવું પાશ્ચાત્ય પંડિતોએ સિદ્ધ કર્યું છે. પ્રાચીન પુસ્તકોમાં લખ્યું છે કે રજોવતી સ્ત્રી સ્નાન કરીને જેવા પુરૂષનું મ્હોં જુએ છે તેવું બાળક તેને થાય છે. બહુધા સમાગમ પછી સ્ત્રીઓ પતિનું મ્હોં કે અરીસામાં પોતાનું મ્હોં જુએ છે તેનું કારણ પોતાનાં ચહેરાનાં બાળકો ઉત્પન્ન થાય તે જ હોય છે. માબાપના મન ઉપર જેવી અસર હોય છે તેવા ઘાટ અને રૂપરંગની અસર તેમનાં

બાળકોપર થાય છે. ગર્ભિણીને જેવા સંયોગોમાં રાખવામાં આવે તેવા સંયોગોની અસર તેના બાળકપર થાય છે. ગર્ભિણીના શય્યાગૃહમાં સુંદર બાળકો અને બાલિકાઓની છબીઓ તથા પૂતળાં રાખવાથી અને તેમાંના કોઈ બાળકના જેવું સુંદર બાળક પોતાને થાય એવા તેના અભિલાષોથી તેવું બાળક તેને થાય છે અને એ પ્રકારના ઘણા દૃષ્ટાંત મળેલા છે. આ જ કારણથી પ્રાચીન ગ્રંથોમાં લખ્યું છે કે ગર્ભિણીને જો ગોરા રંગના બાળકની અભિલાષા હોય તો તેને ચોખા દૂધની ખીર ખવરાવવી, ઘઉંવર્ણા રંગના બાળકની અભિલાષા હોય તો તેણે દહીં અને ભાત ખાવાં, લાલ રંગના બાળકની અભિલાષા હોય તો ઘી વધારે ખાવું, પંડિત બાળકની અભિલાષા હોય તો મધ અને ભાત ખાવાં, પંડિતા કન્યાની અભિલાષા હોય તો તલ અને ચોખા ખાવા, વીર પુત્રની અભિલાષા હોય તો વીરરસભરી વાર્તાઓ વાંચવી, બુદ્ધિમાન્ તથા સુશીલ બાળકની અભિલાષા હોય તો વિદ્યાની ચર્ચા કરવી તથા બુદ્ધિમાન્ પુરૂષોનાં ચરિત્રો વાંચવાં અને કવિ બાળકની અભિલાષા હોય તો છંદ પ્રબંધ સાંભળવા. સમાગમસમયની સ્ત્રીપુરૂષની પ્રસન્નચિત્તતાથી પણ બાળકો સારાં જન્મે છે. તે વખતની પતિ-પત્નીની મનોદશા સારી હોતી નથી તો તેની માઠી અસર સંતાન ઉપર પણ થાય છે.

## પરિચ્છેદ ૧૫ મો.

## કુટેવો વિષે.

**હસ્તમૈથુન**—આ કુટેવ ઉછરતી વયના છોકરાઓને કુસંગતિને પરિણામે ઉત્પન્ન થાય છે અને જ્યારે તે કુટેવ વધતી જાય છે, ત્યારે તેને છોડવાનું બહુ મુશ્કેલ થઇ પડે છે. આ કુટેવથી થતી હાનિનો ખ્યાલ હોવા છતાં તે છૂટી શકતી નથી એટલી બધી માઠી અસર તેથી થાય છે. આજકાલ નવયુવકો આ કુટેવને વશ થઈને પોતાના શરીરને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખે છે. આ કુટેવવાળો તુરત ઓળખાઇ જાય છે, કારણકે એવા રોગીના મ્હોંની કાન્તિ જતી રહે છે, આંખોમાં ખાડા પડે છે, ગાલ ફીક્કા પડીને બેસી જાય છે, હૃદય ધડકતું રહે છે, શરીરનાં હાડકાં દેખાવા લાગે છે, કુટેવને માટે એકાંત શોધતો ફરે છે અને લોકોની મેદનીમાં બેસતાં બહુધા શરમાય છે. તેનું વીર્ય પાતળું પડી જાય છે અને

ગરમ રહ્યા કરે છે જેથી રાત્રિને સમયે સ્વપ્નમાં તેને વીર્યપાત થયા કરે છે. આ પ્રમાણે સ્વપ્નમાં તેમ જ હસ્તમૈથુનથી વીર્યનો દુર્વ્યય થવાથી તેવા માણસનું હૃદય નિર્બળ થઇ જાય છે, શક્તિ ક્ષીણ થાય છે, સ્મરણશક્તિ ઘટી જાય છે, વીર્યના જંતુઓ નાશ પામે છે એટલે તેમાંથી જનનશક્તિ નાબૂદ થઈ જાય છે, બાળકો થતાં નથી, જનનેંદ્રિય શિથિલ પડી જાય છે અને છેવટે તેને પોતાને જ પોતાની જીંદગી કંટાળાભરેલી લાગે છે. એવો માણસ ધીરે ધીરે નપુંસક થતો જાય છે અને નપુંસક જીવન ભારરૂપ લાગે છે. ઉછરતા છોકરાઓના ગુહ્યાંગોને સ્પર્શાદિથી જે ક્ષણિક સુખનો અનુભવ થાય છે તેને પરિણામે એ કુટેવ વધતી જાય છે. મૈથુનથી થતા વીર્યવ્યય કરતાં આથી વધુ વીર્યવ્યય થાય છે અને અશક્તિ ઘણી વધી જાય છે. આ ટેવથી થતી હાનિનો વિચાર કરીને એકદમ તેને છોડવાનો યત્ન કરવો એ વધારે સારૂં છે, પરન્તુ એકદમ એ ટેવ છોડવાનું બહુ મુશ્કેલ છે. ટેવ છોડ્યા પછી શરીરમાં કૌવત આવતું જણાય છે અને ઇંદ્રિયની નબળાઈ ઓછી થવાથી તે વારંવાર ઉત્તેજિત થતી બંધ થાય છે; છતાં જો નબળાઇ વધી ગઇ હોય તો નીચેના ઉપાયો કરવા. અર્ધો શેર ધતુરાના અર્કમાં ૧૬ આંગળ બારીક સફેદ કપડું લઈ ૨૦ દિવસસુધી ભીંજાવી રાખવું. ૨૧ મે દિવસે તેને કાઢીને તલના તાજા તેલમાં ધીમી આંચે પકાવવું. પછી તેને લોઢાના સળીયા સાથે લટકાવી નીચે કાંસાની થાળી રાખી એક બાજુએથી આગ લગાડવી એટલે કપડું બળવા લાગશે અને તેલનાં ટીપાં નીચે થાળીમાં પડશે; એ તેલ એકઠું કરીને શીશીમાં ભરી રાખવું અને ઇંદ્રિયના છેડાનો ભાગ છોડી દઈને બાકીના ભાગપર મસળવું. એવી જ રીતે આકડાના દૂધમાં વસ્ત્ર ભીંજવી એક રાત રાખી બીજે દિવસે તેને સૂકવી ઘીમાં તર કરવું અને તેની બત્તી બનાવી સળગાવી નીચે કાંસાની થાળીમાં જે ઘીનાં ટીપાં પડે તે શીશીમાં ભરી તેને ઇંદ્રિયપર લગાવવું તથા ઉપર એરંડાનાં પાંદ બાંધવાં. આ બેઉ પ્રકારના પ્રયોગમાં ઇંદ્રિયને અત્યંત શીતળ જળનો સ્પર્શ થાય નહિ એટલું લક્ષમાં રાખવું. ખાવા માટેનું ઓસડ નીચે મુજબઃ– તાલીમખાના, અસગંધ, ગોખરૂ, શતાવરી, ખરેટીનાં બીજ અને સફેદ મુસળી એક એક તોલો લઇ સાકરમાં તેની બારીક ફાકી બનાવીને એ ફાકી અર્ધાથી એક તોલાસુધી ગાય કે ભેંસના દૂધ સાથે લેવી. વીર્યની વૃદ્ધિ માટે વૈદ્યની સલાહ લેવી એ પણ ઠીક છે, પરન્તુ ટેવ છોડવાનું જ ખરેખરૂં મહત્ત્વનું કામ છે.

**ગુદમૈથુન**—આ કુટેવ પણ મોટી છે. દુનિયાના દરેક દેશમાં તેનો ફેલાવો છે અને સૃષ્ટિવિરૂદ્ધ કર્મને નામે તે જાણીતો છે. સરકારે તે કર્મને માટે સખ્ત શિક્ષા ઠરાવી છે. હસ્તમૈથુનવાળાની જે ગતિ થાય છે તે જ ગતિ આ કુટેવમાં કર્તા તરીકે પડનારની થાય છે અને સાધન બનનાર પણ બળવીર્યથી હીન થઈ નપુંસકતા તથા સ્ત્રૈણ ભાવો તરફ ઘસડાતો જાય છે. એથી ઈંદ્રિયની અને અંડકોશની નસો ઢીલી પડી જાય છે અને વીર્ય બનવામાં હરકત થાય છે. મૈથુનશક્તિ ઓછામાં ઓછી ચાર મિનિટ હોવી જોઈએ; તેથી પણ ઓછી થઈ હોય તે માણસ રોગી કહેવાય છે અને આ કુટેવમાં પડેલો માણસ તેવો રોગી બને છે. આ કુટેવવાળો પુરૂપ વેળાસર તે છોડી દે તો તેનો નાશ થતો અટકે છે. હસ્તમૈથુનને માટે જે શક્તિનાં ઔપધો જણાવ્યાં છે તે જ ઔષધો આ ટેવવાળાની ઘટી ગએલી શક્તિને માટે પણ ઉપયોગી થાય છે.

**સ્ત્રીની કુટેવો**—જેવી હસ્તમૈથુનની કુટેવ જુવાન છોકરાઓને હોય છે, તેવી જ કુટેવ જુવાન છોકરીઓને પણ કેટલીક વાર લાગુ પડે છે. સ્ત્રી પોતાના ગુહ્યાંગને હથેળી કે આંગળીઓવડે મસળી એ ભાગને ઉત્તેજિત કરે છે અને તેથી અંદરનો ભાગ પણ ઉશ્કેરાય છે તથા દ્રવણ થાય છે. જ્યારે જુવાન છોકરીઓ કામલોલુપ બને છે અને પતિસમાગમથી વંચિત રહે છે, કિંવા પતિના ગુહ્યાંગની કાંઇ ખામીથી કે અન્ય કોઈ દોપથી ગતિસમાગમથી તેને તૃપ્તિ મળતી નથી, ત્યારે આવી કુટેવને વશ તે થાય છે. જે શારીરિક હાનિ હસ્તમૈથુનથી જુવાન છોકરાઓને થાય છે તે જ હાનિ છોકરીઓને તથા સ્ત્રીઓને પણ થાય છે, એટલે કે કૃત્રિમ મૈથુનરીતિથી તેમના શરીર ઉપર માઠી અસર થાય છે, શક્તિ ઘટી જાય છે, ચહેરો ફીકકો પડી જાય છે અને માનસિક નબળાઇ બહુ વધી જવાથી હીસ્ટીરીયા જેવા રોગો લાગુ પડે છે.

## પરિચ્છેદ ૧૬ મો.

## કામરોગ.

ભોગથી કદિ તૃપ્ત ન થવું તેનું નામ કામરોગ. આ કામરોગથી આસક્તિ પેદા થાય છે. આસક્તિ અનેક પ્રકારની છે. કોઇને ધનપર આસક્તિ હોય છે, કોઇને કોઈ સ્ત્રીપર આસક્તિ હોય છે, કોઇ કોઈ બાળકપર આસક્ત થાય છે અને એ પ્રત્યેક જાતની આસક્તિથી માણસ ખુશીથી

અનેક સંકટો સહન કરે છે. વિષયમાં આસક્તિ રાખનાર ક્ષુબ્ધચિત્ત બની જાય છે અને તેને પ્રસંગોપાત કામજ્વર પીડે છે.

આ પ્રકારનો કામરોગ ઉત્પન્ન થવાનાં અનેક બાહ્યાંતર કારણો હોય છે. અધિક સ્નિગ્ધ પદાર્થો ખાવા, ઘી સહિત દૂધ વગેરે પદાર્થોનું અતિ સેવન કરવું, રસિક વાર્તાઓ સાંભળવી, નકામા એકલા બેસી રહેવું, શરીર હચમચી જાય એવું કામ કરવું જેમકે સાંચો ચલાવવો, પગ ડોલાવતાં ઉંચે સ્થાને બેસવું, ભીનાં કપડાં પહેરવાં, એકાંતમાં સ્ત્રીની પાસે બેસવું, સ્ત્રીની સાથે સૂવું કે તેનો સ્પર્શ કરવો, સ્ત્રીની મૂર્તિનું કે તેના સૌંદર્યનું વારંવાર સ્મરણ કરવું, શૃંગારનાં પુસ્તકો વાંચવાં, નગ્ન ચિત્રો જોવાં, બિછાનામાં જાગતા પડ્યા રહેવું, મળ-મૂત્રના આવેગને રોકવો, નીચે બેસી રહીને બહુ કામ કરવું, ઘોડાપર સવારી કરવી, અજીર્ણ થવું, મોડી રાત્રે ભોજન લેવું, ગુહ્યાંગના અગ્ર ભાગપર શ્વેત મળ જામી જવો, માંસ, મદિરા, ખટાઇ, મરચું, મસાલો, ચાહ વગેરેનું વધારે સેવન કરવું એ બધા પ્રસંગો કામને જાગૃત કરનારા છે.

કામરોગથી બચવા ઇચ્છનારે સારી રીતે કસરત કરવી, લેખન-વાચનમાં ચિત્તને પરોવી રાખવું, વૃત્તિને ઉશ્કેરે એવી વાર્તાઓ વાંચવી નહિ, કામી જનોના અને સ્ત્રીઓના સંસર્ગથી દૂર રહેવું, જલ્દી પચે એવું ભોજન કરવું, હાજતને રોકવી નહિ, ગુહ્યાંગને સામાન્ય શીતળ જળથી સાફ રાખવું, યથાશક્તિ પરિશ્રમ કરવો અને કદાચ મન અનિષ્ટ વૃત્તિમાં રહ્યા કરે તો તેથી થતાં નુકસાનોનું મનમાં ચિંતન કર્યા કરવું.

કામરોગથી વધેલી વિષયાસક્તિથી સ્ત્રી પુરૂષ હસ્તમૈથુનાદિ કુટેવોને વશ થઇ જાય છે અથવાતો અતિવિહારી થઇ જાય છે. વિહારની બહુ ઇચ્છા રહ્યા કરે તેથી કેટલાક મૂર્ખો એવું સમજે છે કે પોતાના દેહમાં રહેલી અત્યંત શક્તિનો તે પ્રભાવ છે, પરન્તુ વસ્તુતઃ એ એક જાતની નબળાઇ છે. જેમ જેમ વીર્યનો વ્યય વધારે કરવામાં આવતો રહે છે, તેમ તેમ વિષયની ઇચ્છા વધતી જાય છે, એ ઉપરથી સમજી શકાશે કે વીર્યની ક્ષીણતાને લીધે જ મનુષ્ય અતિવિહારી બને છે. કુટેવવાળાં સ્ત્રી પુરૂષોની પેઠે અતિવિહારી સ્ત્રી પુરૂષો પણ શરીરે લેવાઇ જાય છે, તેમના પગમાં તથા શરીરના સાંધાઓમાં કળતર થાય છે, ચહેરો ફિક્કો પડી જાય છે, નેત્રો ફીક્કાં બની જાય છે, જુવાનીની લાલી અદૃશ્ય થઈ જાય છે, ચાલ લથડતી હોય છે, પાચનશક્તિ મંદ બની જાય છે, દસ્તની કબજીઆત જણાય છે, સમાગમ વખતે વીર્ય ક્ષણવારમાં સ્ખલિત થાય છે, સ્વ-

મમાં વીર્યસ્રાવ થયા કરે છે અને પછી નપુંસકતાસુધી મનુષ્ય પહોંચી જાય છે; તેટલા માટે વિષયની આસક્તિથી દૂર રહેવા યત્ન કરવાથી જ આ કામરોગ થતો અટકે છે અને સ્ત્રીપુરૂષે પોતાનું સ્વાસ્થ્ય જાળવી શકે છે.

---

## પરિચ્છેદ ૧૭ મો.

---

## ગુપ્ત રોગો.

**ઉપદંશ**—પુરૂષની ગુહ્યેંદ્રિય એક સ્થૂળ નાડી છે જેની અંદર ત્રણ છિદ્રો છે. એક છિદ્રદ્વારા પિસાબ આવે છે, બીજા છિદ્રદ્વારા અંડકોશમાંથી વીર્ય આવે છે અને ત્રીજા છિદ્રદ્વારા પ્રાણવાયુ અને રૂધિર આવે છે. એટલે તે ઉત્તેજિત થાય છે. ઉપદંશ એ ગુહ્યેંદ્રિયનો બહુ મોટો રોગ છે. દૂષિત યોનિવાળી સ્ત્રી સાથે સમાગમ કરવાથી અને નખ વગેરેનો ઘસારો લાગવાથી ગુહ્યેંદ્રિય ઉપર ફોલ્લી અથવા ચાંદી થઈ આવે છે અને તે ધીમે ધીમે વધીને ઘાના રૂપમાં આવી જાય છે તથા તેનું ઝેર શરીરના લોહીમાં પ્રસરવા લાગે છે. લોહી ઝેરી થયા પછી શરીરપર ચકામા નીકળે છે, વાળ ખરી પડવા લાગે છે, મગજ ફાટવા લાગે છે, હાથ–પગ બળવા લાગે છે, દુર્ગંધીવાળું પરૂ ઘામાંથી નીકળે છે અને જ્યારે એ રોગ બહુ વધે છે ત્યારે આખું શરીર બળવા લાગે છે તથા બેચેની વર્તાય છે. કોઈ વાર તેથી નાક સડીને ખરી પડે છે અને ઇંદ્રિયની તો એવી દુર્દશા થાય છે કે જેનું વર્ણન થઇ શકે નહિ. આ રોગની ચિકિત્સા બહુ સારી રીતે કરવી જોઇએ. સૌથી વધારે સારો માર્ગ તો પરસ્ત્રી અથવા વેશ્યાનો સમાગમ નહિ કરવાનો જ છે, કારણકે એવી દુષ્ટ સ્ત્રીઓ મોટે ભાગે દૂષિત યોનિવાળી જ હોય છે. છતાં મૂર્ખતાથી કોઈ વાર એ રોગ થઇ ગયો તો ઘણી સંભાળથી વર્તવું, કારણકે ઉપર જણાવ્યા ઉપરાંત બીજા પણ ઘણા રોગ તેમાંથી થાય છે. દર્દ વધી ગયું હોય તો વૈદ્ય-ડાક્તરની સલાહ લેવી અને જો રોગની શરૂઆત હોય તો ત્રીફળાં અને લીંબડાનાં પાંદડાંને પાણીમાં ઉકાળી તે પાણીથી ઘાને રોજ ધોવો અને ત્રીફળાં તથા સોપારી બાળીને તેની રાખ ઘા ઉપર ભભરાવવી. ખાવાની દવા નીચે મુજબઃ–ઇલાયચીના દાણા તો. ૨, ટોપી સાથેનાં લવીંગ તો. ૧ અને રસકપુર ૬ માસા, એ બધાને તુલસીના રસમાં ચાર દિવસ ખરલ કરી વટાણા જેવડી ગોળી કરવી. એ ગોળી રોજ સ્હવારે ગાયના દૂધની મલાઈમાં લપેટીને ગળી જવી. જુલાબ લેવાની જરૂર હોય તો ત્રીફળાં અથવા હરડેનો જુલાબ લેવો. ખાવામાં શરૂઆતના ૩ દિવસ ઘી સાથે મગની

ખીચડી ખાવી. દિવસે સૂવું નહિ, મૂત્રનો વેગ રોકવો નહિ, ભારે અન્ન ખાવું નહિ, બહુ ગરમ પદાર્થ, ગોળ, છાશ, ખાટી-તીખી વસ્તુ મૈથુન વગેરેનો ત્યાગ કરવો.

**પરમો**—પરમાનો રોગ પણ ભયંકર છે. એ રોગ મૂત્રવેગ રોકવાથી, સ્વપ્નદોષથી, દૂષિત યોનિવાળી સ્ત્રીનો સમાગમ કરવાથી અથવા કોઈ વાર ગરમ વસ્તુ ખાવાથી થાય છે. અધિક હસ્તમૈથુનથી, ગર્ભવતી સાથે સમાગમ કરવાથી, શ્વેત પ્રદરવાળી સ્ત્રીનો ચેપ લાગવાથી, અતિ મૈથુનથી, બહુ દારૂ પીવાથી, મરચાં વધારે ખાવાથી અને વિષયની વધી ગએલી ઈચ્છા નહિ રોકવાથી અથવા વીર્ય અંદર રહી જવાથી પણ થાય છે. આ રોગ લાગુ પડવાથી પીસાબ મુશ્કેલીથી ઉતરે છે, અગન બળે છે, છેવટે અંદરથી પીળું અને ધોળું પરૂ નીકળવા લાગે છે. શુદ્ધ સુખડના તેલનું તથા શિલાજીતનું સેવન હિતકારી છે. રોગ વધી જતાં વૈદ્ય-ડાક્તરની સલાહ લેવી. પરમાની જાતને અનુસરીને પથ્યનું સેવન પણ વૈદ્યની સલાહ પ્રમાણે કરવું. ગરમ વસ્તુઓ ખાવી નહિ.

**વીર્યસ્રાવ**—સ્વપ્નમાં કે અન્ય કોઈ રીતે વીર્યસ્રાવ થાય એ ધાતુની નિર્બળતાની નિશાની છે. અતિવિષયી, હસ્તમૈથુનની ટેવવાળો અને ધાતુની નિર્બળતાવાળો પુરૂષ આ રોગનો ભોગ થઇ પડે છે. સ્ત્રીને અભાવે મહિનામાં એકાદ વાર વીર્યસ્રાવ થાય તે રોગ લેખાતો નથી તોપણ સ્વપ્નમાં થતા સ્રાવથી નૈસર્ગિક સમાગમ કરતાં વિશેષ વીર્ય જાય છે તેથી તે રોગ હાનિકારક તો છે જ. વીર્યસ્રાવ વધારે વખત થવાથી પછી મૂત્રદ્વારા વીર્ય જવા લાગે છે. પછી દસ્ત વખતે વીર્ય સ્રવે છે અને એ રીતે વીર્યનો દુર્વ્યય થવા લાગે છે. આ સ્થિતિ વધારે વખત ચાલુ રહેવાથી પુરૂષ નપુંસક થતો જાય છે, અને સ્ત્રીસમાગમની ઇચ્છા નાબૂદ થતી જાય છે. કોઇને તેથી ક્ષય, આંચકી અને યકૃતની વૃદ્ધિનો રોગ લાગુ પડે છે. ધાતુપુષ્ટિ અને વીર્યવૃદ્ધિના ઉપાયો કરવા.

**પ્રમેહ**—પ્રમેહ અને પરમો એ જૂદાં જૂદાં દર્દો છે. બહુમૂત્રતા નામના રોગમાં મૂત્ર બહુ જાય છે અને એ મૂત્રમાં સાકરનો ભાગ વિશેષ હોય છે. આ રોગમાં પેશાબ પારદર્શક અને રંગમાં ફીકકો હોય છે. તેને હલાવતાં તેમાં ફીણ ચડે છે. તેમાંથી મધને મળતી વાસ આવે છે. આ રોગમાં ખાવાની રૂચિ વધે છે અને તરસ બહુ લાગ્યા કરે છે. સ્વાસ લેવાની શક્તિ ઓછી થાય છે અને ત્વચા સૂકી રહે છે. દસ્ત કબજ રહે છે અને શરીરમાં નિર્બળતા જણાય છે. વધારે પ્રમાણમાં સાક

જવાથી મધુપ્રમેહ લાગુ પડ્યો કહેવાય છે. તેનાં ચિન્હો પણ બહુમૂત્રતાનાં જેવાં જ હોય છે. આ દરદમાં મૂત્રમાર્ગમાંથી રસી પણ નીકળે છે. સાકરવાળા પદાર્થો ખાવાથી પેશાબમાં સાકર વધારે જાય છે. આ રોગ વધવાથી ક્ષય રોગ લાગુ પડે છે, યકૃતરોગ થાય છે અને પાઠું નીકળે છે.

**અંડવૃદ્ધિ**—લાંબો વખત વાતવિકાર રહેવાથી અથવા પાણી ઉતરવાથી અંડવૃદ્ધિનો રોગ થાય છે. તે મટાડવાના ઉપાયો વેળાસર કરવા, નહિતો તેમાંથી બીજા રોગો જન્મે છે, વીર્યોત્પત્તિ ઘટે છે અને નપુંસકત્વ આવે છે.

---

## પરિચ્છેદ ૧૮ મો.

---

## નપુંસકત્વ.

**નપુંસકત્વના પ્રકાર**—વીર્યદોષથી અથવા વીર્યક્ષયથી સમાગમશક્તિ નાશ પામે તે નપુંસકત્વ કહેવાય છે. નપુંસકો અનેક જાતના થાય છે. (૧) ઠંડી, લુખી, ખાટી, કઠિન તથા બગડી ગએલી વસ્તુઓનો ઉપયોગ તથા વિરૂદ્ધ ભોજન કરવાથી, અજીર્ણ હોવા છતાં આહાર કરવાથી, શોક, ચિંતા, ભય તથા ત્રાસથી, અતિશય વિષયલંપટતાથી, સ્ત્રી તરફના અપમાનથી અર્થાત્ જે સ્ત્રીની કામક્રીડા કરવાની ઈચ્છા હોતી નથી એવી સ્ત્રી સાથે સમાગમ કરવાથી, સપ્ત ધાતુનો ક્ષય થવાથી, વાતાદિ દોષથી, ઉપવાસાદિ કઠિન વ્રત કરવાથી, ઘણો પરિશ્રમ કરવાથી અને કામક્રીડા સંબંધી અજ્ઞાનથી પુરૂષના વીર્યનો ક્ષય થાય છે, તે પાંડુવર્ણ બની જાય છે, તેનાં રૂપરંગ વગેરે નાશ પામે છે અને તે સ્ત્રીસમાગમ માટે અયોગ્ય એટલે નપુંસક બને છે. આવો નપુંસક બીજોપઘાત નપુંસક કહેવાય છે. (૨) બહુ ખાટું ખારૂં ખાવાથી, વ્યાધિથી દુર્બળ થવાથી, રજસ્વલા ન થઈ હોય તેવી બાલા સ્ત્રી સાથે સમાગમ કરવાથી, હસ્તમૈથુનથી, ગુદમૈથુનથી, ઘણા કાળથી પુરૂષના સહવાસમાં ન આવી હોય એવી સ્ત્રી સાથે સમાગમ કરવાથી, રજસ્વલા સ્ત્રી સાથે તથા જેના શરીર અને ગુહ્યાંગમાંથી દુર્ગંધ આવતી હોય તેવી સ્ત્રીની સાથે સમાગમ કરવાથી, પ્રદરરોગવાળી સ્ત્રી સાથેના સમાગમથી, કોઈ પશુમાદા સાથેના સમાગમથી, ગુહ્યેંદ્રિય ઉપર ચોટ લાગવાથી, તેને સ્વચ્છ નહિ રાખવાથી, તેને કોઈ જાતના લેપ કે પટ્ટી લગાવવાથી અને વીર્યને સ્ખલિત થવાને સમયે તેનો અટકાવ કરવાથી ગુહ્યેંદ્રિયની નસો નરમ થઈ જાય છે તથા તેથી નપુંસકત્વ આવે છે. તે ધ્વજ-

ભંગ નપુંસક કહેવાય છે. તેવા નપુંસકની ગુહ્યેંદ્રિય ઉપર સોજો, દુખાવો, લાલાશ હોય છે, ફોલ્લીઓ થાય છે, ગુહ્યેંદ્રિયનું માંસ વધી જાય છે અને કોઇ વાર ફોલ્લીઓ પાકે છે અને વ્રણ થઇ તેમાંથી પરૂ વહે છે. આ વિકાર વધી જવાથી ગુહ્યેંદ્રિયનો મણિ, ગુહ્યેંદ્રિય કિંવા અંડકોષમાંથી કોઇ ખરી પડે છે. (૩) વૃદ્ધાવસ્થાને લીધે થતી વીર્યની ક્ષીણતાથી, જે નપુંસક બને છે તે જરાસંભવ નપુંસક કહેવાય છે. (૪) અત્યંત ચિંતા, શોક, ક્રોધ, ભય, ઈર્ષ્યા, ઉત્કંઠા અને ઉદ્વેગ કરવાથી, જુવાન વય છતાં શરીર દુર્બળ થવાથી, રૂક્ષ ખાનપાન અને કડવાં ઔષધોનું સેવન કરવાથી, કૃશ શરીર છતાં ઉપવાસાદિ વ્રત કરવાથી, મનની તૃપ્તિ ન થાય તેવું ભોજન કરવાથી શરીરનું વીર્ય અકાળે ક્ષીણ થઈ જાય છે તેને ક્ષીણવીર્ય નપું-સક કહેવામાં આવે છે. (૫) બીજા પણ નપુંસકોના પ્રકાર છે. કોઇને સ્ત્રી કે પુરૂષની ગુહ્યેંદ્રિય સુંઘવાથી સમાગમનું ચૈતન્ય આવે છે, કોઈને ગુદમૈથુનથી એ ચૈતન્ય આવે છે, કોઇને અન્ય પુરૂષને સમાગમ કરતો જોવાથી ચૈતન્ય આવે છે અને કોઈ સ્ત્રીના જેવા હાવભાવ કરવાથી ચૈતન્યને પ્રાપ્ત થાય છે, એ બધા જૂદી જૂદી જાતનાં નપુંસકો જ હોય છે. (૬) નારી નપુંસક પણ હોય છે અને તેમાં સ્ત્રી સ્ત્રી સાથે સમા-ગમ કરે છે અર્થાત્ સ્ત્રીના ગુહ્યાંગ સાથેના પોતાના ગુહ્યાંગના ઘર્ષણથી તૃપ્ત થતી નારી પણ નપુંસક કહેવાય છે. (૭) સ્ત્રી સાથે સમાગમ કરતી વખતે ભય, શોક, ક્રોધ, લજ્જા અથવા ગ્લાનિ ઉત્પન્ન થવાથી, મલિન-વસ્ત્ર ધારિણી, હાવભાવ તથા હાસ્ય વગરની સ્ત્રી સાથે સમાગમ કરતાં ઉત્પન્ન થતી અપ્રસન્નતાથી પુરૂષની ગુહ્યેંદ્રિય શિથિલ થઈ જાય અર્થાત્ કામવૃત્તિ નષ્ટ થતાં નિર્બળતા આવે તે પુરૂષને માનસ નપુંસક કહેવામાં આવે છે. (૮) કડવી, ખાટી, ખારી તથા ગરમ વસ્તુઓનું અત્યંત સેવન કરવાથી પુરૂષના વીર્યનો નાશ થાય છે તે પિત્તજ નપુંસક કહે-વાય છે. સ્ત્રીસમાગમ કરતાં છતાં વીર્યવૃદ્ધિના ઉપાયો કરતો નથી અને ધાતુક્ષયનો ભોગ થઇ પડે છે તે શુક્રક્ષયહેતુક નપુંસક કહેવાય છે. (૯) ગુહ્ય રોગો થવાથી નપુંસક થાય છે તે ગુહ્યરોગજ નપુંસક કહેવાય છે. (૧૦) જે શિરાઓમાં વીર્ય વહે છે તે શિરાઓમાં છિદ્ર પડવાથી જે પુરૂષ નપુંસક બને છે તેને વીર્યવાહી શિરાચ્છેદજ નપુંસક સમજવો. (૧૧) રતિક્રીડા માટે વ્યાકુળ થવા છતાં જે પુરૂષ બળપૂર્વક બ્રહ્મચર્ય પાળે છે અને તેથી જેને નપુંસકત્વ આવે છે તે શુક્રસ્તંભજ નપુંસક કહેવાય છે. (૧૨) જે પુરૂષ જન્મથી જ સ્ત્રીસંભોગ કરવા માટે અશક્ત હોય છે તેને સહજ નપુંસક કહેવામાં આવે છે.

**સ્ત્રીનું નપુંસકત્વ**—સ્ત્રીનું નપુંસકત્વ તે તેનું વંધ્યત્વ છે અથવા નષ્ટપુષ્પત્વ છે. જે સ્ત્રીનું પુષ્પ-રજ. અકાળે નષ્ટ થાય છે તે સ્ત્રી તેમ જ બીજા કેટલાક સહજ અને સમાગમ દોષોવાળી સ્ત્રીઓ વંધ્યા રહે છે.

## પરિચ્છેદ ૧૯ મો.

## વંધ્યત્વ અથવા વાંઝીયાપણું.

**વંધ્યાના પ્રકાર**—જે સ્ત્રીને કોઇ પણ દોષથી ગર્ભ રહેતો નથી તે સ્ત્રી વંધ્યા કહેવાય છે. અનેક કારણોથી સ્ત્રી વંધ્યા થાય છે, પરન્તુ જે સ્ત્રીનાં અંગોમાં વિભેદ હોય, ગર્ભાશયની સમીપે બદામના આકારે ગુપ્ત રહેલા અંડકોશ ન હોય, કુચ ન હોય, ગુહ્યાંગનું છિદ્ર નાનું હોય, રજસ્વલા થતી ન હોય તે સ્ત્રી સહજ નપુંસક અથવા કુદરતી રીતે વંધ્યા હોઈ તેને માટે કોઇ ઉપાય કામ લાગતો નથી. કોઇ સ્ત્રી એવી હોય છે કે જે એક પુરૂષથી વંધ્યા રહે છે અને બીજા પુરૂષથી ગર્ભવતી થાય છે, તેમાં પુરૂષનો દોષ સમજવો કેમકે નપુંસક લક્ષણવાળો પુરૂષ કિંવા ગુહ્યેંદ્રિય સંબંધી અપૂર્ણતા કે દોષવાળો પુરૂષ તે સ્ત્રીમાં ગર્ભાધાન કરી શકતો નથી. ચૌદ વર્ષની વયથી રજસ્વલા થએલી સ્ત્રી ૫૦ વર્ષની વયસુધી રજસ્વલા રહે છે અને તેમાં કાંઈ રજોદોષ ઉત્પન્ન થાય છે તો તે સ્ત્રીને સંતાન થતા નથી. જૂદા જૂદા ૨૨ દોષોથી સ્ત્રી વંધ્યા રહે છે. જે સ્ત્રીને થોડું રજ આવતું હોય અર્થાત્ પાણી જેવું દેખાતું હોય, કમર તથા યોનિમાં શૂળ આવતાં હોય, તાવ હોય, તેને વાતજન્ય ઋતુદોષ કહે છે અને તેવી સ્ત્રીને ગર્ભ રહેતો નથી. જે સ્ત્રીનું રજ જાંબુ જેવું કાળું અને ગરમ હોય તથા કમરમાં શૂળ આવે, પેટમાં દાહ બળે, તેને પિત્તજનિત દોષ કહે છે. જે સ્ત્રીનું રજ કફથી બગડેલું હોય તેને રજ વધારે આવે છે. તેને કેવળ લાલ નહિ પણ કાંઇક સફેદ પડતું હોય છે. તેને દુંટીમાં પીડા થાય છે. તેને કફજનિત દોષ કહે છે. રજોદર્શન વખતે બહુ તાવ આવે, થોડું થોડું રજ આવે, રૂધિર ગરમ, કાળું અને ચીકણું આવે, બગલ, પેટ, યોનિ અને કમરમાં શૂળ આવે, શરીર ફાટે, ઉંઘ આવે, તેને સન્નિપાતજનિત રજોદોષ કહે છે. એ દોષો ઔષધથી મટે છે. (૧) જે સ્ત્રીને દોઢ મહિને ઋતુ આવે તેને ત્રિપક્ષી કહે છે. એવી સ્ત્રીને સફેદ જીરૂં, શાહજીરૂં, સફેદ વજ અને કંકોડાં સમભાગે લઇ ચોખાના ધોવણમાં પાવાં તથા દૂધભાત ખાવા આપવાં. (૨) શુભ્રતી

વંધ્યા તેને કહેવામાં આવે છે, જેની યોનિ સંકોચાયલી રહે છે. તે અસાધ્ય વંધ્યા છે. (૩) જેને અનિયમિત રજોદર્શન થતું હોય તે સજ્જા વંધ્યા કહેવાય છે. તેવી સ્ત્રીને સફેદ જીરૂં, શાહજીરૂં, વજ, મજીઠ, કંકોડાં, અને હાડીયા કરસણ એ સમભાગે લઈ ચોખાના ધોવણમાં આપવાં તથા સામાનો ભાત અને દૂધ ખાવા આપવાં. (૪) જે સ્ત્રીને સમાગમ વખતે ગુહ્યાંગમાંથી પાણી ઝરે છે, જે ખાવા પીવા અને સમાગમમાં હમેશાં તત્પર રહી આનંદ માને છે તે ત્રિમુખી કહેવાય છે. તેને ગર્ભ રહેતો નથી અને અસાધ્ય છે. (૫) જે સ્ત્રીને મોટી ઉમરે માત્ર એક જ સંતાન થાય છે અને બીજી પ્રજા થતી નથી તે વ્યાઘ્રિણી વંધ્યા કહેવાય છે. તેને ત્રિપક્ષી વંધ્યા જેવી ચિકિત્સા કરવી. (૬) જે સ્ત્રીને ધાતુની માફક સફેદ રજ આવે અને આઠ–દસ દિવસે પણ દેખાય તે બકી વંધ્યા કહેવાય છે. તે અસાધ્ય છે. (૭) જે સ્ત્રીને હમેશાં પાણી વહ્યા કરે છે તે કમલિની કહેવાય છે. તેનો રોગ પણ અસાધ્ય છે. (૭) પ્રમેહની માફક જેને સફેદ ધાતુ જાય છે તે વ્યક્તિની કહેવાય છે. લાલ અંઘેડાના બી, સાકર, કૌચાનાં મીંજ અને રતનજોત સમભાગે લઈ ગાયના દૂધમાં ઘુંટી ત્રણ દિવસ પીવાથી તેનો રોગ મટે છે. તે પછી કાળું અગર, નાગકેસર, કંકોડાં, શાહજીરૂં અને સફેદજીરૂં સમભાગે લઈ ગાયના દૂધમાં ઘુંટી પાવાં અને ઉપર દૂધભાત ખાવા આપવાં. (૯) જે સ્ત્રીને ગર્ભ રહ્યા પછી તે પડી જાય અથવા અવતર્યા પછી થોડે વખતે બાળક મરી જાય તેને મૃતવત્સા કહે છે. વાંઝીયા કંકોડીનું મૂળ કૃતિકા નક્ષત્રમાં લાવી તેને પાણીમાં ઘસી હમેશાં એક તોલો પીવું અને રજોદર્શન થાય ત્યારે સાત દિવસસુધી પીવી. એથી એ દોષ મટે છે. બીજોરાનું મૂળ દૂધમાં ઉકાળી ઘી મેળવીને ઋતુ વખતે ખાય તોપણ એ દોષ મટે છે.

**વંધ્યત્વ લાવનારાં દર્દો**—સ્ત્રીના વંધ્યત્વમાં સહજ દોષ તો અસાધ્ય છે, પરન્તુ ઋતુદોષથી વંધ્યા રહેતી સ્ત્રીઓનું દર્દ સાધ્ય છે. વંધ્યા સ્ત્રીઓના પ્રકાર ઉપરથી તે દોષો સમજી શકાય તેમ છે. રોકાઈ જતા ઋતુસ્રાવના બે પ્રકાર છે. પહેલા પ્રકારમાં ઋતુસ્રાવ અનિયમિત રીતે થાય છે અને પેડુમાં કાંઇ દુઃખ કે દર્દ થયા સિવાય પડે છે. બીજા પ્રકારમાં પેડુમાં ઘણો દુઃખાવો થઇને અનિયમિત રીતે ઋતુસ્રાવ થાય છે. પહેલા પ્રકારમાં શરીરમાં જોઇએ તેટલું લોહી ન હોવાથી રક્તસ્રાવ થાય છે પરન્તુ જો ગર્ભસ્થાનમાં સોજો કે બગાડ હોય છે તો રજોદર્શન વખતે દુઃખ થાય છે. તે સિવાય એકાએક ઠંડી લાગવાથી, વિલાસી ટેવોથી અને

લાંબા સમયની કબજીયાતથી પણ રજોદર્શન વખતે દુઃખ થાય છે. જે સ્ત્રીઓ નિર્બળ હોય છે તેમનો ઋતુસ્રાવ પણ ખેંચાઈ જાય છે. જો રજોદર્શન ગર્ભ રહેવાના કારણથી બંધ થયું હોય તો તે સંબંધી ખાત્રી કરી લેવી પરન્તુ તે વિના બંધ થાય તો તેનું પરિણામ હાનિકારક આવે છે. નિર્બળ બાંધાવાળી પાતળી સ્ત્રીઓને રજોદર્શન બંધ થાય છે ત્યારે તેમને ક્ષયનો વ્યાધિ લાગુ પડે છે અને બળવાન બાંધાવાળી સ્ત્રીઓને બંધ થાય છે, ત્યારે તેમને હૃદય, લિવર, હોજરી વગેરેમાં કાંઈ રોગ હોય છે અને કવચિત્ માનસિક રોગ લાગુ પડે છે. જો કોઈ કુમારિકાને રજોદર્શનને વખતે આવું દુઃખ થાય તો એ કુમારિકાનો સત્વર વિવાહ કરી નાંખવો. દુઃખથી થતું રજોદર્શન એ કોઈ અંદરના રોગોનું ચિહ્ન સમજવું. એવી સ્ત્રીને તો લોચા જેવું લોહી બહાર પડે છે તો જ દુઃખ નરમ પડે છે અને થોડા સમય પછી પાછો દુઃખાવો ચાલુ થાય છે. આ દર્દમાંથી જ હિસ્ટીરીયા લાગુ પડે છે. ઋતુસ્રાવમાં લોહી બહુ પડે ત્યારે તે ઋતુનું લોહી છે કે ગર્ભસ્થાનમાં આવેલી નસોમાંનું લોહી છે એ અવશ્ય તપાસવું જોઇએ. ઋતુસ્રાવનું લોહી કદાપિ બંધાઈ જતું નથી, તેનો રંગ શરીરના લોહી કરતાં જૂદી જાતનો હોય છે અને તેનો ડાઘ કપડાપર સુકાઈ ગયા પછી કપડું કડક થઈ ગએલું લાગતું નથી. શરીરને નિર્બળ બનાવે એવા કોઈ પણ રોગથી સ્ત્રીને આ દર્દ લાગુ પડવાનો સંભવ છે. ઘણું ધવડાવવાથી, ક્ષયથી, કબજીયાતથી, મેલીરીયા તાવથી, શોક–ચિંતાથી, આળસ–વિલાસિતાથી તે થાય છે. ગર્ભસ્થાનની સ્થિતિમાં ગંભીર ફેરફાર થવાથી, તેમાં થતી ગાંઠથી, ગર્ભસ્થાન મોટું થવાથી, ગર્ભસ્થાનનું મ્હોં ચઢી આવ્યાથી, ગર્ભસ્થાન ખસી જવાથી અને સુવાવડી સ્ત્રીમાં અજ્ઞાન દાયણની ગફલતથી ઓરનો એકાદ કકડો ગર્ભસ્થાનનમાં રહી જવાથી આ દર્દ થાય છે. ઘણા ભોગવિલાસથી, મોટી ઉમરે સંસારમાં પડેલી સ્ત્રીઓના કામોન્માદથી અને ઘણાં સંતાનોને જન્મ આપનાર સ્ત્રીનું શરીર નબળું બની જવાથી આ દર્દ થાય છે. સંતાન બીજસ્થાન ઉપર સોજો આવવાથી, ગર્ભસ્થાનમાં ચાંદી પડવાથી પણ આર્તવ વધુ જાય છે. સંસારસુખથી તદ્દન વિમુખ રહેલી તેમ જ કુટેવવાળી કુમારિકાઓને પણ તે દર્દ થાય છે.

ધાતુક્ષય અથવા પ્રદર જેમાં યોનિમાંથી સફેદ પદાર્થ વહ્યા કરે છે તે દર્દ નમ્ર પ્રકૃતિવાળી તથા મધ્યમ ઉમરની સ્ત્રીઓમાં હોય છે. આ દર્દથી શરૂઆતમાં કાંઈ દુઃખ જણાતું નથી, પરંતુ ધીમે ધીમે ગર્ભસ્થાનમાં બગાડ થાય છે અને તેને ગર્ભોત્પત્તિ થતી નથી. ધાતુક્ષયથી પુરૂષને જે

હાનિ થાય છે તે જ હાનિ આ રોગથી સ્ત્રીને થાય છે. શરૂઆતમાં સફેદ પાણી જેવો પદાર્થ વહે છે, પછી તે ઘટ્ટ થાય છે અને પ્રમાણમાં વધે છે. પછી તે સહેજ પીળો, લીલો કે ભૂરો રંગ પકડે છે, ધીમે ધીમે શ્રમનો અનુભવ થાય છે, ફેર આવે છે, ખોરાકની ઇચ્છા ઓછી થતી જાય છે, મ્હોં ફીક્કું પડી જાય છે, પીસાબે અગન બળે છે અને કમરમાં તથા સાંધામાં દુખાવો થાય છે; અતિશય વિલાસિતા, આળસ, મોજશોખ, ઋતુકાળમાં અસ્વચ્છતા, વિકારી ગ્રંથોનું વાચન વગેરેથી પણ તે થાય છે.

જ્યારે ગર્ભસ્થાનને વ્યસ્થિત રાખનારી માંસપેશીઓ નિર્બળ બની જાય છે, ત્યારે ગર્ભસ્થાન ખસી પડે છે. ધાતુનું દર્દ લાંબો વખત ચાલે છે તેથી ગુપ્ત માર્ગ નિર્બળ બની જઇને ગર્ભસ્થાન ખસી જાય છે. કમરપર તંગ પટો કે નાડી મજબૂત બાંધવાથી પણ કોઇ વાર તેમ થાય છે. બહુ ભાર ઉંચકવાથી, ઠોકર વાગવાથી, ચાલુ કબજીયાતથી અને ગર્ભપાત કરવાનો યત્ન કરવાથી કે વારંવાર ગર્ભપાત થઈ જવાથી પણ તેમ બને છે. ગર્ભસ્થાન કોઈ વખત પેઢાની પાછળના ભાગમાં ખસી પડે છે અને કોઈ વાર આગળના ભાગમાં ખસી પડે છે. આગળના ભાગમાં ખસી પડવાથી દર્દીને પેડુના નીચેના ભાગમાં દુખાવો લાગે છે અને ભાર જણાય છે, વારંવાર પીસાબની હાજત થાય છે તથા કવચિત્ પીશાબ મુશ્કેલીથી થાય છે. જો ગર્ભસ્થાન પાછળના ભાગમાં ખસી પડે તો દસ્ત વખતે દર્દીને અડચણ વેઠવી પડે અને કબજીયાતનું દર્દ લાગુ પડે.

જે સ્ત્રીઓ સંસારસુખમાં નિરાશ થઈ હોય છે, શૃંગારિક પુસ્તકો વાંચી આળસમાં વખત ગાળે છે, જેમનામાં મનોનિગ્રહની શક્તિ હોતી નથી, તે સ્ત્રીઓને કામ સંબંધી ઉત્તેજનાથી હિસ્ટીરીઆ કે ચિત્તભ્રમ થઇ જાય છે. આ દર્દમાં પ્રથમ પેડુમાં થોડું દુઃખ થાય છે અને ધીમેધીમે તે દુઃખાવો પેટસુધી ચડી આવે છે અને ગળામાં પવનના ગોળા જેવું કાંઇ આવીને અટક્યું હોય તેમ લાગે છે, અને પછી બેહોશ થવાય છે.

## પરિચ્છેદ ૨૦ મો.

# વિધવિધ ઔષધપ્રયોગો.

**ગુહ્યેન્દ્રિય દોષનિવારણ**—જો ગુહ્યેન્દ્રિય અત્યંત લઘુ અથવા કોઇ દોષને લીધે વાંકી થઈ ગઈ હોય તો ૩૦ વર્ષની ઉમરની અંદર તેનો ઉપાય કરવો જોઇએ. ત્યારપછી ઉપાય કરવાથી લાભ થતો નથી.

રોગનું કારણ નાબુદ થવાથી અને પૌષ્ટિક પદાર્થ તથા તેલમર્દનથી એ દોષ મટે છે. (૧) પીળી કણેરનાં ઝાડનાં મૂળની છાલને ભાંગ તથા ધતુરાના રસમાં વાટીને તેની ગોળી કરી છાયે સુકવવી, પછી તે ગોળીને પોતાના મૂત્ર સાથે ઘસીને ગુહ્યેંદ્રિયપર લેપ કરવાથી તે સ્થૂળ અને દઢ થાય છે. (૨) આસગંધ, ઉપલેટ, ચિત્રામૂળ અને ગજપીપર એ સર્વનું ચૂર્ણ કરી ભેંસના ઘી સાથે મેળવી લેપ કરવાથી ઈંદ્રિય સ્થૂળ બને છે. (૩) ધતુરાના બીજનું ચૂર્ણ તેલમાં ઉકાળીને એ તેલનું ઇંદ્રિય ઉપર મર્દન કરવાથી પુરૂષની શિથિલતા દૂર થાય છે. (૪) શુદ્ધ જમાલગોટા બે તોલા અને પિસ્તાનાં મીંજ ૩ તોલા એ બેઉને વાટીને પોટલી બાંધી તવા ઉપર રાખી નીચે મંદ આંચ લગાવવી એટલે પોટલીને દબાવવાથી તેલ નીકળશે તે ઇંદ્રિયપર લગાવવાથી શિથિલતા દૂર થાય છે. (૫) બકરીના દૂધમાં અકલકરો વાટીને લગાવવાથી ઇંદ્રિયનું વાંકાપણું મટેછે. (૬) રસસિંદુર અને અફીણ ધતુરાના તેલમાં ત્રણ દિવસ ખરલ કરવાં અને તેની બરાબર ખાંડ તથા ભાંગ મેળવી વટાણા જેવડી ગોળી વાળી રોજ એક ખાવી તથા ઉપર દૂધ પીવું, તેથી ઇંદ્રિયની કમજોરી મટે છે. ધ્યાનમાં રાખવું કે મર્દન માટેનું કોઈ પણ તેલ ઇંદ્રિયના મણિપર ન લગાડવું પણ બાકીના ભાગ પર લગાડવું, સ્વચ્છતા રાખવી અને અત્યંત શીતળ જળમાં ન્હાવું નહિ.

**સ્તંભનના ઉપાયો**—(૧) ચોખ્ખું અફીણ ત્રણ રતિભાર લઇને રાત્રે સાકર સાથે ખાવામાં આવે તો વીર્ય સ્તંભન થાય છે. (૨) કપુર, ટંકણખાર અને પારો સમભાગે લઇ ખરલમાં ઘુંટવાં, પછી અગથીયાના રસ અને મધમાં તેને ખરલ કરી તેનો ઈંદ્રિયપર—મણિનો ભાગ છોડીને લેપ કરવો. એ લેપ એક પ્રહારસુધી રાખી પછીથી ધોઈ નાંખવો. એથી સમાગમ સમયે વીર્ય સ્તંભન થાય છે. (૩) અકલકરો, સુંઠ, કંકોળ, કેસર, પીપર, જાયફળ, લવિંગ તથા ધોળા ચંદનને આઠ આઠ માસા લેવાં તથા અફીણ ચાર તોલા લેવું. એ સઘળી વસ્તુઓને ખરલમાં ઘુંટી સર્વની બરાબર સાકર મેળવી મધ સાથે એક માસસુધી ખાવામાં આવે તો વીર્ય સ્તંભન થાય છે. (૪) ધતુરાનાં ફળ, મૂત્ર અને પાતરાના રસમાં સોપારીનું ચૂર્ણ વાટીને ઇંદ્રિયપર વારંવાર લેપ કરવાથી સ્તંભન થાય છે. આ વીર્યસ્તંભનના ઉપાય તેઓને માટે છે કે જેઓ પોતાની સ્ત્રીની સમીપે જઈ ક્ષણ માત્ર પણ કામકેલિ કરી શકતા નથી અને તુરત જ સ્ખલિત થઇને નપુંસક બની જાય છે.

**દ્રાવણના ઉપાયો**—(૧) સૂઅરની ચરબી મધ સાથે મેળવીને પુરૂ-

ષની ઇંદ્રિયપર લેપ કરીને રતિ કરવાથી સ્ત્રી પહેલી દ્રવીભૂત થાય છે. (૨) આંબલી, સિંદુર અને મધ એકઠાં ખરલ કરીને યોનિમાં લગાવવાથી સ્ત્રી પહેલી દ્રવીભૂત થાય. (૩) જુનો ગોળ, કચુરો અને સુવાનો ભુકો એ સમભાગે લઇ મધમાં વાટીને ઇંદ્રિયપર લેપ કરી સમાગમ કરવાથી સ્ત્રી વહેલી દ્રવીભૂત થાય.

**યોનિસંકોચનના ઉપાયો**—(૧) દંડ સુધાં કમળ દૂધમાં વાટીને તેની ગોળી કરવી અને તેને સ્ત્રીની યોનિમાં દાખલ કરવાથી તેનું સંકોચન થાય છે. (૨) દેવદારૂની છાલ, આંબાહળદર અને કમળનું કેસર એ સઘળાં એકઠાં વાટીને યોનિને લેપ કરવાથી તે શિથિલ મટીને દૃઢ થશે. (૩) તાલીમખાનાનાં બીના રસમાં તાલીમખાનાનાં બીનો લોટ હલાવીને યોનિમાં તેનો લેપ કરવાથી તે કઠીન થશે. (૪) કડવી કોઇનાં બી અને લોધર એ વાટીને યોનિમાં લેપ કરવાથી પ્રસૂતિ પછી આવેલી યોનિની શિથિલતા મટી તેનું સંકોચન થાય છે.

**યોનિસંસ્કાર**—યોનિમાંથી આવતી દુર્ગંધ નાશ કરવાના ઉપાયોઃ—(૧) સરસીયાને ઉકાળી તેમાં જાઇનાં ફૂલ નાંખી તે ફૂલની વાસ તેલમાં આવે એટલે તે ઉતારી નાંખવું. તે તેલનો યોનિમાં લેપ કરવાથી દુર્ગંધ નાશ પામશે. (૨)તેલીયો દેવદાર. કાળા સરગવાની છાલ, દાડમ, લીંબુની છાલ અને ચંપાનાં ફૂલમાં તેલ સિદ્ધ કરીને યોનિમાં લગાવવાથી તેની દુર્ગંધ નાશ પામશે.

**સ્તનસંસ્કાર**—(૧) આસકંદનાં મૂળ અને લાજવંતીને પાણીમાં વાટી સ્તનપર લગાવવાથી તે કઠીન બને છે. (૨) બીઆં વગરનાં બોર, કરેણનાં મૂળ, સીસાનો ભૂકો એ માખણમાં વાટીને સ્તનપર લગાવવાથી સ્તનવૃદ્ધિ થાય છે. (૩) નાગરવેલનો રસ કાઢીને તેમાં તલનું તેલ સિદ્ધ કરી સ્તનપર લેપ કરવાથી ઢીલા સ્તન દૃઢ થાય છે. (૪) સ્તનોને ખૂબ મસળવા કે જેથી તે લાલ થઈ જાય. પછી ભેંસનું દૂધ જે પડી રહેવાથી બહુ જાડું અને ગંધાયલું થઈ ગયું હોય તે ચોપડીને ખૂબ મસળવું. મસળવાથી તે સુકાઇ જાય એટલે તેનો મેલ ખંખેરી નાંખવો. એમ રોજ બે વાર કરવાથી સ્તનવૃદ્ધિ થાય છે.

**કેશસંસ્કાર**—(૧) ગાયના દૂધમાં તલનાં ફૂલ અને ગોખરૂ વાટીને માથાના વાળને સાત દિવસ લગાવવાથી વાળ લાંબા વધે છે. (૨) નેપાળાનાં બી અને સાબરનું શીંગડું એનો કલક એટલે ચટણી કરીને તેમાં તલનું તેલ સિદ્ધ કરી લગાવવાથી વાળ લાંબા થાય છે. (૩)

મધમાં ચણોઠીનો લોટ નાંખીને તેનો લેપ કરવાથી માથામાં પડેલી ટાલ જાય છે અને વાળ ઉગે છે. (૪) હાથીના દાંતના વેહેરને બાળીને ઘુંટી તેને બારીક કરવો. તેનો લેપ પાણી સાથે માથાપર કરવાથી માથાની ટાલ જશે. (૫) આંબાનો મ્હોર, ત્રિફળાં, અર્જુન-સાદડ વૃક્ષની છાલ અને કાળી પાટ તેનો કલક કરી તેથી તલનું તેલ સિદ્ધ કરવું. એ તેલ લગાવવાથી ધોળા વાળ પણ કાળા થશે. (૬) ગોરોચન, કાળા તલ, કાંચકાં અને શતાવરી સમભાગે વાટીને માથે ચોપડવાથી વાળ કાળા થાય. (૭) કેળના પાણીમાં શંખજીરૂ નાંખીને સાત દહાડા તડકે મૂકવું, પછી તેમાં હરતાલ નાખી વાળ ઉપર લગાવવાથી નકામા વાળ ખરી પડશે. (૮) હરતાલ ૭ માસા, મનસીલ ૬ માસા, બેરિયમ સલફાઈડ ૭ માસા અને આરારૂટ એક તોલો વાટીને તેના બનાવેલા સાબુથી વાળ ખરી પડે છે. (૯) જેવેરંડીનાં પાંદ બે માસા, ગ્લીસરાઇન દોઢ તોલો, એલકોહોલ એક તોલો, સીંકોના એક તોલો, રમ એક તોલો, ગુલાબજળ પાંચતોલા, એમાંથી જેવેરંડીનાં પાંદ અને સીંકોનાને વાટીને તેને બાકીના પદાર્થોમાં મેળવી એક બાટલીમાં ભરી મ્હોં બંધ કરી એક અઠવાડીયાસુધી રાખી મૂકવું અને પછી તે ગાળી લેવું. તે લગાવવાથી મૂછ જલદી વધવા લાગે છે. (૧૦) ત્રિફળાં, નીલપત્ર, લોહચૂર્ણ સમભાગે લઇ બકરીનું મૂત્ર અને ભાગરાના રસમાં વાટી લેપ કરવાથી વાળ કાળા થશે. એક કલાક બાંધવું. (૧૧) ત્રીફળાં, લોહચૂર્ણ, દાડમની છાલ, કમળનું મૂળ સમભાગે લઇ ભાંગરાના રસમાં નાંખી એક માસ સુધી ભૂમિમાં દાટી રાખવું. પછી કાઢીને રાખવું. જરૂર પડે ત્યારે ૨-૪ તોલા લઇને બકરીના દૂધમાં ઘોળી રાત્રે વાળપર લેપ કરી એરંડાનાં પાન બાંધી સૂઇ જવું. સવારે ધોઇ નાંખવું એટલે વાળ કાળા થશે.

**મુખસૌંદર્યની વૃદ્ધિ**—મુખ અને શરીરની ચામડીનું સૌંદર્ય વધારવાના અનેક ઉપાયો વૈદ્યક શાસ્ત્રમાં કહેલા છે, તેમાંના થોડા સહેલા અને ઉપયોગી નિયમો અત્ર આપ્યા છે. (૧) લીંબુનો રસ અને ગ્લીસરીન બેઉ મેળવીને તે મિશ્રણ મ્હોંપર લગાવી ચોળવું અને પછી મ્હોં ધોઈ નાંખવું એટલે મ્હોં સુંદર અને ચમકતું થશે. (૨) ન્હાવાના ગરમ પાણીમાં પાંચ-૭ લીંબુની ચીરીઓ કરીને નાખવી અને તેને અર્ધો કલાક રહેવા દેવું. પછી એ પાણીથી ન્હાવાથી શરીરની ચામડી સુંવાળી તથા સુંદર થશે. આ પ્રયોગ શરીરની નાડીઓને માટે પણ બળદાયક છે. (૩) પહેલાં મ્હોંને ગરમ પાણીથી ધોઇને

પછી પાકેલાં ટામેટાંને મ્હોંપર ચોળવાં એટલે મ્હોંની તેજી અને ચામડીની નરમાશ વધવા પામશે. (૪) હળદર અને જવનું ચૂર્ણ મેળવીને તેમાં સુગંધી તેલ નાંખી શરીરે ચોળવાથી ચામડી સુંવાળી અને કુમાશદાર થશે અને શરીરનો વર્ણ સુંદર થશે. (૫) ભેંસનું દૂધ અથવા ગધેડીનું દૂધ મ્હોંપર ચોળીને થોડી વાર રહેવા દેવું. પછી તેને ગરમ પાણીથી ધોવાથી મુખસૌંદર્ય વૃદ્ધિ પામશે. (૫) છાશમાં લીંબુનો રસ મેળવીને મ્હોં ધોવાથી મુખ સુંદર થાય.

**ખીલનાશક ઔષધો**—કેટલીક વાર જુવાન સ્ત્રી પુરૂષોના ગાલ, નાક અને કપાળપર નાના ખીલ ઉભરાય છે, તેનાં ઔષધો નીચે આપ્યાં છે. (૧) સફેદ ચણોઠીને તલના તેલમાં વાટીને લગાવવાથી ખીલ મટે છે. (૨) હળદર અને સમુદ્રફીણ પાણીમાં વાટીને લગાવવાં. (૩) પીળી કોડી સરકામાં માટીના વાસણમાં ૩ દિવસ ભીંજવી રાખવી અને છાશમાં સૂકવીને તેને વાટી લગાવવી. (૪) લીંબોળીને છાશમાં ઘસીને ખીલપર લગાવવી.

**સફેદ કોઢના ઉપાયો**—(૧) ગુગળ, આમલસારો ગંધક સારી પેઠે વાટીને બકરીના દૂધમાં તેની ગુટિકા વાળી રાખવી. પછી બકરીના દૂધમાં કે ગોમૂત્રમાં ઘસીને ડાઘપર લગાવવી. (૨) દાડમનાં બીજ, બાવચી એ બેઉ દારૂમાં ઘસીને લગાવવાં તેથી નવીન કોઢ મટે. (૩) વછનાગ, ભીલામું, ચિત્રક, ચણોઠી, લીંબોળી એ બધાંને ઘસીને લેપ કરવો. (૪) રીંગણાને વચ્ચેથી ચીરીને બે કકડા કરવા, પછી બેઉને સામસામા ઘસવાથી જે ફીણ વળે તે લગાવવું.

**ઉપદંશ અથવા ચાંદીના ઉપાયો**—ધોવાની દવાઓઃ-ઇંદ્રિય ઉપર નવી ચાંદી માલૂમ પડે કિંવા સોજો આવતો જણાય કે તુરત વડ, પીપર, ઉંબરો, પારસ પીપળો અને પીપળો એ પાંચે વૃક્ષોની છાલ સરખે વજને લઈ ખાંડી ઉકાળી તે ઉકાળેલું પાણી ઠરે ત્યારે તે વડે ચાંદીને વારંવાર ધોવી. (૨) ત્રિફળાંના ઉકાળાથી ચાંદીને ધોવી. (૩) તલના દાણા જેટલા રસકપુરને ૩ શેર પાણીમાં ઉકાળી તે પાણીવડે ચાંદી ધોવી. લગાવવાનો મલમઃ-ધોળો કાથો, મુરદાલ સીંગ, શંખજીરૂં, માયાં અને સોપારીની રાખ એક એક રૂપિયા ભાર લઇ કપડછાણ કરી તેમાં એક ચોખાભાર રસકપુર નાંખવું અને બધાંને ખરલ કરી તેમાં ઘી નાંખી મલમ કરવો. એ મલમ ચાંદી ઉપર ચોપડવાના કામમાં આવે છે. ચોપડીને ઉપર પાટો બાંધવો.

ચાઠાં ઉપર લગાવવાની ભૂકી:–ફુલાવેલ મોરથુથુ બેઆની ભાર અને હરડાં, બ્હેડાં તથા આંબળાને • તાવડીમાં સેકીને બનાવેલા કોયલાની રાખ એક રૂપિયાભાર, સફેદ કાથો રૂ. ૦।। ભાર, શંખજીરૂં ૦।। ભાર એ બધાંને ઘુંટીને તૈયાર કરેલી ભૂકી કપડછાણ કરી રાખવી. ચાંદીના ધારા ઉપર તે ભભરાવીને દાબવી. રોજ સવ્હારે ધોઇને નવી ભૂકી વાપરવી. :કેટલીક વાર ચાંદીનું દર્દ વધી જાય છે. બહારથી રૂઝાઈ ગએલી •દેખાતી ચાંદી પણ અંદરથી સડતી હોય છે. આથી તેનું ઝેર આખા શરીરમાં પ્રસરે છે અને વીસ્ફુટકના રૂપમાં નીકળે છે, અને તેની અસર ગળામાં, સાંધામાં, નાકમાં તથા હાડકાંમાં પહોંચે છે. આ સ્થિતિમાં વૈદ્ય કે ડાકતરની સલાહ લઇ ઉપાય કરવો. કેસરાદિ વટી યોગ્ય પથ્ય સાથે ખાધાથી એ ઝેર નાબુદ થાય છે. બૃહદ્ મંજીષ્ટાદિ કવાથ • અને કીશોર ગુગળ લાંબો વખત વાપરવાથી લોહી શુદ્ધ થાય છે. આ દર્દ પાછળ મહીના અને વર્ષોસુધી દવા કરવી પડે, તોપણ કંટાળવું નહિ, કારણકે દર્દ હઠીલું છે અને કાંઇ કસર રહેવાથી તેની ખરાબ અસર સ્ત્રીપર અને ભવિષ્યનાં સંતાનો ઉપર પણ થાય છે.

**પરમાના ઉપાયો**–સોજો અને પીડા બહુ થતી હોય તો ગરમ પાણીનો શેક કરવા માટે પ્યાલામાં ગરમ પાણી રાખી તેમાં ઇંદ્રિયને ડુબાવી રાખવી અથવા કમર બુડે એવા ગરમ પાણીમાં બેસવું. એકાદ જુલાબ લેવો. બહુ સોજો હોય તો નવસારનાં પોતાં મુકવાં. પેસાબે બળતરા થતી હોય તો (૧) અળસીની ચાહ પીવી. અથવા જવ ઉકાળીને તેનું પાણી પીવું, અથવા તકમરીયાં કે ગોખરૂ કે મુગલાઈ બેદાણા જેવા મૂત્રલ પદાર્થોનો ઉકાળો પીવો. (૨) ત્રિફળાદિ કવાથ હળદરનું ચૂર્ણ નાંખીને પીવો. (૩) પાષાણભેદ, ધાણા, ધમાસો. ગોખરૂ. ગરમાળો, દરેક ૦।। તોલો લઈ એક શેર પાણીમાં રાત્રે પલાળી બીજે દિવસે બે ત્રણ વખત થઇને પી જવું. (૪) આંબળાં તથા ગળો ખાંડીને પાણીમાં પલાળી તે પાણી ગાળી તેમાં મધ તથા હળદર નાંખીને પીવું. (૫) ચંદ્રપ્રભા ગોળી ઠંડા પાણીમાં લેવી.(૬) સુખડનું તેલ ૪૦ ટીપાં, ચણકબાબ ૦। તોલો, સોનાગેરૂ ૦। તોલો, ગોખરૂનું ચૂર્ણ ૦। તોલો એનાં બે પડીકાં કરી સવાર સાંજ મધમાં આપવાં. પીચકારીની દવાઓઃ—(૧) ત્રિફળાં તથા પંચત્વકના ઉકાળાની પીચકારી ઇંદ્રિયના છિદ્રમાં કાચની પીચકારીવડે લેવી. (૨) જસતનાં ફુલ ૧ થી ૪ ગ્રેન જેટલાં એક આઉંસમાં નાંખી તેની પીચકારી લેવી. (૩) ફટકડી ૧ થી ૪ ગ્રેન જેટલી એક આઉંસ

જેટલા પાણી નાંખીને પીચકારી લેવી. (૪) પોટાશ પરમેંગનેટ ૧ ભાગ ૪૦૦૦ ભાગ પાણીમાં નાંખી પીચકારી લેવી. (૫) ઘણી બળતરા સાથે મૂત્રનળીમાં પીડા થતી હોય તો કપુર ગ્રેન ૬, અફીણ ગ્રેન ૧ અને બેલાડોના ગ્રેન ોા મેળવીને બે ગોળી બનાવી સવાર સાંજ એક એક ગોળી લેવી. સ્ત્રીઓનો પરમો બહુ કષ્ટદાયક હોતો નથી કારણકે તેનો મૂત્રમાર્ગ પુરૂષના મૂત્રમાર્ગ કરતાં વધારે પહોળો હોય છે. તેને પીચકારીથી આરામ થાય છે.

**બહુમૂત્રતાના ઉપાયો**—આ રોગમાં સાકરવાળા અને ઘઉં જેવા પદાર્થો બહુ ખાવા નહિ. (૧) ત્રિફળાં, વાંસનાં પાંદ, નાગરમોથ, કાળીપાટ સર્વ સમભાગે લઇ તેનો ક્વાથ કરીને પીવો. (૨) હરડાં, બેડાં, આંબળાં, દેવદાર, દારૂહળદર, નાગરમોથ સમભાગે લઇ તેનો કાઢો કરી પીવો. (૩) ગળોનો રસ કાઢી પીવો હિતકર છે.

**વાજીકરણ અથવા વીર્યવૃદ્ધિના ઉપાયો**—(૧) ધોળી મુશળી, એખરો, કાળી મુશળી, ગોખરૂ અને ખેરનો ગુંદ સમભાગે લઇ તેનું ચૂર્ણ મધ અને ઘીમાં કાલવી સવારસાંજ જમ્યા પહેલાં ોા થી ૧ તોલાસુધી લેવું. (૨) ધોળી ચણોઠી, કૌચાં અને ગોખરૂ સમભાગે લઇ તેનું ચૂર્ણ મધ—સાકરમાં ચાટવું ને ઉપર દૂધ પીવું. ધોળી ચણોઠીને વાપરતાં પહેલાં તેને એક લુગડાંની પોટલીમાં બાંધી દૂધમાં બાફવી અને બફાઈ રહ્યા પછી તેનાં ફોતરાં કાઢી નાંખી ઉપયોગમાં લેવી. ઉપરના બેઉ ઉપાયો હસ્તમૈથુન કે અતિવિહારથી આવેલી નબળાઇમાં ઠીક કામ આપે છે. ઈંદ્રિયની શિથિલ પડેલી નસોને માટે તેલ કે લેપની મદદની જરૂર પડે તો લેવી. (૩) તંબાકુ, લવિંગ, લોહભસ્મ અને મધ સમભાગે લઇ તેની ચણા જેવડી ગોળી વાળી સવારસાંજ લેવી. (૪) કપુર ૨૦ ગ્રેન, અફીણ ૪ ગ્રેન, ઝેરકોચલાં ૬૦ ગ્રેન, ભાંગ ૬૦ ગ્રેન, ચણકબાબ ૬૦ ગ્રેન એ સર્વ ખાંડી તેના ચૂર્ણમાં ગોળીઓ વળે તેટલો નરમ ગોળ અથવા મધ નાંખી તેની દસ ગોળીઓ વાળવી અને તેમાંથી એક એક ગોળી સવારસાંજ પાણીમાં લેવી. ઉપાય ૩—૪ વીર્યસ્રાવ કે સ્વપ્નસ્રાવથી આવેલી નબળાઈ માટે ઉપયોગી છે. (૫) તલ, અડદ, ભોંયકોળું, ચોખાનો લોટ, કમળકાંકણીનાં બીજ, શેરડીનો રસ મેળવી ઘીના માલપુઆ બનાવી ખાવાથી વીર્યની વૃદ્ધિ થાય. (૬) ગોખરૂ, એખરાનાં બીજ, આસગંધ, સતાવરી, ધોળી મુશળી, શીમળાનાં ફૂલ, ભારંગ, સુંઠ કૌચાં, બળબીજ, શેલવટ અને મોચરસ એ સમભાગે લઈ તેનું બારીક

ચૂર્ણ કરી કપડાથી ચાળી મધ તથા સાકર મેળવી ચાટવાથી વીર્યની વૃદ્ધિ થાય છે. (૭) તલ ૧ તોલો તથા ગોખરૂ ૧ તોલાનું ચૂર્ણ કરી બકરીનાં દૂધ શેર ૦ાા માં પકાવી ઠંડું થયા પછી નીચે ઉતારી મધ ૧ તોલો નાંખી પીવું. તેથી વીર્યની વૃદ્ધિ થાય છે. (૮) કાળી મુશળીનું ચૂર્ણ બે તોલા ગાયના ઘી સાથે ચાટવાથી ગુમ થએલું પુરૂષત્વ પાછું આવે છે. (૯) લોહભસ્મ, ત્રિફળાં અને જેઠીમધ સમભાગે લઈ તેનું ચૂર્ણ મધમાં સૂર્યાસ્ત સમયે ચાટવાથી પુરૂષત્વ આવે છે. (૧૦) ગળોસત્વ, અભ્રકભસ્મ, ગજવેલની ભસ્મ, ઈલાયચી, સાકર અને લીંડીપીપર એ સર્વે સમભાગે લઈ તેનું ચૂર્ણ મધ મેળવીને ચાટવાથી કામ બહુ ઉદ્દીપન થાય છે. (૧૧) જેઠીમધનું ચૂર્ણ, ઘી અને મધ મેળવી ચાટવાથી અને ઉપર દૂધ પીવાથી પુરૂષની કામવૃત્તિ વધે છે. (૧૨) ઘઉં અને જવનો આટો પા–પા શેર, અડદની દાળનો લોટ પાશેર, સાઠી ચોખાનો લોટ નવટાંક, એ બધું ગાયના દૂધમાં પકાવવું. લીંડીપીપર ૭ પૈસાભાર, ઘી ૦ાા શેર, સાકર દોઢ શેર, બદામ, દરાખ, ચારોળી, પસ્તાં દરેક નવટાંક લઇ તૈયાર રાખવાં. દૂધમાં પકાવેલા પદાર્થોને ઘીમાં શેકી નાંખવા અને પછી તેમાં સાકર તથા મેવો નાંખી ૭ ૭ પૈસાભારનો લાડૂ બનાવવો, જે સવારસાંજ એક એક ખાવો. તે વીર્યવર્ધક મોદક કહેવાય છે.

**નષ્ટપુષ્પપ્રાપ્તિ અથવા વંધ્યાદોષનિવારણ**—(૧) તલના છોડના મૂળનો કાઢો બનાવી તેમાં બ્રહ્મદંડીનું મૂળ, મુલહઠી, સુંઠ, મરી તથા પીપરનો કાઢો–ઉકાળો મેળવી પીવો, જેથી બંધ થએલું રજ પુનઃ ચાલુ થાય છે. (૨) કસુંબીનાં ગળેલાં પાન અને જાસવંતીનાં ફૂલ પાણીમાં પીવાથી નષ્ટ થએલું પુષ્પ ફરીથી આવશે. (૩) સાઠી ચોખા, તેલીયો દેવદાર, ધરો અને વાળાનો ભૂકો જે સ્ત્રી પાણીમાં વાટી પીશે તેનું નષ્ટ પુષ્પ–રજ પુનઃ પ્રાપ્ત થશે. (૪) માલકાંકણીનાં કોમળ પાંદ, અજમાનાં ફૂલ એકત્ર કાંજીમાં ઘુંટીને પીએ તો સ્ત્રીને રજોદર્શન આવે છે. (૫) લીલી ધરો અને ચોખા સરખે ભાગે લઇ પાણીમાં ઘુંટી લુગદી બનાવીને તે લુગદી ઘીમાં તળીને સેવન કરવાથી નષ્ટ થએલું રજ પુનઃ શરૂ થાય છે. (૬) ખાખરાના એક કોમળ પાનને દૂધની સાથે વાટીને ગર્ભવતી સ્ત્રી પીએ તો તેને પુત્રપ્રાપ્તિ થાય. (૭) પીપર, નાગકેસર, આદુ, નાગરમોથ અને કાળાં મરી સમભાગે લઈ ચૂર્ણ કરી ગાયના ઘીમાં મેળવી સેવન કરે તો વંધ્યા સ્ત્રીને પણ પુત્ર થાય છે. (૮) બીજોરા

લીંબુનાં બી ગાય કે બકરીના દૂધમાં ઘુંટી સાકર સાથે ત્રણ દિવસ પીવાથી ગર્ભ રહે છે. (૯) નાગકેસરનું ચૂર્ણ ગાયના ઘી સાથે ઋતુ વખતે ચાટવાથી કે પીવાથી ગર્ભ રહે છે. (૧૦) ધોળાં ફૂલની ભોંયરીંગણીનું મૂળ દૂધમાં ઘસીને ઋતુસ્નાન પછી સ્ત્રીએ પીવું અને સમાગમ કરવો.

**ગર્ભસ્રાવ અટકાવવાના ઉપાયો**—(૧) જેઠીમધ, શીમળાના મૂળની અંતરછાલ અને આંબળાં એનું સમભાગ ચૂર્ણ દૂધમાં સાત દિવસ પીવાથી ગર્ભ સ્થાનેથી ખસ્યો હોય તો ઠેકાણે આવી જશે. (૨) દૂધમાં ઘી, મધ અને રાતા કમળનો કંદ ઉકાળવો અને તે સારી પેઠે સીજે એટલે દૂધ ટાઢું પાડીને સ્ત્રીએ સાત દિવસસુધી પીવું. તેથી ગર્ભ પડી જતો અટકશે; તેમ જ ત્રિદોષ, શૂળ અને સોજો પણ મટી જશે. (૩) નાગરમોથ, મોચરસ, ઇંદ્રજવ અને સુગંધી વાળો એક એક તોલો લઇ કુટી તેના બે ભાગ કરવા. તેમાંનો એક ભાગ અર્ધાશેર પાણીમાં ઉકાળવો અને જ્યારે છટાંક પાણી રહે ત્યારે ઉતારી ગાળીને પી જવો. આ ઉકાળાથી ચલિત ગર્ભ, પ્રદર અને પીડાનો નાશ થાય છે.

**સુખપ્રસૂતિના ઉપાયો**—(૧) દશમૂળનો કાઢો, ઘી અને સિંધવ મેળવી પીવાથી સ્ત્રીની અતિ પીડા દૂર થાય છે અને સુખે પ્રસૂતિ થાય છે. (૨) બીજોરાનું મૂળ અને મહુડાની છાલ એ બેનું સમભાગ ચૂર્ણ લઇને મધ તથા ઘીમાં ખલીને પીવાથી સુખે પ્રસૂતિ થાય છે. (૩) ચૂલા ઉપર ધુમાડાથી ઉત્પન્ન થતી કાજળી પાણીમાં પીવાથી શીઘ્ર પ્રસવ થાય છે. (૪) લાજવંતીનું મૂળ કમરે બાંધવાથી શીઘ્ર પ્રસવ થાય છે.

**સ્ત્રી-પુરૂષ દોષપરીક્ષા**—સ્ત્રીના કે પુરૂષના દોષથી પુત્રોત્પત્તિ થતી નથી તે ઘણી વાર સમજી શકાતું નથી. માસિક રજોદર્શનમાં વિકાર હોય તો પૂર્વે કહેલા નિયમ મુજબ પરીક્ષા થઈ શકે છે, તેમ જ પુરૂષ કમતાકાત હોય કે ગુહ્યેંદ્રિયની ખામીવાળો હોય તો તેનું પરીક્ષણ પણ થઈ શકે છે, પરન્તુ એવો કોઈ દોષ ન દેખાય છતાં સંતતિ ન થાય તો તેને માટે પરીક્ષા કહેલી છે. એક પ્યાલામાં પાણી ભરી તેમાં પુરૂષનું વીર્ય નાંખવું. જો વીર્ય જળમાં નીચે બેસી જાય તો પુરૂષમાં દોષ નથી એમ સમજવું. બે કુંડામાં માટી નાંખવી અને તેમાં ઘઉં અથવા જવના દસ-દસ દાણા વાવવા. એકમાં સ્ત્રીએ અને બીજામાં પુરૂષે આઠ દિવસ-સુધી પીસાબ કરવો. જે કુંડામાં દાણા ઊગી આવે તેનામાં દોષ ન હોય.

**વંધ્યાદોષપરીક્ષા અને નિવારણ**—સાત દોષોથી સ્ત્રીને ગર્ભ રહેતો નથી. (૧) નાની સ્ત્રીનો પતિ બહુ મોટો હોય તો તેના સમા-

ગમથી ફૂલ બળી જાય છે, અને ગર્ભ રહેતો નથી. સ્ત્રી રજસ્વલા થયા બાદ જે દિવસે સ્નાન કરે તે દિને સંમાગમ કર્યા બાદ પતિએ સ્ત્રીને પૂછવું કે, તારૂં કયું અંગ દુઃખે છે. જો સ્ત્રી કહે કે માથું દુઃખે છે તો સમજવું કે ફૂલ બળી ગયું છે. તેનો ઉપાય એ છે કે સિંધવ, લસણ અને સમુદ્રફીણ એ ત્રણ સમભાગે લઇને ઘસવાં અને તેનો કલક ત્રણ દિવસ યોનિમાં રાખવો, એથી દોષ નાશ પામી ગર્ભ રહે છે. (૨) જો સ્ત્રી કહે કે અંગ કંપે છે, તો જાણવું કે ફૂલમાં પવન ભરાઈ ગયો છે. હીંગ એક ટાંક લઈ તલના તેલમાં તેની લુગદી બનાવી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી દોષ નાશ પામે છે. (૩) જો સ્ત્રી કહે કે કમર દુઃખે છે તો સમજવું કે ફૂલમાં માંસ વધી ગયું છે. હાથીનો નખ, શાહજીરૂં એરંડીયામાં મેળવી તેની લુગદી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી યોનિ-દોષ નાશ પામે છે. (૪) જો સ્ત્રી કહે કે આખું શરીર દુઃખે છે તો સમજવું કે ફૂલમાં અગ્નિ પડયો છે. તલના તેલમાં સેવતીનાં ફૂલનો રસ મેળવી રૂની લુગદીને તેમાં ભીંજવી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી દોષ દૂર થાય છે. (૫) જો સ્ત્રી કહે કે પીંડીઓ દુઃખે છે તો જાણવું કે ફૂલમાં શીતળા છે. રાઇ, કામફળ, હરડાં, બહેડાં એને વાટી સાબુના પાણીમાં લુગદી બનાવી સાબુના ફીણથી લપેટી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી દોષ નાશ પામે છે. (૬) જો સ્ત્રી કહે કે પેટ દુઃખે છે તો જાણવું કે ફૂલમાં જાળું છે. જીરૂં અને વજ પાણીમાં વાટી લુગદી કરી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી દોષ નાશ પામે છે. (૭) જો સ્ત્રી કહે કે પેડુ દુઃખે છે તો જાણવું કે ફૂલમાં કીડા પડી ગયા છે. કેસર કસ્તુરી એક એક માસો લઇ ૪ ગોળી બનાવી ત્રણ દિવસ યોનિમાં રાખવી, તેથી દોષ દૂર થાય છે. જો સ્ત્રી કહે કે આંખો દુખે છે તો સમજવું કે ફૂલમાં જાળું છે. આંબળાં તથા બહેડાં વાટી મધમાં ગોળી બનાવી ત્રણ દિવસ યોનિમાં રાખવાથી દોષ દૂર થાય છે. જો સ્ત્રી કહે કે શરીરનો કોઈ ભાગ દુઃખતો નથી પણ ચિત્ત ભમી ગયા જેવું થાય છે અને બ્હીક લાગે છે તો ભૂતાદિ દોષ જાણવો. તેનો ઉપાય મંત્ર-યંત્ર-તંત્રાદિ છે.

મુખ્ય દર્દોનાં મુખ્ય ઉપાયો આપ્યા છે. વિસ્તૃત માહિતી વૈદ્યક ગ્રંથો-માંથી મેળવી લેવી, કોઇ દર્દની પરીક્ષા પૂરી રીતે નહિ કરી જાણનારે ઉપાયો અજમાવવા નહિ, કારણકે જો દર્દનું નિદાન બરાબર હોતું નથી તો તેનો ઉપાય ઉલટો પડે છે અને ઘણી વાર દર્દમાં વધારો થાય છે.

સમાપ્ત.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

# અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર.

## [ ગ્રંથ બીજો ]

આમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. ૪૨૪ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, **૧૦૮૬ બાબતોની માહિતી અને ૧૯૪ ચિત્રો તથા આકૃતિઓ આપી છે, સોનેરી પૂઠું. મૂલ્ય રૂ. ૫, વી. પી. થી રૂ. ૫-૯-૦**

(૧) **સ્વરોદય વિદ્યા**—પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ, સ્વર ઓળખવાની અને તેની શક્તિ સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહિતી, રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની, પ્રતિકૂળ સ્વરને અનુકૂળ કરવાની રીતો, વશીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વિચાર, છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ.

(૨) **યોગવિદ્યા**—યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની રીતો, મુદ્રાઓ શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી અને સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઈથી યોગ શીખી શકાય.

(૩) **સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ**—ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શક્તિ, મિત્ર, આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાંથી મળી આવશે.

(૪) **રમળવિદ્યા**—રમળના પાસા બનાવવાની, પાસા નાંખવાની રીતો, શકુનનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઈ પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે. રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે, એટલે પોતાની મેળેજ તે શીખી શકાશે.

(૫) **ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા કલેઅરવોયન્સ**—મનુષ્યની ત્રિકાળ દર્શનની શક્તિ કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો-ચિત્રો સાથે. વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ, જળમાં ત્રિકાળદર્શન, કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે.

(૬) **સંવત્સર-પરિજ્ઞાન**—૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જુદાં જુદાં ફળો, સોંઘવારી, મોંઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું,

અમાસનું, અધિક માસનું, સંક્રાન્તિનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ, ગુરૂ-શુક્ર-શનિ અને બીજા ગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો, મેઘગર્ભનો વિચાર, રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ, જૂદી જૂદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની રીત વગેરે.

(૭) **મુહૂર્ત પરિજ્ઞાન**-ગર્ભાધાન, સીમંત, નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક મુહૂર્તો; ઘર બંધાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો, બારસાખ ઘાલવી, વાસ્તુ કરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહૂર્તો; ખેડુતોને માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું, બીજ ઓરવાં, ઝાડ રોપવાં, નવું ગાડું ચલાવવું, વગેરે; સ્વરશકુન, છાયા-શકુન, પિંગળાશકુન, અંગ ફરકવું, છીંકનાં શકુન, આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર, શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિષેકનું મુહૂર્ત, મંત્રસાધનાનું મુહૂર્ત, પરબ મંડાવવાનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું ફળ, ધ્રુવાંક ઉપરથી પ્રશ્નફળ, ગૌતમ પ્રશ્નાવલિ, ઇત્યાદિ.

(૮) **જાદુવિદ્યા**—જાદુગરે શીખવાની ચતુરાઇ, ગંજીફાના સંખ્યા-બંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની સચિત્ર સમજુતી, કરામ-તવાળા ગંજીફા, રસાયનીક જાદુના અનેક સહેલા ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની સમજુતી, રૂપીયાને બોલાવવો, એક ટેકાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલી ને ગ્લાસ બદલ બદલ કરવા, જાપાનીઝ જાદુઇ પેટી, આશરે જુદા જુદા ૭૦ ખેલો.

(૯) **મંત્રવિજ્ઞાન વિદ્યા**-મંત્રના પ્રયોગો માટે કાળ, વાર, અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને સાધવાના મંત્રો, રાજા-સ્ત્રી-પતિ-ભૂત ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ-શસ્ત્ર-અગ્નિ-જળ-આસન-મેઘ-ચોર-દૃષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો, શાન્તિકર-ણના મંત્રો, મુસલમાની મંત્રો, દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો, ભૂત ઉતારવાનો, ધનવૃદ્ધિનો, વેપારમાં લાભ મેળવવાનો, વિદ્યાવૃદ્ધિનો, દર્દો મટાડવાના મંત્રો, અદૃશ્ય થવાનું અંજન, સર્પ નસાડવાનો, વીંછી ઉતારવાનો, વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો.

(૧૦) **યંત્રસાધનવિદ્યા**—જૂદી જૂદી જાતના સિદ્ધવીસા યંત્રો, તે સિદ્ધ કરવાની વિધિ, વશીકરણ, મોહન, સ્તંભન ઇત્યાદિના યંત્રો, વંધ્યા ગર્ભ ધારે, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભૂતનો ભય દુર

થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહિ, વિષયમાં મસ્તી, કંઠમાળા જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના યંત્રો, શીતળાનો–કાળકાનો–હનુમાનજીનો યંત્ર, એકંદરે પુષ્કળ યંત્રો આપ્યા છે.

**(૧૧) તંત્રપ્રયોગ સંગ્રહ**—વશીકરણ, મોહન, સ્થંભન, ઉચ્ચાટન, આકર્ષણ ઈત્યાદિના તાંત્રિક પ્રયોગો; ઇંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવા કે જળમાં તારાદર્શન, મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું, જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો, જાદુઈ સાબુ, પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતનાં ફુલો, વૃક્ષ ઉપર દીપમાળા; જટલી વૈદ્યકના પ્રયોગો જેવા કે દમનો, કાનના દરદનો, ગર્ભ રહેવાનો, પરમીયાનો, મસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ મટે, મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, દાંતના રોગના ઉપાયો, જંતુઓના વિષનું નિવારણ, અફીણના વિષનું નિવારણ, આધાશીશી–હેડકી–નાસુર–ખીલ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ.

**(૧૨) હસ્તસામુદ્રિક વિદ્યા**—હાથના પોંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ, ભવિષ્ય, રોગ, વગેરે વર્તવાની વિદ્યા. આ વિદ્યાને જોઈતાં ચિત્રો સાથે એટલી સહેલી બનાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થઈ શકાશે.

**(૧૩) મુખસામુદ્રિક વિદ્યા**—નાક, મોઢું, ઓઠ, આંખ, પોપચાં, ભમર, દાઢી, હડપચી, ગાલ, કાન અને કપાળ, માત્ર માણસના મ્હોં ઉપર નજર કરીનેજ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શક્તિ, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો; જુદાં જુદાં અવયવોની ૬૦ આકૃતિઓ સાથે આ વિદ્યા સંપૂર્ણ સમજાવી છે.

**(૧૪) દાંપત્યવિજ્ઞાન વિદ્યા**—કામબીજ વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો આઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ, સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યત્વના ઉપાયો, સંવત્સરીયાં બાળકો, સંતતિ નિયમન, ઇત્યાદિ.

**પુસ્તક મળવાનું સ્થળઃ—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

**ત્રણ દરવાજા–અમદાવાદ.**

**વિદ્વાનોના જાતિ અનુભવથી ભરેલો, દેશી તથા વિદેશી વિદ્યાના અર્કરૂપ, અવનવી માહિતીથી યુક્ત અને ગુજરાતી ભાષામાં પહેલી જ વાર પ્રસિદ્ધ થએલો "સ્પિરિચ્યુએલિઝમ" (Spiritualism) વિષેનો**

**અપૂર્વ ગ્રંથ**

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા

**અથવા**

## ભૂત-પિશાચનું આવાહન.

જેને આપણા દેશમાં પ્રેતાવાહન વિદ્યા કહે છે તેનો આ ગ્રંથ લગભગ ૩૭૦ પૃષ્ઠનો, **૩૫૦ બાબતોની માહિતીવાળો અને ૨૫ ચિત્રો તથા સાક્ષાત ભૂતોના ફોટાઓથી** ભરેલો છે. પુસ્તક પાકા સોનેરી પૂઠાનું છે. **મૂલ્ય રૂ. ૪.** વી. પી. થી મંગાવનારને એકંદરે **રૂ. ૦-૪-૮** ખર્ચ થશે.

આ પુસ્તકની પ્રસ્તાવના મી. પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા જે. પી. એ લખી છે. તેમણે ઇંગ્લાંડ અને અમેરિકામાં જઈ એ વિદ્યાને લગતા જાતિ અનુભવો અનેક વાર લીધા છે. પ્રસ્તાવનામાં તેમના જાતિ અનુભવોની અદ્દભુત વાતો તમે વાંચી શકશો. આ પુસ્તક માટેનો તેમનો અભિપ્રાય એવો છે કે-"**આ પુસ્તકનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું, કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવે છે.**"

આ ગ્રંથમાં અનેક ભુવાઓનો, લેખકોનો, પિશાચપીડા વેઠનારનો, ભૂતને નજરોનજર જોનારનો, તેની સાથે વાતચીત કરનારનો, તેની વાસના જાણી તેની મુક્તિ કરનારનો, તેના ચમત્કારો અનુભવનારનો, પરલોકમાં વસતા પૃથક પૃથક ભુવનના પ્રેતાત્માઓનો, ભૂત-પ્રેતને વશ કરનારનો, જીવતાં વાયદો કરીને મરનારના ભૂતનો, ઈત્યાદિ અનેક પ્રકારનો અનુભવ જાણવાનો મળશે અને તેથી તમને ઈહલોકનું જીવન સુધારવાનો માર્ગ હાથ લાગશે. આ પુસ્તક માટે "ગુજરાતી" "જામે જમશેદ," "કૌમુદી," "પ્રજાબંધુ" "ગુજરાતી પંચ" વગેરે જાણીતાં પત્રોએ ઉંચા અભિપ્રાયો આપ્યા છે.

કેવાં મનુષ્યોના પ્રેતાત્માઓ પરલોકમાં કેવી દશા ભોગવે છે, કેવાં સુખદુઃખ અનુભવે છે, મૃત્યુલોકમાં કેવાં સારાં નરસાં કાર્યો કરે છે, કેવા ચમત્કારો કરે છે કે ઉત્પાત મચાવે છે, મલીન પ્રેતો કેવી રીતે વળગે છે અને બીજાઓને પીડા કરે છે તે આ પુસ્તકથી સમજી શકાય છે અને પ્રેતની મુક્તિનો તથા પીડાના નિવારણનો માર્ગ શોધી શકાય છે. જુદી જુદી જાતના પ્રેતાત્માઓ અને પિશાચોની મુક્તિ તથા પીડા નિવારણ માટેના અનેક ઉપાયો આં ગ્રંથમાંથી મળશે.

## આ ગ્રંથમાં આપેલાં પ્રકરણોનો સાર.

(૧) હિંદમાં, યુરોપમાં, પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ, પ્રેતાત્મવિદ્યા વિષે થીઓસોફીનો મત, પ્રેતાત્મવિદ્યા અને પુનર્જન્મ. (૨) ભૂતપ્રેત છે કે નહિ તે વિષે હિંદુ શાસ્ત્રો, ખ્રિસ્તી, જૈન, ઇસ્લામ ધર્મના પુરાવા. સર વિલીયમ સ્ટેડ, ઓલીવર લોજ, ફ્રેંચ પ્રોફેસર, સદાશીવ શાસ્ત્રી, લેડબીટર, જહોન લોબ વગેરેના અનુભવો, વિરૂદ્ધ પક્ષની માન્યતા. (૩) મૃત્યુનો ચમત્કાર, મૃત્યુ એટલે શું? સ્વર્ગ એટલે શું? મરણ પછી આત્માની સ્થિતિ, પ્રેતાત્માનો મૃત્યુનો અનુભવ, દેહથી છુટો પડતો આત્મા અને તે સમયનો દેખાવ, નરકના દુઃખનું દૃષ્ટાંત, મૃત્યુ પાછળ વિલાપની વ્યર્થતા. (૪) ભૂત–પ્રેત–પિશાચની દેહરચના, મનુષ્યનું સ્વરૂપ, પ્રાચીન આર્ય લોકો અને થીઓસોફીનો મત, ચાર દેહનું વિવરણ, પ્રેતાવસ્થા કેવી રીતે પ્રાપ્ત થાય છે, ફરીથી જીવ આવવા વિષે, સ્થૂળમાંથી સૂક્ષ્મ દેહનું જૂદું પડવું. (૫) જીવંત મનુષ્યોનો સૂક્ષ્મ દેહનો અનુભવ, નિદ્રામાં થતો અનુભવ, યોગી, ડાક્ટર અને દર્દીનો અનુભવ, સૂક્ષ્મ દેહ કેવી રીતે રચાય છે? (૬) ભૂત–પ્રેતની દુનિયા અને પ્રેતભુવનનું સ્પષ્ટીકરણ, પ્રેતસૃષ્ટિ ક્યાં છે? એક અમેરિકન ડાકટરનો પ્રયોગ, પ્રાણદેહ અને વાસનાદેહની શક્તિ તથા પ્રવૃત્તિ, પિશાચ અવસ્થા સંબંધી નિર્ણય. (૭) ભૂત–પ્રેતના શાસ્ત્રીય પ્રકારો જેવા કે રાક્ષસ, બ્રહ્મરાક્ષસ, મુંજ, પૂર્વજ, વીર, વેતાળ, ચૂડેલ, ડાકણ, જક્ષિણી, માવડી ઈત્યાદિ. (૮) ભૂતોના અનુભવસિદ્ધ પ્રકારો જેવા કે મદદ કરવા અને મદદ માગવા ઇચ્છતાં ભૂતો, ક્ષમા ઇચ્છતાં ભૂતો, તોફાની ભૂતો, અનિષ્ટ વાસનાવાળાં ભૂતો, પ્રેતસૃષ્ટિમાં સ્ત્રીઓ અને બાળકોની સ્થિતિ. (૯) ભૂતનો ભય અને ભ્રમ, છાતીપર ભૂતનું ચઢી બેસવું, રાત્રે ભૂત દેખાવું, ભૂતનો અવાજ અને ભાષણ, ભૂતના ભડકા, ભમતું ભૂત, શરીરમાં ભૂતનો પ્રવેશ, પૂનમ અને અમાસે

ઝૂલતાં ભૂત, ભવિષ્યની વાતો કરનાર ભૂત, દિવસે ભૂત દેખાવું. (૧૦) ગેબી મદદગારો, ભૂતે કરેલો ભયમાંથી બચાવ, માતાનું વાત્સલ્ય અને પિતા ઉપરનો પ્રેમ, પત્નીનો નિઃસ્વાર્થ પ્રેમ, પિતાએ આપેલી ચેતવણી, મરણ પછી મળવાનો સંકેત. (૧૧) સામાન્ય વાસનાવાળાં ભૂલોકબદ્ધ પ્રેતો, સાંકળ ખખડાવતું ભૂત, પાણીમાં કોહાતું મુડદું, લોભિયાનું ભૂત. (૧૨) મલીન ભૂત–પ્રેતનાં દુષ્ટ કાર્યો, નિરાશ થએલો આશક, સજાએલી માશુક, સ્ત્રીજાતિ ઉપર વેર લેવા ઇચ્છતો પઠાણ, આપઘાત કરવાની પ્રેરણા કરનાર ભૂત, ઘંટ વગાડનાર ભૂતો. (૧૩) ભૂતપ્રેતના અસાધારણ ચમત્કારો, હવામાં તરતું મસ્તક, ગાડીમાં બેઠેલો સૂક્ષ્મ દેહ, કાળું પક્ષી, હાથીનું સ્વરૂપ, વાજું વગાડતું ભૂત. (૧૪) ભૂત–પ્રેતના પરિચયના વિવિધ પ્રકારો, જેવા કે કાજળી, અંજન, ત્રિકાળદર્શી આયનો, કર્ણપિશાચ, પિશાચ વશીકરણ, દેહસંચાર, હઝરત બોલાવવા, ક્રિસ્ટલ ગેઝીંગ અથવા મણિનિધ્યાન, ટેબલરેપીંગ, પ્લેંચેટ, ઓઇજા, પિશાચલેખન અથવા સાઇકોગ્રાફી, ભૂતોના ફોટોગ્રાફ, પિશાચોચ્ચાર શ્રવણ અથવા સાઇકોફોન. (૧૫) કાજળી, હઝરત, ત્રિકાળદર્શી આયનો, વીંટી વગેરે તૈયાર કરવાની અને જોવાની વિધવિધ રીતો. (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ અર્થાત્ કાચના ક્રિસ્ટલવડે દિવ્ય દૃષ્ટિ કેળવવાની અનેક રીતો (ચિત્રો સાથે) અને તેમાં દેખાતાં દશ્યો ઉપરથી ભવિષ્યના બનાવો ઓળખવાની રીતો જરૂરી દૃષ્ટાંતો સાથે. (૧૭) પ્રેતવાહનમંડળ અથવા ટેબલ રેપીંગ એટલે એવું મંડળ બનાવવાની સંપૂર્ણ રીતો. (ચિત્રો સાથે), તેના અનુભવો, ચેતવણીઓ, મંડળની રચના વિષેની સંપૂર્ણ સમજ, દૃષ્ટાંતો સાથે. (૧૮) પ્લેંચેટમાં પ્રેતાવાહન કરવાની રીત અને અનુભવીઓના દાખલા દૃષ્ટાંતો. (૧૯) પિશાચલેખન કરવાની જૂદી જૂદી રીતો અને પ્રેતાત્માના હસ્તાક્ષરોના ફોટોગ્રાફો, તે ઉકેલવાની રીત ઇત્યાદિ. (૨૦) પ્રેતોચ્ચારશ્રવણના પ્રયોગો, પ્રેતાત્માની ઉચ્ચાર કરવાની શક્તિની સમજ ઇત્યાદિ. (૨૧) ભૂતોના સંખ્યાબંધ ફોટોગ્રાફો, મધ્યસ્થની શક્તિનું તત્ત્વ, પ્રેતાત્માના ફોટોગ્રાફો પાડવાની રીતો, પ્રેતાત્માના સાક્ષાત્કાર પછીના ફોટોગ્રાફો, ઇત્યાદિ સંખ્યાબંધ ફોટો ચિત્રો સાથે. (૨૨) દેહસંચાર, દેશી અને વિદેશી ભુવાઓ, મલિન પ્રેતનો દેહસંચાર, દેહમાં પિશાચનું આવાહન. (૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉપપત્તિ, અંધકારમાં જ ભૂત–પ્રેત દેખાય છે તેનું કારણ, ભૂત પત્થર કેવી રીતે ફેંકે છે, બંધ પેટીમાંથી વસ્તુઓ બહાર કેવી રીતે નીકળે છે, દેહસંચાર

કેવી રીતે થાય છે, પ્રેતાત્માનું વસ્ત્રધારણ, પ્રેતાત્માનો આકર્ષણવિધિ, પ્રેતાત્માનો અગ્નિ ઉપરનો કાબુ. (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગભૂમિપરનો પિશાચનો જાદુ, ઢોંગી ભુવાના પ્રયોગો, ઢોંગી ટેબલપર રેપીંગ, પિશાચલેખનમાં ઠગાઇ, બ્લેક આર્ટ, કૃત્રિમ પિશાચ-દર્શન, ભૂતનો બનાવટી હાથ, વસ્તુઓ છુપાવવાની કળા, કૃત્રિમ અદ્-ભુત અવાજો, ૧૩ વરસની છોકરીનું પરાક્રમ, જાદુગરીનાં તૈયાર સા-ધનો, કૃત્રિમ પિશાચોચ્ચાર ઇત્યાદિ. (૨૫) પ્રેતાત્માનો આ દુનિયા સા-થેનો સંદેશાવહેવાર, કારમા મરણનો અનુભવ, દારૂડીયાનો પરલોકપ્રવેશ, મરણ પછી થતાં ક્રિયાકર્મ મરનારને મદદ કરે છે કે નહિ ? ગુજરાતી ભાષામાં અંગ્રેજ મધ્યસ્થદ્વારા વાતચીત, પ્રેતાત્મા ભુવા ઉપર કેવી અસર કરતો હશે ? ભૂતોને ટાઢ–તાપ લાગે છે ? પ્રેતાત્માઓ પરલોકમાં રોજ શું કરતાં હશે ? સ્વર્ગપ્રાપ્તિ કેવી રીતે થાય ? ઇત્યાદિ ભૂતોએ પોતાની મેળે વર્ણવેલી વાતોના સંખ્યાબંધ દાખલા. (૨૬) ભૂતના વળગાડનો વહેમ, શરીર યાને મગજનાં કારણોથી થતાં દર્દો, હીસ્ટીરીયા, ઘેલછા, ઇત્યાદિ દર્દો અને તેના વિધવિધ ઉપચારો. (૨૭) ભૂતનો સાચો વળગાડ અને તેના ઉપાયો, વાસનાપૂર્તિ, સંબંધમાર્ગનો અટકાવ, સંબંધનો નાશ, મંત્રપ્રયોગો, પિશાચને બાંધીને દાટવા વિષે, પિશાચદેહની મુક્તિ, ઇત્યાદિ. (૨૮) ભૂત પ્રેતને વશ કરવા વિષે, દુષ્ટ ભૂતને કેવી રીતે મળવું ? પિ-શાચ–વશીકરણ વિષે, પિશાચનો મંત્ર સાથે સંબંધ, પ્રેતાત્માની સ્થાપના કરવા વિષે, ભૂતને ચાળે ચડનારને ચેતવણી. (૨૯) દીવ્યદૃષ્ટિ અથવા ત્રિકાળ દૃષ્ટિ કેળવવાની નિરૂપદ્રવી રીતો અને તેના લાભો. (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ ક્યારે થાય, નવો અવતાર સારો કે ખરાબ મળવા વિષે ઇત્યાદિ.

પુસ્તક મળવાનું સ્થળ—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા, **અમદાવાદ.**

